દા દા ભ ગ વા ન પ્ર રૂ પિ ત

# આપ્તવાણી

## શ્રેણી - ૧૧

## (પૂર્વાર્ધ)

## કર્તા - 'વ્યવસ્થિત' શક્તિ

(સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સિસ)

સંપાદક :

ડૉ. નીરુબેન અમીન

| | | |
|---|---|---|
| **પ્રકાશક** | : | **શ્રી અજિત સી. પટેલ**<br>**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**<br>દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,<br>નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,<br>અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.<br>**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦ |




| | | |
|---|---|---|
| **કુલ પાંચ આવૃતિઓ :** | ૧૩,૦૦૦ | ૧૯૯૭ થી સપ્ટેમ્બર ૨૦૧૨ સુધી |
| **છઠ્ઠી આવૃતિ :** | ૨,૦૦૦ | નવેમ્બર, ૨૦૧૩ |

| | | |
|---|---|---|
| **ભાવ મૂલ્ય** | : | **'પરમ વિનય' અને**<br>**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !** |
| **દ્રવ્ય મૂલ્ય** | : | **૧૦૦ રૂપિયા** |
| **મુદ્રક** | : | અંબા ઓફસેટ<br>પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,<br>નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,<br>અમદાવાદ-૩૮૦૦૧૪.<br>**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪ |

# સમર્પણ

અનાદિની મુજ ભ્રાંતિ, કર્તા ને ભોક્તાની;
કર્તા મીટે તો કટકા 'એ' જોડકાંની!

કરી અકર્તા પદની ન પ્રાપ્તિ કદિ;
મુંઝાયા સાધના કરી, સદીઓની સદી!

ધ્યાન, જપ, તપ તો કરવાં જ પડે;
હાંફયો અવતારો છતાં ન આત્મા જડે!

ઠેઠ સુધી ક્રમિકમાં કર્તાની ભ્રાંતિ;
તેથી રહે ઠેઠ ઉપાધિ ને અશાંતિ!

અક્રમમાં બે ઘડીમાં જ આત્મ સંગે શાદી;
આધિ, વ્યાધિ, ઉપાધિમાંય રહે સમાધિ!

અહો અહો આશ્ચર્યકારી, અક્રમ વિજ્ઞાની!
દાદા મળ્યા, તેની સફળ અનંત જિંદગાની!

સાર્થક જો પાળે 'આજ્ઞા' 'દાદા' તણી;
કરી લો આ ભવમાં જ મોક્ષની ઉજવણી!

'વ્યવસ્થિત'ની આજ્ઞા, કર્તાપદ કાઢે;
ન કર્મબંધ એક, 'દાદા' ગેરન્ટી આપે!

અતિ અતિ ગુહ્ય જ્ઞાન 'કર્તા' સંબંધી;
સમજાવ્યું ભાષા સરળ, સાદી, તળપદી!

છતાં ગૂંચાય સમજતાં કયાંક વાચક;
વિનંતી 'અક્રમ'થી ઝટ પામ પદ જ્ઞાયક!

અનંત અવતારની શોધ 'વ્યવસ્થિત' 'દાદા'ની;
જગને સમર્પી આપ્તવાણી અગિયારમી!

## ત્રિમંત્ર








નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ



## 'દાદા ભગવાન' કોણ ?

### પ્રગટ્યા 'દાદા ભગવાન' ૧૯૫૮માં !

જૂન ઓગણીસ્સો અઠ્ઠાવનની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતું સુરતનું સ્ટેશન, પ્લેટફોર્મ નંઃ 3 પરનાં રેલ્વેનાં બાંકડા પર બેઠેલા અંબાલાલ મૂળજીભાઈ પટેલ રૂપી મંદિરમાં કુદરતી ક્રમે અક્રમ સ્વરૂપે કંઈક જન્મોથી વ્યક્ત થવા મથતા 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા! અને કુદરતે એ સમયે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું! જગત શું છે? કેવી રીતે ચાલે છે? આપણે કોણ? ભગવાન કોણ? જગત કોણ ચલાવે છે? કર્મ શું ? મુક્તિ શું ? વિ.વિ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા! આમ કુદરતે, જગતને ચરણે એક અજોડ પૂર્ણ દર્શન ધર્યું અને તેનું માધ્યમ બન્યા શ્રી અંબાલાલ મૂળજીભાઈ પટેલ, ચરોતરનાં ભાદરણ ગામનાં પાટીદાર, કંટ્રાક્ટનો ધંધો કરનાર, છતાં પૂર્ણ વીતરાગ પુરૂષ!

### અક્રમમાર્ગની અદ્ભૂત કુદરતની ભેટ !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત સિધ્ધ થયેલા જ્ઞાનપ્રયોગથી! એને અક્રમ માર્ગ કહ્યો. અક્રમ એટલે ક્રમ વિનાનો અને ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનો! અક્રમ એટલે લિફ્ટ માર્ગ! શોર્ટકટ!

### દાદા ભગવાન કોણ ?

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને દાદા ભગવાન કોણ નો ફોડ પાડતા કહેતાં, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય. દાદા ભગવાન તો ચૌદલોકના નાથ છે, એ તમારામાં ય છે, બધામાં ય છે. પણ તમારામાં પ્રગટ નથી થયેલા, તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં ' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું નમસ્કાર કરૂં છું.''

## 'હું' કોણ છું ?

અનંત અવતારથી 'પોતે' પોતાથી જ ગુપ્ત રહેલો છે! પોતે કોણ છે એ જાણવા માટે આ અવતાર છે. એ જાણવાની શું મેથડ? હું કોણ? મારૂં શું? I એ વસ્તુ સ્વરૂપ છે ને My સંયોગ સ્વરૂપ છે. I એ ભગવાન ને My એ માયા. નામને My name કહીએ. Body ને My body. My mind, My speech, My ego, My intellect, My wife, My children, My money, My house કહેવાય. પણ I am house કહેવાય? જગતમાં જે જે છે એ બધું My માં જાય છે. I માં શું આવે છે? બીજું કંઈ જ નહિ. I એકલો જ છે. Absolute છે. એ I આપણે પોતે જ છીએ, રિયલ છીએ, પરમેનન્ટ છીએ ને My બધું પારકુ છે, રીલેટીવ છે, ટેમ્પરરી છે. રિયલમાં આપણે જે છીએ તે જાણવાનું છે. I એ આત્મા છે, My એ સંસારની વળગણો છે.

## જગતકર્તાની વાસ્તવિકતાઓ !

આ જગત કોણે બનાવ્યું? God is not creator of this world at all. Only scientific circumstancial evidences છે આ. ભગવાન જો ક્રીયેટર હોય, અને આ દુનિયા એ ચલાવતો હોય તો તે કાયમનો ઉપરી ઠરત. પછી મોક્ષ જેવી, કર્મ જેવી વસ્તુ જ ના હોત. મોક્ષ અને ઉપરી બે વિરોધાભાસ વાત છે. જે દુનિયા ચલાવે તેને માથે જવાબદારી. પછી આપણને કર્મ જેવું રહે જ નહીં ને! જગત ભગવાને બનાવ્યું, તો ભગવાનને કોણે બનાવ્યો? જગત અનાદિ-અનંત છે. Eternal છે. એનો કોઈ કર્તા નથી કે ચલાવનાર નથી. It happens. બધું સ્વયંભૂ છે. The world is the puzzle itself. God has not puzzled this world at all. God is in every creature whether visible or invisible, not in man made creation! ભગવાન બીજે ક્યાંય નથી, જીવમાત્રની મહીં રહેલા છે!

## કર્તા, નૈમિત્તિક કર્તા !

આ જગતમાં કોઈ સ્વતંત્ર કર્તા નથી. પણ નૈમિતિક કર્તા છે. આ જગતમાં કોઈ જન્મ્યું નથી કે જેને સંડાશ જવાની પણ સ્વતંત્ર શક્તિ હોય! એ તો અટકે ત્યારે ખબર પડે કે આપણી શક્તિ હતી કે નહિ!

ભલભલા ડૉક્ટરને ય એનું અટકે ત્યારે બીજા ડૉક્ટરની મદદ લેવી પડે કે નહિ? જ્યાં બીજાની કિંચિત્ માત્ર હેલ્પ લેવી પડે છે તે વસ્તુ પોતે જ પૂરવાર કરે છે કે આપણી સ્વતંત્ર શક્તિ ક્યાંય નથી. કેટલાં બધાં સંયોગો ભેગાં થાય ત્યારે એક કાર્ય બને છે. કોઈ એક સંયોગથી કોઈ કાર્ય ન બને! સાદી ચા બનાવવી હોય તો કેટલી બધી ચીજવસ્તુઓની જરૂર પડે? આમાં આપણે કેટલા કર્તા? એક નાની અમસ્તી દીવાસળી ના હોય તો? તપેલું ના હોય તો? સ્ટવ ના હોય તો? આપણે સ્વતંત્ર કર્તા હોઈએ તો કોઈ ચીજની જરૂર વગર જ કરી શકીએ. પણ જગતમાં કોઈ સ્વતંત્ર કર્તા નથી. બધાં નૈમિત્તિક કર્તા છે.

## જ્ઞાનીનાં લક્ષણો પ્રકાશ્યાં બાળપણથી જ......

દાદાશ્રીનો જન્મ ૭ નવેમ્બર ૧૯૦૭, વડોદરા પાસેના તરસાળી ગામમાં. પિતાશ્રી મૂળજીભાઈ અને માતા ઝવેરબા, પત્ની હીરાબા. બાળપણથી જ દીવ્ય લક્ષણો. માતાએ કંઠી બાંધવાની કહી તો તેઓશ્રીએ ના પાડી! માતાએ કહ્યું કે, 'કંઠી બંધાવીશ નહીં તો નુગરો (ગુરૂ વિનાનો) કહેવાઈશ'. દાદાશ્રીએ કહ્યું, 'મને જે જ્ઞાન આપે, તે મારા ગુરૂ. કંઠી બાંધવાથી થોડા ગુરૂ થઈ જાય?!' તે તેમણે કંઠી ના બંધાવી તે ના જ બંધાવી.

સ્કુલમાં લ.સા.અ. (L.C.M.) પ્રથમવાર શિક્ષકે શીખવ્યું કે આ બધી રકમોમાં નાનામાં નાની અવિભાજ્ય તથા બધામાં સમાયેલી હોય, તે રકમ ખોળી કાઢો. એ એનો લ.સા.અ. કહેવાશે. દાદાશ્રીએ તરત જ ઊભા થઈને બોલ્યા, 'માસ્તર, માસ્તર! આ વ્યાખ્યા પરથી તો મને ભગવાન જડી ગયા! બધામાં સમાયેલા, નાનામાં નાના ને અવિભાજ્ય તો ભગવાન જ છે ને!'

તેરમે વરસે એક સંતે એમને આર્શિવાદ આપતાં કહ્યું, 'જા બચ્ચા, ભગવાન તુમકો મોક્ષમેં લે જાયેગા'. ત્યારે એમણે કહ્યું, 'ભગવાન મને મોક્ષે લઈ જાય એવો મોક્ષ મારે ના જોઈએ. ભગવાન મોક્ષે લઈ જાય એટલે માથે એ ઉપરી ઠર્યો. ઉપરી અને મોક્ષ બે વિરોધાભાસ છે!'

મેટ્રીકમાં જાણીજોઈને નાપાસ થયાં! કેમ? પિતાશ્રી ને બંધુશ્રી ને વાત કરતા સાંભળી ગયા કે મેટ્રીક પાસ થાય એટલે અંબાલાલને

વિલાયત મોકલી સૂબો બનાવીશું. એટલે પોતે નક્કી કર્યું કે મેટ્રીકમાં જાણી જોઈને નાપાસ થવાનું. કારણકે નોકરી તો જીંદગીમાં કરવી નથી! માથે બોસ ના જોઈએ.

પરણતી વખતે માથેથી સાફો ખસ્યો ને વિચાર આવ્યો, 'આ લગ્નનું એન્ડ રીઝલ્ટ શું? બેમાંથી એકને તો રાંડવાનું જ ને!' પૈણ ચઢ્યું હોય એવા મોહના પ્રસંગે ઉત્કૃષ્ટ વૈરાગ્યનો કેવો અદ્‌ભૂત વિચાર!

## બાબો-બેબી જન્મ્યા પછી .....

વીસમે વરસે બાબો જન્મ્યો. મિત્રોને હોટલમાં પાર્ટી આપી. બે વરસ પછી પાછી હોટલમાં પાર્ટી આપી. બધાએ પૂછયું, 'શેની પાર્ટી?' દાદાશ્રીએ કહ્યું, ' મહેમાન આવ્યા તે ગયા!' પાછી બેબી જન્મી તે વખતે પણ પાર્ટી આપી. છ મહિના પછી બીજી પાર્ટી આપી. શેની? 'મહેમાન આવ્યાં, તે ગયાં!'

## અધ્યાત્મ તરફ વળ્યું જીવન !

બાવીસમે વર્ષે શ્રીમદ્ રાજચંદ્રનું પુસ્તક વાંચવામાં આવ્યું. ત્યારથી આત્માની ખોજ ચાલુ થઈ, તે પૂરી થઈ ૧૯૫૮માં. હજારોને ત્યારબાદ જ્ઞાન આપી મોક્ષનાં દ્વારે પહોંચાડ્યા! જીવન સાદું, સરળ, કોઈપણ જાતનાં બાહ્ય આડંબર રહિત. કોઈના ગુરૂ થયા નહીં. લઘુત્તમ પદમાં જ સદા રહ્યા. કોઈ વાડો નહિ, સંપ્રદાય નહિ. કેવળ આત્મધર્મની જ પ્રાપ્તિકરાવાનો અભૂતપૂર્વ સિધ્ધાંત!

૧૯૮૮માં સ્થૂળ દેહવિલય. સૂક્ષ્મદેહે વિશ્વમાં વ્યાપી જગત કલ્યાણનું અવિરત કાર્ય વધુ વેગે વધાવી રહ્યા છે!

## પૈસાના વ્યવહારનો દાદાશ્રીનો સિધ્ધાંત

'વેપારમાં ધર્મ ઘટે, ધર્મમાં વેપાર ન ઘટે' એ સિધ્ધાંતથી તેઓ આખું જીવન જીવી ગયાં. જીવનમાં ક્યારે ય એમણે કોઈની પાસેથી પૈસો લીધો નથી. ઉલ્ટું ધંધાની વધારાની કમાણીથી ભક્તોને જાત્રા કરાવતા!

**- જય સચ્ચિદાનંદ.**

# પ્રસ્તાવના

**ડૉ. નીરુબેન અમીન**

જગતની વાસ્તવિકતાઓ જાણવા જીવ જ્યારથી જન્મ્યો ત્યારથી ઝઝૂમ્યા કરે છે પણ તે જડતું જ નથી. પાયાની વાસ્તવિકતા 'હું કોણ છું' અને 'કોણ કરે છે આ બધું' એ છે. પ્રસ્તુત ગ્રંથમાં 'કોણ કરે છે આપણું ને આ જગતનું બધું !' તેના વિશેનું રહસ્ય રજૂ થયું છે.

સામાન્યપણે ભ્રાંતિથી સારું થાય તો 'મેં કર્યું' મનાય ને ખરાબ થઈ જાય તો બીજા પર ઢોળી દે, નિમિત્તને બચકાં ભરે. કંઈ નહિ તો છેવટે ગ્રહો નડે છે કે ભગવાન રૂઠ્યા છે કરી, તેમના પરે ય ઢોળી દેતાં કોઈ અચકાતું નથી ! કેવડો મોટો દોષારોપણ ખુદ ભગવાન ઉપરે ય ?! આ બધા ગૂંચવાડાઓનો સંપૂર્ણ ઉકેલ અત્રે અગોપિત થાય છે.

અક્રમ વિજ્ઞાની પૂજ્ય દાદાશ્રી આ કાળના અજાયબ આત્મજ્ઞાની થયા. બે કલાકમાં જ અનેકોને આત્માનુભૂતિમાં નિરંતર રાચતા કરી દીધા! આત્મા પ્રાપ્ત થયા પછી કર્તા સબંધીનું રહસ્ય તેઓશ્રીએ અત્રે ખુલ્લું કર્યું છે.

અક્રમ વિજ્ઞાન એક અજાયબ વિજ્ઞાન પ્રગટ થયું છે આ કાળમાં! સંપૂર્ણ ચિંતામુક્ત, ટેન્શનરહિત સદા રાખે છે, એ અનુભવ સિદ્ધ છે !

જગત સંચાલક 'વ્યવસ્થિત શક્તિ' આ વિષય અતિ ગહન છે અને ગુહ્ય છે. દાદાશ્રી કહે છે કે અમારા કરોડો

અવતાર આ વ્યવસ્થિતના જ્ઞાનને પૂરેપૂરું સમજવામાં ગયા ! હવે તે જ્ઞાન આપણને સમજાવા માટે એમની વાણીના માધ્યમ દ્વારા વ્યક્ત થયું છે. વ્યવસ્થિતનું જ્ઞાન જુદા જુદા પ્રસંગે, જુદી જુદી વ્યક્તિ સાથે વ્યક્ત કર્યું છે. તે અત્રે પ્રસ્તુત ગ્રંથમાં સંકલિત કરવામાં આવે છે. પ્રસ્તુત ગ્રંથ બે વિભાગમાં વિભાજીત થયો છે, પૂર્વાર્ધ અને ઉતરાર્ધ.

જે વાંચતાં સુજ્ઞ વાચકને ક્યારેક ક્યાંક ક્યાંક આ ગુહ્યજ્ઞાન સમજવામાં અંતરાય આવે. કદાચ ક્યાંક વ્યવસ્થિતની વાત અધૂરી મેળવાય, ત્યારે સુજ્ઞ વાચકે ગૂંચવાડામાં ન પડતાં પ્રસંગોપાતે, નિમિત્તાધીન નીકળેલી હોવાથી પ્રત્યક્ષમાં પ્રત્યક્ષ નિમિત્તને ટૂંકામાં વાણી તથા અંતરસંજ્ઞાથી સંપૂર્ણ સમાધાન કરાવી આપે. પરંતુ અત્યારે અપરોક્ષપણે, માત્ર શબ્દોના જ માધ્યમે 'વ્યવસ્થિત'નું જ્ઞાન કદાચ ક્યાંક સમાધાન ના કરે એવું બની શકે.

એટલે આ ગુહ્ય વાણીને સમજવા સુજ્ઞ વાચકે ખૂબ જ ધીરજથી અને સમતાથી પ્રસ્તુત ગ્રંથનું ઊંડાણથી અધ્યયન કરી છૂટવું અતિ આવશ્યક છે અને એના એવા અધ્યયનના અંતે તમામ ખૂટતી કડીઓનું સમાધાન અવશ્ય મળી જશે જ.

અને દાદાશ્રીના કરોડો અવતારની યથાર્થ સાધનાના ફળરૂપે પ્રાપ્ત થયેલું વ્યવસ્થિતનું વિજ્ઞાન આજે આપણને માત્ર આ ગ્રંથના ટૂંક સમયના અધ્યયનથી પ્રાપ્ત થઈ જશે એમાં નિ:શંકતા સેવવા યોગ્ય છે અને સુજ્ઞ વાચકને ખરેખર આ વિજ્ઞાન સમજવા ને જીવનમાં ઊતારવામાં રસ હોય તો પ્રત્યક્ષ નિમિત્ત ખોળી કાઢે તો જ ઝટ ઊકેલ આવે.

ગ્રંથમાં દાદાશ્રી વારેવારે કહેતા મળે છે કે 'વ્યવસ્થિત'નું જ્ઞાન આત્મજ્ઞાન પામ્યા પછી જ ફલિત થાય. 'હું શુદ્ધાત્મા છું' અને આ કોઈ ચીજનો 'હું કર્તા નથી' એવું ફીટ થાય પછી જ 'આ કોણ કરે છે વાસ્તવિકતા'માં તે સમજાય. પ્રસ્તુત ગ્રંથથી કો'ક વિચક્ષણ વિરલા સમજી શકશે.

બાકી વ્યવસ્થિત એ બુદ્ધિથી સમજાય એવું નથી, દર્શનથી સમજાય એવું છે. પણ એની અનુભૂતિ તો અક્રમ વિજ્ઞાન દ્વારા આત્મજ્યોતિ જલાવ્યા સિવાય નથી થાય એવું.

જેમ રેડિયમની શોધનું તમામ સાયન્સ મેડમ ક્યૂરીએ એના પ્રયોગોનું વર્ણન પુસ્તકોમાં કર્યું જ છે. પણ એ વાંચીને ગમે તેટલું સમજવા જાય પણ તેને રેડિયમ હાથમાં ના આવે. એના માટે તો જાતે લેબોરેટરીમાં પ્રયોગ કરી સિદ્ધ કરવું પડે, ત્યારે મળે. તેવું અહીં આત્મા-અનાત્માની ભેદરેખા ભેદજ્ઞાનથી, અક્રમ માર્ગે મેળવી લે તો આ બધી પ્રાપ્તિ સ્હેજે થઈ જાય. પોતે અકર્તાપદમાં આવી જાય ને પછી જ ખરેખર કર્તા કોણ છે, વ્યવસ્થિત છે એ વિઝનમાં નિરંતર રહ્યા કરે !

આત્મજ્ઞાન મેળવવા અક્રમ વિજ્ઞાન આ કાળમાં શોર્ટેસ્ટ માર્ગ છે. બે કલાકમાં જ આત્મા-અનાત્મા વચ્ચે લાઈન ઑફ ડિમાર્કેશન પડી જાય છે. ત્યાર પછી જ 'હું શુદ્ધાત્મા છું' અને કોઈ ચીજનો 'હું કર્તા નથી.' એવી દ્રઢતા નિરંતર રહ્યા કરે છે. ત્યાર પછી જ 'કોણ કરે છે', એ વિઝનમાં આવી શકે. અને કોણ કરે છે. 'વ્યવસ્થિત' કરે છે એ દેખાય. ત્યાં સુધી 'વ્યવસ્થિત'નું જ્ઞાન ગેડમાં બેસે એવું નથી. સમકિત થયા પછી જ, અહંકાર સંપૂર્ણ ગયા પછી જ, માત્ર અક્રમ વિજ્ઞાન થકી જ આ 'વ્યવસ્થિત'નું જ્ઞાન ઉપયોગી થઈ શકે.

કર્તા સંબંધીની દાદાશ્રીની વાણી તદ્દન પહેલીવાર આવેલાંની સાથે બેઝીક થયેલી છે. બાકી તો વધુ વાતો જ્ઞાન સાક્ષાત્કાર પામેલાંઓ સાથે થયેલી છે. એટલે જ્ઞાન સાક્ષાત્કાર નહીં પામેલાઓને ક્યાંક ગૂંચવાડો થાય તેમ બની શકે તેમ છે. ત્યાં ખૂબ ખૂબ જાગૃતિ રાખી વાણીની બન્ને માટેની બે જુદી જુદી ધારાઓ તદ્દન જુદી જુદી રીતે જ પીવા વિનંતિ છે !

દિલ્હીનું વર્ણન પુસ્તકમાં વર્ણવ્યું છે તે વર્ણવનાર તો

જોઈને કહે છે પણ તે વાંચનારને દિલ્હી વિઝનમાં નહિ આવે, માત્ર કલ્પનામાં જ રહેશે. એ તો જાતે દિલ્હી જુએ ત્યાર પછી જ એનું વિઝન ખુલ્લું થાય! 'વ્યવસ્થિત' શક્તિ દાદાએ સંપૂર્ણપણે પોતાના સંપૂર્ણ જ્ઞાનમાં જોઈને વર્ણવી છે. તે એક્ઝેક્ટ તો ત્યાં સુધી પહોંચાય તેને જ વિઝનમાં આવે તેમ છે ! 'એમને' જે જ્ઞાનમાં દેખાયું છે, અનુભવ ગોચર વસ્તુ, તે શબ્દમાં વાણી દ્વારા જે કહી શક્યા છે. તે આ પ્રસ્તુત સંકલનમાં મૂકાય છે. શબ્દને ન પકડતા 'પોઈન્ટ ઓફ વ્યુ'ને સમજવાનો છે, પામવાનો છે.

પ્રસ્તુત ગ્રંથ આ જગતમાં વાસ્તવિકમાં 'કર્તા કોણ છે' તે સમજવા માટે છે, અને તે વૈજ્ઞાનિક ઢબે વિગત પ્રાપ્ત થાય છે. 'હું કરું, હું કરું' એ અજ્ઞાનતા છે, તો 'કર્તા કોણ છે', એ જાણે તો જ અજ્ઞાનતા ટળે અને કર્તાભાવથી મુક્ત થાય, કર્મબંધનથી મુક્ત થાય.

જન્મ્યા ત્યારથી જ લોકોએ અજ્ઞાનનું પ્રદાન કર કર કર્યું, કે 'તું ચંદુ છે, તું ચંદુ છે' ને માન્યતા દ્રઢ થઈ ગઈ કે 'હું ચંદુ છું' અને જ્ઞાની જ્ઞાનનું પ્રદાન કરે કે 'તું ચંદુ નથી, પણ શુદ્ધાત્મા જ છે', ત્યારથી જ્ઞાન પ્રગટે છે. અજ્ઞાનીના નિમિત્તથી થાય સંસારમાં બંધન ને જ્ઞાનીના નિમિત્તથી મળે આત્યંતિક મુક્તિ !

પ્રસ્તુત્ત ગ્રંથમાં દાદાશ્રીએ જ્યાં જ્યાં ભગવાન શબ્દ વાપર્યો છે, તે કોઈ વ્યક્તિ માટે નથી, પણ પોતાના મહીંવાળા આત્મા માટે જ છે! ગ્રંથમાં 'ચંદુભાઈ' નામનો વારંવાર ઉલ્લેખ છે. તે ચંદુભાઈ એટલે બીજો કોઈ નહિ, પણ પોતાનું જ નામ લેવું કે જેને જ્ઞાનભાષામાં આત્મા સિવાયનું અનાત્મવિભાગનું યુનિટ 'ફાઈલ નંબર એક' સમજવું.

કર્તા સંબંધીનું જ્ઞાન દાદાશ્રીએ કહ્યું છે તે સુજ્ઞ વાચકને પોતાની ભાષામાં સમજીને, ફાવતો અર્થ કરીને અણજાણે

દુરુપયોગ થઈ જવાનો ભારોભાર સંભવ રહે છે, અગાઉના શાસ્ત્રો વાંચીને આવું બનેલું છે, જેમ કે, 'બનનાર છે તે ફરનાર નથી ને ફરનાર છે તે બનનાર નથી' એમ કરી એકાંતિક પ્રારબ્ધવાદી બની ભયંકર આળસુ થઈ ગયા ! એક્ઝેક્ટ એવો ગેરઅર્થ આમાં થવા સંભવ છે. માટે આ સોનાની કટારનો ઉપયોગ કરવાની તૈયારી હોવી જોઈએ તો જ ફાયદો થાય, નહીં તો પેટ ચીરાઈ જાય !

વ્યવસ્થિત એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, કેટલાંય બધાં સંયોગો ભેગા થઈને પછી જે આવે તે પરિણામ ! એટલે 'વ્યવસ્થિત શક્તિ'ને કોઈ ચલાવનારી દૈવીશક્તિ કે કોઈ દેવ-દેવી તરીકે માની લેવાની ગેરસમજ ઊભી ના થાય. જેમ ગીતાગ્રંથને લોકોએ ગીતામાતાજી કરીને મૂર્તિ બનાવી મંદિરો મૂક્યાં. એવી જ રીતે ગાયત્રીમંત્ર કે જે સૂર્યદેવની સ્તુતિ કરતો શ્લોક ગાયત્રી નામના છંદમાં યજુર્વેદમાં મૂકાયો છે, તેનો મંત્ર કરી તેની ગાયત્રીમાતા કરીને તેનાં મંદિરો બન્યાં ને મૂર્તિઓ મૂકાઈ !!!(?) એવું કંઈ આ 'વ્યવસ્થિત' શક્તિ માટે જો જો સમજતા કોઈ ! વળી દાદાશ્રીએ 'વ્યવસ્થિત' શક્તિને કોમ્પ્યુટરની સાથે સરખાવ્યું છે. તેનો અર્થ એ કોઈ મશીન હશે ઉપર, જે જગતને ચલાવે છે, એવું ય ના સમજવું ! આ કોઈ વ્યક્તિ નથી, મશીન નથી, ભગવાન નથી કે નથી કોઈ દૈવીશક્તિ કે દેવ-દેવી ! આ તો છે માત્ર સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સનાં મિલનનું પરિણામ !

પ્રસ્તુત ગ્રંથનો સ્ટડી કરી સવળી દૃષ્ટિ રાખી, 'વ્યવસ્થિત શક્તિ'ના કર્તાપણાનું આરાધન કરતાં કરતાં, જીવનમાં સંયોગો જ કર્તા છે, એ વિઝનમાં લેતાં લેતાં આગળ વધે, તો વિરલ સાધક કર્તાપદની ભ્રાંતિ તોડી અકર્તાપદને પામી શકે, તેવું આ સચોટ વિજ્ઞાન છે !

**જય સચ્ચિદાનંદ**

# ઉપોદ્‌ઘાત

## ડૉ. નીરુબેન અમીન

### (૧) કર્તા કોણ ?

વિશ્વની વાસ્તવિકતાઓથી કેટલી અજાણતા પ્રવર્તે છે ?! મોટામાં મોટી અજ્ઞાનતા એ છે કે 'હું કોણ છું' અને 'આ વિશ્વ કેવી રીતે ચાલે છે ? કોણ એનો રચયિતા છે ને કોણ એનો સંચાલક છે ?'

સામાન્યપણે જેને પણ આપણે પૂછીએ કે 'તમારું ઘર કોણ ચલાવે છે ?' 'હું જ ચલાવું છું ને !' પછી પૂછીએ કે 'કેટલા માઈલની સ્પીડે ચલાવો છો ?' તો કહે, 'એ તો ઠેરનું ઠેર જ છે !' 'દુકાન હું ચલાવું છું.' કહે, પણ 'ભઈ, ઘરાક કોણ મોકલે છે ?' મન-વચન-કાયાની ક્રિયાઓ આપણા હાથમાં કેટલી ? બંધકોષ થાય ત્યારે પોતાની શક્તિ ક્યાં ગઈ ? શ્વાસ ઉપડે, ઊંઘ ના આવે ત્યારે પરસત્તાનું ભાન થાય !

લાખ રૂપિયા કમાયો ત્યારે કહે, 'હું કમાયો, મારી અક્કલથી કમાયો, મારી મહેનતથી કમાયો ?' અને ખોટ જાય ત્યારે શું બધાંને એમ કહે કે 'મારી કમઅક્કલથી ગયા છે ?' ના. ત્યારે તો કહે, 'મારો ભાગીદાર ખાઇ ગયો, મેનેજર ખાઇ ગયો.' અગર તો 'મને ગ્રહો નડે છે !' 'અલ્યા, ગ્રહો કંઇ નવરા છે કે નીચે આવીને તને નડવા આવે ! એ તો લ્હેર કરે છે એમની ગ્રહીણીઓ જોડે! આપણને લ્હેર કરવા જોઈએ તો એમને બળી ના લ્હેર કરવા જોઈએ ?!'

આ તો બધી રોંગ બિલીફો છે. વળી કેટલાક તો એમેય કહે કે 'ભગવાન રૂઠ્યો છે ?!' 'અલ્યા, ભગવાન તે વળી કંઈ રૂઠતા હશે ? બહુ ત્યારે ઘેર કો'ક દા'ડો વાઈફ રૂઠી જાય !' વાઈફ ઘેર રૂઠે કે ના રૂઠે? રૂઠે ત્યારે તેલ કાઢી નાખે હંઅ ! અરે, ખાવાનુંય ના મળે ! તો પછી ભગવાનમાં ને વાઈફમાં ફેર શું ? એટલે ભગવાન તે વળી રૂઠતા હશે ? અને એ એવાં નિર્દયી નથી કે આપણે ત્યાં લાખ રૂપિયાની ખોટ ઘાલવા આવે ! આપણા લોકો તો ભગવાનનેય વગોવવામાં બાકી નથી રાખ્યું !

એકનો એક છોકરો મરી જાય તો ઘરનાં કહે કે 'મારા છોકરાંને ભગવાને લઈ લીધો !' 'અલ્યા, ભગવાનને ખૂની ઠરાવ્યા ?!' 'લઇ લીધો' એ વાક્યની બીજી સાઈડ જોઈએ તો ભગવાન ઉપર ખૂનીનો આક્ષેપ શું નથી જતો ? કેટલાક કહે છે કે 'ઉપરવાળાની મરજી !' ઉપરવાળો એટલે ક્યાં ? કઈ પોળમાં ? અને ભગવાનની મરજી કહે, તો ભગવાન આવી મરજી કેમ કરતા હશે કોઈને મારી નાખવાની ? વળી આવી પક્ષાપક્ષી કેમ કરતા હશે એ ? કોઈને મહેલ ને કોઈને ફૂટપાથ ?! ભગવાન પક્ષપાતી હોય કે નિષ્પક્ષપાતી ?

આ દુનિયા કોણે બનાવી ? જો બનાવનારો હોય તો તેને બનાવનાર કોણ ? તેનોય બનાવનાર કોણ ? આમ આનો ક્યાંય અંત જ નથી. વળી પ્રશ્ન ઊભો થાય કે દુનિયા એને બનાવવી જ હતી, તો આવી શા માટે બનાવી કે જેમાં બધાં જ દુઃખી ?! કોઈનેય સુખ નથી ! દુઃખ વગરનું કોઈ છે ? બધાંને દુઃખી કરવા દુનિયા બનાવી ? શો હેતુ એમાં એમનો ? શું મઝા પડી હશે એમને આમાં ? એની મઝા ને આપણી સજા ?

કેટલાક કહે છે કે જગત બ્રહ્માએ સર્જ્યું અને મહેશ નાશ કરે છે અને વિષ્ણુ 'મેનેજ' કરે છે ! આજકાલ મેનેજમેન્ટ બધું બગડી ગયું નથી લાગતું ? દુનિયા આખી 'રન ડાઉન' નથી થઈ ? અને મહેશ નાશ કરે છે તો તે ક્યારે નાશ થશે કે જેથી અંત આવે આપણા બધાંનો ! જો ક્રિયેટ થાય અને ડિસ્ટ્રોય થાય એવું જગત હોય, તો 'ઇટરનલ' (શાશ્વત) જેવી કોઈ ચીજ ના રહીને આ જગતમાં ?!

જ્યારે આપણે જોઈએ છીએ કે વિશ્વમાં કેટલાંક તત્ત્વો એવાં છે કે જે શાશ્વત છે. શાશ્વતનો અર્થ જ એ કે જેની ઉત્પત્તિ ના હોય તેમ જ તેનો વિનાશ પણ ના હોય. એટલે જગત અનાદિ અનંત છે ! શાશ્વત છે ! આજકાલના ભૌતિક જગતના વૈજ્ઞાનિકોએ પણ એવાં તત્ત્વો ખોળી કાઢ્યાં છે, દા. ત. હેલિયમ, રેડીયમ, વિ. જે શાશ્વત છે. એને કોઈ ક્રિયેટ ના કરી શકે, આ શાશ્વત છે. તો દરેકની અંદર રહેલો આત્મા, તે શું શાશ્વત નથી ? એને ક્યાં બનાવવાની જરૂર છે ?

જગતને કોઇએ બનાવ્યું નથી ને તેનો નાશ પણ નથી. હતું, છે

ને રહેશે ! વિશ્વ આખું સ્વયંભૂ અને સ્વયં સંચાલિત છે ! ભગવાન આમાં હાથ ઘાલતા જ નથી.

ભગવાન ક્યાં છે તેની ખબર છે ? એડ્રેસ શું છે ? સાચું એડ્રેસ જાણવું છે ? ગૉડ ઈઝ ઈન એવરી ક્રિયેચર વેધર વિઝિબલ ઓર અનવિઝીબલ, નોટ ઈન ક્રિયેશન. મેન મેડ ક્રિયેશનમાં નથી ! જીવમાત્રની અંદર શુદ્ધચેતન સ્વરૂપે રહેલા છે ! જ્ઞાતાદ્રષ્ટા ને પરમાનંદી ! સંપૂજ્યશ્રી દાદાશ્રી કહે છે, 'હું આખા બ્રહ્માડમાં ફરીને પરમાણુએ પરમાણુ જોઈને બોલું છું કે ઉપર કોઈ બાપોય નથી. જે છે તે દરેક જીવ માત્રની અંદર છે !' આત્મા એ જ પરમાત્મા છે !

કૃષ્ણ ભગવાને પણ અર્જુનને ગીતામાં કહેલું કે 'હે અર્જુન ! દેહ તો બધાંના વિનાશી છે. મને ખરા સ્વરૂપે ઓળખ.' આત્મસ્વરૂપ એ જ ખરું સ્વરૂપ છે. અને દરેક જીવ માત્રમાં હું તે સ્વરૂપે રહેલો છું. (હું એટલે આત્મા અને એ જ પરમાત્મા) એ સ્વરૂપને ઓળખીને પરમપદને પામ ! મોક્ષને પામ ! ભગવાન ક્યા સ્વરૂપે છે ? નિરંજન, નિરાકાર, અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત શક્તિ, અનંત ગુણનું ધામ છે ! પણ એ કોઈ ચીજના કર્તા નથી. આત્મા સૂક્ષ્મતમ વસ્તુ છે. એ આ સ્થૂળ ખાવા-પીવાની, કામધંધાની ક્રિયાઓ કઈ રીતે કરી શકે ?

આ કેટલાંક કહે 'ભગવાનની પ્રેરણાથી મેં આ કર્યું.' તે ચોરેય એવું જ કહે છે. તે ભગવાન આવા ખોટા ધંધા કરવાની પ્રેરણા કરતા હશે ? કરનાર કરતાં કરાવનાર મોટો ગુનેગાર ગણાય, ખરુંને ? અત્યારે દુનિયામાં ૯૫ ટકા ખોટા ધંધા ચાલે છે. તે આવું ચલાવતા હશે એ ? આ બધાં પ્રશ્નોના જવાબ મળતા જ નથી !

કેટલાક કહે છે કે 'મહીંવાળો કરાવે તેમ કરું છું.' તે મહીંવાળો કોણ ? એ ચેતન કે જડ ? ચેતન છે, તો ચેતનમાં આ સંસારિક ક્રિયા કરવાનો ગુણ જ નથી. એનો મુખ્ય ગુણ જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી, અસંગી, નિર્લેપ છે. જેમ આ લાઈટ બધાંને પ્રકાશ આપે છે ! અને એના પ્રકાશમાં બધાં જાતજાતનું કરે છે. કોઈ સારું કાર્ય કરે ને કોઈ ખીસ્સુંય કાપે ? તેથી કંઈ લાઈટે કંઈ કર્યું કહેવાય ? આમાં લાઈટનું કર્તાપણું કેટલું ? આ

સ્થૂળ લાઈટ કશું નથી કરતું તો આત્માનું લાઈટ કે જે જ્ઞાન સ્વરૂપે છે તે શું કરી શકે ? એના ગુણધર્મમાં જ કરવાપણું નથી ત્યાં !

આત્મા દરેકની અંદર છે ને દરેકને તે જ્ઞાનપ્રકાશ આપે છે ! એ જ્ઞાનનો ઉપયોગ દરેક પોતાની બુદ્ધિ ને અહંકાર પ્રમાણે કરે છે. પોતે કર્તા થઈને કરે છે તેથી તેનું કર્મ બંધાય ને તેનું ભોક્તાપદ આવ્યા વિના રહે જ નહીં ! જ્યાં પોતાના નિજ સ્વરૂપનું ભાન થાય પોતાના સ્વ-સ્વભાવમાં આવે ત્યારે સહેજે વર્તે કે મારું સ્વરૂપ તો કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. જેને બધી ખબર પડે છે, જુદાપણાની જાગૃતિ રહે છે તે 'હું છું' અને આ ક્રિયાઓ, મન-વચન-કાયાની તેમ જ બાહ્યક્રિયાઓ હું નથી કરતો પણ આ બીજી જ શક્તિથી થઈ રહ્યું છે. અને કંઈ શક્તિથી થઈ રહ્યું છે. કર્તા કોણ છે. તેનું પૂર્ણ ભાન વર્તે ત્યારે પોતે ક્યાંય કોઈ રીતે કર્તા થતો નથી ને બંધનમાં આવતો નથી અને મુક્ત રહે છે !

હવે ખરેખર કરે છે કોણ ? નરસિંહ મહેતાએ કહ્યું છે, કે

*હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા; શકટનો ભાર જ્યમ શ્વાન તાણે !*
*સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે; જોગી જોગેશ્વરા કો'ક જાણે !*

'હું કરું છું' એ ખોટી વાત છે. પણ કોણ કરે છે. ત્યાં શું કહ્યું ? 'જોગી જોગેશ્વરા કો'ક જાણે !' જોગી જોગેશ્વર એટલે આત્મયોગી કે આત્મયોગેશ્વર એવા કો'ક જ જાણે. એવા કોઈ મળી જાય તો જ એ બીજા બધાંને જાણવાનું એકદમ સરળ થઈ જાય ! કૃષ્ણ ભગવાન આત્મયોગેશ્વર કહેવાય, અર્જુન આત્મયોગી કહેવાય. તીર્થંકરો તો જીનેશ્વર કહેવાય અને પરમ પૂજ્ય દાદાશ્રી આત્મયોગેશ્વર કહેવાય. એમણે 'કોણ કરે છે', એનો સાદી ને સરળ ભાષામાં તુર્ત ગળે ઊતરી જાય અને ક્રિયાકારી ફટાફટ થઈ જાય એવી રીતે ગુહ્યત્તમ જ્ઞાન સમજાવ્યું કે આ જગતમાં કોઈ સ્વતંત્ર કર્તા નથી. બધાં નૈમિત્તિક કર્તા છે. કર્તા દેખાય છે પણ ખરેખર કોઈ સ્વતંત્ર કર્તા નથી. નિમિત્ત માત્ર છે. ગીતામાંય અર્જુનને કૃષ્ણ ભગવાને કહેલું કે 'હે અર્જુન ! આ યુદ્ધ લઢવામાં તું તો નિમિત્ત માત્ર છે. તું યુદ્ધનો કર્તા નથી !'

સંપૂજ્ય દાદાશ્રી એ ખૂબ સાદી ભાષામાં, સાદા સાદા અનેક

દાખલાઓ આપી સમજાવ્યું છે કે 'આ જગતમાં કોઈ એકથી એમ ના કહેવાય કે મેં આ કર્યું !' સાદી કઢી બનાવવી હોય તો કેટલી બધી વસ્તુઓની જરૂર પડે તમારે ? બધું જ હોય પણ પેલી દિવાસળીની કાડી ના હોય તો થાય? તો મીઠું ના હોય તો થાય ? દહીં, સ્ટવ કે તપેલું ના હોય તો થાય ? ત્યારે પોતેય ના હોય તો થાય ? કોઈ વસ્તુ એમ ના કહે કે 'મેં કરી'. કારણ કે એમનામાં અહંકાર નહીં ને ! અને આ મનુષ્ય એકલામાં જ અહંકાર એટલે એ બોલી ઊઠે કે 'મેં કઢી કરી !' જો બધામાં અહંકાર હોત તો રસોડામાં બહેનોથી જવાય જ નહીં. તપેલું, સાણસી, ગેસ, સ્ટવ એ બધાં જ બૂમાબૂમ કરતાં હોય કે 'મેં કર્યું , મેં કર્યું !' પણ મનુષ્યો જ કર્તા થઈ બેસે છે.

જ્યાં 'મેં કર્યું' માન્યું, કે કર્તા થયો ને કર્તા થયો એટલે એને ભોક્તા થવું જ પડે. એક્શનનું રિએક્શન આવ્યા વગર રહે જ નહીં ! અને જ્યાં સાચું જ્ઞાન હાજર થાય કે 'આ બધાં જ સંયોગો મળ્યાં ત્યારે કઢી થઈ. આમાં મેં શું કર્યું ?' તો પણ કર્તા મટયો. તો પછી ભોક્તા રહે નહીં. એટલે આ જગતમાં કોઈથી એમ ના કહેવાય કે 'મેં એકલાએ કર્યું.' કેટલાં બધાં સંયોગો ભેગા થાય ત્યારે એક કઢી થાય ! આ તો બાહ્ય સ્થૂળ સંયોગો દેખાડ્યા, પણ મહીં સૂક્ષ્મમાં તો કેટલા બધા સંયોગો હોય ત્યારે થાય ! આપણો ભાવ, શરીર, બધાં સ્પેરપાર્ટસ વિ. પણ મુખ્ય નિમિત્ત છે, પણ હોલ એન્ડ સોલ કર્તા આપણે નથી !

એટલે પરમ પૂજ્ય દાદાશ્રીએ એક જ વાક્યમાં અંગ્રેજીમાં સમજાવ્યું કે આ જગત ચાલી રહ્યું છે માત્ર 'સાયન્ટિફિટ સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી.' (વૈજ્ઞાનિક સંયોગીક પુરાવાઓથી) ! અને ગુજરાતીમાં એમણે એક શબ્દ વાપર્યો, 'વ્યવસ્થિત શક્તિથી' આ બધું ચાલે છે. 'વ્યવસ્થિત શક્તિ' એટલે બધાં સંયોગો ભેગાં થઈને પછી જે કાર્ય પરિણામમાં આવે છે તે. જે રિઝલ્ટ છે તે વ્યવસ્થિત છે, કરેક્ટ જ છે, ઈનકરેક્ટ ક્યારેય હોતું નથી. એટલે બન્યું એ જ ન્યાય ! થઈ ગયા પછી 'વ્યવસ્થિત' કહેવાય, પહેલેથી નહીં !

કાચનો પ્યાલો હાથમાંથી સરકતો હોય તો તેને ઠેઠ સુધી બચાવવાના પ્રયત્નો કરવાના અને તે સ્હેજાસ્હેજ થઈ જ જાય, પ્રયત્નો. છતાંય પડી

ગયો ને ફૂટી ગયો તો તે 'વ્યવસ્થિત' શક્તિએ તોડ્યો ! પડ્યો જેના હાથથી તેણે તોડ્યો ના કહેવાય ! એણે તો બિચારાએ ઊલ્ટો બચાવવા પ્રયત્ન કરેલો !

એટલે વ્યવસ્થિત શક્તિને વ્યવહારમાં કઈ રીતે ઉપયોગમાં લેવું ? કાચનો પ્યાલો હાથમાંથી પડતો હોય તો ઠેઠ સુધી પોઝિટિવ રહીને બચાવવા પ્રયત્નો કરવાં પછી પડી ગયો ને ફૂટી ગયો તો તે 'વ્યવસ્થિત' ! રસ્તામાં સાચવીને ચાલવા છતાં ગજવું કપાઈ ગયું તો તે 'વ્યવસ્થિતે' કાપ્યું, સમજી જવાનું ! વ્યવસ્થિત કહેતાં જ મહીં પેટનું પાણી નહીં હાલે ને કર્મ નહીં બંધાવા દે ! અને આવેલું કર્મ ભોગવટો આપ્યા સિવાય પૂરું થઈ જાય. 'વ્યવસ્થિત' બની ગયા પછી કહેવાય પહેલેથી ના કહેવાય, નહીં તો એ જ્ઞાનનો દુરૂપયોગ થયો કહેવાય !

આ બધું વિજ્ઞાન છે. જગતનું આપણા બધાંનું વિજ્ઞાનથી ચાલી રહ્યું છે! વિજ્ઞાન એટલે બે વસ્તુ ભેગી થઈને એનું રૂપાંતર થવું એ વિજ્ઞાન ! આપણું પેટ અને ઝેર બે ભેગું થયું તો રૂપાંતર શેમાં થઈ જાય ? એમાં કોઈને કશું કરવું પડે ? ભગવાનને આમાં મારવા આવવું પડે ? એની મેળે, વૈજ્ઞાનિક રીતે જ થાય છે ! એટલે આમાં કોઈ કર્તા જ નથી. ભગવાન પણ નથી ને તમે પણ નથી. આ તો બધા સંજોગો ભેગા થાયને કાર્ય થાય, ત્યારે આપણે આપણી રાગી-દ્વેષી દૃષ્ટિથી માની લઈએ કે આ 'મેં કર્યું કે પેલા એ કર્યું.' સારું થાય તો 'મેં કર્યું' ને બગડી જાય તો બીજા પર ઢોળી દે ! અને ખોટાં આક્ષેપો કરે, તેનો આ દંડ ભોગવવો પડે છે !

આ બધા સંયોગો કોણ ભેગા કરી આપે ? વ્યવસ્થિત શક્તિ ! આમાં ભગવાન હાથ ઘાલતા નથી અને એમને વળી હાથ જ ક્યાં છે તો કોઈનામાં એ ઘાલે ? આ તો સંયોગો ભેગાં થયાં તેથી થાય છે !

જ્યાં સુધી ભ્રાંતિ છે ત્યાં સુધી જાતજાતની કર્તા સંબંધીની ડગલે ને પગલે બદલાતી માન્યતાઓ છે. સારું થાય તો 'મેં કર્યું', બગડ્યું તો બીજા પર ઢોળી દે, 'ભગવાન કર્તા છે' કહે ! ધર્મમાં પણ કર્તાપદ ઠેઠ સુધી રહ્યું છે. મારે 'ધ્યાન કરવાનું, જપ કરવાના, ઉપવાસ કરવાના.' ત્યાંય

અહંકારનું બટણ દબાવ્યા વિના કોઈ ક્રિયા ના થાય. આપણે પૂછીએ કે 'ખાય છે કોણ ? આત્મા કે દેહ ? તો ઉપવાસ કોણ કરે છે ?' જે ક્યારેય ખાતો નથી તેને ઉપવાસ શેનો? જો તમને દેહાધ્યાસ છે તો કર્તાપણું છે, ને દેહાધ્યાસ જાય તો કર્તાપદ ઊડે ને કર્મેય ઊડે.

*છૂટે દેહાધ્યાસ તો નહીં કર્તા તું કર્મ;*
*નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ.* -શ્રીમદ્ રાજચંદ્ર

દેહાધ્યાસ જાય પછી જ 'હું શુદ્ધાત્મા છું' એમ બોલાય. અને પછી જ કર્તા-ભોક્તા પદ છૂટે. અને આ છે વિજ્ઞાન. હવે શુભકર્મ ગ્રહે ને અશુભકર્મને ત્યાગે, આનું નામ ધર્મ. અને વિજ્ઞાનમાં તો કશું કરવાનું જ નહીં. માત્ર 'જોવાનું ને જાણવાનું', કર્તા પોતે છે જ નહીં એની સતત સ્હેજે જાગૃતિ રહે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી ચાલી રહ્યું છે, એને 'પોતે' જાણનાર જ રહે.

શાસ્ત્રોમાં લખ્યું છે તે પ્રમાણે લોક સાધના કરવા જાય છે. અરે, શાસ્ત્રમાં જ્ઞાન લખ્યું છે. જ્ઞાનને કરવાનું ના હોય. જ્ઞાન તો સમજવાનું હોય. સમજણમાં ઊતર્યું, ગેડ બેઠી કે એ વર્તનમાં આવ્યા વગર રહે જ નહીં.

જો તમારે મોક્ષે જવું હોય તો કશું જ કરવાનું નથી. અને ભૌતિક સુખો જોઈતાં હોય તો શુભ કરો ને અશુભ છોડો, ભ્રાંતિથી પુણ્ય ને પાપમાં જ અટવાયા કરવાનું એમાં તો !

## (૨) વ્યવસ્થિત શક્તિ

ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ ! જગતને ભગવાને પઝલ બનાવ્યું નથી. માત્ર સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે ! પાર્ટીમાં આનંદ મસ્તીમાં હોઈએ ને કોઈએ કહ્યું કે 'તમે અક્કલ વગરના છો.' તો પઝલ ઊભું થઈ જાય કે નહીં ? આખી રાત ઊંઘ ના આવે ને ? આ પઝલમાં આખું જગત ડિઝોલ્વ થઈ ગયું છે, જે આ પઝલને સોલ્વ કરે તેને પરમાત્મ પદની ડિગ્રી મળે !

કુદરત એટલે શું ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા

થયા એ કુદરત. $2H + O$ = પાણી, એ કુદરત. કુદરત જડ છે. અને ભગવાન ચેતન છે. બન્ને તદ્દન ભિન્ન જ છે, કાર્યમાં અને સ્વભાવમાં ! ભગવાન કુદરતમાં ફસાયા છે. બધાં સંયોગો ભેગાં થતાં સુધી કુદરત અને પરિણામ આવ્યું એ વ્યવસ્થિત. આમાં ભગવાનનો હાથ નથી કે નથી એનો સંકેત, પ્રેરણા કે કર્તાપણું ! પુણ્યના ઉદયનો સાથ હોય તો ધાર્યા પ્રમાણે બધું થાય ત્યારે મનમાં માને કે 'મેં કર્યું' અને પાપનો ઉદય હોય ત્યારે ઉપાધિમાં પડે ! વ્યવસ્થિતનું રૂટ કૉઝ પુણ્ય અને પાપ છે. એ શૂન્યતાને પામે તો મોક્ષ થાય !

'વ્યવસ્થિત કરે છે' સમજાય તો 'હું કરું છું' એ ના રહે ! અને પોતે શુદ્ધાત્માપદમાં આવે ત્યારે જ વ્યવસ્થિત સમજાય. શુદ્ધાત્માપદ તો આત્મજ્ઞાની પુરુષ પાસે નિજ સ્વરૂપનું જ્ઞાન મળે, પાપો ભસ્મીભૂત થાય ત્યારે પ્રાપ્ત થાય ! માટે શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું, 'મોક્ષ તો અતિ અતિ અતિ સુલભ છે પણ મોક્ષદાતા જ્ઞાની પુરુષ અતિ અતિ અતિ દુર્લભ છે' વળી તેમણે એમ પણ ઠોકી ઠોકીને કહ્યું કે, 'સજીવનમૂર્તિના લક્ષ વિના જે કંઈ પણ કરવામાં આવે છે તે જીવને બંધન છે એમ અમારું હૃદય છે !' માટે મોક્ષને પામવા માટે કશું જ કરવાનું નથી. માત્ર સત્પુરુષને, જ્ઞાની પુરુષને ખોળીને સર્વભાવ સમર્પણ કરી વર્ત્યે જવાનું છે. તેના બદલે જાત જાતનું મોક્ષ માટે કરવા માંડ્યા છે લોકો ! જે માત્ર બંધનને વધારવામાં ફલિત થાય છે !

ઘણાંને પ્રશ્ન થાય છે કે સંયોગોનું ઉદ્ભવસ્થાન ક્યાંથી ? દાદાશ્રી સમજાવે છે કે આખું જગત સંયોગોથી ભરેલું છે. આખું બ્રહ્માંડ છ સનાતન દ્રવ્યોથી (ઈટર્નલ એલિમેન્ટસ્)થી ખીચોખીચ ભરેલું છે. વેક્યુમ ક્યાંય નથી. વેક્યુમ ક્રિયેટ કરવું પડે ! આ છ દ્રવ્યોમાં મુખ્ય જડ અને ચેતન બેના સંયોગોથી આ બધી ભાંજગડ ખડી થઈ ગઈ છે. જડ તત્ત્વ પરમાણુ સ્વરૂપે છે અને અનંતા છે. આત્મા ચેતન તત્ત્વ છે અને અનંત આત્માઓ છે. બધાં દ્રવ્યો એકબીજાની પાસે પાસે જ હોય છે. આમાં મુખ્યે જડ અને ચેતનના મિશ્રણથી ત્રીજી વસ્તુ ભાસ્યમાન થાય છે. એ તીસરી વસ્તુને 'અહમ્' કહ્યો. જેમ સોનું અને તાંબું બે તત્ત્વોનું મિશ્રણ થવાથી તીસરી જ ધાતુ દેખાય છે. મૂળ ધાતુ મુળ સ્વરૂપે નથી દેખાતી,

તેથી ભ્રાંતિ ઊભી થાય કે આ કઈ ધાતુ છે ?! તેથી જાતજાતની કલ્પનાઓ કરે કે આ રોલ્ડ ગોલ્ડ છે, પીત્તળ છે વિ. વિ. પણ જાણકાર જોતાં જ જાણી જાય કે આમાં સોનું કેવું છે ને કેટલું છે ? તેમ અહીં જડ અને ચેતનના મિશ્રણથી તીસરી જ વસ્તુ ભાસ્યમાન થાય છે તે આ 'અહમ્' અને એને રોંગ બિલીફ બેસે છે. જે કોઈ સંયોગ સામે આવે તેને માને છે કે 'આ હું કરું છું ને આ મારું છે.' એમ સંયોગોનું સંમિશ્રણ વધતું જાય છે. 'હું'માંથી ક્રોધ-માન ને 'મારા'માંથી માયા-લોભ જન્મે છે. પછી પરંપરા ચાલુ થઇ જાય છે... મૂળ દ્રવ્યો સનાતન હોવાથી અનાદિ અનંત હોવાથી આ પ્રક્રિયા અવિરત અનાદિથી ચાલુ જ છે. એટલે કોઈને આવવા જવાનું રહ્યું જ ક્યાંથી ? સનાતન એટલે છે, હતું ને રહેશે ! પછી ક્યાં રહ્યું ઉત્પન્ન થવાનું કે નાશ થવાનું કે આવવા જવાનું ?

સંયોગ અને વ્યવસ્થિત વચ્ચે શું ફેર ? છાસ એ સંયોગ અને બીજા એવાં કેટલાંય સંયોગો ભેગાં થઈને કઢી બને, તે કઢી બની એ પરિણામ આવ્યું તે વ્યવસ્થિત કહેવાય ! આ બધી જ વૈજ્ઞાનિક વસ્તુ છે !

કુદરત અને વિજ્ઞાનને શું સમજવું ? કુદરતને જાણવી એનું નામ વિજ્ઞાન અને કુદરતને ન જાણવી એનું નામ અજ્ઞાન ! અને કુદરત એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. 2H + O = પાણી એ નેચર અને એને જાણે એનું વર્ણન કરે એ વિજ્ઞાન !

વાસ્તવિકતામાં આ બધું જ સાયન્સ છે ! આ તો ભગવાનનો સાયન્ટિફિક પ્રયોગ છે. ખરેખર કોઈ કર્તાય નથી ને કર્મેય નથી. કોઈ બાપોય ઊપરી નથી, માત્ર વિજ્ઞાન જ છે !

પાણીમાં સોડિયમ ધાતુ પડે કે ગરમી ઉત્પન્ન થાય ! આમાં ગરમી કોણે કરી ?! સળગાવનારા વિના ગરમી ક્યાંથી આવે ? એવો પ્રશ્ન અહીં લાગુ પડે ? બધું વિજ્ઞાન જ છે ! સ્વયંસંચાલિત છે, ઓટોમેટિક છે.

શા આધારે ખવાય છે ? થાળીમાં કારેલાં શા આધારે આવ્યાં ? આ બધું વિજ્ઞાન છે ! પરમાણુઓનું સાયન્સ છે ! એક મગના દાણામાં અસંખ્ય પરમાણુઓ છે અને એક એક પરમાણુઓનો આપણી જોડે સંબંધ

છે. અને એ સંબંધના આધારે ખવાય છે. આપણી અંદરના ચાર્જ પરમાણુઓ ડીસ્ચાર્જ થાય છે. ત્યારે તેની ઈફેક્ટ ઊભી થાય છે. પ્રથમ સૂક્ષ્મમાં ઈફેક્ટ આવે છે જેના આધારે સ્થૂળમાં એ પરમાણુઓ ખેંચાય છે ને થાળીમાં કારેલાં આવીને પડે છે ! ત્યારે આપણે વાઈફને ખખડાવીએ કે 'કેમ કારેલાં કર્યાં ?!' એક રાઈનો દાણો ભેગો થાય કે થાળીમાં રહી જાય એ બધું જ સાયન્ટિફિક છે. સાયન્સના વિરુદ્ધ કશું જ નથી !

કેટલાક મંત્ર-તંત્ર કરી દર્દ મટાડે છે એવો દાવો કરે છે ! દર્દ મટાડ્યું, પણ દર્દ ઉત્પન્ન કરાવી શકે કોઈ ? મટાડે તો ઘણાં પણ ઉત્પન્ન કરે છે કોણ ?

આ વિજ્ઞાનની ગહનતા તો જુઓ ?! ખીચડી ખાઈને સૂઈ ગયા, પછી પચાવવા આખી રાત જાગવું પડે ? મહીં પાચકરસો, બાઈલ નાંખવું પડે આપણે ? વલોણું પેટમાં કોણ ફેરવવા જાય છે ?! સવારે લોહી, પેશાબ ને ઝાડાનું કેવું સુંદર વિભાજન થઈ જાય છે ? કોણ આનો કર્તા ? દુઃખે માથું ને એસ્પ્રોની ગોળી પેટમાં નાખી ને માથું મટી ગયું ! દર્દ ગમે ત્યાં હોય પણ દવા બરાબર ત્યાં જ પહોંચીને મટાડે !! કેવી કુદરતની કરામત ! માણસની બુદ્ધિ કામ કરી શકે ત્યાં ?

સંયોગોને કોઈથીય બદલી ન શકાય ! કૃષ્ણ ભગવાન પણ પારધીનું બાણ હટાવી શકેલાં નહીં ને ?! ભગવાન મહાવીરને કાનમાં બરૂ ઠોકાયેલાં !!

આ બધું બને છે કઈ વૈજ્ઞાનિક રીતે ? દા. ત. પરણાવાનો એક ભાવ આપણે લઈને આવેલા. તે ભાવના આધારે કુદરત સ્ત્રી અને લગ્ન બધું ગોઠવી આપે છે. ભાવકર્મ પછી કુદરતમાં જાય છે અને ફળ આવે છે તે 'વ્યવસ્થિત'. ભાવથી માંડીને પૈણ્યા ને તેનાં જે જે પરિણામો આવ્યાં તે આખા પ્રોસેસને વ્યવસ્થિત કહીએ. પરિણામ એ વ્યવસ્થિત અને તે સાયન્ટિફિક છે !

આમાં કોઈ જવાબદાર નથી, આત્માય નથી ને સંયોગોય નથી. માત્ર રોંગ બિલીફ જ કારણભૂત છે આ સંસારનું ! આ બિલીફ ક્યાંથી થાય છે? એનો કોઈ આપનારો નથી, નૈમિત્તિક છે. એક વાવમાં જઈને

બૂમ પાડે કે 'તું ચોર છે', તો વાવ શું કહે ? 'તું ચોર છે' ત્યાં ભ્રાંતિ ઊભી થાય છે કે વાવ મને ચોર કહે છે ?! ને ખડા થઈ ગયાં કષાયો! ખરેખર તો આ પોતાનું જ પ્રોજેક્શન છે. પણ તે સંયોગોના ધક્કાથી પ્રોજેક્ટ થઈ જાય છે ! કોઈના ઈરાદાથી નહીં ! આમાં બીજ એ અસાધારણ કારણ ને માટી, પાણી, ટાઢ, તડકો, ટાઈમ બધાં સાધારણ કારણ ! મોક્ષે જવામાં પણ જ્ઞાની એ અસાધારણ કારણ ગણાય !

કુદરતના નિયમ પ્રમાણે બધું સવાર-સાંજ નિયમથી થાય. અને નિમિત્ત છે. કોઈ ઉપરી નથી કે અંડરહેન્ડ નથી. સંયોગો તો ઘણાં બધાં છે. પણ આપણને જેની જરૂરીયાત છે તે તેના ટાઈમે ઉકેલી આપે એ નિમિત્ત કહેવાય. નિયમથી કેરી પાકે. પણ ચૂનો ચોપડ્યો, સંજોગ બદલાયો કે વહેલી પાકે !

કુદરતની શક્તિ કોણે પૂરી ? એ સ્વભાવથી છે. ભગવાનની શક્તિ નથી એ ! ભગવાન તો ઊલ્ટાં ફસાયા છે આ કુદરતની જાળમાં !

'મન-વચન-કાયાની અવસ્થા માત્ર કુદરતી રચના છે. જેનો કોઈ બાપોય રચનાર નથી. અને તે વ્યવસ્થિત છે !' આટલું વાક્ય જે સમજી ગયો તે બધાંય શાસ્ત્રો પામી ગયો !

## (૩) પ્રારબ્ધ-પુરુષાર્થ ને કર્મ

પ્રારબ્ધ અને પુરુષાર્થની ડિમાર્કેશન લાઈન જ્યાં સુધી સ્પષ્ટ ના પડે ત્યાં સુધી અટવાયા કરે છે, બન્નેને સમજવામાં ! સામાન્યપણે પુરુષાર્થ શેને મનાય છે ? ખૂબ મહેનત કરે, દોડાદોડી કરે, એ બધો પુરુષાર્થ. ત્યારે પગે સાંધા દુઃખવા માંડે, ચલાય નહીં ત્યારે પુરુષાર્થ ક્યાં જતો રહ્યો ? તો સાંધાએ પુરુષાર્થ કર્યો કહેવાય ને ? કે પોતે ?

પાંચ ઈન્દ્રિયોથી અનુભવમાં આવે તે બધું પ્રારબ્ધ. જન્મ્યો ત્યાંથી સ્મશાન સુધીનું સ્થૂળ બધું જ પ્રારબ્ધ કહેવાય. પ્રારબ્ધ આધારી હોય. જેમાં શરીર વાપરવું પડે, શરીરનો ભાગ વાપરવો પડે એ બધું પ્રારબ્ધ. જ્યારે પુરુષાર્થ નિરાધારી હોય, સ્વતંત્ર હોય, કોઈનાય આલંબનની જરૂર જ ના હોય. એનું નામ પુરુષાર્થ. પુરુષાર્થ ફળ આપે જ. વળી પુરુષાર્થ સૂક્ષ્મમાં હોય, સ્થૂળમાં ના હોય. સ્થૂળ એ ક્રિયા કહેવાય, જે પ્રારબ્ધ

કહેવાય અને પુરુષાર્થ કર્મ ચાર્જ કરે તે સૂક્ષ્મમાં જ હોય.

પુરુષાર્થ બે પ્રકારના. એક ભ્રાંતિનો પુરુષાર્થ અને બીજો પુરુષ થયા પછીનો પુરુષાર્થ. ભ્રાંતિ એટલે 'હું ચંદુભાઈ છું ને હું આ કરું છું' એ માન્યતા ત્યાં પછી ભ્રાંતિનો પુરુષાર્થ થયા જ કરે. કર્મ બંધાયા જ કરે. પછી શુભ હોય કે અશુભ હોય. ભ્રાંતિનો પુરુષાર્થ સૂક્ષ્મમાં મહીં ચાલ્યા જ કરતો હોય.

એક શેઠે પાંચ લાખ કોઈ સંસ્થામાં દાનમાં આપ્યા. પછી એના મિત્રે એમને કહ્યું, 'અલ્યા, અહીં ક્યાં આપ્યા તેં ? આ તો ચોર સંસ્થા છે. તારા બધા જ પૈસા ચવાઈ જશે !' ત્યારે શેઠે કહ્યું, 'હું બધાંને ઓળખું છું. બધી ચોર કંપની છે. પણ શું કરું, એ સંસ્થાના ચેરમેન મેયર હતા તે તેમના દબાણથી મારે આપવા પડ્યા !(?) મારે જરા મ્યુનિસિપાલિટીમાંથી મોટું લાયસન્સ પાછું મેળવવાનું છે ને ? તેથી આપ્યા. નહીં તો હું પાંચ રૂપિયાય આપું એવો નથી !' આ કર્યો પુરુષાર્થ ! દબાણથી આપ્યા તે ! આ તો પૂછયું એટલે બોલ્યો, ના પૂછયું હોત તોય અંદરખાને તો આ જ ઈન્ટેન્શન (દાનત) હતી ને ! તેથી આ સૂક્ષ્મમાં શું કર્મ બાંધ્યું આવતા ભવ માટે ? પાંચ રૂપિયાય ન આપું ! તે આવતા ભવે પાંચ રૂપિયાય તે નહીં આપી શકે.

આજે પાંચ લાખ આપ્યા, તે ગયા ભવમાં ભાવ કરીને લાવેલો કે દાન કરવું જ જોઈએ તે કર્મ, તેનાં આધારે અપાયા. પૈસા અપાયા તે કર્મફળ. લોકો વાહ વાહ કરે, તકતી લગાડે તે કર્મફળ પરિણામ. આમ કર્મ ત્રણ સ્ટેજમાં હોય છે, નહીં કે બે. અને અત્યારે પાછું અંદર નવું કર્મ બાંધ્યું આવતા ભવ માટે કે પાંચ રૂપિયાય ના આપું ! તે કર્મનું આવતા ભવે ફળ આવશે ત્યારે પાંચ રૂપિયાય તે નહીં આપી શકે, ઘણું આપવા હોય તોય ! આવું ગુહ્યવસ્તુની ખબર શી રીતે પડે ? અંતર દૃષ્ટિ હોય તો જ જણાય. અને તે જ્ઞાન વગર શી રીતે કળાય ! માટે કોઈ પણ ક્રિયા વખતે મહીં ભાવ બગડવા ના દેવાય. ઊંચામાં ઊંચા ભાવ રાખવામાં ક્યાં મહેનત કે પૈસા પડે ? ત્યાંય લોક કંજૂસાઈ કરે !

હવે જેને આત્મજ્ઞાન હોય તેનું આવા સંજોગોમાં અંદર કેવું

હોય ? એ 'પોતે' દાન આપનાર શેઠથી આત્મભાવે જુદો જ રહે, અને મહીં સીધા કે વાંકા ભાવ થાય તેને જુદા રાખીને જુએ, તે જાણે કે આવા ભાવો થયા, એમાં એ તન્મયાકાર ના થાય, એમાં એની સહી ના હોય. તેથી તે આવી ને ખરી પડે. ને એ કર્મ પૂરું થાય. નવું ચાર્જ જ ના થવા દે ! એમાં એ પોતે રીએક્ટ જ ના થાય. પુરુષ થાય પછીનો આ રિયલ પુરુષાર્થ ગણાય.

પોતે શુદ્ધાત્માનુભવમાં રહી પ્રકૃતિની એકેએક ક્રિયાને, વિચારો, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વિ. ને જુદા જોયા કરે ને જાણ્યા કરે. તેમાં તન્મયાકાર ના થાય એટલે મહીં નિરંતર નિરાકૂળતા, પરમાનંદ રહે. એટલે પ્રકૃતિ પણ ખપી જાય. પુદ્ગલ પરમાણુ ચોખ્ખાં થઈને વિદાય લઈ લે કાયમની ! બધાંના ક્લેઈમ પૂરા થાય.

જ્યાં સુધી આરોપિતભાવ છે ત્યાં સુધી કર્તાભાવ રહે ને કર્તાભાવથી કર્મ બંધાય. 'હું ચંદુલાલ છું' એ આરોપિત ભાવ, 'હું કરું છું' એ કર્તાભાવ. અને રાત્રે ઊંઘમાંય આ ભાવો ખસતા નથી. તેથી કર્મ ઊંઘમાંય બાંધે છે ! ખરેખર વ્યવસ્થિત શક્તિ કરે છે ને પોતે માને છે કે 'હું કરું છું.'

નાનો છોકરો ચોરી કરતો હોય તો તેને મારે, ટીપે. અરે, ચોરી કરી, એ તો કર્મફળ છે. ટીપાયો એ કર્મફળ પરિણામ છે ને કર્મ તો એ ગયા ભવમાં બાંધી લાવેલો તે છે. અત્યારે એકદમ તે કંઈ કોઈથી ચોરી થતી હશે ? હવે છોકરાંને વાળવો હોય તો તેને સમજાવીને-પટાવીને કે જરા ખખડાવીને એનો અભિપ્રાય બદલવો જોઈએ કે ચોરી કરવી એ ખોટું છે, ભયંકર ગુનો છે, તો એની મેળે પરિણામ બદલાય. આપણા લોક ઈફેક્ટને બદલવા જાય છે, જ્ઞાનીઓ કૉઝને બદલે છે એટલે ઈફેક્ટ એની મેળે જ બદલાઈ જાય. ઈફેક્ટ ક્યારેય ફેરફાર ના કરી શકાય, એ સાયન્ટિફિક લૉ છે. કૉઝ બદલી શકાય. એટલે ઈફેક્ટ બદલવા ફરે તેનો સમય અને શક્તિ વેડફાય છે.

આ કર્મની થીયરીનું રહસ્યજ્ઞાન સમજે તો લોકોને ખૂબ જ શાંતિ રહે ને નવાં કર્મો બંધાતા અટકે 'હું કરું છું.' માન્યતાથી કર્મબંધ થાય

અને ચંદુભાઈ કરે છે, 'હું નથી કરતો' એનાથી કર્મક્ષય થાય.

અખા ભગતે કહ્યું,

'જો તું જીવ તો કર્તા હરિ, જો તું શીવ તો વસ્તુ ખરી.
કર્તા છૂટે તો છૂટે કર્મ, એ છે મહાભજનનો મર્મ.'

જીવ-શીવનો ભેદ ભૂંસાય તો કર્મનો કર્તા નથી રહેતો. પછી પરમાત્મા થવાની તૈયારીઓ !

શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું,

છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ.

જન્મથી મરણ સુધીનાં સર્વે સ્થૂળ કર્મો આ ભવમાં જ પૂરાં થઈ જાય ! જો પેડિંગ રહેતાં હોય તો તો પછી કોઈનો મોક્ષ થાય જ નહીં ને ?

જગતના લોકો ખીસ્સું કપાયું ત્યાં અન્યાય થયો ગણે છે. એકનો એક છોકરો અકાળે મરે તેને અન્યાય ગણે છે વહુ સાસુને દુઃખ દે છે તેને અન્યાય ગણે છે અને પછી ન્યાય ખોળે છે ને દુઃખી દુઃખી થાય છે ! ખરેખર, કુદરતના કાયદામાં આ જગતમાં જે બન્યું તે જ ન્યાય છે ! અન્યાય થયું માની, બુદ્ધિ ન્યાય ખોળે છે, જે બનવું શક્ય જ નથી એના માટે. કારણ કે આ એનો કુદરતી હિસાબ આવીને ઊભો રહ્યો છે. જે બન્યુ તે જ ન્યાય છે, એ સમજાઈ જશે તો એને જરાય ડખો નહીં થાય કે ભોગવટો નહીં આવે ગેરેન્ટીથી. અને વાસ્તવિકમાં તો તેમ જ છે.

પ્રારબ્ધ ને વ્યવસ્થિતમાં શું ફેર ? પ્રારબ્ધવાદીમાં અહંકાર હોય. વ્યવસ્થિત તો અહંકાર મર્યા પછીનું વિજ્ઞાન છે. પ્રારબ્ધમાં કર્મનો કર્તા ભોક્તા છે. વ્યવસ્થિતમાં કર્તાભાવ ઊડી ગયો, ભોક્તા જ રહ્યું.

વ્યવસ્થિત એ કર્મફળ દાતા છે. કર્મને વિસર્જન કરી આપે ને ફળ આપે એ વ્યવસ્થિત !

કર્મ ઉદય અને વ્યવસ્થિતમાં શું ફેર ? દાદાશ્રી સરળ દાખલામાં

ગહન જ્ઞાન સમજાવે છે સૂર્યનારાયણનું ઊગવું અને સવાર થવી બે સાથે હોય છે ? આમાં સૂર્યનારાયણ પહેલા હોય છે સવાર થવામાં. સવાર પહેલી ના હોય. એવી રીતે વ્યવસ્થિત પહેલું હોય ને ઉદય પછી હોય.

કર્મની વાત અધુરી પાંગળી રહે છે. સારું થાય તો 'મેં કર્યું', ને બગડે તો 'કર્મ રાશી છે' બોલે. એ વિરોધાભાસ છે. તેથી મહીં સમાધાન ના રહે. ને કર્તાપણુંય ના છૂટે ! અને વ્યવસ્થિત તો એક્ઝેક્ટ છે. 'ચંદુભાઈ' કામ કર્યે જાવ, 'આપણે' કશું નથી કરવાનું, પછી વ્યવસ્થિત બધો હિસાબ ચૂકતે કરી નાખશે !

આ ધરતીકંપ, વાવાઝોડાં, પ્લેનક્રેશ થાય, એ બધુંય વ્યવસ્થિત. સામૂહિક કર્મનો ઉદય થાય ત્યારે બધાં સામટાં સમુહમાં જ મરે ! સાથે મળીને કરેલાં કર્મો, સત્સંગ, લઢાઈ, વિ. સાથે મળીને ભોગવવાં પડે, પુણ્યના હોય કે પાપનાં હોય.

જન્મ્યો ત્યારથી નનામી કાઢે ત્યાં સુધી બધું જ ફરજિયાત છે ! ફરજિયાતમાં ક્યાં રહ્યું કર્તાપણું ?

કષાયો એ વ્યવસ્થિતને આધીન છે, એમ ના કહેવાય. અને કષાયી કષાયોને તાબે છે !

ક્રિયાઓ ફરે નહીં પણ ભાવ ફરે. અજ્ઞાન દશામાં ભાવને ફેરવવાનું દાદાશ્રી કહે છે ! ભાવ ફરે એટલે પરિણામ ફરવાનું જ ! જ્ઞાન પછી તો ભાવનોય કર્તા પોતે રહેતો નથી. માત્ર જાણનારો ને જોનારો જ રહે છે. ને ઓટોમેટિક બધું ખરી પડે છે. જ્ઞાન પછી કશાને ફેરવવાનું નથી, ખરી પડે છે માત્ર તેને જુદા રહીને જોવા જાણવાથી !

'વ્યવસ્થિત'નું જ્ઞાન જેને જ્ઞાની પાસેથી રિયલ-રિલેટિવના ડીમાર્કેશન પડ્યું હોય એને જ અપાય. પછી સજીવ અહંકાર જાય, નિર્જીવ અહંકાર જ રહે, જે સંસારના કાર્યો કરી આપે.

## (૪) અવસ્થિતનું પરિણામ વ્યવસ્થિત

વ્યવસ્થિત એ એક કોમ્પ્યુટર જેવું છે ! આપણા ભાવો એમાં 'ફીડ'

થાય છે. તેનું પછી કુદરત ગોઠવણી કરે છે. કુદરતના સંયોગો ભેગા થાય કુદરત ને બધું ભળે, કુદરત ભળતાં જે પ્રમાણ થાય, રંગરૂપ થાય. અંતે જે રિઝલ્ટ આવે છે એ વ્યવસ્થિત ! રિઝલ્ટ આપવાનું વ્યવસ્થિતની સત્તામાં ! 'વ્યવસ્થિત' શક્તિ કોઈની સત્તામાં નથી, કોઈના આધારે નથી. એ પોતે જ પરિણામ છે. જેમ પરીક્ષા આપે છે તેને તેનું આ પરિણામ છે !

અંદર અંતઃકરણની, મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકારની ક્રિયાઓ ચાલતી જ હોય છે. મનની ગાંઠો ફૂટે ત્યારે તેમાં અહંકાર વિચરે, એટલે એ આવી ગયો વિચાર દશામાં. અહંકાર તન્મયાકાર થાય તેને મનની અવસ્થામાં અવસ્થિત થયો કહેવાય, તેનું ફળ આવે કોમ્પ્યુટરમાંથી રિઝલ્ટ આવે તે વ્યવસ્થિત. દૂધમાં દહીં નાખવાથી એ દહીં ના કહેવાય એ અવસ્થિત કહેવાય. દહીં જામે ત્યારે તે વ્યવસ્થિત કહેવાય.

કર્તાભાવ છૂટે પછી અવસ્થિત ના થાય, અવસ્થામાં અહંકાર તન્મયાકાર ના થાય, એટલે અવસ્થિત ના થાય, એટલે તેનું નવું વ્યવસ્થિત ના આવે. જૂનું ભોગવીને પૂરું થઈ જાય !

પેપર પર યોજના ઘડાય પછી એની મેળે થયા કરે. યોજના એટલે અવસ્થિત. તે વખતે, પુરુષાર્થ વખતે પોતે નિમિત્ત છે અને કાર્ય વખતે નિમિત્ત ના કહેવાય. કાર્ય વખતે પોતે પાછો ગર્વરસ લે છે કે 'મેં કર્યું તેનો ડખો થયા વગર રહે જ નહીં. એ ગર્વરસ લે એ નવું આયોજન કર્યું કહેવાય !

આ ભવમાં વ્યવસ્થિતમાં કંઈ ફેરફાર થાય ? ના થાય. જન્મ્યો ત્યાંથી મરતા સુધીનું બધું જ ફરજિયાત છે. મરજિયાત માને છે તે ભ્રાંતિ છે, તે કર્મ ચાર્જ કરે.

'વ્યવસ્થિત'નાં જ્ઞાનની વાત બહુ ઝીણી છે. સ્થૂળ અર્થથી લઈને સૂક્ષ્મતમ અર્થ સુધી સમજવાનું છે.

## (૫) સર્જન-વિસર્જન

આ જગતનું ઈસેન્સ (અર્ક) શું છે ? શુદ્ધાત્મા છે અને સર્જન-

વિસર્જન છે. આત્માની હાજરીમાં ભ્રાંતિથી સર્જન થાય છે અને કુદરત એનું વિસર્જન કરાવડાવે છે. સર્જન દેખાય નહીં. વિસર્જન દેખી શકાય એવી વસ્તુ છે.

આત્મા મૂળ સ્વરૂપે ધ્રુવ છે. પણ બીજું બધું સર્જન-વિસર્જન થયા કરે છે. અહંકારથી મનુષ્યોમાં કર્તાપણાનો અહંકાર હોવાથી સર્જન કરે છે જ્યારે જાનવરો ને બીજી ગતિમાં માત્ર વિસર્જન છે.

અવસ્થિતને સર્જન કહેવાય અને વ્યવસ્થિતને વિસર્જન કહેવાય. આમ સર્જન-વિસર્જનની ઘટમાળ ચાલ્યા જ કરે છે અને શુદ્ધાત્મા તેને જોયા કરે છે !

વ્યવસ્થિત શક્તિ આત્મા સુધી પહોંચવામાં કંઈ મદદ કરી શકે ? ના, એને એમાં કંઈ લેવાદેવા નથી. વ્યવસ્થિત શક્તિ તો જે સર્જન કર્યું તેનું વિસર્જન કરે છે. કોઝિઝ વ્યવસ્થિતના તાબામાં નથી. ઈફેક્ટ વ્યવસ્થિતના તાબામાં છે.

વ્યવસ્થિત વિસર્જન કરે, તો સર્જન કોણ કરે ? અજ્ઞાનદશામાં 'હું કરું છું' એ અહંકાર સર્જન કરે છે ! એ ભ્રાંતિનો પુરુષાર્થ છે. જેનું ફળ આવે જ. વિસર્જન સંપૂર્ણ પુદ્‌ગલસત્તા છે, પરસત્તા છે. અને સર્જન પાર્લામેન્ટરી પદ્ધતિથી થાય. એમાં આત્મા નૈમિત્તિક કર્તા થાય છે ! બધાંના વોટ પ્રમાણે ઠરાવ પાસ થાય, ઠરાવ પાસ કરવામાં પ્રાઈમ મિનિસ્ટર નિમિત્ત કહેવાય ને !

સમકિત થયા પછી, અહંકાર ગયા પછી સર્જન બંધ થાય છે ને રહે છે માત્ર વિસર્જન ! એને માટે જ વ્યવસ્થિતનું જ્ઞાન કામનું છે. અહંકાર કર્તાપદ હોય ત્યાં સુધી 'વ્યવસ્થિત'નું જ્ઞાન એને માટે કામનું નથી.

## (૬) આદિ 'વ્યવસ્થિત'ની !

વિશ્વમાં છ સનાતન દ્રવ્યો છે. ચેતન, જડ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ અને આકાશ ! આ છ એ દ્રવ્યોનો સ્વભાવ એવો છે કે જે સ્વ-સ્વભાવમાં રહી શકે તેમ જ વિભાવમાં પણ જઈ શકે ! વિભાવમાં ક્યારે જાય છે ? દ્રવ્યો એક બીજાનાં સંસર્ગમાં આવે ત્યારે !

આખું વિશ્વ આ છએ છ દ્રવ્યોથી ખીચોખીચ ભરેલું છે. ક્યાંય વેક્યુમ નથી ! એટલે અનાદિથી એકબીજાની જોડે ને જોડે જ પડેલાં છે. એકબીજાનાં સંસર્ગમાં આવવાથી સ્વભાવમાંથી વિભાવમાં આવે છે. આ છએ દ્રવ્યોના મિશ્રણમાંથી જે અવસ્થાઓ ઊભી થાય છે, બીજા શબ્દોમાં વિભાવિક દશાની અવસ્થાઓ ઊભી થાય છે તે વ્યવસ્થિતને તાબે છે. મૂળ છ તત્ત્વોને વ્યવસ્થિત લાગતું-વળગતું નથી. મૂળ છએ છ દ્રવ્ય સ્વ-સ્વભાવમાં તો સંપૂર્ણ શુદ્ધ જ છે. જેટલાં સંયોગી થયાં છે તે બધાં વ્યવસ્થિતના તાબામાં જાય છે. શુદ્ધ તત્ત્વોને વ્યવસ્થિત સાથે લેવાદેવા નથી ! જે અવ્યવસ્થિત થાય છે તેને જ વ્યવસ્થિત લાગુ પડે છે. દ્રવ્યો લોકમાં જ છે માટે ત્યાં 'વ્યવસ્થિત' શક્તિ છે. અલોકમાં આકાશ તત્ત્વ એકલું હોવાથી ત્યાં 'વ્યવસ્થિત' શક્તિ નથી !

દરઅસલ આત્મા અચળ છે. અને લોકો જેને આત્મા માને છે તે ચંચળ ભાગને જ માને છે. દાદાશ્રીએ એને જ મિકેનિકલ આત્મા કહ્યો.

બે સનાતન વસ્તુઓ ભેગી થાય ત્યારે તીસરો વિશેષ ગુણધર્મ એમાં ઉત્પન્ન થાય છે. જેમ સોનું ને તાંબુ ભેગાં થવાથી મૂળ ધાતુને બદલે ત્રીજી જ ધાતુ ભાસે છે. આ ત્રીજી વસ્તુમાં મૂળ ધાતુનું એકેય લક્ષણ નહીં દેખાય. તેથી ભ્રાંતિ થાય કે આ કંઈ નવી જ ધાતુ છે. પણ આમ જોઈએ તો સોનાને તાંબાના મિશ્રણથી અનેક ઘાટના દાગીના ઘડાય, છતાં મૂળ ધાતુમાં તેના ગુણધર્મમાં કે કાર્યમાં ક્યાંય કશો ફેર પડતો નથી. માત્ર ભાસ્યમાન પરિણામ ઉત્પન્ન થાય છે ! એવી જ રીતે જડ અને ચેતનના મિશ્રણથી ત્રીજું જ ભાસ્યમાન પરિણામ વિશેષ ભાવ ઉત્પન્ન થાય છે. બન્નેમાં વિશેષભાવ ઉત્પન્ન થાય છે. જડ જીવંત વસ્તુ નથી. તેને પોતાનો કોઈ ભાવ હોતો નથી. પણ ચેતનના સંયોગથી એ વિશેષભાવ ગ્રહણ કરે છે. અને એનામાંય ફેરફાર થઇ જાય છે અને ચેતન જેવું કામ કરતું ભાસે છે !

આ વિશેષભાવને બહિરભાવ કહેવાય. એક જ બહિરભાવ ખાલી આમ જ દૃષ્ટિ કરવાથી ખડી થઈ ગઈ આ અનેક મૂર્તિઓ !!! બીજું કંઈ જ કર્યું નથી. આમાં આત્માએ જાતે કશું કર્યું જ નથી. આ નવો જ ગુણધર્મ વિશેષભાવ ઉત્પન્ન થયો તેનાથી સંસાર ખડો થયો ! એમાંથી

જ ક્રોધ-માન-માયા-લોભ ઊભા થયાં ! આ વિશેષભાવમાં પોતે નથી તેને 'હું છું' માને છે તે મૂળ 'અહમ્' પોતાનું મૂળ સ્વરૂપને બદલે બીજામાં જ તન્મયાકાર થઈ જાય છે ને મૂળ સ્વરૂપનું ભાન ભૂલી જ જાય છે. પાછું જ્યારે પોતાના મૂળ સ્વરૂપનું ભાન થાય, જ્ઞાન થાય, ત્યારે માંડે છે સંસાર આથમવા !

'કર્તા-ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય;
વૃત્તિ વહી નિજ ભાવમાં, થયો અકર્તા ત્યાંય.' -શ્રીમદ્ રાજચંદ્ર

જ્યાં સુધી વિભાવમાં વર્તે છે ત્યાં સુધી કર્મનો કર્તા ને ભોક્તા છે. અને સ્વભાવમાં આવ્યો કે થઈ ગયો કાયમનો અકર્તા ! 'હું ચંદુભાઈ છું' એ માન્યતા છે ત્યાં સુધી વિભાવ છે, કર્મ છે. ને 'હું શુદ્ધાત્મા છું' એ નિજભાવમાં આવી ગયો પછી થઈ ગયો મુક્ત, કર્તા-ભોકતાપણાથી ! વિભાવ એટલે વિશેષ પરિણામ, એ ઊડી જાય એટલે જાય છૂટી અનંત કાળની ભટકામણમાંથી!

જગત સ્વભાવથી જ ચાલી રહ્યું છે. મૂળ તત્ત્વો તો સ્વભાવમાં જ છે નિરંતર. એ સદા મિક્ષ્ચર સ્વરૂપે જ રહ્યાં છે. 'કમ્પાઉન્ડ' (સંયોજન) સ્વરૂપે ક્યારેય થયાં જ નથી. કમ્પાઉન્ડ થવાનો તેમનો ગુણધર્મ જ નથી. તેથી તો એ ગુણને 'ટંકોત્કીર્ણવત્' તીર્થંકરોએ કહ્યો. આ તો આત્મતત્ત્વ જે પુરુષ છે, તે પુદ્ગલની નજીક આવવાથી પોતાનો મૂળ સ્વભાવ કિંચિત્માત્ર પણ છોડ્યા સિવાય જે વ્યતિરેક ગુણ (ક્રોધ-માન-માયા-લોભ) ઉત્પન્ન થાય છે તે પ્રકૃતિ કહેવાય છે. પુદ્ગલના દબાણથી 'આ શું ? આ બધું કોણે કર્યું ?' પછી 'મેં કર્યું' એ ભાન ઉત્પન્ન થાય છે. જે વિશેષભાવ છે. અને તેનાથી પ્રકૃતિ એટલે વિશેષ કૃતિ ઊભી થઈ જાય છે !

જેવા ભાવ ઉત્પન્ન થાય તેના આધારે પ્રકૃતિ પૂતળું રચાયા કરે. જે પછી એના સહજ પ્રકૃતિ સ્વભાવમાં રહ્યા કરે. જેમ કે બાળપણ, યુવાની, ઘૈડપણ... પ્રકૃતિ ને પ્રાણ સાથે જાય. કારણ પ્રકૃતિ એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી છે, એ ના બદલાય.

## (૭) આત્મા-વ્યવહારથી કર્તા નૈમિત્તિક કર્તા

'આત્મા કર્તા છે, ભોક્તા છે' એમ જ્ઞાની લખે છે. પણ તે સાપેક્ષ

રીતે. અજ્ઞાનદશામાં આત્મા કર્મનો કર્તા છે અને જ્ઞાનદશામાં અકર્તા છે ! તીર્થંકરોએ આ સ્યાદ્વાદ કહ્યું, ત્યારે લોક એને એકાંતિક લઈ ગયા કે આત્મા કર્તા જ છે. ખરેખર નિશ્ચયથી આત્મા અકર્તા છે અને વ્યવહારથી, અહંકાર સ્વરૂપ થયા પછી એ કર્તા બને છે ! આટલી વાત નહીં સમજાવાથી ઘણો મોટો ગેરસમજનો મેરૂ ઊભો થઈ ગયો છે ! 'કર્યા વગર તો થાય જ નહીં ને ? મારે કરવું છે પણ થતું નથી, કરવું છે પણ થતું નથી' નું રટણ આ ગેરસમજણે જ ઊભી કરેલી નથી લાગતી ? ચોપડવાની પી ગયા ?!! આત્મા પોતે સૂક્ષ્મતમ છે. અને આ બધી જ ક્રિયાઓ સ્થૂળતમ છે. સ્થૂળ ક્રિયાઓ સૂક્ષ્મતમ વસ્તુથી શી રીતે થાય ? 'મેં ઉપવાસ કર્યા', અરે, આત્મા ખાતો નથી તો ઉપવાસ એને શેના ? 'મેં ખાધું', અલ્યા, આવડો મોટો લાડવો આત્માના કયા ભાગમાં સમાય? આ ખાધું, પીધું, કર્યું કોણે ? શરીરે. તે પુદ્ગલ કર્તા છે, આત્મા નહીં. એટલે દાદાશ્રીએ બહુ જ સ્પષ્ટ શબ્દોમાં ફોડ પાડયો છે કે 'આત્મા વ્યવહારથી કર્તા છે અને નિશ્ચયથી અકર્તા છે.' 'પુદ્ગલ વ્યવહારથી અકર્તા છે. અને નિશ્ચયથી કર્તા છે'. આ રહસ્ય સમજવા જેવું છે !

વેદાંતીઓ આત્માને અક્રીય માને છે.

કરે છે પુદ્ગલ ને માને છે 'હું કરું છું', એ આંટી જ ભગવાનની માયા છે !

આત્મા નિશ્ચયથી સ્વભાવનો કર્તા છે. વ્યવહારથી કર્મનો કર્તા છે. જેમ કોઈને આપણો ધક્કો વાગ્યો તો વ્યવહારથી 'આપણે ધક્કો માર્યો' એમ કહેવું પડે ત્યાં એમ ના કહેવાય કે 'હું આત્મા છું ને અકર્તા છું !' વ્યવહારથી કર્તા ને પાછો નૈમિત્તિક કર્તા. હોલ એન્ડ સોલ કર્તાપણું તો કોઈ વસ્તુનું નથી આ વિશ્વમાં ! વ્યવહારથી કર્તા એટલે ડ્રામેટિકલી કર્તા છે, ખરેખર નથી ! વ્યવહાર માત્ર રિલેટિવ છે ! રિયલ નથી. વ્યવહારમાં પુદ્ગલ કર્તા વ્યવસ્થિતની પ્રેરણાથી બને છે. આત્મજ્ઞાન પછી જ આ રહસ્ય સમજાય.

ઘડીકમાં ધોળે દહાડે અંધારું અંધારું થઈ જાય તે કોણે કર્યું ? ધૂમ્મસે. એ પુદ્ગલની કરામત છે, આત્માની નહીં. કેલીડોસ્કોપમાં (નાનાં

છોકરાંનું દૂરબીન) જાત જાતની રંગબેરંગી ડિઝાઈનો કોણ ચિતરનાર ? કોણ મહીં પેઠું, કોનો આત્મા પેઠો ? એ તો બધી પુદ્ગલની કરામત !

દાદાશ્રી કહે છે, 'આ જગતનો કોઈ કર્તા નથી અને કર્તા વગર જગત થયું નથી.' વિરોધાભાસી બન્ને વાક્યો હોવા છતાં તદ્દન વૈજ્ઞાનિક રીતે સાચાં છે. કોઈ કર્તા નથી એટલે કોઈ સ્વતંત્ર કર્તા નથી. કર્તા છે એટલે નૈમિત્તિક કર્તા છે ! એકનો ધક્કો બીજાને વાગે ને બીજાનો ત્રીજાને વાગે ને એમ ચાલ્યા કરે...

અજ્ઞાનતાથી પ્રતિષ્ઠિત આત્મા ખડો થયો છે 'દેહ હું છું, આનો ધણી હું છું, બાપ હું છું' વિ. વિ. પ્રતિષ્ઠા અન્યમાં પોતાની કરવાથી પ્રતિષ્ઠિત આત્મા ઊભો થયો છે. મૂળ આત્મા તો ખાલી જ્ઞાન પ્રકાશ જ આપે છે, એ કંઈ જ કરતો નથી.

ચેતનની હાજરીમાં, એની સ્પર્શનાથી પુદ્ગલમાં પણ પાવર પૂરાય છે. જેને પાવર ચેતન દાદાશ્રીએ કહ્યું, એ પાવર ડિસ્ચાર્જ સ્વયં થાય છે. જેના આધારે ડિસ્ચાર્જ ક્રિયાઓ થતી ભાસે છે.

આત્મા કેવળ જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયાનો કર્તા છે. જ્ઞાનક્રિયામાં હોય ત્યારે સ્વપરિણતિ ગણાય. ને કરે છે અન્ય ને પોતે માને છે 'હું કરું છું' એને પરપરિણતિ કહી. પરપરિણતિમાં શુભાશુભ ક્રિયા થાય. અને સ્વ-પરિણતિ શુદ્ધ જ્ઞાન-દર્શન ક્રિયા સહિત હોય !

સંયોગી પરમાણુઓનાં ગુણ એટલાં બધાં સુંદર છે કે જેવું ભગવાનનું જ્ઞાન થાય, તેવો અહીં આકાર થઈ જાય !

જરીક સાયનાઈડ મોમાં મૂકે તો મારવા કોણ આવે છે ? ભગવાન ? ના. સાયનાઈડની જ શક્તિ છે એ ! આ જડનીય કંઈ જેવીતેવી શક્તિ છે ! અનંત શક્તિ છે એનામાં, પરમાત્મા એમાં ફસાયા છે ! પુદ્ગલની કરામત તો અજાયબ છે !

પુરુષ અને પ્રકૃતિ, ચેતન અને પુદ્ગલ બન્ને સામિપ્યભાવમાં આવવાથી જ્ઞાનમાં 'વિભ્રમતા' ઊભી થાય છે. પુરુષ જ્ઞાનમય છે અને 'આ બધું શું છે ને કોણ કરે છે' તેમાં ભ્રાંતિ ઉત્પન્ન થાય છે. કે 'હું

ચંદુલાલ છું ને હું આ કરું છું' એટલે જ્ઞાન બદલાય છે ને તેનાથી પ્રકૃતિ ઉત્પન્ન થાય છે. જ્ઞાન સ્વભાવમાં આવે તો પ્રકૃતિ લય પામે છે ! બન્નેના મિશ્રણને કારણે પ્રકૃતિ સંપૂર્ણ જડ નથી પણ નિશ્ચેતન-ચેતન છે. નિશ્ચેતન-ચેતન એટલે ડિસ્ચાર્જ ચેતન.

એટલે મૂળમાં આત્મા પ્રાપ્ત કરવો હોય તો બીજું કોઈ ક્રિયા કરવાની જરૂર નથી. માત્ર આ ભ્રાંતિ જ કાઢવાની છે. અને એ ભ્રાંતિ કાઢવા જ્ઞાનીનું નિમિત્ત અનિવાર્ય છે !

## (૮) ક્રમબદ્ધ પર્યાય

ક્રમબદ્ધ પર્યાય એટલે શું ?

આ માટીનો ઘડો હોય, પુદ્‌ગલ દ્રવ્યનો, એ ક્રમે ક્રમે ઘસાતો જાય, ફૂટી જાય, ઠીકરાં ઘસાતાં ઘસાતાં માટી થાય, એ ક્રમબદ્ધ પર્યાય છે. અને માટીમાંથી પાછો ઘડો ઘડાય તેય ક્રમબદ્ધ પર્યાય છે. ઘડામાંથી એકદમ માટી ના થઈ જાય. એમાં અક્રમ ના થઈ શકે. એમ દરેક દ્રવ્ય ચેતન, જડ બધાંને જ ક્રમબદ્ધ પર્યાય લાગુ પડે છે આત્માનાય જેવા સંજોગો તેના પ્રમાણે પર્યાય ઉત્પન્ન થાય. એક મહેલ છે તે ક્રમે ક્રમે જર્જરિત થઈ તૂટી-ફૂટી માટી બની જાય છે નિયમથી જ. પણ અહંકારી એને સમું કરાવી રંગરોગાન કરી નવા જેવું પાછું બનાવી દે ! અહંકારી શું ના કરે ? એ ક્રમબદ્ધ પર્યાયને તોડી નાખે !

ક્રમબદ્ધ પર્યાય જ્ઞાયક સ્વભાવ સન્મુખ થયા પછી જ લાગુ પડે છે અને જ્ઞાયક થયો તેને તેના લક્ષણો દેખાવા જોઈએ. જેવાં કે ઋજુતા, મૃદુતા, માર્દવતા, ક્ષમા, અનુકંપા વિ. વિ. સમકિતીનાં લક્ષણો પ્રગટવાં જોઈએ, નિયમથી જ ! જ્યાં સુધી અહંકાર છે, અજ્ઞાન છે ત્યાં સુધી એને માટે ક્રમબદ્ધ પર્યાય નથી. એનો અહંકાર કંઈનું કંઈ કરી નાખે !

અજ્ઞાન છે ત્યાં સુધી અહંકાર છે, અંધકાર છે. પ્રકાશ અંધકારને જોઈ ના શકે. અજ્ઞાની અહંકારના માર્યા શું ના બાંધે ! તેથી તો તીર્થંકરોએ સમકિતીઓનાં જ ભાવિ ભવો કહ્યા છે. તે પણ પૂછે તેનાં જ ! બાકી મૌન રહ્યા છે ! અહંકાર શુંનું શુંય બાંધી દે. તેથી ક્રમબદ્ધ પર્યાય અહંકારરહિત દશાવાળા માટે જ છે. માટે આત્મજ્ઞાન વિના નથી નિવેડો.

ક્રમબદ્ધ પર્યાયની ગમે તેટલી મોટી મોટી વાતો કરનારા પંડિતોને પૂછીએ કે રસ્તામાં બંધ આંખે ચાલો છો ? ત્યાં ક્રમબદ્ધ પર્યાય પ્રમાણે એક્સિડંટ થવાનો નથી, માટે શો વાંધો ?

મહાવીર ભગવાનને કેટલાકે 'પોતાનો મોક્ષ કયા ભવે થશે' એવું પૂછેલું, તો તેમનાં કહેલાં. હવે ભગવાનને પ્રત્યક્ષ જે મળ્યો ત્યાંથી જ તેની દૃષ્ટિ બદલાઈ જાય. તેથી સમ્યક્ દૃષ્ટિવાળાનાં જ ભવો ભગવાને કહ્યાં અને તેય ભગવાનની વાણી આખીય પૂર્વ પ્રયોજીત હતી. ભગવાન માટે ૧૦૦ % નિયતિવાદ હતું, અજ્ઞાની માટે ના કહેવાય એવું.

ક્રમબદ્ધ પર્યાય એકલાને જ માન્ય કરીને ચાલે તો તે તીર્થંકરોની વાતને છેદ ઊડાડે છે. ભગવાને કહ્યું છે, પાંચ સમવાય કારણો ભેગાં થઈને કાર્ય બને છે એટલે પુરુષાર્થ, કાળ, પ્રારબ્ધ, સ્વભાવ, નિયતિ. આ બધું ને ક્રમબદ્ધ પર્યાય અવિનાભાવિ હોય જ. અવિનાભાવિ એટલે એકબીજા વગર ના હોય, સાથે જ હોય.

'વ્યવસ્થિત' અને ક્રમબદ્ધ પર્યાય વચ્ચે શું ફેર ? ક્રમબદ્ધ પર્યાય એટલે પુદ્‌ગલ એનાં ક્રમબદ્ધ પર્યાયને જ ભજવાનું છે. દા. ત. કોઈ દારૂ પીતો હોય તેના ક્રમબદ્ધ પર્યાય શું ? એ દારૂ છોડવાના પર્યાયને ભજશે કાં તો વધુ પીવાના પર્યાયને ભજશે. ગરગડી વીંટી તે ઉકલશે. અને વ્યવસ્થિત એટલે ગયા અવતારમાં પોતે મનના વિચારોમાં ભળ્યો એટલે કે એમાં અવસ્થિત થયો એ અવસ્થિત કોમ્પ્યુટરમાં જાય છે ને તેનું 'વ્યવસ્થિત' થઈ ને આવે છે. વ્યવસ્થિત એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સનું રિઝલ્ટ છે. 'વ્યવસ્થિત'નું જ્ઞાન સમજે કે બીજે જ દા'ડેથી ભવિષ્યની ચિંતા ટેન્શન બંધ થઈ જાય છે ! જ્યારે ક્રમબદ્ધ પર્યાયથી ચિંતા બંધ થાય નહીં ને ગૂંચવાડો રહે ! વ્યવસ્થિત તો વૈજ્ઞાનિક વસ્તુ છે.

એકલું ક્રમબદ્ધ પર્યાય હોય તો તો તીર્થંકરનાં આપેલાં પાંચ સમવાય કારણો ઊડી જાય છે ને નિયતિ જ રહી પછી ! પુરુષાર્થ ઊડી જ ગયો ! બીજા બધાંની જરૂર જ શી રહી પછી ? પછી શાસ્ત્રોય ઊડી જાય !

ખરેખર એકલું ક્રમબદ્ધ પર્યાય નથી પણ ઊંધુંય ચાલે. ૧, ૨, ૩.... ૯૯, ૧૦૦ એ સવળું ને ઊંધું ચાલે ત્યારે ૯૬, ૯૫, ૯૪, ... પણ થાય.

નૈસર્ગિક મિથ્યાત્વ હોય ત્યાં સુધી ક્રમબદ્ધ પર્યાય ચાલે. પણ ગૃહિત્વ મિથ્યાત્વ લાગે પછી એ નથી. પછી તે આડુંઅવળું ચાલે. ઘડીકમાં ઉત્તરમાં તો ઘડીકમાં દક્ષિણમાં કે પૂર્વમાં ! અને ગૃહિત્વ મિથ્યાત્વ છે જ બધાંને.

ક્રમબદ્ધ પર્યાય દરેક દ્રવ્યને લાગુ પડે છે. સ્વભાવિક વસ્તુને જ અને વ્યવસ્થિત શક્તિ એ તો પૌદ્‌ગલિક શક્તિ છે.

ક્રમબદ્ધ પર્યાય ખૂબ ઝીણવટથી સમજાય તો જ એનો કંઈક ઉપયોગ થાય. એનું યથાર્થ વર્ણન તો જ્ઞાની પુરુષ જ કરી શકે. જ્ઞાની પુરુષો પોતે ડુંગર ઉપર રહીને ડુંગરનું વર્ણન કરે, વચ્ચેનુંય કરે અને બધાંનું વર્ણન કરે, અનેક દાખલાઓ સહિત. ત્યારે એ જ્ઞાન તમને ગેડમાં આવે ને ક્રિયાકારી થાય !

## (૯) પાંચ સમવાય કારણો - નિયતિ...

તીર્થંકરોએ કહ્યું છે કે કોઈ પણ કાર્ય થાય તેમાં 'પાંચ સમવાય (એટલે સમુચ્ચય, ફેડરલ) કારણો' કારણભૂત છે. એ સિવાય કાર્ય રૂપકમાં ના આવે. દાદાશ્રી એ પાંચ સમવાયની વિગતો અને વ્યવસ્થિત સાથેનું તેમનું સ્પષ્ટીકરણ અત્રે પ્રશ્નોત્તરીરૂપે સુંદર કર્યું છે. પાંચ સમવાય કારણો કાર્ય ક્યાં અટકે છે કે કેવી રીતે થયું, તેનો તાળો મેળવવા માટે સમજવાનાં હોય છે.

'વ્યવસ્થિત' અને નિયતિમાં શું ફેર ? વ્યવસ્થિત એ પરિણામ છે કેટલાં બધાં કોઝીઝ ભેગાં થયા પછીનું. અને નિયતિ એ તો બધાંમાંનું એક જ કારણ છે. પાંચ સમવાય કારણોમાં સ્વભાવ, પુરુષાર્થ, પ્રારબ્ધ, નિયતિ અને કાળ. પાંચ સમવાય એ કારણો છે અને વ્યવસ્થિત તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના પરિણામને કહેવાય છે. રિઝલ્ટ આપનારી શક્તિ એ વ્યવસ્થિત છે. એટલે બન્નેમાં ખૂબ ફરક છે !

નિયતિ એ તો અનાદિનો પ્રવાહ છે. નિયતિ એકધારી હોય એ બદલાય નહીં. વ્યવસ્થિત તો બદલાય, આ નિયતિ કુદરતી છે જ અનાદિ અનંત છે ! એમાં ફેરફાર ના થાય. જેમ અવસ્થા બદલાય તેમ તેમ પોતાને જેવું જ્ઞાન કે સમજણ પડી તે મુજબ અવસ્થામાં અવસ્થિત થાય તે પ્રમાણે તેનું વ્યવસ્થિત આવે. જ્ઞાન બદલાતું જાય તેમ વ્યવસ્થિત બદલાતું જાય. જ્યારે નિયતિ સમધારણ એક સરખી જ વહ્યા કરે.

નિગોદમાંથી એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિયમાં તે અંતે મનુષ્યમાં ને તેમાંય હિન્દુસ્તાનમાં આવે છે. આમ સહજપણે, સ્વાભાવિકપણે તે નિયતિ જ મોક્ષ તરફ આગળ લઈ જાય છે. પણ હિન્દુસ્તાનનો મનુષ્ય થયો એટલે કર્તાપણાનો અહંકાર ઊભો થયો. એટલે નવું જ ભાવિભાવ ચાર્જ કરે છે. જેના પરિણામે ચારગતિઓમાં જાય છે. એટલે ત્યાં પછી નિયતિ કહેવાતું નથી. એટલે પછી વ્યવસ્થિત કહેવું પડયુ દાદાશ્રીને ! નિયતિ એટલે એની મેળે કુદરત જ ઠેઠ મોક્ષે લઈ જાય. પણ મનુષ્યમાં આવે એટલે એની નૈયત ફરે ને ઊંધી-ચત્તી થાય ત્યાં પછી નિયતિ શું કરે ? મનુષ્યમાં ગૃહિત મિથ્યાત્વ મળે છે તેના આધારે બીજાનું જોઈ જોઈને ડખો કરવાનું શીખે છે !

કેટલાક માને છે કે પુરુષાર્થ છે તે નિયતિ દ્વારા નક્કી થયેલો છે. એ વાત સાચી છે પણ ક્યાં સુધી ? અહંકારની વચ્ચે ફાચર ના વાગે ત્યાં સુધી. મનુષ્યમાં આવ્યો એટલે અહંકારની ફાચર વાગવાની શરૂ થઈ જાય. મનુષ્ય સિવાય બીજી બધી ગતિવાળા નિયતિમાં જ છે. કારણ ત્યાં કર્તાપણું નથી. માત્ર ડિસ્ચાર્જ એકલું જ છે. મનુષ્યમાં ચાર્જ-ડિસ્ચાર્જ બન્ને છે. અહંકાર નિયતિના વિરૂદ્ધ હોવાથી ગમે તે ચાર્જ કરી નાખે છે. અહંકાર ના હોય તો ચાર્જ ના થાય ને નિયતિ જ એને મોક્ષે લઈ જાય. દા. ત. અમદાવાદથી કર્ણાવતી ટ્રેન મુંબઈ જાય છે. એ એનો પ્રવાહ ઠેઠ મુંબઈ લઈ જાય. શરૂઆતમાં પરોઢ હોવાથી ઊંઘે છે એટલે કે અહંકાર પણ ઊંઘે છે પણ જેવું ચહલપહલ શરૂ થઈ, વડોદરા આવ્યું ને સૂરત આવ્યું એટલે પેલો નવી જ જાતનું કરવા માંડે છે ! વચ્ચે મૂઓ ઊતરી પડે ને ચેવડો, ખમણ ને ઘારી ખાવા બેસી જાય ! ને ટ્રેન ઊપડી જાય ! એ ટ્રેનમાં બેસી રહે ચૂપચાપ ડખો કર્યા વગર તો ટ્રેન એને સડસડાટ

મુંબઈ પહોંચાડી દે ! નિયતિ એટલે ડિસાઈડેડ પણ અહંકાર એને ઊડાડી મૂકે.

અહંકારથી ત્રણ વસ્તુ રહે. સ્વભાવ, પુરુષાર્થ અને પ્રારબ્ધ. આ ત્રણને લીધે કાળ મૂકેલો, નહીં તો નિયતિનો પ્રવાહ તો આપોઆપ ચાલ્યા જ કરે. પછી રહ્યું જ નહીં ને કશુંય !

પાંચ સમવાય કારણોમાં વ્યવસ્થિત ક્યાં સમાય ? ક્યાંય નહીં. કારણ બન્ને જુદાં જ છે. પાંચ સમવાય કારણોમાં પુરુષાર્થ છે, જે નવાં કર્મો બાંધે છે, એ એને આ પ્રવાહમાં નડે છે, કર્તાપણું ઊભું થાય છે ને ડખો કરે છે. એ ના થાય તો નિરંતર આ પૂર્વકર્મ અર્થાત્ પ્રારબ્ધ છે, કરીને વ્યવહારમાં ડખો અટકે છે ને નવાં કર્મો બંધાતાં નથી. પ્રારબ્ધ છે તે પુરુષાર્થના આધારે ફરે પણ નિયતિ ન ફરે કદિ, નિયતિ અને ક્રમબદ્ધ પર્યાયમાં પણ બહુ ફેર છે. નિયતિ એ પ્રવાહ છે. સમસરણ માર્ગનો, જ્યારે ક્રમબદ્ધ પર્યાય વસ્તુના પર્યાયો ક્રમે ક્રમે ફરતા હોય છે એમ કહેવા માંગે છે.

આમાં વ્યવસ્થિત શું છે ? સ્કૂલમાં જાય. વાંચે ને પછી નાપાસ થાય કે પાસ થાય તે વ્યવસ્થિત. પહેલેથી વાંચ્યા વગર વ્યવસ્થિત છે એમ ના કહેવાય. આમ નિયતિવાદથી વ્યવસ્થિત વેગળું પડે છે.

ક્રમબદ્ધ પર્યાય એટલે પુદ્ગલ એનું જે ક્રમબદ્ધ થયું છે તે ક્રમબદ્ધના આધારે ચાલે અને આત્માય ક્રમબદ્ધ પર્યાયમાં છે ! પુદ્ગલના ક્રમબદ્ધ પર્યાય છે એમાં નિયતિને લેવા દેવા નથી. નિયતિ તો બન્ને ભેગાં થાય પછી સ્પર્શે છે ! શુદ્ધ ચેતન કે શુદ્ધ જડ પરમાણુ કે તેમનાં પર્યાયોને નિયતિ સ્પર્શતું નથી, વિભાવિક દશામાં આવ્યા પછી જ નિયતિ એમને સ્પર્શે છે !

સંસાર એટલે સમસરણ માર્ગ ! એ પ્રવાહની જેમ પ્રવહ્યા જ કરે છે નિરંતર. જીવો એ પ્રવાહમાં વહેતા હોય છે, ગયા અવતારમાં અગિયારમાં માઈલમાં હોય ત્યાં ડુંગરા દેખાય ને તેમાં તન્મયાકાર થઈ આવું જ જોઈએ એમ ત્યાં પ્રતિતિ બેઠી, શ્રધ્ધા બેઠી. પછી બારમા માઈલમાં આવ્યાં ને ત્યાં કેરીની વાડીઓ દીઠી. પણ પ્રતિતિ અગિયારમાં

માઈલમાં બેઠેલી તેનું ફળ બારમામાં મળે ને બારમામાં પાછું નવી અવસ્થા જોઈને નવી પ્રતિતિ બેસે ને આમ સંઘર્ષ ચાલ્યા જ કરે. હવે આ પ્રતિતિ આગળ જાગૃતિ રહે તો નવું ચાર્જ ફેરફાર કરે અથવા નવું ચાર્જ ના કરે. ત્યાં પોતે તન્મયાકાર ના થાય, અભિપ્રાય ના આપે, છોડી દે, તો માન્યતાઓથી છૂટાય.

નદીના પ્રવાહમાં અસંખ્ય પથરાઓ સામસામા ટકરાય છે. અને એમાં વિરલા જ શાલિગ્રામ બને છે. સમકિત પામી મોક્ષે જાય છે !!! આમાં કોઈનો શું પુરુષાર્થ ? એની પાછળ વ્યવસ્થિતનો નિયમ છે. કોઈની સ્વતંત્ર સત્તા એના પર નથી. 'વ્યવસ્થિત' એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ !

ભગવાન મહાવીરના શિષ્યે નિયતિવાદ ઊંધી રીતે પકડેલો કે 'જે બનનાર છે તે ફરનાર નથી ને ફરનાર છે તે બનનાર નથી.' આનાથી પોતે ખૂબ ઊંધો ચાલ્યો, ખુદ ભગવાનના સામાવડિયો તીર્થંકર બનીને બેઠો !

ભગવાન મહાવીરે પાંચ સમુચ્ચય કારણો ભેગાં થાય ત્યારે કાર્ય બને છે, એમ કહ્યું. અને એ કેવી રીતે ભાગ ભજવે છે તેનો પૂજ્ય દાદાશ્રીએ સાદો દાખલો આપી સુંદર રીતે સમજાવી દીધું છે ! નિયતિ, કાળ, સ્વભાવ, પ્રારબ્ધ અને પુરુષાર્થ. આ પાંચેવ, કેરીનો દાખલો આપતાં કહે છે કે કેરી ક્યાં મળે ? આંબાના ઝાડનો 'સ્વભાવ' છે કે કેરી આપવાનો. તે ત્યાં મળે. લીમડો ના આપે કેરી, તે ત્યાં ન મળે. એટલે આંબાનો 'સ્વભાવ' કેરી આપવાનો છે એ નક્કી થઈ ગયું. પછી આંબા પાસે જઈને કેરી માંગીએ દિવાળી પર તો મળે ? ના. 'કાળ' એનો પાકે ત્યારે જૂન મહિનામાં જ મળે ! હવે આંબાને ભરચક મોર આવ્યો હોય ને વાવાઝોડું આવે ને બધો મોર ખરી પડે તે 'નિયતિ'. એટલે કેરી બેસે નહિ. જૂનમાં કેરી લેવા જઈએ તો ના મળે. કેમ ? તો કહે કે નિયતિ આડી આવી. નિયતિ બરોબર, રેગ્યુલર હોય, સ્વભાવ રેગ્યુલર હોય, કાળ રેગ્યુલર હોય અને પુરુષાર્થ કરવા માંડ્યો કેરીઓ માટે, પણ કેરી હાથમાં જ ના આવે ! કેમ ? તો કહે કે 'પ્રારબ્ધ' નથી. એટલામાં જ

એક જણ દોડતો દોડતો આવ્યો ને લાકડી લઈને તોડી આપે છે, ને કેરી ભેગી થઈ ! આમ પાંચેવ સમવાય કારણો ભેગાં થાય ત્યારે કેરી મળવાનું કાર્ય થયું !

આપણામાં કહે છે ને કે આ વેપારીને માથે બહુ મોટું દેવું થયું છે પણ એની નૈયત બગડી છે. તે નહીં વાળે. નૈયત એટલે દાનત. તે નૈયત ઉપરથી નિયતિ થાય. નૈયત એટલે ભાવિભાવ. ત્યાં નૈયત ચોખ્ખી હોય કે મારે પૈસા આપવા જ છે તો પૈસા અપાઈ જાય. એવો નિયમ છે ! જેની નૈયત સારી તેને બરકત સારી બડી મળે ! નીતિ કરતાંય નૈયત બહુ ઊંચી વસ્તુ છે ! અને નૈયત બગડી કે એનું નિયતિ બગડે. નિયતિ હંમેશા ભાવિભાવ રૂપે હોય, ભૂતભાવ રૂપે ના હોય.

અક્રમ જ્ઞાનથી સીધી નિયતિમાં જતો રહે છે. પછી વળાંક ના આવે. પછી નૈયત બગડે જ નહીંને જ્ઞાનને લીધે ! પુરુષાર્થથી નિયતિ ખસેડાય ? ના. નોર્મલ પુરુષાર્થ જોઈએ જ અને કાળ પાકે ત્યારે ફળ આવે.

પાંચ સમવાય કારણો અહંકાર હોય ત્યાં સુધી. અહંકાર ગયા પછી વ્યવસ્થિત કહેવાય. અહંકાર હોય તે જોઈ શકે કે આ કામ કેમ થતું નથી ? પાંચમાંથી કયું કારણ ખૂટે છે ? પૂર્વકર્મ ! અગર તો કાળ ! માટે પાંચ સમુચ્ચય કારણો તાળો મેળવવા માટે મદદરૂપ થાય છે.

આત્મા સ્વભાવથી અક્રીય છે અને કેવી રીતે કાર્યો થાય છે એ સમજવા પાંચ સમવાય કારણો શાસ્ત્રમાં મૂકાયાં છે.

સર્જન નિયતિ કરાવે ને વિસર્જન વ્યવસ્થિત કરાવે. પાંચ સમવાય કારણો હોય. તેમાં પુરુષાર્થ કર્મ બંધાવે છે. જ્યારે 'વ્યવસ્થિત'માં કર્મ બંધાતુ નથી, પણ એ કર્મફળ દાતા છે. પાંચ સમવાયમાં કર્તા-ભોક્તા બન્ને છે. જ્યારે વ્યવસ્થિત માં માત્ર ભોક્તાપદ છે. કર્તાપદ સ્હેજ પણ નથી.

સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ માં બધાં જ નિયમો આવી જાય. નિયતિ પણ સમાઈ જાય વ્યવસ્થિતમાં.

## (૧૦) દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ

દૂધમાં દહીં નાખે કે તરત દહીં ના થાય. કૉઝ પડ્યું કહેવાય. પછી દૂધ જામી જાય અમુક ટાઈમ પછી, ત્યારે દહીં કહેવાય. એટલે દરેક કારણને કાર્યમાં રૂપાંતરિત થવા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ માંગે છે. બહારવટિયા લૂંટે તો અમુક જ જગ્યાએ લૂંટે. કેરી ક્યારે પાકે ? એનો કાળ પાકે ત્યારે !

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ ભેગાં થઈ કાર્ય કઈ રીતે થાય છે તે સમજાવતાં દાદાશ્રી કહે છે, વાળ કપાવવાનો મને વિચાર આવ્યો તે 'ભાવ' થયો કહેવાય. પછી એક દિવસ નક્કી કરે કે આજે કપાવવા જવું જ છે, એમ કરીને દુકાને જાય. ત્યાં પાટીયું વાંચે, 'મંગળવારે દુકાન બંધ'! તે 'ક્ષેત્ર' ભેગું ના થયું એટલે પાછા આવવું પડે. બીજે દા'ડે જઈએ તો દુકાન ખુલ્લી હોય ને 'આવો, આવો, બેસો, બેસો' કહે. દસ મિનિટ થોભો, વાળંદ ચા પીવા ગયો છે. ભાવ મળ્યો, ક્ષેત્ર મળ્યું, પણ 'દ્રવ્ય' ભેગું ના થયું. થોડીવારમાં વાળંદ આવે ને દ્રવ્યેય ભેગું થઈ ગયું. પછી આપણો ક્યુમાં ત્રીજો નંબર લાગે ત્યારે પટાપટ કપાવા માંડે વાળ ! એટલે થઈ ગયો ભેગો છેલ્લો 'કાળ' !

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આ ચારેયમાં પહેલો ભાવ હોવો જોઈએ. પરણવાનો ભાવ તો અઢાર વર્ષનો થાય ત્યારથી આવવા માંડે. 'ભાવ' થાય પછી આગળ વધાય. પછી છોકરી ભેગી થાય, 'દ્રવ્ય' ભેગું થાય, પસંદ પડે, બધું થાય પણ તોય તરત ને તરત ત્યાં ને ત્યાં ઓછું પૈણી જવાય ? વળી લગ્નની વાડી મળે, 'ક્ષેત્ર' બધું મળે, મૂહુર્ત મળે તે 'ટાઈમે' લગ્ન થાય !

આત્મજ્ઞાનીમાં અને બીજામાં ફેર કેટલો ? જ્ઞાની પુરુષ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવથી નિરંતર અપ્રતિબદ્ધપણે વિચરતા હોય. એટલે એમને ચારેવમાંથી કોઈ બાંધી ના શકે ! આ પ્રતિબદ્ધ કરે છે કોણ ? ચારેવ માંથી એકુંય નહીં. માત્ર પોતાની રોંગ બિલીફો જ પ્રતિબદ્ધ કરે છે !

દ્રવ્ય-ક્ષેત્ર-કાળના આધારે ભાવ ઉત્પન્ન થાય, એ ડિસ્ચાર્જ ભાવ છે. એ ભાવ પછી એક પછી એક જગ્યાએ ડિસ્ચાર્જ થતાં થતાં અંતે

ખલાસ થઈ જાય. પછી એ ચારેવથી અપ્રતિબદ્ધતા વર્તે ! ગમે તેવું સારી ખાવાની ચીજ આવે તો ખાય, પછી તેનાથી બંધાય નહીં. ફરી એમને સાંભરે નહીં ! એ દ્રવ્યથી અપ્રતિબદ્ધતા. ગમે ત્યારે ગમે ત્યાંથી ઊઠાડી ને ગમે ત્યાં બેસાડે તોય ભાવ ના બગડે, તે ક્ષેત્રથી અપ્રતિબદ્ધ ! કોઈ સંયોગને ચોંટવાનું નહીં. સંયોગો ભેગા થવાના પણ એમાં તન્મયાકાર નહીં થવાનું, એને જોયા કરવાના. ભાવથી બંધન નથી કશું. નિરંતર અપ્રતિબદ્ધપણું, ત્યાં સંપૂર્ણ જ્ઞાન પ્રકાશમાન હોય ! ત્યાં નિરંતર મુક્ત હાસ્ય હોય.

## (૧૧) જ્ઞાની ન કરે, છતાં ચાહે સો કરે !

જ્ઞાની પાસે આવવું એય વ્યવસ્થિતને આધીન કહેવાય ? હા. સિલ્લકમાં પુણ્યાનુબંધી પુણ્ય અને પોતાનો જબરજસ્ત ભાવ કે આત્મજ્ઞાન જોઈએ જ છે! આ ભેગું થાય ત્યારે જ્ઞાની પુરુષ મળે ! જ્ઞાન મળતાં સુધી વ્યવસ્થિત. જ્ઞાન મળ્યા પછી પુરુષ થાય અને પુરુષ થયા પછી સ્વપુરુષાર્થ જાગે છે. પુરુષાર્થ વ્યવસ્થિતને આધીન ના કહેવાય. પુરુષાર્થ તો સ્વતંત્ર છે ! જ્યારે જ્ઞાન લીધું ત્યારથી દેહ છૂટે ત્યાં સુધી દેહ સાથેનું બધું વ્યવસ્થિત છે. આગળના દેહ સાથેનું વ્યવસ્થિત ના કહેવાય. 'વ્યવસ્થિત' આ દેહ સાથેનું પૂરું થઈ જાય, પણ 'જ્ઞાન' આવતે ભવ જોડે આવે.

દાદાશ્રી એ 'વ્યવસ્થિત' માટે તો ત્યાં સુધી કહી દીધું કે અમને 'જ્ઞાન' ૧૯૫૮માં થયું એય વ્યવસ્થિતના આધારે અને અમે તમને 'જ્ઞાન' આપીએ તેય 'વ્યવસ્થિત'ની સત્તાના આધારે ! જ્ઞાન આપવાનીય સત્તા 'અમારી' નથી. 'વ્યવસ્થિત'ની સત્તાની પર તમે નથી, અમે નથી, અને કોઈ પણ નથી. ખુદ કૃષ્ણ ભગવાન કે મહાવીર ભગવાન પણ ન હતા. અને આ દેહ, વાણી કે વિચાર પર પણ અમારી માલિકી નથી. પોતાની સત્તા માત્ર જોવું, જાણવું, પરમાનંદમાં રહેવું ને ધીમે રહીને આ સપડાયેલા પઝલમાંથી નીકળી જવું. અંદરથી તો પોતે સંપૂર્ણ-સર્વાંગપણે સદા મુક્ત જ હોય. અને આ પદની પ્રાપ્તિ બધાંય ને કરવાની જ છેને અંતે તો !

**- જય સચ્ચિદાનંદ**

# અનુક્રમણિકા

## (૧) કર્તા કોણ ?



## (૨) વ્યવસ્થિત શક્તિ : સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ

## (૩) પ્રારબ્ધ-પુરુષાર્થ અને કર્મ



## (૪) અવસ્થિતનું પરિણામ વ્યવસ્થિત

## (૫) સર્જન-વિસર્જન



## (૬) આદિ 'વ્યવસ્થિત'ની



## (૭) આત્મા-વ્યવહારથી કર્તા-નૈમિત્તિક કર્તા

## (૮) ક્રમબદ્ધ પર્યાય



## (૯) પાંચ સમવાય કારણો - નિયતિ...

## (૧૦) દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ



## (૧૧) જ્ઞાની ન કરે, છતાં ચાહે સો કરે (?)



❖❖❖❖❖

# (૧)

# કર્તા કોણ ?

## આપણું કર્તાપણું કેટલું ?

**પ્રશ્નકર્તા :** આપના જે સત્સંગીઓ છે તે થોડું-ઘણું કહે, તે પરથી મને અમુક પ્રશ્નો ઉદ્‌ભવ્યા. ને મેં કહ્યું, 'લાવ, હું પણ જરા જાણું કે આ જગતની વાસ્તવિકતાઓ શું છે ? આપણે શાના માટે છીએ ? શું કરવાનું છે ?'

**દાદાશ્રી :** પ્રશ્નો તો ઊભાં થવા જોઈએ. પ્રશ્નો ઊભાં ના થાય તો માણસ સમજી શી રીતે શકે ? પ્રશ્નો બધા ઊભાં થાય, ને એનું સોલ્યુશનેય થવું જોઈએ.

હવે આ જગતની મૂળભૂત વાસ્તવિકતાઓ બધી જાણવી જોઈએ. એટલે આ જગત કોણે બનાવ્યું ? શી રીતે ચાલે છે ? કોણ ચલાવે છે ? આપણે શું છીએ ? આ જે આપણે કરીએ છીએ એ આપણે પોતે કરીએ છીએ કે કોઈ કરાવડાવે છે ? ઈટ હેપન્સ અગર તો આપણે કરીએ છીએ, એ બધું સમજવું પડે. એમ ને એમ ગપ્પે ગપ્પાં ચલાવીએ એને જીવન જ ના કહેવાય ને ?

શેનો બિઝનેસ છે આપનો ?

**પ્રશ્નકર્તા :** સુપર માર્કેટ.

**દાદાશ્રી :** 'ઘરાક કોણ મોકલે છે' એ કહો મને ?

**પ્રશ્નકર્તા :** એની મેળે જ આવેને, એને વસ્તુ લેવી હોય એટલે.

**દાદાશ્રી :** એની મેળે આવતો હશે ? કોઈ કાયદાથી આવતા હશે કે આ ગપ્પું છે આ દુનિયા ? એક વાળ પણ અહીંથી મારી ઉપરથી ઊડીને તમને અડે નહીં, એવી આ દુનિયા, એટલી બધી ન્યાયવાળી દુનિયા અને તમે ગપ્પું માનો છો કે આ બધું આ એની મેળે બધું ચાલ્યા કરે છે ! આ સમજવા જેવી વાત નથી લાગતી તમને ? ઘરાક એની મેળે ના આવી શકે. જો એની મેળે આવતા હોયને તો આ લોકો છે તે પેપરોમાં જાહેરાતના ખર્ચાઓ કરે નહીં. જાહેરાતના ખર્ચા કરે આ લોકો ? તમે ખર્ચો કરો છો કે નથી કરતા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો એની મેળે આવે છે, તો વળી પછી ખર્ચો શું કરવા કરો છો ? તમે ચાર દહાડા અહીંથી દેશમાં જાવ, તો ચાલે ખરું કે ના ચાલે બધું ?

સમજવું તો પડશે ને ? કંઈ એમ ને એમ ગપ્પા ઓછાં ચાલવાના છે ? આ તો મારી 'અક્રમ વિજ્ઞાન' નામની શોધખોળ છે. આ તો આખું સાયન્સ છે !

બીજું તમે કશું ચલાવેલું ખરું ? શું શું ચલાવેલું એ કહો.

**પ્રશ્નકર્તા :** ઘર ચલાવેલું.

**દાદાશ્રી :** કેટલાં માઈલની સ્પીડે ચાલે ઘર ?

**પ્રશ્નકર્તા :** એ રોજનું રોજ ચાલે.

**દાદાશ્રી :** હા, પણ કેટલા ? આ સ્ટીમરો દસ-બાર માઈલની સ્પીડે ચાલે છે. તમારું ઘર કેટલા માઈલની સ્પીડે ચાલે છે ?

**પ્રશ્નકર્તા :** એ ત્યાંનું ત્યાં જ રહ્યું છે.

**દાદાશ્રી :** તો પછી ચાલ્યું શું કહો છો તે ? તમે બીજું કશું કરેલું ?

**પ્રશ્નકર્તા :** આ કન્સ્ટ્રક્શન કર્યું ને !

**દાદાશ્રી :** એ તો પેલા કોન્ટ્રાક્ટર કહે, મેં કર્યું'તું. પછી એમના મોટાં મોટાં આસિસ્ટન્ટ હતા, એમને પૂછ્યું. ત્યારે કહે, 'અમે કરેલું.' આ તો પછી મુકાદમોને પૂછ્યું, ત્યારે કહે, 'અમે કરેલું.' મજૂરોને પૂછીએ, ત્યારે કહે, 'અમે કરેલું.' અલ્યા મૂઆ, આ સાચું કોણ છે આમાંથી ? ઈન્જિનિયરને પૂછ્યું ત્યારે કહે, 'મેં કરેલું.' અને ચીફ ઈન્જિનિયર કહે, 'મેં જ કરેલું આ બધું'. ગવર્મેન્ટ કહે, 'અમે કર્યું.' આમાં કોણ સાચું તે ?!

**પ્રશ્નકર્તા :** બધાનોય સાથ મળીને થાયને !

**દાદાશ્રી :** તો પછી કરનાર કોણ ? 'મેં કર્યું' એવું કહેવાય કેમ કરીને આપણાંથી ?

**પ્રશ્નકર્તા :** પણ આપોઆપ તો ન થાયને ? બધાએ પરિશ્રમ તો કરવો જ રહ્યો ને ?

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. પણ આપણે જે એમ કહીએ છીએ કે 'મેં આમ કર્યું ને તેમ કર્યું.' એ સાચી વાત છે ?

**પ્રશ્નકર્તા :** કહે છે તો ખરાં અને ન કરે તો કેવી રીતનાં થાય ?

**દાદાશ્રી :** નહીં, પણ મારું કહેવાનું, પોતે નથી કરતો કશુંય. તમે કરો છો કે થઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય છે.

**દાદાશ્રી :** એ તો થઈ જાય છે. તો પછી હવે તમે કરો છો શું ? એ મને કહો.

**પ્રશ્નકર્તા :** એ રીતે તો હું કંઈ કરતો નથી.

**દાદાશ્રી :** જો કર્તા નથી એવું જાણો છો, તો પછી શા માટે અમથા ઈગોઈઝમને ચઢાય ચઢાય કરો છો ? 'મેં આમ કર્યું ને તેમ કર્યું ને.....' કર્તા નથી એવું જાણો છો તમે ?

## મન-વચન-કાયા, પરાધીન

**પ્રશ્નકર્તા :** જે થઈ રહ્યું છે તે બહારનું થઈ રહ્યું છે અને જે કરવાનું છે તે અંદરનું કરવાનું છે. અંદરનું કરી શકતા હોય તો તે કરવાનું છે.

**દાદાશ્રી :** એ હાથમાં છે ? ઊધરસ એની મેળે આવે છે કે આપણે ખાવી પડે છે ?

**પ્રશ્નકર્તા :** એ તો ક્યારે આવે એ આપણે કહી શકતાં નથી. ક્યારે હાંફ ચઢે એ પણ કહી શકતાં નથી.

**દાદાશ્રી :** માટે શરીરના કાર્ય બધા આપણા હાથમાં છે નહીં. એમ કહી દોને ! ત્યારે વાણીનાં કાર્ય ક્યાં આપણા હાથમાં છે, તે કહો.

**પ્રશ્નકર્તા :** વાણી આપણા હાથમાં કેવી રીતે ?

**દાદાશ્રી :** એટલે છે તે દેહનું કરવાપણું છૂટી ગયું, હવે વાણીનું કરવાપણું છૂટી ગયું. હવે મનમાં તમારે કરવું પડે છે કે એની મેળે મન કૂદાકૂદ કરે છે ?

**પ્રશ્નકર્તા :** એ તો એની મેળે વિચારો આવે છે.

**દાદાશ્રી :** તમારામાં શું કરવાની શક્તિ છે, એ મને એકુંય દેખાડશો ? એક પણ શક્તિ એવી દેખાડશો કે તમારી પોતાની સ્વતંત્ર શક્તિ છે ?

**પ્રશ્નકર્તા :** એટલે આ દેહ કરે છે. આત્મા કંઈ કરતો નથી.

**દાદાશ્રી :** પણ દેહે કયું કામ કર્યું ?

**પ્રશ્નકર્તા :** અભ્યાસ કરે છે, ખાય છે, પીવે છે.

**દાદાશ્રી :** તે કો'ક દહાડો આપણે બોલીએને પાછા, 'ખાવું છે પણ ખવાતું નથી.' ત્યારે કોણ ખાતું'તું ?

**પ્રશ્નકર્તા :** દેહ.

**દાદાશ્રી :** પણ 'ખાવું છે છતાં ખવાતું નથી', એનું શું કારણ ? પહેલાં ખાતો'તો ત્યારે દેહ ખાતો'તો, હવે નથી ખવાતું તે કોણ નથી ખાતું ? એની ખાવાની શક્તિ હતી તે ક્યાં ગઈ ? 'હું ખાઉં છું તે મારી શક્તિથી ખાઉં છું' એમ કહે છે. તો પછી 'નથી ખવાતું' એ કોણ કહે છે એવું ?

## કંઈ પણ કર્યા વિના રહેવાય ?

**પ્રશ્નકર્તા :** આપણે એવું નક્કી કરીએ કે આપણે કશું નથી કરવું, કંઈ જ નથી કરવું, તો એવું થાય ?

**દાદાશ્રી :** એક દહાડો એવું કરો જોઈએ ! એક દહાડો કશું નથી કરવું, એવું રહો તો એક હજાર પાઉન્ડ આપીએ. અરે, એક કલાક એવું કરે તોય એક હજાર પાઉન્ડ આપું. કઈ શક્તિનાં આધીન માણસ એ કરી શકે ? એક મિનિટ પણ, એક સેકન્ડ પણ બેસી ન રહે. તમારા હાથમાં સત્તા કઈ ? એ કહો મને, ચાલો. કંઈ પણ કરવાની તમારામાં સત્તા છે ?

**પ્રશ્નકર્તા :** છે અને નથી.

**દાદાશ્રી :** ના, એવું 'છે-નથી' ના હોય. કાં તો તમારી સત્તા હોવી જોઈએ. કાં તો બીજાની સત્તા હોવી જોઈએ. તો ઊંઘવાની સત્તા છે ? ઊઠવાની સત્તા છે ? ચાલવાની સત્તા છે ? આ બેસવાની સત્તા છે તમારી ? તમારી કોઈ પણ સત્તા હોય તો મને કહી આપો !

**પ્રશ્નકર્તા :** અત્યારે બેઠા છીએ એટલે બેસવાની સત્તા છે જ ને !

**દાદાશ્રી :** હમણે મહીં ગભરામણ થઈને પડી જાય, આનું શું ઠેકાણું ? ભમરડો ! આ ભમરડો તો પડી જતાં વાર શું લાગે ?!

## ઊંઘે એય પરસત્તામાં

એવું છે ને, રાત્રે કહે છે, 'આપણે દશ વાગ્યે ઊંઘી જવાનું, પછી છ વાગ્યે ઊઠવાનું.' આમ બોલે છે ખરો, અને પછી આપણે ત્યાં આગળ જઈએ પલંગ આગળ, આમ મહીં માથે ઓઢી અને શું નું શુંય છે તે યોજના ઘડતા હોય. આપણે કહીએ, 'કાકા દશ થઈ ગયાં, કેમ ઊંઘી જતા નથી ?' કારણ કે માણસને તે ઘડીએ વિચાર આવે ને દશ વાગે, કે 'આ ફલાણાને પચાસ હજાર રૂપિયા આપ્યાં, તેનું આજ ખાતું પડાવવાનું તો રહી ગયું.' તે પછી ઊંઘ આવે ખરી ? જો ઊંઘ પોતાના હાથમાં નથી. પોતે પછી ઊંઘવાનો પ્રયત્ન કરે છે, છતાંય ઊંઘ નથી આવતી, એ બને કે ના બને એવું ? મારે ઘણું ઊંઘવું હતું પણ ઊંઘાતું જ નથી ને !

ઊંઘ ના આવે ને પાસા આખી રાત ફર્યા ને ત્યારે ખબર પડે કે આજે મારામાં ઊંઘવાની શક્તિ નથી ! ત્યારે ઊઠવાની શક્તિ છે ? ત્યારે કહે, 'ઘડિયાળ મૂકવું પડે, બે વાગે ઊઠવું હોય તો !' મોટા ઊઠવાની શક્તિવાળા આવ્યા !! આ ઊઠુંને એટલે હું આમ કરી નાખીશ. મૂઆ, ઊઠાતું તો છે નહીં અને શું જોઈને બોલ બોલ કરે છે, વગર કામનો ટૈડ ટૈડ કર્યા કરે છે અમથું !

આ તો તમારી સત્તામાં નથી એ. ઊંઘ આવી ગઈને, એ પરસત્તાથી આવે છે. અને તમને એમ લાગે છે, 'હું કરું છું' એટલું જ. ઊઠવાનું પરસત્તા જ ઊઠાડે છે. કર્મનો ઉદય પૂરો થાય છે એટલે જાગી જાય છે ને પોતે માને છે કે 'હું કરું છું !'

## પોતાનું ધાર્યું થાય કેટલું ?

**પ્રશ્નકર્તા :** પણ આપણે પછી કરીએ છીએ તો ખરાં જ ને ! આ બધી ક્રિયાઓ તો થાય છે જ ને !

**દાદાશ્રી :** ના, આપણે જો કર્તા હોય ને, તો આપણું ધાર્યું થાય.

આ વર્લ્ડમાં એક પણ માણસ પોતે કરતો હોય તો એનું ધાર્યું જ કરે. પણ એ ધાર્યું એક સેકન્ડ થાય નહીં. આ તો કરે છે બીજો અને પોતે ઈગોઈઝમ કરે છે, 'હું કરું છું' બસ. એટલું જ છે અને તે ભમરડા કહ્યા છે મેં. આખા વર્લ્ડના મનુષ્યોને ભમરડા કહ્યા છે.

ખરી રીતે આ કશુંય કરતો નથી, 'ઈટ હેપન્સ' થઈ રહ્યું છે. તમે શું ઊંઘતાં હોય તે ઘડીએ આ રાત પસાર નહીં થતી હોય ?

**પ્રશ્નકર્તા :** હા, થાય.

**દાદાશ્રી :** તો સવારે સાત ના વાગે ?

**પ્રશ્નકર્તા :** વાગે.

**દાદાશ્રી :** લોકો ચા-પાણી ના પીવે ? પીવે જ. બધું થઈ રહ્યું છે આ અને મનમાં કહે છે, 'હું કરું છું.' એ ભ્રાંતિથી ભાસે છે એને, એવું લાગે છે કે 'હું જ કરું છું.' મારા સિવાય બીજું કોઈ દેખાતું નથી. શી રીતે દેખાય તને ! તારી પાસે દૃષ્ટિ જ નથી ત્યાં આગળ ! અને તે આંખોનીય દૃષ્ટિ ક્યાં છે ? બળ્યા, ચશ્મા લઈ આવે છે અને દાબડા ઘાલે છે. શરમ નથી આવતી તને ! શરમ આવવી જોઈએ કે દાબડા પહેરવા પડ્યા !

## ઉપરવાળાની કૃપા કે પછી...

**પ્રશ્નકર્તા :** આપણે કોઈ પણ કાર્ય કરીએ છીએ, એમાં એવું જ માનીએ છીએને કે 'હું કરું છું' એમ.

**દાદાશ્રી :** એ માનીએ છીએ એટલું જ, બાકી સંડાસ જવાની શક્તિ નથી આ મનુષ્યોમાં. એટલે આ માને છે એટલું જ, તેની જ ભ્રાંતિ છે ને તેથી આ ભટકે છે. એટલે પોતાના સ્વરૂપનું ભાન થાય એટલે પોતાને સમજાઈ જાય કે આ હું કર્તા ન હતો. 'કર્તા કોણ હતો ?' એ જ્ઞાની પુરુષ દેખાડી દે. જો ભગવાન કર્તા હોય તો ભગવાનને બંધન થાય. તમે કરો તો તમને બંધન થાય. માટે કર્તા ભગવાનેય નથી ને તમેય નથી. કર્તા

બીજી વસ્તુ છે અને 'આપણે કરીએ છીએ' એવું કહીએ છીએ, એટલે આપણને બંધન થાય છે. એ કર્તાપણું છૂટી જાયને એટલે આપણે છૂટી જઈએ.

**પ્રશ્નકર્તા :** આપણે ખાલી નિમિત્ત છીએ, ઉપરવાળો ચલાવે છે બધું એનામાં શ્રદ્ધા છે મને.

**દાદાશ્રી :** એ ઉપરવાળો ? એ ક્યારે નવરો પડે છે પાછો ? એ સારી શ્રદ્ધા છે. એ ઉપરવાળા ઉપર શ્રદ્ધા પૂરેપૂરી હોવી જોઈએ. 'જરાય ડગે નહીં' એવી હોવી જોઈએ. કઢી ખારી થઈ ગયેલી હોય, તો બૈરીનું નામ નહીં દેતાં, ઉપરવાળાનું નામ દઈએ તો સારું. તે વખતે તો કકળાટ માંડે કે આ કઢું ખારું થઈ ગયું ને આમ થઈ ગયું. અલ્યા ભઈ, ઉપરવાળાએ કર્યું, એમ જ રાખને !

**પ્રશ્નકર્તા :** એ તો પછી અંધશ્રદ્ધા કહેવાય.

**દાદાશ્રી :** હા, હા, પણ તું તો કઢી ખારી થઈ હોય તો ના બોલુંને એમને ? તારે તો ઉપરવાળા ઉપર શ્રદ્ધા છેને બધી ?

**પ્રશ્નકર્તા :** અંધશ્રદ્ધા નહીં. એ તો ખારી થઈ હોય એને ખારી, જેણે કરી હોય એને જ કહેવાયને, ખારી થઈ હોય એ.

**દાદાશ્રી :** ઓત્તારી ! એય કરે ને આય કરે. બે જણ કરે તો તું શું કરું ? ભગવાન એક બાજુ કરી આપે ને એક બાજુ 'આ કઢી ખારી તેં કરી', કહે છે. એવું છે ને, વિરોધાભાસ કામનું નહીં ! તારોય દોષ થતો હશે ને કોઈક દહાડો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે ઘડીએ એ શું કરે તારાં વાઈફ ? તને માફી આપી દે ને ?

**પ્રશ્નકર્તા :** આપવી જ પડે ને, ક્યાં જાય ?

**દાદાશ્રી :** અને તુંય માફી આપી દઉં છું ને ?

**પ્રશ્નકર્તા :** આપી દઈએ.

**દાદાશ્રી :** હા, હવે આમ ને આમ માફી આપવી, એનાં કરતાં બધું ભગવાન કરે છે, એવું તું નક્કી કરી નાખ ને. એટલે બધી આ ભાંજગડ ના રહે.

## ચલાવનારો જ ભગવાન ? કે ...

**પ્રશ્નકર્તા :** એ ચલાવનારી જે શક્તિ છે, તે જ ભગવાન છે ?

**દાદાશ્રી :** ના. ભગવાન તો ભગવાન જ છે. અનંત શક્તિના ધારક છે, પણ બીજી શક્તિના પાસમાં આવેલા છે. આમાં બીજી શક્તિને દુઃખ થશે જ નહિ. કારણ કે એનામાં ચેતન નથી અને ભગવાન ચેતન સ્વરૂપ છે. એટલે નહિ સમજવાથી આ બધી મુશ્કેલી છે.

આ તો એ શક્તિને ભગવાન કહે છે, ત્યાં સુધી સાચા ભગવાન લોકોને જડતાં નથી. એટલે પછી સાચા ભગવાનની ભક્તિ કરવાની લોકોને રહી જાય છે. સાચાને ઓળખે તો તો કામ થઈ જાય. આપણી અંદર, દરેક જીવની અંદર બેઠા છે તે જ સાચા ભગવાન છે.

ભગવાન એ કર્તા નથી, છતાં કર્તા જો માનવું હોય તો એની રીત કહી છે. કારણ કે એક કાયદો નથી, જુદા જુદા કાયદા છે આવાં. તે જેને જેટલી ડીગ્રી આવી હોય તેટલી ડીગ્રી તેણે માન્ય કરવી. બધી રીતે ભગવાનને કર્તા માનવો હોય તો પોતે હરેક જવાબદારી ભગવાનને માથે રાખવી. ખોટું થયું તોય ભગવાન, સારું થયું તોય ભગવાન, પોતાનું કર્તાપણું આગળ નહીં ધરવું જોઈએ. અને 'કોઈએ મને નુકસાન કર્યું' એવું બોલાય જ નહીં. કારણ કે ભગવાન જ કરે છે. પછી કો'કનું નામ દઈએ એનો શો અર્થ ? એવું બધું કાયદામાં રહો છો ?

## આમાં ભગવાનની કૃપા કે ...

**પ્રશ્નકર્તા :** મારાથી તો પાંદડું પણ હાલી ના શકે, જો ભગવાનની કૃપા ના હોય તો.

**દાદાશ્રી :** હા, ભગવાનની કૃપા ના હોય તો હાલી ના શકે ને ! ભગવાનની કૃપાથી જ તમારું ચાલે છે, એટલું જ જો તમે સમજો તો બહુ થઈ ગયું. પણ કોઈક જગ્યાએ કોઈ તમને કહે કે ચંદુભાઈ તમે શું ધોળવાના છો ? ત્યારે તમે કહો કે, આટલું આટલું ધોળાઈ નાંખ્યું ને આમ કર્યું છે ! તે વખતે પાછો પારો ચઢી જાય. એ અહમ્ કાળિયા નાગ જેવો છે, તરત ઊભો થઈ જાય ! થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** થાય.

**દાદાશ્રી :** એટલે તે વખતે જાગૃતિ રાખવી કે ભગવાનની કૃપાથી જ બધું ચાલે છે. મારાથી કશું થાય એવું નથી. હું તો મહેનત કરી જાણું. બાકી 'ભગવાનની કૃપાથી જ થાય એવું છે', એમ કહીએ. તમે પ્રયત્નના અધિકારી અને ભગવાનની કૃપાથી બધું ચાલ્યા કરે.

હવે જો ભગવાનની કૃપાથી જ આ બધાનું જો ચાલતું હોય તો કેટલાક લોકોની ઉપર આવી કૃપા કેમ છે ? કેટલાક લોકો આખો દહાડો મહેનત કરે છે ને ખાવાનું મળતું નથી. તો તો આ ભગવાન પક્ષપાતી છે ? તમને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ભગવાન પક્ષપાતી નથી.

**દાદાશ્રી :** પક્ષપાતી નથીને ! ત્યારે પેલાં લોકોને બિચારાને, જન્મથી જ જો ગરીબાઈ અને આખો દહાડો મહેનત કરે, તોય ખાવાનું પૂરું મળતું નથી. તો એનું કારણ શું હશે ? ભગવાનની કૃપા ત્યાં કેમ નહીં ? ને અહીં આગળ કેમ હશે ?

## કોણ કરનાર પ્રેરણા ?

**પ્રશ્નકર્તા :** તો પછી મને અંદરથી જે પ્રેરણા થાય છે, એ શું છે?

**દાદાશ્રી :** પ્રેરણા આત્મા નથી કરતો.

**પ્રશ્નકર્તા :** હું એ જ જાણવા માગું છું કે એ વસ્તુ શું છે કે જે મને પ્રેરણા કરે છે ! એ ભગવાનનો ભાગ છે કે અંદરની વાત છે ?

**દાદાશ્રી :** એ પ્રેરણા કરે છે ને તે એ દયા કરવાનીય પ્રેરણા કરે છે; દાન આપવાનીય પ્રેરણા કરે છે અને ચોરી કરવાનીય પ્રેરણા કરે છે, તો ભગવાન આવાં ના હોય. તમને કેવું લાગે છે ? જો ભગવાન પ્રેરણા કરનારા હોય તો એક જ પ્રકારની પ્રેરણા હોય કે જે આપણાં સેફસાઈડની જ હોય. પણ આ તો ઘડીકમાં ચોરી કરવાનું કહે, ઘડીકમાં આને ગાળ ભાંડવાની કહે, તો આવી પ્રેરણા કોણ આપે છે ?

**પ્રશ્નકર્તા :** આ જુદી જુદી પ્રેરણા કોણ કરે છે ?

**દાદાશ્રી :** તેથી તો જગતને આ જડ્યું નહિ, ને જગત આખું માથાફોડ કરીને મરી ગયું છે. હિમાલયમાંય બાવાઓ ત્યાં ને ત્યાં જ ગુફાઓમાં પડી રહે છે, પણ તેમને કશું જડે કરે નહિ. આ જડે એવી વસ્તુ નથી. આની સ્કૂલ ના હોય કે આનો પ્રોફેસરેય ના હોય ! ત્યારે કહે, મહીં બેઠા બેઠા શું કરે છે ? પ્રેરણા કરે છે ? આ ચોરને પૂછીએ કે 'અલ્યા ભઈ, શા હારુ ચોરી કરે છે ? આ ખોટા ગુના કરવાનું સારું કહેવાય ?' ત્યારે કહે, 'ભગવાન મને પ્રેરણા કરે છે.' મૂઆ, ભગવાન પ્રેરણા કરે તો ભગવાન ગુનેગાર, તારે શું કરવા ભોગવવું પડે ? જે પ્રેરણા કરે તે ગુનેગાર ખરાં કે નહિ ? કરે એ ગુનેગાર કે પ્રેરણા કરે તે?

## અલૌકિક દૃષ્ટિમાં ભગવાનનું કર્તૃત્વ

હવે અલૌકિક જો જાણવું હોય તો આ જગત ભગવાને બનાવ્યું નથી. છતાં લોકો આરોપ આપે છે કે 'ભગવાને બનાવ્યું છે.' 'ભગવાને આમ કર્યું ને તેમ કર્યું', આ બધી ભ્રાંતિ છે. આ બધું ભગવાન કરતા હોય, તો તમારે શું કરવાનું ?

આ લોકો તો જો ભગવાનને ઘડીવારેય જંપીને બેસવા ના દીધા, રાધા જોડેય જંપીને બેસવા ના દીધા. વારે ઘડીએ 'ભગવાને આમ કર્યું, ભગવાને આમ કર્યું', કહેશે અને છોકરાંનો જન્મ થયો ત્યારે પેંડા વહેંચી કરીને, 'મારો છોકરો, મારો છોકરો, હું બાપ થયો, હું બાપ થયો' કર્યા કરે ! અને એ એકનો એક છોકરો મરી ગયો, ત્યારે 'ભગવાને લઈ લીધો' કહેશે ! આવડી આવડી ગાળો હઉ દે. 'અરે, રડ્યાને કોઈની

જરૂર હતી, તે મારો જ છોકરો લઈ લીધો' કહે છે. છોકરો આપણો અને મરી ગયો ત્યારે 'ચલાવનારે એને માર્યો ?' બાપ થતી વખતે એ પોતે સ્વતંત્ર અને મરી ગયો, ત્યારે 'ભગવાને માર્યો'(!) જો હિન્દુસ્તાનના લોકો, શું ઉપકારી(!) માને, ઉપકારીને ભૂલતા નથી !! છોકરાં આપણા ગણાય ને કરે ભગવાન બધું. ભગવાન કરે તો તમારે શું કરવાનું હોય તે ? કાં તો તમે કરતા હો તો એણે ના કરવાનું હોય. બેઉમાંથી એક જણ કરે કે બેઉ ભેગું કરે સહિયારું ? તમને કેમ લાગે છે ? વિચારવા જેવું છે ને ? વિચાર્યા વગર ચાલતું હશે ? બે સહિયારું કરે નહિ અને જો એ કરતા હોય તો આપણે કશી ભાંજગડ કરવાની જરૂર નથી. જેમ બાપ કરતો હોય તો છોકરો કોઈ જાતની ચિંતા રાખે છે ? કોઈ જાતનું કંઈ કરે છે ? અને છોકરો કરતો હોય તો બાપેય ઘૈડો બેસી રહે છે ને ! નથી બેસી રહેતો ?! એટલે આમાં તમે કરો છો કે ભગવાન કરે છે ?

**પ્રશ્નકર્તા :** આપણે જ કરવાનું ને.

**દાદાશ્રી :** તો પછી એને શું કરવા ડખલ કરો છો ? બિચારાને સૂઈ રહેવા દોને, આપણે શી ભાંજગડ તે વગર કામની ! જેને પોતાનાથી ના થતું હોય તો એને સોંપી દેવું અને આપણે સૂઈ રહેવું કે ભઈ, હું તો પૈણ્યો અને ફસાયો. હવે તારે ચલાવવું હોય તો ચલાય.

**પ્રશ્નકર્તા :** એવું કહે છે ને 'ભગવાનની મરજી વગર એક પાંદડું હલતું નથી' એ વાત સાચીને ?

**દાદાશ્રી :** 'ભગવાનની મરજી' એ ખોટી વાત નથી, પણ વ્યુ પોઈન્ટ છે. એ ફેક્ટ વસ્તુ નથી. ભગવાનને મરજી હોય નહિ. ભગવાન જો મરજીવાળો હોય, અને મનુષ્ય મરજીવાળો હોય તો બેઉ સરખા જ કહેવાય. એટલે ભગવાન મરજીવાળા ના હોય પણ આ લોક માને છે.

## ખરેખર છે ગોડ ક્રિયેટર ?

'ભગવાન ક્રિયેટર છે' એ લૌકિક વાત છે અને લૌકિકમાં સાચું છે અત્યાર સુધી તમે લૌકિક જાણ્યું છે બધું. એ જો અલૌકિક જાણો તો આ

હિસાબનો જવાબ આવે. નહીં તો કોઈ હિસાબનો જવાબ જ ના આવે, રકમ જ ખોટી છે ત્યાં આગળ.

ભગવાન મહાવીરે કહ્યું કે 'ભઈ, ભગવાન વગર તો દુનિયા છે જ નહિ. ભગવાન જ છે બધું. પણ તે ભગવાન સૃષ્ટિનો કર્તા નથી.' ભગવાનની ડિક્ષનરીમાં 'હું કરું છું', 'તું કરું છું' અને 'તેઓ કરે છે', તે હતું જ નહીં. એની સાથે બહુ ઝઘડા ચાલ્યા. લોકોને તો બુદ્ધિ જ્યાં સુધી છે, ત્યાં સુધી બુદ્ધિ શું કહે છે કે 'કર્યા વગર કેવી રીતે થાય આ બધું ?' તે આ મુશ્કેલી છે ને ?! પણ તે ભગવાન મહાવીરને છૂટકો જ નહિ બોલ્યા વગર. કારણ કે જો સત્ય ના બોલે તો પેલા મૂંઝાય.

'ભગવાન આમાં હાથ ઘાલતા જ નથી.' એવું આ જગત છે, એ જ સાયન્સ છે. ફક્ત ભગવાનની રિલેટિવ શક્તિ વપરાય છે. રિલેટિવ એટલે હાજરીની શક્તિ. ભગવાનની ખાલી હાજરી જ છે. એ હાજરીની શક્તિથી આ જગત ઊભું રહ્યું છે.

અને ભગવાનેય ખરી રીતે બંધાયા નથી. ખરેખર રિયલી રીતે બંધાયેલા નથી, પણ આ રિલેટિવની રીતે આ હકીકતમાં આવ્યા છે. છતાં પોતાની જાતને પોતે બંધનરૂપ જાણતા નથી. બંધનરૂપ જાણે તો તો પછી ભગવાન જ ના કહેવાય ને ! એ તો આમાં વીતરાગ જ રહી શકે છે. આ જ સાયન્સ જાણવાનું છે.

ભગવાન તે અંદર રહ્યા રહ્યા જોયા જ કરે છે. 'આ બધી લીલા કેવી રીતે ચાલ્યા કરે છે' તે જોયા જ કરે છે.

અમુક બાબતો 'હું ચલાવું છું' ને અમુક બાબતો મારી શક્તિ બહારની 'ભગવાન ચલાવે છે', એવું લોકો જાણે છે. પણ ભગવાન આમાં કંઈ કશું કરતાં જ નથી. ભગવાન તો, કંઈ ના કરે એનું નામ ભગવાન. અને કરે તો બંધાય, એ બંધનમાં આવે.

## ભગવાન તો ભગવાન જ છે

'ભગવાન આમાં હાથ ઘાલતા જ નથી', પણ આ ભ્રાંતિ ઉકેલાઈ નથી. લોકોથી ભ્રાંતિ ઓળખી શકાતી નથી, એનું કારણ છે. એ એમ જ

જાણે છે કે ભગવાન સિવાય બીજી કઈ શક્તિ આ કરી શકે ? પણ આ બીજી શક્તિ છે અને એ તો એટલી બધી મોટી છે કે ભગવાનને હઉ ફસાવ્યા છે. આ તો પોતાની સંડાસ જવાનીય શક્તિ નથી. જીવવાનીય શક્તિ નથી ને મરવાનીય શક્તિ નથી. જો મરવાની શક્તિ હોય ને તો મરત જ નહિ પણ એવી કોઈ શક્તિ જ નથી.

**પ્રશ્નકર્તા :** એ શક્તિ કોની પાસે છે ?

**દાદાશ્રી :** એ શક્તિ જ આ હું તમને બતાવું છું ને એ શક્તિથી જ આ જગત ચાલી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** એ શક્તિને અમે ભગવાન કહીએ છીએ.

**દાદાશ્રી :** તમે નહીં, પણ આખું જગત એ શક્તિને ભગવાન કહે છે. પણ તે લૌકિક વાત છે એટલે જે શક્તિ ભગવાન નથી તેને ભગવાન કહે છે ! કારણ કે કરે છે માટે. પણ તે ભગવાનને પહોંચતું નથી, અને મૂળ ભગવાનની વિરાધના થાય છે. મૂળ ભગવાનને નહીં ઓળખવાથી આ જે નથી ભગવાન એને ભગવાન માનવામાં આવે છે. એટલી જ ભાંજગડ છે આ બધી. એટલે ભગવાનને ભગવાન માનો અને બીજી શક્તિને શક્તિ માનો તો આનો ફોડ પડશે, નહીં તો ફોડ કેવી રીતે પડશે તે?

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીઓ કેમ એને 'ભગવાન' નથી કહેતાં ?

**દાદાશ્રી :** એ શાને માટે કહે ? શક્તિને ભગવાન શા માટે કહીએ ? આપણે આ ઈન્જીન ચાલતું હોય, 'ધમ્મ, ધમ્મ, ધમ્મ...' તે એને ભગવાન કહીએ ને બેસી રહીએ તો મૂરખ બનીએ. એ મશીન શું કહે છે ? તારું બનાવ્યો, હું બન્યો. આ જડ શક્તિ તો આપણે બનાવેલું બનેલું છે. એને ભગવાન કહેવાય શી રીતે ? ભગવાન તો ભગવાન છે, ક્યારેય પણ 'ના ભગવાન' ના થાય, એનું નામ ભગવાન કહેવાય.

## બ્રહ્માંડની બે મહાશક્તિઓ

ભગવાનની શક્તિ ચેતન શક્તિ છે. આ બીજી તો જડ શક્તિ છે

અને તે અનંત શક્તિ છે જે દુનિયાનો સર્વસ્વ નાશ કરી નાખે એવી તો શક્તિ ધરાવે છે. આ અણુમાં કેટલી બધી શક્તિ છે. ફક્ત પરમાણુમાં શક્તિ નથી. એક પરમાણુ, બે ભેગાં થાય, ત્રણ ભેગાં થાય, એ ભેગાં થયા પછી શક્તિ ઉત્પન્ન થાય છે. અને પરમાણુ અવિભાજ્ય હોય, એ એના પીસીસ ના થાય. અણુના પીસીસ થાય. કેટલાય પરમાણુ ભેગાં થાય ત્યારે અણુ થાય.

આપણે જો ખરાં ભગવાન જાણવા હોય તો મહીં બેઠા છે તે છે, બાકી એ શક્તિને લોકો ભગવાન કહે છે. એ શક્તિ પણ ભગવાન જેવી વીતરાગ છે. પણ એમાં ચૈતન્ય નથી અને ચૈતન્યવાળા પ્રભુ તો આમાં જ મહીં બેઠેલા છે.

**પ્રશ્નકર્તા :** એ શક્તિમાં ચૈતન્ય ના હોય, તો એ શક્તિ ઓટોમેટીક કેવી રીતે કરે ?

**દાદાશ્રી :** એ બુદ્ધિમાં નથી સમજાય એવી વાત. એ અમે જોયેલું હોય અને જોઈને કહીએ છીએ. એ શક્તિ જ બધું જગત ચલાવે છે. ભગવાનને કશું જ ચલાવવાની જરૂર નથી. ભગવાનમાં ચૈતન્ય છે, પણ આ ચલાવવાની શક્તિ ભગવાનમાં નથી. આ ચલાવવાની શક્તિ એ મિકેનિકલ શક્તિ છે.

ભગવાન કોઈ ક્રિયાના અધિકારી નથી. ક્રિયા ભગવાન કરી શકે નહીં. ક્રિયાના જાણકાર ભગવાન છે. આ ક્રિયા બધી મિકેનિકલી થાય છે. આ મિકેનિકલ એડજસ્ટમેન્ટ છે. આ મહીં હવા પૂરોને તો આ મશીન ચાલે, નહીં તો હવા બંધ કરીએ તો ? અને મહીં પાણી, પેલું પેટ્રોલ-બેટ્રોલ પૂરવાનું બંધ કરીએ તો ?

**પ્રશ્નકર્તા :** ખલાસ થઈ જાય.

**દાદાશ્રી :** ખલાસ થઈ જાય. આ તો મિકેનિકલ એડજસ્ટમેન્ટ છે. ભગવાન મિકેનિકલ નથી. મિકેનિકલના જ્ઞાતા-દ્રષ્ટા એવા ભગવાન છે. ભગવાન તો અક્રિય છે, વીતરાગ છે. 'ભગવાનને સક્રિય કહેવું' એ ભૂલ છે.

## સાચું સ્વરૂપ ભગવાનનું ?

**પ્રશ્નકર્તા :** તો પછી ભગવાન શું છે ?

**દાદાશ્રી :** ભગવાન પરમાનંદ સ્વરૂપી છે ! જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી ! એ જીવમાત્રને પ્રકાશ જ આપે છે, અજવાળું જ આપે છે. અજવાળામાં જીવ કામ કરે છે. અજવાળું પોતે જ આનંદ સ્વરૂપ છે ! પ્રકાશ પોતે જ આનંદ સ્વરૂપ છે. એટલા માટે અજવાળું અને આનંદ, બંને આપે છે. એટલે ભગવાન બીજું કશું આપતાય નથી ને લેતાય નથી. નિરાળા રહે, નિર્લેપ રહે અને દરેક જીવને હેલ્પ કર્યા કરે, એનું નામ ભગવાન.

ભગવાન તો શું કહે છે કે 'તારે મોક્ષે જવું હોય તો મને સંભાર. અને જો તારે ભૌતિક સુખો જોઈતાં હોય તો આ બધી ધાંધલમાં પડ, વ્યુ પોઈન્ટમાં પડ ને વાસ્તવિક જોઈતું હોય તો મને ઓળખ. મને ઓળખીને વાસ્તવિકમાં, ફેક્ટમાં આવ.' એટલું જ ભગવાન કહે છે. બાકી ભગવાન તો બીજું કશું કોઈની ઉપર કૃપા વરસાવતા નથી. જેવું તમે બોલો, જેવું તમે નામ દો, એટલો પ્રકાશ તમને મળશે. ભગવાન પ્રકાશ સ્વરૂપ છે.

ભગવાન ક્યાં છે ? આપને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** આખા બ્રહ્માંડમાં છે.

**દાદાશ્રી :** ના, એવું નથી. જો બધે જ હોય તો કોણ કોને ઓળખે ? આ લાઈટ છે ને, તે આખી રૂમમાં એનું અજવાળું છે, પણ લાઈટ તો ત્યાં જ છે. એવી રીતે ભગવાન વિશ્વમાં અજવાળું કરે છે, પણ ભગવાન તો ભગવાનની જગ્યાએ છે !

ભગવાન ક્યાં હોય ? જ્યાં સુખ-દુઃખનું વેદન થતું હોય ત્યાં હોય. આ સુખ છે ને આ દુઃખ છે એવું જ્ઞાન હોય ત્યાં ભગવાન હોય. બીજે ભગવાન ના હોય. જ્યાં સુખ-દુઃખની લાગણીઓ વર્તતી હોય ત્યાં ભગવાન બેઠેલા હોય.

ગોડ ઈઝ ઈન એવરી ક્રિયેચર વેધર વિઝિબલ ઓર ઈનવિઝિબલ.

(આંખે દેખાય એવા અથવા ના દેખાય એવા દરેક જીવની અંદર ભગવાન છે.) પોતે જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી, દરેક જીવમાં બેઠેલા છે. એવું ખોળો તો કંઈક જડે !

આત્મા બધે એક સરખો છે. ફક્ત ફેર શેમાં છે ? પેકિંગમાં ફેર છે. વેરાઈટીઝ ઓફ પેકિંગ (જુદાં જુદાં ખોખાં) છે ને મહીં ભગવાન રહેલાં છે ! તમારી મહીં ભગવાન રહેલાં છે, એ ભગવાન ઓળખાઈ ગયા એટલે કામ થઈ ગયું. પણ એ તો દિવ્યચક્ષુ પ્રાપ્ત થાય ત્યારે ભગવાન દેખાય ને ! આ ચામડાની આંખથી ભગવાન ના દેખાય.

ભગવાન કેવા સ્વરૂપમાં છે ? નિરંજન-નિરાકાર સ્વરૂપમાં છે, અને અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત શક્તિ અને અવ્યાબાધ સ્વરૂપ એવા બધા બહુ જાતજાતના ગુણો છે. ને મહીં જ બેઠેલા છે. પણ આ તો અનંત અવતાર થયાને તો પણ ચેતનનો એક અંશ પણ અનુભવ થયો નથી. ચેતનની હાજરીનો અનુભવ એટલો રહે છે કે રાતે સૂઈ જાયને ત્યારે મહીં આનંદ રહે. બહારની મશીનરી બંધ થઈ જાય, પણ ભગવાન તો હાજર છે, તે એમનું સુખ બહાર નીકળે. પોતે અનંતસુખનું કંદ છે, સુખનો કંદ જ પોતે છે, પણ આ મશીનરી બંધ થાય પછી એ સુખ મહીંથી બહાર નીકળે. આ મશીનરી ચાલુ હોય તોય સુખ તો બહાર નીકળે ખરું, પણ પોતાને સમજાય નહિ.

## માપી નિજશક્તિ ક્યારેય ?

**પ્રશ્નકર્તા :** દરેક જીવને એવી શક્તિ આપોઆપ મળે ખરી ?

**દાદાશ્રી :** હા બધી મળે. બધી શક્તિ અંદર પુષ્કળ છે. અંદર ઘણી શક્તિ પડેલી છે, પણ શું કરે ? આવરાઈ ગયેલી છે. ઉપર આવરણ ચઢી ગયેલાં છે. જેમ એક માટલીની અંદર મોટો પાંચસોનો ગોળો મૂક્યો હોય પણ માટલી ઉપર ઢાંકી દઈએ તો શું રહે ? એવું આ લાઈટ બધાની અંદર છે, ફર્સ્ટ ક્લાસ. પણ જો દુઃખ, દુઃખ, દુઃખ !

ભગવાનમાં તો અનંત શક્તિ છે. અનંતુ સુખ છે એમાં, અનંતુ જ્ઞાન છે, અનંતુ દર્શન છે. અનંતા ગુણો છે એમની પાસે. મહીં ભગવાન,

જે આત્મા છેને એમની એટલી બધી શક્તિ છે કે જો એટલી શક્તિ ના હોત ને તો આજે અનાત્માની માયા છે ને, એ મોક્ષે ના જવા દેત. આ અનાત્માની માયા તો ભગવાનનેય મોક્ષે જવા દે એવી નથી, પણ ભગવાન પણ અનંત શક્તિવાળા છે. તેથી આપણે પેલું વાક્ય કહ્યું ને કે, ''મોક્ષે જતાં વિઘ્નો અનેક પ્રકારના હોવાથી તેની સામે 'હું' અનંત શક્તિવાળો છું.'' નહિ તો આ માયાનાં વિઘ્નો તો મારી મારીને તેલ કાઢી નાખે એવાં છે.

ભગવાન એ શુદ્ધ ચેતન છે. બસ શુદ્ધ ચેતન ! એના ગુણધર્મ સાથે છે બધું. એના ગુણધર્મ ઓળખવા પડે જ્ઞાની પુરુષ પાસે, તો પછી પત્તો પડે. આ છેલ્લા પ્રકારનું અધ્યાત્મ છે, એટલે તમારી જો લિંકનું અધ્યાત્મ હોય ને તો તમને એ ટચ થાય. આ છેલ્લું સ્ટેશન અધ્યાત્મનું છે. જે આખું વર્લ્ડ ખોળી રહ્યું છે તે આ છે !

ખરી રીતે આ તો લોકોને ખ્યાલ નથી, અહીંના સાધુ-સંતોને ખ્યાલ નથી હકીકત ખરી ! ચેતન તો મહીં અંદર શરીરમાં જ છે પણ એ કશુંય કરતું નથી. અને જે કરે છે, એ ચેતન ન્હોય. બોલો હવે શી રીતે સમજણ પડે આમાં ?

## પ્રકાશ કરે કે પ્રકાશમાં કરે ?

ભગવાન કર્તા નથી તેને આપણે આરોપ કરીએ છીએ કે એ કર્તા છે, ભગવાને બિલકુલ હાથ જ ઘાલ્યો નથી એમાં. આ પ્રકાશ જેમ ક્રિયા કરી શકે નહીં, આ રિલેટિવ પ્રકાશ છે તે ક્રિયા કરી શકે નહીં, તેમ આત્મા છે તે રિયલ પ્રકાશ છે, એ ક્રિયા કરી શકે નહીં, છતાં ચેતન છે. આ લાઈટ એ રિલેટિવ પ્રકાશ અને અચેતન છે !

**પ્રશ્નકર્તા :** તો ભગવાનનું રિફ્લેક્શન છે આ જગત ?

**દાદાશ્રી :** ભગવાનની હાજરીથી આ બધું દીપી રહ્યું છે. ભગવાનની હાજરીથી આ જડ તત્ત્વો દીપી રહ્યાં છે, જડ તત્ત્વો પ્રકાશિત થઈ રહ્યાં છે. ભગવાનની હાજરીથી આ બધું દેખાય છે ને આપણને એ મૂંઝવે છે! ભગવાન ના હોય તો આ જગત બિલકુલ ચાલે એવું જ નથી. ખાલી હાજરીથી જ આ બધું ચાલ્યા કરે છે.

ભગવાને આ જગત ચલાવવામાં કશું જ કર્યું નથી. એ તો ખાલી નિમિત્ત છે. એમની ખાલી હાજરી જ છે. ભગવાનની હાજરીને લઈને આ સાયન્સ બધું ચાલી રહ્યું છે ! એ છે તો આ બધું છે. એ ના હોય તો આ બધું બંધ થઈ જાય, એમની હાજરીથી ચાલે છે. બહાર જે ચલાવે છે, તે બુદ્ધિ ત્યાં કામ કરે એવી નથી. જ્ઞાનીનું જ્ઞાન જ કામ કરે એવું છે. બુદ્ધિ ત્યાં આગળ બહેરી થઈ જાય છે અને શંકા ઉપજાવે છે લોકોને.

આ ઉપર કોઈ બાપોય નથી, એમ કહેવાનો ભાવાર્થ શું છે, કે વાસ્તવિકતા જાણવી હોય તો આમ ઉપર નથી. નહીં તો આ લોકોએ કહ્યું છે, ઉપર બાપો છે. પણ કોઈ બાપોય ઉપર નથી એ હું જોઈ આવ્યો, જાતે જોઈ આવેલો અને હોત તો મને ઉઠાડી લેતને હમણે એ. 'જો મારું ખેદાન-મેદાન કરવા નીકળ્યો છે', ઉઠાવી લે કે ના ઉઠાવી લે ? કોઈ બાપોય નથી, બધું જોઈને બોલું છું આ, તમારો ભય છોડવા માટે. ઉપર બાપો તો શેના માટે ઘાલ્યો છે, કે અજ્ઞાન જીવોને ભડક ઘાલવા માટે બાપો મેલ્યો છે.

ભગવાનને આવું કહેવાથી, ભગવાનને કર્તા માનવાથી શું થયું કે 'ભગવાન શું છે ?' એ સમજ્યા નહીં, એનો લાભ ના મળ્યો આ લોકોને. 'ભગવાન અકર્તા છે અને પોતાની પાસે જ છે', એ લાભ એમણે ખોઈ નાખ્યો. આ તેથી અમે ભાર મૂકીએ છીએ કે 'ના, એવું નથી. તું સીધો ચાલ.' પેલું કર્તાપદમાં જ બધું ઐશ્વર્ય એમનું પેસી ગયું. જે માન્યું કર્તાપદ તેનો આપણને ગુનો લાગુ થાય છે કે એમને કુંભાર બનાવો છો ? કઈ જાતના લોકો ! એનું કીર્તન આવું કરવાનું હોય ?

## 'કરે' તે ન કદિ પરમાત્મા

એટલે કંઈ પણ 'હું કરું છું' એ ભાન, એ આત્મા ક્યારેય પણ પ્રાપ્ત ના કરાવે. જ્યાં સુધી તમે કરો છો, ત્યાં સુધી ભ્રાંતિમાં છો. જ્યાં સુધી જગતમાં કંઈ પણ તમે કરો છો, એવું ભાન છે ત્યાં સુધી એકે અંશ પણ આત્માનો ચાખ્યો નથી. લોકો આકુળ-વ્યાકુળ રહેતા હશે કે નહિ ? નિરંતર આકુળ-વ્યાકુળ, કારણ કે કર્તાપદ છે. 'હું કરું છું ને તે કરે છે

ને તેઓ કરે છે', એ જ્યાં સુધી બોલે છે ત્યાં સુધી ભ્રાંતિ છે. ને ત્યાં સુધી આકુળતા-વ્યાકુળતા જ છે. ભગવાન મહાવીરનો સિદ્ધાંત શું કહે છે ? 'હું કરતો નથી, તે કરતા નથી, ને તેઓય કરતા નથી.' કોણ કરે છે ? આ બધું પરસત્તાના હાથમાં છે. પરસત્તા કરે છે. હવે આપણે સામા માણસને તમે કરો છો એમ કહીએને, તો આપણને ભ્રાંતિ હજુ ગઈ નથી.

જ્યાં કરું, ત્યાં પરમાત્મા નહીં ને જ્યાં પરમાત્મા, ત્યાં કરું નહીં. હા, જ્યાં સુધી 'હું કરું છું' એકલું નહીં, 'તે કરે છે, તેઓ કરે છે', આ ત્રણ શબ્દો હોય, ત્યાં સુધી પરમાત્મા પ્રાપ્ત થયા નથી. મારા મનમાં એમ થયું કે 'હું કરતો નથી' પણ કો'ક કરે છે એમ માનેને, તોય ભ્રાંતિ ! કોઈ કરતું જ નથી, ખરેખર. 'કોઈ આ કરે છે' તેમ કહેવું તે ગુનો છે. 'કોઈ આ નથી કરતો' તે કહેવું પણ ગુનો છે. અને 'હું કરું છું' તેમ બોલવું તેય ગુનો છે. ઉદયકર્મ કરાવે છે ને કહે છે કે 'આણે આમ કર્યું.' આ તો કરે છે કો'ક અને કહે છે 'મેં કર્યું.' કારણ કે એ જાણી જોઈને નથી કહેતો, એવું એને ભાસે છે કે 'હું જ કરું છું.' આ બીજું કોઈ દેખાતું નથી. દાદાએ જ પ્યાલો ફોડ્યો. અલ્યા મૂઆ, મેં તો ઠેઠ સુધી બચાવવાનો પ્રયત્ન કર્યો. મેં ક્યાં ફોડ્યો છે ? ત્યારે કહે, 'બીજું કોઈ હતું જ નહીં પણ ! તમે જ ફોડ્યો.' હવે આ બધું શી રીતે બિલિફ જડે ?

**પ્રશ્નકર્તા :** આપણને 'હેલ્પ' થાય, એમાં ભગવાનનો પક્ષપાત ખરો ?

**દાદાશ્રી :** મદદ ભગવાન પોતે કરતાં નથી. આ કુદરતી રચના છે બધી, કારણ કે જીવમાત્ર સ્વતંત્ર છે. સ્વતંત્ર એટલે કુદરત એના હેલ્પમાં જ હોય. પોતે કહેશે કે 'મારે ચોરી કરવી છે.' તો ચંદ્ર, તારા, બધું હાજર હોય. ભગવાન તો આમાં ખાલી 'લાઈટ' આપવાનું જ કામ કરે છે. આમાં મૂળ ચોરી કરવાનો ભાવ પોતાનો છે. કુદરત તેને તેની પુણ્યૈ ખર્ચાવીને હેલ્પ કરે છે, એટલે કે એને બધા સંયોગો ભેગા કરી આપે છે. ભગવાન આમાં ફક્ત 'લાઈટ' જ આપ્યા કરે છે.

એ તો દરેક જીવમાં બેઠાં બેઠાં સંપૂર્ણ પ્રકાશ આપે છે. 'તારે

જે કરવું હોય તે કર. આ પ્રકાશ તને મારો ! ચોરી કરવી હોય તો ચોરી કરજે, અને તેની જવાબદારી તારી છે, જવાબદારી મારી નહિ. અને દાન કરું છું તેની જવાબદારી તારી, ફક્ત અમારો પ્રકાશ છે.' ત્યારે ચોર શું કરે છે ? 'સાહેબ, પેલા પોલીસવાળાને પ્રકાશ ના આપશો.' ત્યારે ભગવાન કહે, 'ના, અમારે એનેય પ્રકાશ આપવાનો અને તનેય પ્રકાશ આપવાનો.' ભગવાન પ્રકાશ જ આપે છે. બીજું કશું આપતા નથી અને વગર કામના ભગવાનને ફજેત કર્યા આ લોકોએ !

'અને જો તારે ભગવાન થવું હોય તો તું તારો અહંકાર છોડી દે. તો હું ને તું એક જ છીએ. આપણે જુદા જ નથી.' 'હું ચંદુભાઈ છું.' એ ભાન તૂટી જાય, તો તો તમે પોતે જ ભગવાનની મહીં એક થઈ જાવ.

આ ભગવાનના પ્રકાશથી જ બધું ચાલ્યા કરે છે. ચોર ચોરી કરે છે તેય વ્યાજબી કરે છે, દાનેશ્વરી દાન આપે છે તેય વ્યાજબી કરે છે. ભગવાનને ત્યાં ગુનો નથી. અહીં લૌકિકમાં બધું ગુનો છે. અલૌકિકમાં ગુનો નથી. ચોર ચોરી કરે છે, તે ભગવાનની દૃષ્ટિમાં ખોટું નથી. સમાજની દૃષ્ટિમાં ખોટું છે. ભગવાનને ત્યાં તો ચોરી, ના-ચોરી કશુંય નથી. એય અજ્ઞાન જ છે. શાહુકારી કરતો હોય કે ચોરી કરતો હોય, પણ અજ્ઞાન એટલે અજ્ઞાન, અંધારું એટલે અંધારું. એ અંધારાના ગમે તેટલા ટુકડા કરીએ તોય અજવાળારૂપ ના આવે એકુંય. એવું અજ્ઞાનના ટુકડા કરીએ તો તેમાં એકુંય અજવાળારૂપ આવે ખરું ? બધું અંધારું જ છે આ !

## ગુના વિના નથી દંડ

કોઈ કોઈનું બગાડી શકે એવી શક્તિ જ કોઈનામાં નથી, કોઈ એવો જન્મ્યો જ નથી. અને લોકો શું માને છે ? આ જ મારું બધું બગાડી રહ્યો છે. કોઈનામાં એવી શક્તિ જ નથી, તો પછી બગાડે શી રીતે ? અને કો'ક બગાડે તો તો પછી આ જગત બીલકુલ કોમ્પ્લેક્ષ થઈ ગયું કહેવાય. તો એક પણ માણસ અહીંથી મોક્ષે જઈ શકે જ નહીં. માટે કોઈ પણ

માણસ તમને દુઃખ દઈ શકે એમ છે જ નહીં. એની શક્તિ બહારની વાત છે.

ફક્ત નિયમ એવો હોય છે કે તમે અમુક ગુનો, ૩૧૮ કલમનો ગુનો કર્યો. ત્યારે કેટલાક એવા ભાવવાળા હોય છે કે 'બસ, આપણે ચોરી કરીને જ ખાવું છે. હવે બીજી માથાકૂટ મહેનત-બહેનત નથી કરવી, આ સરસ ધંધો છે', એવી એને શ્રધ્ધા બેઠી. શ્રદ્ધા શેના આધારે બેઠી ? ત્યારે કહે છે, 'એનો વ્યુ પોઈન્ટ આવ્યો છે.' વ્યુ પોઈન્ટથી ભેગું થાય છે. વ્યુ પોઈન્ટ એટલે એને એમ જ લાગે છે કે 'આ જ મારું શ્રેય છે આમાં. ચોરી કરીશ નહીં તો આપણા બધાં કુટુંબનું પૂરું કેવી રીતે થશે ?' હવે કહે છે શું ? આપણે એને પૂછીએ કે 'ભઈ, આમ શું કરવા કરે છે ?' ત્યારે કહે, 'મને ભગવાન પ્રેરણા કરે છે.' પણ ભગવાન આમાં હાથ ઘાલતાં નથી. પેલાનું 'વ્યુ પોઈન્ટ' આવેલું છે. એનાં દૃષ્ટિબિંદુમાં 'સુખ આમાં છે' એવું બેઠું છે.

એટલે પેલાએ ચોરી કરવાનો બીઝનેસ જે નક્કી કર્યો છે અને તમને ૩૧૮ની કલમ લાગુ થાય, એવી ભૂલ થયેલી છે તમારે, તો તમારો પેલા ચોરની મારફત બધો દંડ થવો જોઈએ. હાસ્તોને, તમારો ગુનો ભગવાન જાતે આવીને નિકાલ કરી આપે ? ના. કોણે આ બીઝનેસ નક્કી કર્યો છે, ત્યાં જ જઈને તમને પકડાવવા જોઈએ. અને જો તમારે કલમ નથી, તો કોઈ કાપનાર નથી ! એ ગુનાની કલમ ના હોય તો એવું આખું મુંબઈ થયું હોય, તો તમને શું લાગમાં લે ? અને કલમ હોય તો આખા મુંબઈમાં એક જ પેલો હોય તોય તમારે ભાગે આવી જાય. એટલે આ લોકો જે બધું કરે છે, એ એમને 'વ્યુ પોઈન્ટ' આવ્યું છે, એ પ્રમાણે 'ડીસીઝન' કર્યું છે કે 'આપણે આમ જ કરવું છે.' અને લોકોની કલમો ભેગી થઈ જાય. હિસાબ ભેગા કરી આપે છે, ટાઈમ-બાઈમ બધું સાથે. પાછું આડે દા'ડે ના કરી આપે, દશ-પંદર રૂપિયા હોય તે દા'ડે. પણ પિસ્તાળીસો ને એક હોય તે દા'ડે જ ભેગું કરી આપે ને તે જ ગજવું પેલાને દેખાડે કે 'પેલું હં, કલમ પૂરી કરવાની છે.'

જગત એવું, સાવ 'કોમ્પલેક્ષ' થઈ જાય તો પછી થઈ રહ્યું ને, કોઈ મોક્ષે જ ના જઈ શકે !

**પ્રશ્નકર્તા :** 'કોમ્પ્લેક્ષ' થઈ જાય તો બીજા અટકાવી શકે એવું થયું ને ?

**દાદાશ્રી :** કોમ્પ્લેક્ષ થઈ જાય તો બીજાની ડખલ છે, એમ કહેવાય. પણ કોઈની ડખલ નથી. આ વર્લ્ડમાં કોઈની ડખલ થઈ જાય છે તે તમે ડખો કરેલો છે તેથી. નહીં તો તમે ડખો ના કરો તો ડખલ નથી, સ્વતંત્ર છો બિલકુલ.

## મોક્ષ અને ઉપરી છે વિરોધાભાસ

આપણે બધા મોટા પુરુષોને ભેગા કરીએ અને એમને કહીએ કે કર્તા અને મોક્ષ બે વિરોધાભાસ છે, ખરું કે નહીં ? તો કેટલાકને સમજાય કે ના સમજાય ? 'આનો ઈશ્વર કર્તા છે અને મોક્ષ છે', એમ બોલવું જોખમ છે. કારણ કે કર્તા એ કાયમને માટે ઉપરી જ રહે અને ઉપરી થાય તો આપણો મોક્ષ હોય નહીં. આપણે એનો ગુણ ક્યારેય ભૂલાય નહીં.

'મોક્ષ અને ભગવાન આ જગતનો કર્તા' એ બે વિરોધાભાસ છે, સંપૂર્ણ વિરોધાભાસ છે.

## એ છે મહાગુનો

બીજી શક્તિના આધીન ચાલે છે આ બધું, ઈશ્વરેય નથી કર્તા, નથી તમે આના કર્તા. 'આના કર્તા તમે છો' એવું માનો છો, તે જ છે તે બીજ છે આવતા ભવનું. સમજવું જ પડશેને એક દા'ડો ? જે પોતાનો ગુનો ઈશ્વર પર નહિ નાખી દેતાં પોતાના ઉપર લેશે તેને કુદરત માફ કરશે. ભગવાન કે જે કંઈ જ કરતાં નથી, તેને ભગવાન કરે છે, તેમ કહેનારને બહુ મોટી જોખમદારી છે !

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે, પણ કુતૂહલ છે, પ્રશ્ન થયાં કરે. આ બધું સર્જનાર કોણ ?

**દાદાશ્રી :** હકીકતમાં છે જ નહીં ત્યાં, એને માટે આખી રાત જાગીએ, ભૂતનો વહેમ પડે તો આખી રાત ઊંઘ ના આવે.

**પ્રશ્નકર્તા :** આ બધું નજર સામે દેખાય છેને ?

**દાદાશ્રી :** એ તો નજર સામે દેખાય. પણ આટલી જ માંકણ મારવાની દવા હોય ને એ પી ગયો, તો પછી એની શું અસર થાય ?

**પ્રશ્નકર્તા :** મરી જાય.

**દાદાશ્રી :** ભગવાનને કંઈ મારવા આવવું પડે છે ? તો ભગવાનને મારવા આવવું નથી પડતું, તો ભગવાનને જન્મ આપવાય આવવું નથી પડતું. જો ભગવાન હોત તો બન્ને બાજુ સાચવત, ભગવાને જો જન્મ આપ્યો હોત ને તો મારવાય આવત.

**પ્રશ્નકર્તા :** ભગવાન 'એ કરે છે' એવું હું નથી કહેતો. પણ સર્જનાર કોણ ?

**દાદાશ્રી :** નો બડી (કોઈ નહીં). તમે પોતે જ છો, જે છો તે. કોઈ છે જ નહીં. તમારી જવાબદારી તમારી ઉપર છે. વિજ્ઞાન જાણો ને છૂટા થઈ જાવ. તમે વિજ્ઞાન જાણો તો તમે પરમાત્મા છો અને વિજ્ઞાન નહીં જાણો તો તમે રાત-દહાડો, જાતજાતનાં અવતારમાં ભટક, ભટક, ભટક કરશો. અનંત જાતની અવસ્થાઓ ઉત્પન્ન થશે, ઈગોઈઝમથી.

**પ્રશ્નકર્તા :** સવાલ છે કે એ વિજ્ઞાનને કોઈ ચલાવનાર હશે ને ?

**દાદાશ્રી :** ના, વિજ્ઞાન એટલે શું ? 'બે વસ્તુ ભેગી થઈને એનું રૂપાંતર થવું' એ વિજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** એ સાયન્સ પહેલાં ક્યાં હતું ? સાયન્સ તો અત્યારે આવ્યું.

**દાદાશ્રી :** ના, પહેલેથી સાયન્સ જ છે; આ જગત જ સાયન્સ છે. ભગવાન આ સાયન્સમાં જ રહ્યા છે. ભગવાન સાયન્સને જોયા જ કરે છે કે આ કેવી રીતે સાયન્સનો પ્રયોગ થઈ રહ્યો છે. ભગવાન આમાં હાથ

ઘાલતા જ નથી. 'પોતે કર્તા છે' એ માનવાથી જગત ઊભું રહ્યું છે. ને 'કર્તા કોણ છે', એ જાણે તો છૂટે. ભગવાન કર્તા નથી ને લોકોય કર્તા નથી. કર્તા તો બીજી શક્તિ છે જે કામ કરી રહી છે.

## વિજ્ઞાન સમજે તો ઉકેલ

**પ્રશ્નકર્તા :** પછી આ કઈ શક્તિથી જગત ચાલે છે ?

**દાદાશ્રી :** સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, સંયોગીક પુરાવાઓ ભેગા થઈને કાર્ય થાય છે. નહીં તો કાર્ય થાય નહીં. એ સંજોગો ભેગા કરનારી એક શક્તિ છે જે વ્યવસ્થિત નામની શક્તિ છે. એ બધાં સંયોગો ભેગા કરી આપે.

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવસ્થિત શક્તિ એ ભગવાનની શક્તિ છે ?

**દાદાશ્રી :** ના, ના. વ્યવસ્થિત શક્તિ ભગવાનની શક્તિ હોય તો તો ભગવાન જ કહેવાય ને ? એ ભગવાનની શક્તિ ન્હોય. ભગવાનેય એ શક્તિના તાબામાં ને ! જો કૃષ્ણ ભગવાનને તીર વાગ્યું તે કેટલી બધી પાણીની તૃષા છૂટી, પણ પાણી આવતાં પહેલાં દેહ છૂટી ગયો.

**પ્રશ્નકર્તા :** એ વ્યવસ્થિત ઉપર કોઈનોય કાબૂ નહીં ?

**દાદાશ્રી :** કોઈનોય કાબૂ નહીં. આ તો બધા જે કાબૂ બોલે છે તે એ તો લોકોને ભમાવે છે. 'હમ ઐસા કર દેંગે ને ઐસા કર દેંગે' એ તો લોકોને ભમાવવાની વાતો છે. તે લોકોય બિચારા બાળા-ભોળા છે તે ફસાય છે.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે જે કહો છો વ્યવસ્થિત શક્તિ ચલાવે છે, 'એ કેવી રીતે ચલાવે છે' એ સમજાવો.

**દાદાશ્રી :** આપણે આ દૂધ હોય ને, તે મણ દૂધ હોય, એની મહીં આટલું દહીં આપણે નાખ્યું, સારું દહીં. પછી હલાવી અને પછી મૂકી દઈએ. પછી કઈ શક્તિ એને દહીં બનાવતી હશે ?

**પ્રશ્નકર્તા :** કુદરત.

**દાદાશ્રી :** એ જ વ્યવસ્થિત શક્તિ. વ્યવસ્થિત શક્તિ એટલે બીજા જે સંજોગોની જરૂર છે, એ સંજોગો બધાં ભેગાં થઈને બધું થઈ રહ્યું છે.

## કેવી રીતે બન્યું દહીં ?

દહીં બનાવવા માટે શું શું કામ કરવું પડતું હશે ? તપાસ નથી કરી, નહીં ? આ જે દૂધ ઉનું કરીને આપણે એમાં ચમચો દહીં નાખીને હલાવી અને પછી સૂઈ ગયાં તો પછી દહીંને શું શું કામ કરવું પડતું હશે? ને દૂધને શું શું કામ કરવું પડતું હશે ? એ બન્નેને શું કામ કરવું પડતું હશે ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કહેવાય છે. તેમાં દૂધને કંઈ કરવું પડ્યું નથી, દહીંને કશું કરવું પડ્યું નથી. અને અક્કલવાળો તો બાર વાગે ઊઠે ને, તે જોવા જાય કે દહીં જામ્યું હશે કે નહીં ? હલાવે તે સવારમાં ડખો પીવે. અક્કલવાળો જોવા જાય કે નહીં ? અરે, ભઈ સૂઈ જાને, જ્ઞાની પુરુષ કહે છે. તારે ફક્ત દૂધ ગરમ કરી અને પદ્ધતિસર દહીં નાખી અને પછી હલાવીને પછી સૂઈ જવાનું. તે જ આ વ્યવસ્થિત શક્તિ.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત શક્તિ અને આત્માનો ભ્રામક કર્તાભાવ' એ સમજાવો.

**દાદાશ્રી :** વ્યવસ્થિત શક્તિએ કશું કરવાનું ના હોય. એની મેળે બધા સંજોગો ભેગા થઈ જાય. જેમ આ ખીચડી કરતી વખતે કેટલા સંજોગો ભેગા થાય છે ? લાકડા સળગાવ્યા પછી લાકડા ઓલવાઈ જાય, તો ચાલે ?

**પ્રશ્નકર્તા :** ના ચાલે.

**દાદાશ્રી :** ખીચડી પૂરી થતાં સુધી બધું જ જોઈએને ? એ બધા સંજોગો રહે, ત્યાર પછી બેન કહે, 'હેંડો જમવા ઊઠો, મેં ખીચડી બનાવી દીધી.' ઓહોહો ! એમ કહેને કે 'બનાવી દીધી ?!' લાકડાએ બનાવી, પાણીએ બનાવી, દાળ-ચોખાએ બનાવી કે કોણે બનાવી ? એ કહેતાં નથી ને 'મેં જ બનાવી' કહે છે, તે આ ભ્રામક ભાવ છે.

અહીં લાકડાં ના હોયને તો આપણને બૂમ પાડે, ખીચડી તો બધી મૂકી દીધી, પણ લાકડાં નથી. હવે શી રીતે કરશો ? તે તમે કરતાં હતાં ને ? કરી આપો ને ! એક દહાડો લાકડાં વગર નહીં કરી આપો ? તે કહે કે 'ના થાય.' તો ત્યારે મેં કહ્યું, 'તમે શું કર્યું ?' એટલે આ ભ્રામક ભાવથી બધું આ જગતનો કર્તાભાવ છે. એની મેળે જ સંજોગો બાઝે છે ને ત્યારે થાય છે. ત્યારે પાછો કહે છે, 'મેં કર્યું ને', નહીં તો કહેશે 'ભગવાન જ કરે છે ને !' ત્યારે કહે, 'ના, ખરેખર તો પોતેય કર્તા નથી ને ભગવાનેય કર્તા નથી. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કરે છે.' સંજોગો, હાથ-પગનો સંજોગ, દાળ-ચોખાનો સંજોગ, ચૂલાનો સંજોગ, આપણો ભાવ સંજોગ, બધા સંજોગ ભેગા થઈને કાર્ય કરે છે, એવું આપણે કહેવા માંગીએ છીએ. સંજોગો કરે છે, એને જ અમે વ્યવસ્થિત કહીએ છીએ.

આ તો 'વ્યવસ્થિત' ઉઠાડે છે અને 'વ્યવસ્થિત' સુવાડે છે. બધું 'વ્યવસ્થિત' જ કરાવે છે. પણ આ પોતાને સમજાતું નથી. બધાં સંજોગો ભેગાં થાય ત્યારે ખીચડી થાય. આમા ચૂલો એમ ના કહે કે 'મેં કરી', તપેલું એમ ના કહે કે 'મેં કરી', પણ આ મનુષ્ય એકલો જ બોલી ઊઠે કે 'મેં કરી'. કારણ કે બીજી બધી વસ્તુઓમાં અહંકાર નહીંને ? અને આ મનુષ્ય એકલામાં જ અહંકાર, એટલે માની બેસે કે મેં જ કરી ! મેં કરી થયું કે પોતે કર્તા થઈ ગયો. અને કર્તા થયો તેનું તેને નિયમથી જ ભોક્તા થવું પડે. અને જ્યાં સાચું જ્ઞાન હાજર થાય કે આ તો બધાં જ સંજોગો ભેગા થવાથી ખીચડી બની, મેં એકલાએ જ નથી કરી, તો તે કર્તા નથી થતો ને તેનું પછી ભોક્તાપણું પણ તેને આવતું નથી.

## આક્ષેપો ભગવાન પર ...

આ તો પુણ્યના આધારે પોતાના ધાર્યા પ્રમાણે થાય ત્યારે 'મેં કર્યું' કહે. લાખ રૂપિયા કમાય તો કહેશે, 'હું કમાયો' ને ખોટ જાય ત્યારે ભગવાને ઘાલી કહે ! નહિ તો કહે કે 'મારા ગ્રહો રાશી છે.' એ બધું ખોટું છે. પોતાને નુકસાન થયું કે ભગવાનનું નામ દે. આ તો ભગવાનની પર આરોપ કહેવાય છે. 'કયા આધારે આ બધું જગત ચાલી રહ્યું છે'

એ સમજ ના પડી, તેથી લોકોએ ભગવાનના માથે ઘાલ્યું ! ભગવાને સંસારમાં હાથ ઘાલ્યો જ નથી. આ તો નથી હાથ ઘાલ્યો તોય આટલાં બધા આરોપ લોકોએ એનાં પર આપ્યા છે. તો હાથ ઘાલ્યો હોત તો શું નું શું બોલત એનાં માટે ? પણ ભગવાને બિલકુલ હાથ જ નથી ઘાલ્યો. તોય પણ આ લોકો ફાવે એવું બોલે છે.

## જગત ચાલે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી

**પ્રશ્નકર્તા :** આપણે આ જગતને સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એવું કહીએ છીએ, તો એમાં 'સાયન્ટિફિક' એટલે તો કોઝ એન્ડ ઈફેકટ એમાં આવે. પણ 'સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' એ પૂરું હજુ બરાબર સમજાતું નથી.

**દાદાશ્રી :** આ જેમ આ વકીલો શું કહે છે કે આંખે દેખ્યો એવિડન્સ. આંખે દેખાય એવા એવિડન્સ કહે છે. નહીં કહેતાં ? 'આઈ વિટનેસ' કહે છે ને ? તે શેનો પુરાવો કાઢે છે ?

**પ્રશ્નકર્તા :** જે જોયું હોય તેનો.

**દાદાશ્રી :** આ જોયું હોય તેનો આ બધો પુરાવો કાઢે છે જોયા ઉપરથી, શું શું જોયું હતું, કેવી રીતે જોયું હતું, એ આંખે દેખાતાં પુરાવા. અને આ આંખે ના દેખાય એવા પુરાવા એટલે સાયન્ટિફિક, વૈજ્ઞાનિક. એમાં પૂર્વભવે જે કરેલો ભાવ તે સંયોગ, બીજા જોડે કેટલાંય સંયોગ ભેગાં થયાં, ટાઈમ-સ્પેસ બધુંય, અત્યારે જે બેઠાં છોને એ સ્પેસ પણ નક્કી હોય ત્યારે આ વાતચીત થાય, નહીં તો થાય નહીં. કોઈ કહેશે કે હું અમુક ટાઈમે આમ કરીશ. એ કશું ચાલે નહીં. એટલે ટાઈમ, સ્પેસ, બીજા ગયા અવતારના ભાવ, મારો સંજોગ, બીજા બધાં કેટલાં સંજોગો ભેગાં થાય ત્યારે આ કાર્ય થયું !

એટલે આ જગત વૈજ્ઞાનિક સંયોગથી જ ચાલ્યા કરે છે. જેમ આંખે દેખ્યા એવિડન્સ કહે છે, એવું આ વૈજ્ઞાનિક, ગુહ્ય સંજોગો જે છતાં થાય, આપણને ખબર ના પડે બુદ્ધિથી, કે કયા કયા સંયોગ ભેગા થાય.

સંયોગી પૂરાવા એક નહીં, અનેક સંયોગો બધા ભેગા થઈને આ કાર્ય થાય છે.

ધીસ ઈઝ બટ નેચરલ. આ કોર્ટમાં, સરકમસ્ટેન્શિયલ એવિડન્સ હોય છે જ, પણ સાયન્ટિફિક નથી હોતાં. ત્યાં તો આંખે દેખ્યાં એવાં, આંખે જોયાં, દેખ્યાં જોઈએ. અને આ આંખે ના દેખાય એવાં, વૈજ્ઞાનિક સંયોગો. જેમ 2H (બે હાઈડ્રોજન) અને O (એક ઓક્સિજન) ભેગાં થઈ જાય છે ને પાણી થઈ જાય છે. એ વૈજ્ઞાનિક સંયોગથી થયું. એવું આ વૈજ્ઞાનિક સંયોગ છે આ બધાં.

**પ્રશ્નકર્તા :** અંતે તો સંયોગીક પુરાવા ઉપર જ આવીને વસ્તુ ?

**દાદાશ્રી :** પુરાવા કેવા પાછા તે ? સાયન્ટિફિક, વૈજ્ઞાનિક. કોર્ટમાં થાય છે એ સંયોગી પુરાવા એવા નહીં. આ વૈજ્ઞાનિક છે, અંડરગ્રાઉન્ડ. એટલે આપણને ખબર ના પડે.

## શેના આધારે થયો સંયોગ ?

તમે અહીં આવ્યા હશો કે કોઈ તેડી લાવ્યું અહીં ?

**પ્રશ્નકર્તા :** આવવાની ઈચ્છા હતી તે આ ભાઈની જોડે અવાયું !

**દાદાશ્રી :** હમણે ઘડી પહેલાં તમે જાણતાં હતા કે અહીં આગળ આપણે બધાં બેસીશું ને આવી રીતે વાતો કરીશું. તમે આ જગ્યાએ બેસશો, એવી ખબર હતી ? ત્યારે મને કંઈ ખબર હતી ? આ શેનાં આધારે ? શા આધારે તમે મને ભેગા થયા ? એનો આધાર પુરાવા જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ત્યારે કેટલાં સંજોગ આ સાબુત તમને દેખાય એવા છે ? કોણે ભેગા કર્યા એ ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સે ! તમને જેટલા દેખાય છે એટલા સ્થૂળ દેખાય છે. બીજા સૂક્ષ્મ બધાં બહુ એવિડન્સ હોય છે. અને આ સ્પેસ, ટાઈમ, આ બધું ભેગું થાય ત્યારે આ વાતચીત

નીકળે. તમને એમ લાગે કે હું એમને ત્યાં ગયો. મને એમ લાગે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સે ભેગા થયા.

**પ્રશ્નકર્તા :** હું એમ માનું છું કે મળવાનું હશે એ નક્કી હશે એટલે મળાયું.

**દાદાશ્રી :** એ બરોબર છે. પણ કોણે આ ભેગાં કરી આપ્યા ? તમે અહીં આવો ને હું આમ ગયો હોઉં, એક મિનિટ જ પહેલાં. તમે ગમે એટલાં માથાકૂટો તોય હું ભેગો ના થાઉં.

**પ્રશ્નકર્તા :** મેં મુંબઈમાં બહુ પ્રયત્ન કર્યો.

**દાદાશ્રી :** હા, એવિડન્સ છે, એ જે કેટલાંય સંજોગો ભેગા થાય છે ત્યારે તમે ને હું, બે ભેગા થઈએ. ટાઈમીંગ-બાઈમીંગ બધું, સ્થળ-ક્ષેત્ર બધાં ભેગા થાય ત્યારે વાતચીત નીકળે, એમાં ઈશ્વરને કશું કરવું નથી પડ્યું. ઈશ્વર તો જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી અને તમારેય કશું કરવાનું નથી. તમે તો ડીસ્ચાર્જ સ્વરૂપે છો.

આ તમે ને હું ભેગાં થયાં, એ શેના આધારે છે તે નથી જાણતો. તેથી અહંકારથી માણસ એમ બોલે કે 'હું ભેગો થયો' ને પેલો કહેશે, 'હું ભેગો થયો.' એ આખાં બધા એવિડન્સ દબાઈ જાય છે. શા આધારે તમે મને ભેગા થયા એ આધાર બધો સમજણ ના પડી, ઈગોઈઝમને લઈને ! અને અહંકાર સિવાય તપાસ કરવા જાય તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એટલે બધાં સંયોગો. એ દેખવામાંય ના આવે, એવા સંજોગો ભેગા થાય ને આ કામ થાય.

ટૂંકમાં, વ્યવસ્થિતનો ભાવાર્થ શું કહે છે ? સાયન્ટિફિક સરકમ-સ્ટેન્શિયલ એવિડન્સ ! આ તમે જે જગ્યાએ બેઠાં છોને, એ કોઈ કારણ હશે ત્યારે જ આ જગ્યા મળી છે તમને ! આ જગ્યા, આ ટાઈમીંગ, મારું ભેગું થવું, આ બધાનું ભેગું થવું, આ વાત નીકળવી, બીજા સોએક કારણો ભેગા થાય ત્યારે આ કાર્ય થાય છે. શી રીતે બધું ચાલે છે, એ વિજ્ઞાન જગતને આપવાનું છે. સાયન્ટિસ્ટો એટલે સુધી સમજયા છે કે ભગવાન બનાવનાર નથી.

## પરપોટામાં પૂરે કોણ હવા ?

ધોધ નીચે જજે. જ્યાં ધોધ પડે ને, ત્યાં પરપોટા જોજે. કોણે કર્યા ? પરપોટા થતા હશે ? કેવડા કેવડા થાય ?

**પ્રશ્નકર્તા :** નાના થાય, મોટા થાય, મોટા-મોટાય થાય.

**દાદાશ્રી :** અને ત્યાં પછી ડિઝાઈન સરખી કે એવી ?

**પ્રશ્નકર્તા :** હા. બધી અલગ અલગ ડિઝાઈન બધી.

**દાદાશ્રી :** ના, સાઈઝ અલગ અલગ. પણ એનો જે ગોળાકાર છે તે ?

**પ્રશ્નકર્તા :** હા, ગોળાકાર સરખો જ આવે બધામાં.

**દાદાશ્રી :** સરખો ને ! આ મિકેનિકલવાળાની જરા કંઈક ભૂલ હોય, પણ એમાં ભૂલ ના હોય. તમને સમજ પડીને ? તે આ પરપોટા ઊભા થાય છે બધા. આ તો હું જોઈને કહું છું. ધોધ કેવી રીતે પડે છે ? ને કેવી રીતે પરપોટા ઊભા થાય છે ? કોઈએ બનાવવાં પડે ? એટલે એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે, એવું આ જગત છે.

## મેઘધનુષ્યનો રંગનારો કોણ ?

એવિડન્સ ભેગો થયો કે આમ દેખાયું, અહીં મેઘધનુષ્ય દેખાય પાછું, હેય સાત રંગવાળું. દેખાય કે ના દેખાય ? ઘડી પહેલાં કશું ના દેખાતું હોય. સાત રંગ કોણે પૂર્યા ? અને કેમ પાંચ મિનિટ પહેલાં નહોતાં દેખાતા ને હમણે દેખાયા ? એમાંથી થોડું વાદળ ઓછું થયું એવું તેવું બધું એનું પ્રમાણ આવીને ઊભું રહ્યું કે તરત જ એ મેઘધનુષ્ય થયું. એનું નામ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સીસ.

**પ્રશ્નકર્તા :** ઈટ ઈઝ એ ડિસ્કવરી ઓફ વન્ડરફૂલ નેચર !

**દાદાશ્રી :** હા, એટલે આ વિજ્ઞાન છે માટે આ બધું ખુલ્લું કર્યું છે.

## યાત્રા બીજમાંથી ફળ સુધી

આપણે બીજ પાડ્યું, તે પથ્થર ઉપર પાડ્યું હોય તો ?

**પ્રશ્નકર્તા :** નહીં ઊગે.

**દાદાશ્રી :** હવે બીજમાં નહીં ઊગવાનો ગુણ, તેથી પથ્થર ઉપર પડ્યું. અને જો ઊગવાનો ગુણ તો છે, પણ જે નાનું થઈને કરમાઈ જવાનું હોય, તો એવી માટીમાં પડે. ઊગીને મોટું થવાનું હોય તો એવી માટીમાં પડે. કેવી માટીમાં પડ્યું છે, એના ઉપરથી આપણે જોઈ શકીએ, કે આનું શું પરિણામ આવશે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ આ બહાર જે દેખાય છે, એ સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. અને સાયન્ટિફિક એટલે અંદર પણ લાવેલો છે એ.

બીજને પાણી મળે, સારી માટી મળે, સારી આવી જગ્યામાં પડ્યું, જો બીજમાં સારું થવાનું હોય, તો સારી જગ્યાએ પડે. વરસાદ જરૂરિયાત જેટલો પડે. નહીં તો વરસાદ ઝાપટેબંધ પડી જાય, એ મહીં મજા ના આવે, ઓછું પડી જાય તો ના ચાલે. સૂર્યનો તાપ પણ પ્રમાણસર જોઈએ. એટલે બહારના સંજોગો પણ ભેગા થાય. એને સંસ્કાર કહેવાય. અંદર તો લઈને આવ્યો છે, પણ બહારના સંજોગો ભેગા થાય એને આપણાં લોક સંસ્કાર કહે છે. એ સંસ્કાર ના હોય તો થાય નહીં.

## પ્રયોગ, પ્રયોગી ને પ્રયોગશાળા

એક લેબોરેટરીમાં બેઠેલો સાયન્ટિસ્ટ પ્રયોગનાં બધાં જ સાધનો લઈને બેઠો હોય અને ક્યાંક પ્રયોગ કરતાં અચાનક એકાદ વાસણમાંથી ગેસ છૂટી જાય, ને પેલો માણસ મહીં ગૂંગળાવા માંડે અને બેભાન થઈ જાય. ત્યારે એ બધું જ ભૂલી જાય, સંપૂર્ણ ભાન ગુમાવે. પણ પછી જેમ જેમ એ ભાનમાં આવતો જાય તેમ તેમ તેનો પ્રકાશ વધે અને તેને વધારે ને વધારે સમજાતું જાય. શરૂઆતમાં એમ સમજાય કે આ બધું મારા જ હાથમાં છે, મારી જ સત્તામાં છે. પછી ભાન વધતું જાય તેમ સમજાય કે આ તો કોઈક ભગવાનની સત્તામાં છે, મારા હાથમાં નથી.

એથી આગળ જ્યારે વધુ ભાનમાં આવે ત્યારે તેને એમ લાગે કે આ બધું તો ભ્રાંતિસ્વરૂપ છે ! ભગવાનનીય સત્તામાં નથી અને મારીય સત્તામાં નથી. પછી છેલ્લે જયારે સંપૂર્ણ ભાનમાં આવે ત્યારે 'સંયોગો જ કર્તા છે', એવું ભાન થાય અને ત્યારે જ એને સંયોગોથી મુક્તિસુખ વર્તાય ! આમ ભાનમાં જ ફેરફાર થયા કરે છે. પ્રયોગી જો સંયોગોમાં સંયોગી થઈ ગયો, એકાકાર થઈ ગયો તો તે ભયંકર બેભાનપણું કહેવાય અને જ્યારે 'સંયોગ જુદા અને હું જુદો' એવું જો ભાન થાય ત્યારે મુક્તિ ચાખવા મળે.

**પ્રશ્નકર્તા :** આ મુક્તિ, એ પણ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સને આધારે જ ને ?

**દાદાશ્રી :** હા. બધું જ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે જ. એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધાર વગર તો કોઈ ચીજ નથી. આ જન્મેય એના આધારે, મરણેય એના આધારે, આ શાદીય એના આધારે, બધું એના આધારે છે. મુક્તિ એના આધારે છે.

એ મુક્તિ થવાની હોય તો મને ભેગા થાય. હું તો નિમિત્ત છું. તેથી અમે નિમિત્ત બોલીએને ! ત્યારે લોકો કહે છે, 'આપ સાહેબ નિમિત્ત કહેવાઓ ?' મેં કહ્યું, 'મારે મારી જાતને નિમિત્ત માનવાનું. પણ તમારે મને નિમિત્ત નહીં માનવાનું. તમે જો નિમિત્ત માનો તો તમને પરિણામ નહીં પામે. તમારે દાદા ભગવાનને સર્વસ્વ માનવાનું. શાથી ? કે આપણે તે રૂપ થવું છે.'

## ભગવાન છે તો જ છે 'વ્યવસ્થિત'

બાકી ભગવાન ના હોત તો થાત જ નહીં. ભગવાનની હાજરી છે તો આ થાય છે.

**પ્રશ્નકર્તા :** સામાન્ય રીતે કહેવાય છે કે ઈશ્વર એ જ 'કોઝલેસ કોઝ' છે, 'કારણ વગરનું કારણ' છે.

**દાદાશ્રી :** હા, તે કારણ વગરનું કારણ જ ને. એ છે તો જ આ બધું ઊભું થયું છે. એ જો હાજર ના હોત તો ના થાત. ભગવાનની હાજરી ગઈ એટલે વ્યવસ્થિત શક્તિ ખલાસ થઈ જાય !

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત'નું 'કારણ' શું ?

**દાદાશ્રી :** એવું છે ને, ભગવાન ખાસ કારણ છે, તેનાં કરતાં 'વ્યવસ્થિત' પહેલું કારણ છે. એટલે કોઈનેય આપણે 'કેમ કર્યું' એવું કંઈ કહેવાય નહીં અને ભગવાન છે તો જ 'વ્યવસ્થિત' આવું થયેલું છે. ભગવાન ના હોત તો વ્યવસ્થિત જુદી જાતનું હોય.

**પ્રશ્નકર્તા :** સર્જન જે કરે છે આ કુદરત બધું, એ કુદરતને ભગવાન કેમ ના કહી ?

**દાદાશ્રી :** આ વ્યવસ્થિતને જ ભગવાન કહે છે લોકો બધાં. અમે જેને વ્યવસ્થિત કહીએ છીએ, તેને એ લોકો ભગવાન કહે છે.

**પ્રશ્નકર્તા :** પણ, એમની સમજણમાં ને આપની સમજણમાં એક સામ્ય છે કે એ એમ કહે છે કે ભગવાન કરાવે છે, આપ કહો છો કે વ્યવસ્થિત કરાવે છે. એટલે એ 'વ્યવસ્થિત'ને ભગવાન માને છે. એટલે એ દૃષ્ટિએ તો એ લોકો સાચા છે ને ?

**દાદાશ્રી :** એ એવું વ્યવસ્થિતને ભગવાન માને છે પણ વ્યવસ્થિત શક્તિ એ ભગવાન છે નહીં. નહીં તો ત્યાં સુધી સાચા ભગવાન નહીં જડે. એ તો જીવતા ભગવાનને ભગવાન માને અને વ્યવસ્થિતને વ્યવસ્થિત માને તો ઉકેલ આવી જાય.

## શક્તિ, જડ-ચેતન તણી ભિન્ન, નહિ એક

**પ્રશ્નકર્તા :** 'આત્માની શક્તિ અને વ્યવસ્થિત શક્તિ' બન્ને એક કે જુદી જુદી ?

**દાદાશ્રી :** ના. જુદી જુદી.

**પ્રશ્નકર્તા :** અને એ બેમાં પાવરફુલ કઈ ?

**દાદાશ્રી :** આત્માની અનંત શક્તિ. વ્યવસ્થિત શક્તિ તો અમુક એનો જે એ હિસાબ હોય ત્યાં સુધી એ પતાવે, હિસાબની બહાર બીજે કશું કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** આત્મા એના કાબૂમાં આવી જઈ શકે ને ? સ્વતંત્ર રહી ના શકેને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત શક્તિ બિલકુલ જડ શક્તિ છે. અને આત્મા એ ચેતન શક્તિ છે, બેઉ પોતપોતાની નિરાળી શક્તિઓ છે, એમાં કોઈ કોઈને લેવા-દેવા નથી. કશું જ નથી ભાંજગડ. આ જગતને ચલાવે છે જડ શક્તિ, વિસર્જન કરે છે જડ શક્તિ.

આ જગતને ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ચલાવે છે એ અમારી શોધખોળ છે આ. છેલ્લામાં છેલ્લી શોધખોળ ! આને કોઈ છેકો નહીં મારી શકે હવે ! અને ભગવાન ચલાવતો નથી. તમેય ચલાવતા નથી. ભગવાન ચલાવે તો એમને કર્મ બંધાય. અને તમે ચલાવો છો એમ કહો છો તેની સાથે જ કર્મ બંધાય છે. કારણ કે તમે ચલાવતા નથી, 'ઈટ હેપન્સ' થઈ જ રહ્યું છે. થોડું ઘણું તમને અનુભવમાં આવેલું 'ઈટ હેપન્સ' ?

## મહાભેદ છે ધર્મ અને વિજ્ઞાનમાં

આ તો વિજ્ઞાન છે અને આ સંસારના બધા ધર્મ છે. ધર્મમાં વિજ્ઞાન હોય નહીં અને વિજ્ઞાનમાં ધર્મ ના હોય. ધર્મ શુભાશુભ હોય. આ ખોટું છોડો ને સારું કરો. ખોટું છોડો ને સારું કરો, પણ એ ધર્મ ! અધર્મને ધક્કા મારવા એનું નામ ધર્મ અને તે ધર્મ એટલે ભ્રાંતિ. સારું કરો તોય ભ્રાંતિ. કર્તા પોતે થયો. ને જગતમાં કર્તા કોઈ છે નહીં. બધા 'કરો, કરો, કરો' કહે છે. તપ કરો, ધ્યાન કરો, યોગ કરો, બધું કરવાનું કહે છે. જ્યાં સુધી કરવાનું છે ત્યાં સુધી ગૂંચવાડો છે, સંસાર છે.

હા, 'ઈટ હેપન્સ' જે સમજે તો સાચું, બાકી અક્ષરેય સાચો નહીં

ને ખોટું ફાંફાં મારીએ ! બાકી બીજા બધા તો 'કરો કરો' કહે. અંગ્રેજોના શાસ્ત્રો 'કરો, કરો' કહે ! મુસ્લિમોના શાસ્ત્રો 'કરો, કરો' કહે, વેદાંતેય 'કરો, કરો' કહે ને જૈનોય 'કરો, કરો' કહે. આ તો કોઈ જ્ઞાની એકલા જ હોય તે જ કહે, 'આવું કરવાની જરૂર નથી. કરી કરીને તો આ દશા થઈ તમારી !'

એટલે કંઈ પણ કરવાનું કહેવામાં આવે છે ત્યાં આગળ બંધનરહિત થવાનો માર્ગ જ નથી. આમ કરો કે તેમ કરો કે ફલાણું કરો. કરવાપણું એ જ ભ્રાંતિ છે. કરવાનું કહે છે, એ ભ્રાંતિને વધારનારું છે. અહંકાર ઓછો કરવાનો જે લોકો કહે છે, એ કંઈક સાચો માર્ગ છે. અહંકાર જેટલો ઓછો થાય એ રસ્તે કંઈક કરો, તો એ માર્ગ સાચો છે.

આ બધું રિલેટિવ છે અને રિલેટિવ એ બધું વિનાશી છે. એ જ્યાં કરવાનું કહે કે આમ કરો, તેમ કરો, ત્યાં આગળ મોક્ષમાર્ગ છે નહીં. જ્યાં કર્તાપણું નથી ત્યાં આગળ મોક્ષમાર્ગ છે. જેને મોક્ષ જોઈતો હોય તો આ કર્તાપણું ના જોઈએ અને કર્તાપણું હોય ત્યાં મોક્ષમાર્ગ નથી. એટલે જ્યાં કરવાપણાનો ઉપદેશ આપે છે કે 'આવું કરો, આમ કરો, તેમ કરો, ફલાણું કરો' એવું કહે છે, ત્યારથી આપણે ના સમજીએ કે આ કરવાનું શીખવાડે છે. એટલે આપણે ત્યાં આગળ મોક્ષમાર્ગની વાત કોઈએ કરવી નહીં. મુક્તિનીય વાત કરવી નહીં.

## શુભાશુભ ત્યાં લગી છે ભ્રાંતિ

શુભ કરવું એ તો ભૌતિક સુખો જોઈતા હોય તો ખોટું નથી, પણ મોક્ષ જોઈતો હોય તો ખોટું છે. આ ક્યારે પાર આવે ? તારે જવું છે સ્ટેશને, ને તું પાછો ખેતીવાડી કરવા જઉં, અહીંથી ફોરેન જવાનું હોય અને ગામમાં ખેતરોમાં ખેતીવાડી કરી આવે, દાણા નાખી આવે તો ચાર મહિના તો રહેવું જ પડેને પાછું અહીં. એવું આમાં દાણા નાખ નાખ કર્યા કરે છે. પહેલાં નર્યું ઊંધાં-ચત્તાં કરતો હતો ત્યારે હવે કહે છે. 'તમે શુભ કરો.' અલ્યા, અશુભમાંથી શુભમાં શું કામ ઘાલો છો ? અહીંથી ઉકેલ જ લાવી નાખોને ! કર્તાપદ જ ભ્રાંતિ છે, એ પછી 'શુભ કરો કે

અશુભ કરો’ એ બેઉ ભ્રાંતિ છે. એક સોનાની બેડી ને એક લોખંડની બેડી ! જ્યાં કંઈપણ કરવાનું છે ત્યાં સંસાર છે.

દેહાધ્યાસ જાય ત્યાર પછી ‘હું શુદ્ધાત્મા છું’ બોલાય, દેહાધ્યાસ ના ગયો હોય ત્યાં બોલાય નહીં. દેહાધ્યાસ એટલે ‘હું ચંદુભાઈ છું.’ આ દેહ તે ‘હું છું’ અને કર્તા ‘હું છું’ આ ભાન એ દેહાધ્યાસ કહેવાય. એટલે એ સૂક્ષ્મજ્ઞાનને પામે નહિ એ લોકો. દેહાધ્યાસ છૂટે નહિ ત્યાં સુધી કર્તાપણું છૂટે નહિ. કર્તાપણું છૂટે નહિ ત્યાં સુધી ભોક્તાપણું છૂટે નહિ. સંસાર ચાલ્યા જ કરે.

‘જ્ઞાની પુરુષે’ તો બહુ લખ્યું છે શાસ્ત્રમાં, સહુ સહુની સમજણ પ્રમાણે ગ્રહણ કરેને. કર્તાપદ ગયું નહીં, કર્તાભાવ ગયો નહીં, કર્તાપદનું ભાન ગયું નથી. હા, એટલે ભોક્તાપદનું ભાન છે. એટલે કષાય ઊભા રહ્યા છે. ભોક્તાપદનું ભાન ના હોય તો કષાય જતાં રહે.

શાસ્ત્રમાં લખ્યું છે કે ‘ક્રોધ ના કરો, લોભ ના કરો, હિંસા ના કરો, આમ ના કરો.’ તે આ પાછા લોક કરવા જાય છે. ‘એય લોભ કરશો નહિ.’ અલ્યા, શાથી એવું કરે છે ? ત્યારે કહે, ‘મહીં શાસ્ત્રમાં લખ્યું છે તે.’ મેં કહ્યું, શાસ્ત્રમાં તો જ્ઞાન લખ્યું છે. જ્ઞાન કરવાનું ના હોય. આખું જગતેય એ ભૂલ્યું છે. આ હું એકલો જ ફોડ પાડું છું કે જ્ઞાન કરવાનું ના હોય, જ્ઞાન સમજવાનું હોય. અને વર્તન તો એની મેળે જ આવે. તો આ તો જ્ઞાન પ્રમાણે જ કરવા જાય છે. મારી વાત સમજાય છે ?

**પ્રશ્નકર્તા :** હા, જ્ઞાન સમજે એટલે વર્તનમાં આવી જ જાય.

**દાદાશ્રી :** તમારે છેલ્લે સ્ટેશને જવાનું હોય તો કરવાનું ના હોય કશુંય. તમારે બીજે સ્ટેશને જવું છે, વચલા સ્ટેશને જવું છે ને ?! કારણ કે જ્યાં કરવાનું હોય ત્યાં તો છેલ્લું સ્ટેશન હોય જ નહીં ને ! જ્યાં કરવાનું હોય ત્યાં ભ્રાંતિ વધતી જાય ઊલટી. કર્તાપણું એ જ ભ્રાંતિ છે. તો પછી આ તો પાછું ઉમેરાયું કર્તાપણું કે ‘આ કરો ને તે કરો ને ફલાણું કરો ને આમ કરો.’ કર્તાપદ એ ભ્રાંતિ, નહીં ?

## જગત ભાષામાં ભાગ ભ્રાંતિનો

આત્મા અને પુદ્ગલ બે જુદા હતા, નહીં ? ત્યારે કહે, જુદા જ હતા. પણ 'આ મેં કર્યું' કહે, એનો ભ્રાંતિરસ ઉત્પન્ન થયો ને તે બેની વચ્ચે સાંધામાં પડ્યો, એ એવો ચીકણો કે ઊખડે નહીં. 'આ મેં કર્યું અને આ મારું', એનો ભ્રાંતિરસ પડ્યા જ કરે, મહીં આખો દહાડોય પડ્યા કરે, પછી શી રીતે ઊખડે તે !

**પ્રશ્નકર્તા :** તો કરવાનું ના હોય તો પાપ-પુણ્ય બંધાય જ નહીં ?

**દાદાશ્રી :** પાપ-પુણ્ય એ છે તે એક ભ્રાંતિજન્ય અહંકાર છે. પોતાનું સ્વરૂપ અહંકારથી વિમુક્ત છે. અનાદિથી મુક્ત છે પોતાનું સ્વરૂપ અને તે પોતાનું સ્વરૂપ પરમાત્મા જ છે, જો ભાન થાય તો. ના ભાન થાય તો જીવાત્મા છે. એનો એ જ જીવ છે તે શિવ છે, ફક્ત દૃષ્ટિફેરથી છે આ બધું !

કોઈ માણસને આંખ આમ થઈ ગઈ હોય તો બે લાઈટ દેખાય. પછી આપણે કહીએ કે 'છેવટે આ બે લાઈટ નથી, એક જ છે !' ત્યારે એક દેખાય.

**પ્રશ્નકર્તા :** તો બધા જીવને એક સાથે એક સરખી કેમ ભ્રાંતિ થાય છે ?

**દાદાશ્રી :** ભ્રાંતિમાં જ છે જગત આખું. આખું જગત ક્રોધ-માન-માયા-લોભને આધીન છે, એટલે પ્રકૃતિવશ છે અગર તો કષાયોને વશ છે. પોતાના સ્વાધીન છે જ નહીં, ભગવાનનેય આધીન નથી.

**પ્રશ્નકર્તા :** ક્રિયા જો ભ્રાંતિ હોય, તો પાપ-પુણ્ય થયું કેવી રીતે અને પછી પાપ-પુણ્ય ભોગવે છે કઈ રીતે ?

**દાદાશ્રી :** ભ્રાંતિથી પાપ-પુણ્ય થાય છે અને ભ્રાંતિથી ભોગવે છે.

**પ્રશ્નકર્તા :** ભ્રાંતિનો ભાગ કયો, જગત ભાષામાં ?

**દાદાશ્રી :** જે પોતે ન હોય, પોતે ન હોવા છતાં 'હું છું' એમ

માનવામાં આવે એ એક અને પોતે ન કરતાં હોવા છતાં 'હું કરું છું', એ બે. પોતે ભોગવતા ન હોય છતાં 'હું ભોગવું છું' એ ત્રણ. એવી કેટલીક ભ્રાંતિની ભાષા !

'હું ચંદુભાઈ છું' એ પહેલી ભ્રાંતિ, 'મેં ઓપરેશન કર્યું' બીજી ભ્રાંતિ, 'આ મેં ભોગવ્યું' એ ત્રીજી ભ્રાંતિ, 'આ બાઈનો ધણી થઉં, આનો આમ થઉં, તેમ થઉં' બધી ભ્રાંતિ.

વાત કરેક્ટ છે કે પોતે કર્તા હોવા છતાં અકર્તા છે. બાય 'રિલેટિવ વ્યુ પોઈન્ટ' 'એ' કર્તા છે. આમ પાછો 'રિયલ વ્યુ પોઈન્ટ'થી અકર્તા છે. પણ 'એને' લેપ લાગવાનું કારણ એટલું જ છે કે બે દૃષ્ટિથી જોતો નથી. એક જ દૃષ્ટિ કરી નાખે છે કે 'હું કર્તા જ છું.' ભ્રાંતિ કરી નાખે છે કે હું જેમ છે તેમ કર્તા છું. અકર્તાપદ ભૂલી જાય છે. તે 'હું કર્તા છું' એમ માને છે, એટલે લેપ લાગે છે. આ બન્ને વ્યુ પોઈન્ટથી જુએ એને લેપ લાગે નહીં. જેમ છે તેમ જુએ અને તેમ માને અને તેમ વર્તે તો લેપ લાગે નહીં. આ જગત આખું 'હું કર્તા છું' એક જ પદ માને છે, એ જ ભ્રાંતિ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી કરવા જેવું કશું રહેતું નથી.

**દાદાશ્રી :** ના કરવા જેવુંય નથી રહેતું.

**પ્રશ્નકર્તા :** ના કરવા જેવું તો કરતાં જ નથી.

**દાદાશ્રી :** અને કરવાં જેવુંય નથી રહ્યું, ને ના કરવા જેવુંય નથી રહેતું.

**પ્રશ્નકર્તા :** તો શું કરવાનું ?

**દાદાશ્રી :** જાણવાં જેવું છે જગત !

**પ્રશ્નકર્તા :** જાણવું કઈ રીતે ?

**દાદાશ્રી :** 'અત્યારે શું બની રહ્યું છે' એ જોયા કરવાનું ને જાણ્યા કરવાનું, બસ.

પણ એને ખરેખર પોતે કર્તા નથી, 'રોંગ બિલીફો' બેસી ગઈ છે. કર્તા તો એક ક્ષણવાર 'પોતે' થયો જ નથી ! હવે એ 'રોંગ માન્યતા' કાઢી નાખે પછી એ જતું રહે.

❖❖❖❖❖

# (૨)

# વ્યવસ્થિત શક્તિ : સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ

## ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ

આ તો નર્યું ગૂંચ છે જગત ! ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ. ઈટસેલ્ફ પઝલ થયેલું છે. ગોડ હેઝ નોટ પઝલ્ડ ધીસ વર્લ્ડ એટ ઓલ ! અને પઝલમાંથી પઝલ જ ઊભા થયાં કરવાનાં ! કોઈ કહે કે આ ચંદુભાઈએ મારું બગાડ્યું એટલે તમને પઝલ ઊભું થઈ જાય કે, 'મેં ક્યાં બગાડ્યું છે ? આ વગર કામનો મને આવું કહે છે ?' એટલે પઝલ ઊભાં થયાં કરે કારણ કે આ જગત જ પોતે પઝલ છે. કોઈએ કર્યું નથી. જોખમદાર ખોળે તો કોઈ જોખમદાર જડે એવો નથી ! એવું સુંદર જગત છે ! અમે જાતે જોઈને કહીએ છીએ. અને વૈજ્ઞાનિક રીતે થયેલું છે. ઈટસેલ્ફ એટલે આમ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ (વૈજ્ઞાનિક સંયોગી પુરાવાઓ) ભેગા થાયને એટલે પઝલ ઊભું થઈ જાય.

તેમાંનું નાનું અમથું પઝલ તમને દેખાડું. હમણે છ વાગે આપણે

જોતા હોઈએને તો સૂર્યનારાયણ દેખાતા હોય. પણ થોડીવાર પછી વાદળ આવીને ઊભું રહ્યું. તે વાદળ એકદમ કાળું છે. એટલે સૂર્યનારાયણ દેખાતા બંધ થઈ ગયા અને કાળા વાદળમાંથી થોડીક વાદળી ઓછી થઈ ગઈ એટલે સરસ કુંડાળું પડે છે. એ કોણે બનાવ્યું ? આટલાં વાદળ હોય તો જ એ દેખાય. નહીં તો ઓછું હોય તો એ ના દેખાય. વધારે ગાઢું હોય તોય એ ના દેખાય. માટે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. આમાં કોઈને કશું કરવું પડે એમ નથી. એવું આ બધું ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સીસ છે !

હવે આ જે પઝલ છે એ સોલ્વ કરવામાં આવે તો ફરી પઝલ ઊભાં ના થાય અને પઝલ ઊભાં ના થાય એટલે આપણને કોઈ જાતનું દુઃખ ના આવે, નિરંતર સમાધિ રહે. પઝલથી જ બધું ગૂંચવાય છે.

ભગવાને કર્યું નથી. આ કોયડો જો ભગવાને કર્યો હોત ને તો એને બોલાવીને શાક કરીને ખાઈ જાત લોક કે મૂઆ બધાય દુઃખી. ફીફ્ટી પરસેન્ટ દુઃખ હોય ને ફીફ્ટી પરસેન્ટ સુખ હોય તો ચલાવી લેવાય આ દુનિયા ! પણ આ તો બધાય દુઃખી, સેન્ટ પરસેન્ટ દુઃખી. માટે એને પકડીને બોલાવો. પણ એ તો આમાં હાથ ઘાલતા નથી. એટલે કોઈ નામ દેતુંય નથી.

અને આ પઝલ સોલ્વ કરે તેને પરમાત્માપદની ડીગ્રી મળે. તે અમે આ સોલ્વ કરીને બેઠા છીએ. તે પરમાત્માપદની ડીગ્રી લીધી. અને આ સાધુ-આચાર્યો, બાવા-બાવલી, મોટા મોટા સંત કહેવાય છે ને એ બધાય આ પઝલમાં ડીઝોલ્વ થઈ ગયા છે. અને લોકોની પાસેથી ધન ખંખેરે છે, માન લે છે, કીર્તિ લે છે, વ્યાપાર ચલાવે છે. એટલા માટે એમને મારે કહેવું પડે છે કે તમે પઝલમાં ડીઝોલ્વ થઈ ગયેલા છો ! તમે શું કરવા વગર કામનાં લોકોની પાછળ પડ્યા છો. હવે લોકોને છૂટા કરો. કંઈક બિચારાઓને છૂટા કરો. એમની પાસે કંઈ રહ્યું જ નથી.

## છે માત્ર સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સિસ

ભગવાનને આમાં હાથ ઘાલવો નથી પડતો. ઓન્લી સાયન્ટિફિક

સરકમસ્ટેન્શિયલ એવિડન્સિસ છે આ. તમે અત્યારે મને ભેગા થયા, કોણે ભેગા કર્યા ?

**પ્રશ્નકર્તા :** ભેગા કર્યા હોય કે ના કર્યા હોય. જે થાય છે તે, તો એ સ્વતંત્ર થયું, કારણ કે એ એની મેળે થાય છે. તો એમાં પાવર આવ્યો, એ ભગવાનથી મોટું થયું, એમ !

**દાદાશ્રી :** એ તો બહુ મોટી વસ્તુ છે. ભગવાન તો એથી જ માર ખાય છે. એ ભગવાન તો મહીં કહે છે, 'મને છોડાવો, છોડાવો'. 'લે ને છૂટો ને !' કહીએ. પણ આ બધા સંજોગોમાં ભગવાન ફસાયા છે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સમાં ફસાયા છે. ખરી રીતે એય મોટું નથી. બધા અનંત શક્તિવાળા છે.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર.

**દાદાશ્રી :** પણ ભગવાન સંજોગોમાં ફસાયા છે એને છૂટવું હોય તો છૂટાતું નથી.

એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ બધું. અને એ સિવાય જો તમે કોઈ કાર્ય કર્યું હોય, તો મને કરી બતાવો.

**પ્રશ્નકર્તા :** એ જ છે ને, બીજું ક્યાંથી થાય ?

## લોક કુદરતને જ કહે ભગવાન

એક શક્તિ છે કે જેના આધારે બિલકુલ એક પાંદડું પણ આઘું-પાછું ના થાય, એવું કાયદેસર છે. એમાં ભગવાનની જરૂર નથી. આ વિશેષ શક્તિ કામ કરી રહી છે. એ શક્તિ જ આ બધું ચલાવી રહી છે.

**પ્રશ્નકર્તા :** એ કુદરતના તાબામાં છે ?

**દાદાશ્રી :** કુદરત એટલે, તમે શેને કહો છો કુદરત ? એવું છે ને, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થયા તે કુદરત કહેવાય. આ તમે બેઠા તે જગ્યા, આ ટાઈમ, બીજા કેટલાય સંજોગો ભેગા થાય ત્યારે તમારું કાર્ય થાય, કોઈના હાથમાં નથી આ !

**પ્રશ્નકર્તા :** કુદરત અને ભગવાન વચ્ચે ફેર શું ?

**દાદાશ્રી :** કુદરત ને ભગવાનમાં તો બહુ ફેર ! આપણા લોક તો કુદરતને ભગવાન કહે છે, હવે ખરેખર ભગવાન પરમાત્મા છે, જે ચેતન છે અને કુદરત ચેતન નથી. કુદરતમાં સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, સંયોગ બધાં ભેગાં થાય છે.

**પ્રશ્નકર્તા :** તો કુદરતને ભગવાન જોડે કંઈ સંબધ છે ?

**દાદાશ્રી :** કુદરતને ભગવાન જોડે કંઈ સંબંધ નથી અને કુદરતનેય કોઈની જોડે સંબંધ નથી.

**પ્રશ્નકર્તા :** કુદરત પ્રજ્ઞા છે કે અજ્ઞાન ?

**દાદાશ્રી :** કુદરત પ્રજ્ઞાએ નથી ને અજ્ઞાનેય નથી. કુદરત કોને કહેવામાં આવે ? 2H ને O ભેગા થાય અને પાણી થાય એનું નામ કુદરત. કુદરતને અજ્ઞાનેય ના હોય અને પ્રજ્ઞાય ના હોય.

**પ્રશ્નકર્તા :** કુદરત યોગ કરે છે ?

**દાદાશ્રી :** કુદરત યોગ-બોગ કરે એવી નથી. કુદરતને ભગવાન જોડે બિલકુલ સંબંધ નથી. એ તો કુદરતથી ભગવાન ફસાયા છે. એ છૂટવા માંગે છે. કુદરતને કશું લેવાદેવા નથી. ફસામણ કોને લાગે છે ? ચેતનતા હોય તેને, તે બીજું કુદરતમાં ચેતનતા છે નહીં. ચેતન હોય તો ફસાય.

**પ્રશ્નકર્તા :** ભગવાન કુદરતથી ફસાયા છે, એવું તમે કહ્યુંને ?

**દાદાશ્રી :** કુદરતથી. કુદરતે ફસાવ્યા છે, એય જાણી-જોઈને ફસાવ્યા નથી, પોતે પઝલ ઊભું થઈ ગયું છે આ.

## વ્યવસ્થિત શક્તિ એ જ ઈશ્વરી શક્તિ ?

માણસને બનાવવો પડતો નથી. બનાવનાર હોય તે પછી એનો ઉપરી ઠરે. અને તે બનાવનાર હોય, તો કુંભાર કહેવાય. હાસ્તોને ! ઘડા બનાવે છે તેય કુંભાર ને માણસ બનાવે છે તેય કુંભાર. એવો ભગવાન કુંભાર નથી.

**પ્રશ્નકર્તા :** જે લોકો એમ કહે છે કે ભગવાને સૃષ્ટિ બનાવી છે એ લોકો એવું નથી કહેતા કે ભગવાને મનુષ્યને બનાવ્યો છે. એ તો એમ જ કહે છે કે ભગવાન તો મનુષ્ય રૂપે જ આવેલાં છે, જીવરૂપે આવેલાં છે. એ કંઈ જેવો આ કુંભાર ઘડા કરે છે, એવી રીતે કંઈ ભગવાને આ બધું ઘડ્યું નથી.

**દાદાશ્રી :** હા, પણ કોણે બનાવ્યું એને ? જીવ તે કોણે બનાવ્યો ?

**પ્રશ્નકર્તા :** જીવરૂપે પોતે જ આવ્યા છે ભગવાન, એમ માને છે.

**દાદાશ્રી :** ના, ના. આ ભરહાડમાં કોણ પેસે ? એ વૈજ્ઞાનિક વાત નથી એ બધી. એ વાત તો બધી, અર્થ વગરની વાતો છે. વૈજ્ઞાનિક વાત તો ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિની પાછળ, ઈશ્વરી સંકેત તો ખરો ને ?

**દાદાશ્રી :** ના, ઈશ્વર તો આમાં હાથ ઘાલે જ નહીંને !

**પ્રશ્નકર્તા :** ઈશ્વર, ઈશ્વરી શક્તિ અને વ્યવસ્થિત જુદું છે એ સમજવામાં મુંઝવણ પડે છે.

**દાદાશ્રી :** એવું છે ને, ઈશ્વર તો તદ્દન જુદા જ છે. લેવાદેવા જ નથી. આત્મા એ જ ઈશ્વર છે. વ્યવસ્થિત શક્તિ બધું કરી રહી છે એમાં ચેતન જ નથી. વ્યવસ્થિત શક્તિને જગત ઈશ્વર માને છે. કેટલાક કુદરત કહે છે, કેટલાક એમ કહે છે, કોઈ શક્તિ ચલાવે છે. આવી જાતજાતની બધી અફવાઓ છે. કેટલાક કહે છે, ભગવાન ચલાવે છે. પણ આ વ્યવસ્થિત શક્તિ ચલાવનારી છે. એની પાછળ ભગવાનનો હાથેય નથી ને કશું લેવા દેવાય નથી. જો હાથ હોત તો જોખમદાર એ કહેવાત. ભગવાન કંઈ જોખમમાં આવે એવા જ નથી, બહુ પાકા, અસલ પાકા. એ જોખમમાં ના આવે.

## વિષ મારે કે ભગવાન ?

એ જ સમજવાનું છે ને આ શી રીતે ચાલે છે. ત્યાં બુદ્ધિ પહોંચે

એવું નથી. જ્ઞાનથી જ સમજાય એવું છે. અમે એ જ્ઞાનથી જોઈને કહીએ છીએ.

લોકોને એમ લાગે છે કે કોઈના કર્યા વગર કેવી રીતે થાય ? થાય કેવી રીતે ? એવું લાગે ને ? હવે અહીંયા આગળ આ ભાઈને દારૂ પાઈએ, ઝાલીને અડધી શીશી. તો શું થાય ? ભગવાનને ગાંડા કરવા આવવું પડે ? કે એની મેળે ગાંડા થઈ જાય ? થઈ જાય કે ના થઈ જાય ? અને કોઈકને આટલું પોઈઝન આપી દઈએ તો ? ભગવાનને મારવો પડે કે ? ભગવાને આવવું પડે, મારવા હારું ? તો કોણ મારે ? એ પોઈઝન જ મારી નાખશે. ભગવાન તો કશું કરવાય નથી આવતાં, જન્મ આપવાય નથી આવતાં, મારવાય નથી આવવું પડતું. નાનું છોકરું ગર્ભમાં હોય છે ત્યારથી એની હરેક ક્રિયા ચાલ્યા કરે છે ને ? કશી અડચણ પડે છે ? નહીં ! બધું એની મેળે જ, આ બધું પદ્ધતિસર ચાલ્યા કરે છે.

મનુષ્યો બુદ્ધિશાળી એટલે છોકરાંને સાચવે, પણ આ ગાયો-ભેંસો ક્યાં બુદ્ધિશાળી છે ? ચકલા-ચકલી ક્યાં બુદ્ધિશાળી છે ? બહારથી દાણા લાવીને ચકલીઓ ખવડાય ખવડાય કરે છે. હવે એમને ક્યાં આબરૂ જવાની છે ? એમની કંઈ આબરૂ જવાની છે, એ ના જ ખવડાવે તો ? એવી વ્યવસ્થિત ગોઠવણી છે, તે એને ખવડાવ્યે જ છૂટકો. આકર્ષણ જ એવું મૂકેલું. આ ટાંકણી અને લોહચુંબકમાં વચ્ચે ભગવાનની જરૂર ખરી ? આ લોહચુંબક હાલે, ટાંકણીઓ હાલે, એવું જોયેલું કે નહીં તમે ? તેમાં ભગવાનની જરૂર પડે છે વચ્ચે ?

**પ્રશ્નકર્તા :** તો એનું નામ આપણે ઈશ્વર આપીએ તો વાંધો શો ?

**દાદાશ્રી :** ના, ઈશ્વર ન્હોય, ઈશ્વર નામ અપાય નહીં. એવું છે ને, વૈજ્ઞાનિક રીતે જાણવું જોઈએ. ઈશ્વર ગુનેગાર છે જ નહીં. ઈશ્વર ગુનેગાર ના હોય ને અમથો આપણે શું કરવા એમાં ઘાલીએ ?

## એ છે મૂળ કારણ વ્યવસ્થિતનું

**પ્રશ્નકર્તા :** આ જે વ્યવસ્થિત શક્તિ છે. એ બધું સારું પણ કરાવે

છે. ખોટું પણ કરાવે છે. અને કુદરતને ત્યાં તો કોઈ દોષિત છે જ નહીં તો પછી ખોટું કામ કરે તોય એને માટે દોષિત કેવી રીતે કહેવાય ? તો પછી નર્ક અને સ્વર્ગ કેમ રહ્યું ?

**દાદાશ્રી :** નર્ક અને સ્વર્ગ એ તો જે કામ કરનારાં છે ને, ખોટું કામ કરનારાં એ કહે છે કે, 'હું કરું છું' અને સારું કામ કરનારાંય કહે છે, 'હું કરું છું'. એમને 'વ્યવસ્થિત' કરે છે એ ભાન ના હોય.

**પ્રશ્નકર્તા :** જાણી-બુઝીને ખોટું કરે તો એ ખોટું ને ?

**દાદાશ્રી :** આ જાણી-બુઝીને જ બધાં કરે છે જગતમાં. કારણ કે કરનાર કોઈ છે જ નહીં. એ એમ જ જાણે છે કે 'હું જ કરું છું.' એટલે નફો કમાય, ત્યારે કહેશે કે 'હું કમાયો.' અને ખોટ ગઈ, ત્યારે કહે છે કે, 'ભગવાને ઘાલી'. આવું વિરોધાભાસી બોલે છે. આવું બધું ઊંધું-છતું બોલ બોલ કરે છે. ભગવાને ઘાલી કહેશે. નહીં તો કહેશે અમારો ભાગિયો ખરાબ છે. નહીં તો મારા છોકરાની વહુ મોરપગી આવી છે. તેને લીધે મને આ બધી દશા બેઠી છે. આવા ખોટા આરોપ ચાલ્યા કરે છે. તેનાં પછી કર્મ બંધાય છે ને ચાર ગતિમાં દંડ ભોગવવા ભટકવું પડે છે.

કોઈ કર્તા છે જ નહીં. ભગવાનેય કર્તા નથી. મનુષ્યોએ કર્તા નથી. 'વ્યવસ્થિત' નામની શક્તિ કામ કર્યા કરે છે અને નિરંતર જગતને વ્યવસ્થિત જ કર્યા કરે છે. પણ 'જ્ઞાન' વગર એને વ્યવસ્થિત સમજાય નહીં.

આ બધું વ્યવસ્થિત ચલાવે છે. આ તો આરોપિત ભાવ છે કે 'હું કરું છું.' આ વ્યવહાર આખો પરાશ્રિત છે. પુણ્ય અને પાપના આધીન છે. પુણ્ય હોય તો આપણા ધાર્યા પ્રમાણે પાસા પડે એટલે આપણા મનમાં એમ થાય કે 'હું કરું છું' અને જ્યારે પાપ આવે ત્યારે પછી ધાર્યા પ્રમાણે ના થાય. એટલે પાછું ઉપાધિ થઈ જાય. પછી 'ભગવાન મને દુઃખ દે છે' કહેશે. નહીં તો બોલે 'માય સ્ટાર્સ આર નોટ ફેવરેબલ'. એટલે આ બધું વ્યવસ્થિત શક્તિ ચલાવે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત છે બધું. તો પછી કર્મોનો ઉદય, એ વ્યવસ્થિત જ થાય ને ? પાપ અને પુણ્યનો ઉદય એ વ્યવસ્થિત જ થાય ?

**દાદાશ્રી :** આ પાપ અને પુણ્ય છે, એ વ્યવસ્થિતનુંય મૂળ કારણ, રૂટ કોઝ. અને પાપ અને પુણ્ય ના હોય તો વ્યવસ્થિત ખલાસ થઈ ગયું, એ મોક્ષે જાય.

## મન, વચન, કાયા ને માયા, વ્યવસ્થિતાધીન

એટલે વ્યવસ્થિત શક્તિ તને સમજાશે ક્યારે ? પણ તને ના સમજાય, એનું શું કારણ ? આપણે આમ બેઠાં હોય ને, આમ આંખ થઈ, તો એકને બદલે બે દેખાતું થઈ જાય. હવે, એ બે દેખાતું હોય ને હું કહું કે એક છે, તો તારા માન્યામાં આવે નહીં. તે હવે હું તને કહું કે તું હાથ છોડી દઈશ તો પછી તારા માન્યામાં આવે. હાથ છોડી દેવું તારા હાથમાં છે નહીં. એટલે એ તારે જ્ઞાન છે તે મનમાં રાખવું પડે કે 'હાથ છોડશે ત્યારે એક જ છે. આ તો બે દેખાય છે મારા હાથને લીધે.' તે આ વ્યવસ્થિત શક્તિ એવી છે કે તને સમજાશે નહીં. કારણ કે મન-વચન-કાયા ને આખી બધી માયા છે એ બધી વ્યવસ્થિતના તાબે છે. અને તું જ્યારે 'શુદ્ધાત્મા' થઉં ત્યારે એ તને સમજાશે. અત્યારે તને સમજવું હોય તો યાદ રાખવું જોઈએ કે મનમાં વિચાર આવ્યો તો વ્યવસ્થિત મોકલે છે. આ પ્રેરણા થાય છે તે વ્યવસ્થિત કરે છે. આ બધી ક્રિયા વ્યવસ્થિત કરાવે છે, એવું જો તને સમજાય, એવું તને જ્ઞાનમાં રહે તો કામનું. વ્યવસ્થિત, સમજ પડીને ? નહીં તો 'હું કરું છું' અને વ્યવસ્થિતને માનવું, એ બે સાથે ના બને.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાનું કર્તાપણું અને વ્યવસ્થિત, બે સાથે ના રહી શકે ?

**દાદાશ્રી :** ના રહી શકે, કારણકે વ્યવસ્થિતનું જ કર્તાપણું છે. અને વ્યવસ્થિત એ બધું શું છે ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. વ્યવસ્થિતનો અર્થ તને શું સમજાયો ?

**પ્રશ્નકર્તા :** જગત 'સાયન્ટિફિક લૉ'થી ચાલે છે, એમ ?

**દાદાશ્રી :** સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી ચાલે છે. અને તે પાછું રેગ્યુલર, આખું રેગ્યુલરલી ચાલે છે. એટલે આ બધું ભેગું થાય ને, તે વ્યવસ્થિત કાર્ય કરી રહ્યું છે જગતમાં.

## રેગ્યુલેટર ઓફ ધી વર્લ્ડ

અને સૂર્ય-ચંદ્ર, બધું વ્યવસ્થિત જ રાખે છે અનાદિકાળથી. માણસો-બાણસોને બધાને વ્યવસ્થિત રાખે છે. પાંચમો આરો આવે છે, તે પાંચમા આરામાં જવા જ ના દે મોક્ષે, એનું નામ વ્યવસ્થિત. ચોથા આરામાં જવા દે એનું નામ વ્યવસ્થિત. બિલકુલ વીતરાગ કામ કરે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત એટલે વેલ ઓર્ગેનાઈઝ્ડ (સારી ગોઠવણ) કહેવાય. સારી રીતે ઓર્ગેનાઈઝ્ડ કરેલું ?

**દાદાશ્રી :** હા. વેલ તો ખરું જ ને ! પણ વેલ ઓર્ગેનાઈઝ્ડ એટલે આનું ઓર્ગેનાઈઝેશન કોઈએ કર્યું નથી. કર્તાપદ કોઈ છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** આપણે વ્યવસ્થિતને કર્તા કહીએ છીએ ને ?

**દાદાશ્રી :** ના, કર્તાપદ ન હોય, એ તો આપણે કર્તા કહીએ છીએ, પણ આ પદ નથી. કર્તા છે પણ પદ નથી એ. કર્તાપદ તો 'લોકો' થાય છે. વ્યવસ્થિત તો આપણું કોમ્પ્યુટર જેવું છે. એમાં કર્તાપદ ક્યાં ? કોમ્પ્યુટરને શું કર્તાપદ છે એમાં ?

**પ્રશ્નકર્તા :** તમે કહો છો ને 'રેગ્યુલેટર ઓફ ધ વર્લ્ડ !' એ જરા સમજાવો.

**દાદાશ્રી :** આ તો એનું એ જ વ્યવસ્થિત છે બધું. આ તો સામા માણસને સમજાવા માટે છે. એને હજી જ્ઞાન આપ્યું નથી, એટલે વ્યવસ્થિત શી રીતે સમજણ પડે બિચારાને !

**પ્રશ્નકર્તા :** અમારે અહીં વાત થઈ રેગ્યુલેટરની, હું એમ કહું છું, રેગ્યુલેટર એટલે હોકાયંત્રની માફક અને આ ભાઈ શું કે છે કે, 'રેગ્યુલેટર એટલે નિયમક'.

**દાદાશ્રી :** એવું છે ને રેગ્યુલેટર એટલે રેગ્યુલેશનમાં રાખે તે !

આ વ્યવસ્થિત શક્તિ જ બધું રેગ્યુલેશન રાખે છે. તે એને 'જ્ઞાન' ના આપ્યું એટલે એને 'રેગ્યુલેટર ઓફ ધી વર્લ્ડ' કહું છું.

## શું એને જ કહેવાય આદ્યશક્તિ ?

**પ્રશ્નકર્તા :** પછી આપણે જે શક્તિને વ્યવસ્થિત શક્તિ કહીએ છીએ, તેને હિન્દુસ્તાનમાં શાસ્ત્રો આદ્યશક્તિ કહે છે. આદ્ય પુરુષો પણ ભગવાન શક્તિ તરીકે માને છે અને તે નિરાકાર છે એમ પણ માને છે, છતાં શક્તિનો કોઈ આકાર લેવો હોય તો તે લઈ શકે છે. તો આપણે જે શક્તિને વ્યવસ્થિત માનીએ છીએ તેણે કોઈ વખત કોઈ આકાર લીધો છે ?

**દાદાશ્રી :** ના. આ કોઈ આકાર લે એવી વસ્તુ જ નથી આ તો ! આ તો વ્યવસ્થિત એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. અને આ તો આપણે એ કંઈક થાય, કંઈક એવી ખબર આવી કે આપણા શહેર ઉપર પ્લેનમાંથી બોંબ નાખવાનો છે તો તરત તમે ખાવા બેઠા હો તો 'વ્યવસ્થિત છે' કહીને જમી લેશો. આ વ્યવસ્થિત તમને હાજર રહે.

**પ્રશ્નકર્તા :** આપણે વ્યવસ્થિત શક્તિ એ શક્તિ શબ્દ વાપરીએ, તો પછી એ એનો અર્થ કેવી રીતે નીકળે ? બધા શક્તિની પૂજા કરવા માંડશે.

**દાદાશ્રી :** આ તો વ્યવહારથી શક્તિ કહેવાય છે, નિશ્ચયથી નહીં. 'વ્યવસ્થિત શક્તિ' એટલે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' એવી રીતનું કહ્યું છે ને.

**પ્રશ્નકર્તા :** તો આ વ્યવસ્થિત શક્તિ આપણને કેમ દેખાતી નથી?

**દાદાશ્રી :** દેખાય જ ને ! કેમ દેખાય નહીં એને ? એ તો અનુભવ કરો તો બધુંય થઈ જાય.

વ્યવસ્થિત છે એ દેખાય ક્યારે ? દૃષ્ટિ ચોખ્ખી થઈ જાય પછી. નહીં તો દૃષ્ટિ મેલી હોય તો ના દેખાય.

હવે ઊંઘવા ફરતો હોય, ઘણાં પ્રયત્ન કર્યા, ઊંઘ ના આવતી હોય પણ એક સંજોગ કમી હોય ને એટલે ના આવતી હોય, પણ એ સંજોગ ભેગો થાય તો એની મેળે ઊંઘી ગયા હોય તો પોતાનેય ખબર ન પડે. એ બધા સંજોગો ભેગાં થાય એટલે કાર્ય થઈ જાય એ વ્યવસ્થિત. એટલે કાર્ય થઈ ગયા પછી બન્યું એ વ્યવસ્થિતે કર્યું કહેવાય. કાર્ય થતાં પહેલાં વ્યવસ્થિત ના કહેવું.

એટલે એ જ તું આ બધું કરીને આવ્યો છું. હવે તેથી હું તને જ્ઞાન આપું એટલે કહું છું, તું સૂઈ જા હવે. હવે તારે ફક્ત દહીંની જરૂર છે, એ દહીં થઈ જશે. એટલે હું વ્યવસ્થિત શક્તિ કહી દઉં. આ પરિણામ રહ્યું પછી, ડીસ્ચાર્જ રહ્યું. ચાર્જ બંધ થઈ ગયું અને ડીસ્ચાર્જ એટલે શું કે દહીં ખાવા મળશે. આનાં બધાં આગળનાં સાધનો થઈ ગયાં છે એટલે હવે એની મેળે થયા કરશે. એટલે અહંકાર કરવો નહીં પડે, એની મેળે જ થશે.

કોઈ માણસને આવડી દાઢી કરવાની ઈચ્છા થઈ, કોઈ એના મિત્રને જોયો દાઢીવાળો, એટલે એના મનમાં ઈચ્છા થઈ કે મારે દાઢી કેળવવી. તો તેને ચિંતા કરવાની જરૂર છે કે એની મેળે થશે ? વ્યવસ્થિત જ છે. એની મેળે વ્યવસ્થિત કર્યા જ કરશે. એનું નામ વ્યવસ્થિત. અને આ સંજોગો ભેગા થઈને એ થયા જ કરે. એટલે આ જ્ઞાન આપ્યા પછી વ્યવસ્થિત. હમણે વ્યવસ્થિત ના કહેવાય. હમણે વ્યવસ્થિત કહો તો દુરુપયોગ થાય.

## ખરેખર નથી કોઈ એક ચલાવનાર

**પ્રશ્નકર્તા :** દાદાએ 'રિયલ' શબ્દ આત્મા માટે કહ્યો, 'રિલેટિવ' પ્રકૃતિ માટે કહ્યો. તો 'વ્યવસ્થિત' માટે કોઈ અંગ્રેજી શબ્દ ના આવ્યો, આપનાં ટેપરેકોર્ડરમાંથી ?

**દાદાશ્રી :** 'વ્યવસ્થિત' એટલે ઈંગ્લીશમાં એને 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' કહું છું ને. વ્યવસ્થિતનું વર્ણન કહો, જે કહો,

તે એ જ છે. વિગત એ જ છે. પણ 'વ્યવસ્થિત' છે તે અવસ્થિત ઉપરથી થયેલું છે.

**પ્રશ્નકર્તા :** એને 'રેગ્યુલર' એ શબ્દ ના કહેવાય ?

**દાદાશ્રી :** એ તો 'રેગ્યુલર' છે જ. એ તો અમે લખેલું છે કે આ જગતનું 'રેગ્યુલેટર ઓફ ધી વર્લ્ડ,' વર્લ્ડને, નિરંતર રેગ્યુલેશનમાં જ રાખે છે. પણ એ હેલ્પીંગ નથી કરતું લોકોને. લોકોને તો આ 'વ્યવસ્થિત' શબ્દ 'હેલ્પીંગ' કરે. કારણ કે સમજાય 'વ્યવસ્થિત' અને તરત બોલે 'વ્યવસ્થિત' છે. એમ કરીને તરત જ ઠંડક થઈ જાય. પછી ઊછાળા ના મારે, 'વ્યવસ્થિત' કહેતાંની સાથે.

**પ્રશ્નકર્તા :** આપે લખ્યું છે કે 'આ જગતનો કોઈ બાપોય રચનાર નથી' તો એ સમજાવો.

**દાદાશ્રી :** હા, મન-વચન-કાયાની અવસ્થા માત્ર કુદરતી રચના છે, એનો કોઈ બાપોય રચનાર નથી અને તે વ્યવસ્થિત છે. આ કુદરતી રચના છે એટલે શું, ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ જ છે, તેને આધારે આ બધું થઈ રહ્યું છે.

આ તો બધું સહેજાસહેજ ચાલે છે. જગત આપણે ચલાવતાં નથી. સૂર્યનારાયણેય ચલાવતાં નથી ને ભગવાનેય ચલાવતાં નથી. જો ભગવાન ચલાવે ને તો ભગવાન થાકી જાય. આ તો બધી નેચરલ એડજસ્ટમેન્ટ છે ખાલી ! નેચરેય ચલાવતી નથી. ખાલી નેચરલ એડજસ્ટમેન્ટ જ છે !

## આ નીકળ્યું મહાન વાક્ય

**પ્રશ્નકર્તા :** એ અલ્ટીમેટલી તો આ બધું કહો છો આપ તે બિલીફ જ છેને ?

**દાદાશ્રી :** જો ગ્રાસ્પીંગ પાવર હોય તો સમજી શકે એવી વસ્તુ છે. એ બિલીફ નથી.

**પ્રશ્નકર્તા :** જે સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે ને, એ કાયદાની

ભાષામાં બહુ જ ઈમ્પોર્ટન્ટ એવિડન્સ છે, મોસ્ટ ઈમ્પોર્ટન્ટ એન્ડ ધી બેસ્ટ એવિડન્સ છે.

**દાદાશ્રી :** એવું આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એ મોસ્ટ ઈમ્પોર્ટન્ટ વસ્તુ છે. ભગવાનની ભાષાનું મોટામાં મોટી ઈમ્પોર્ટન્ટ વસ્તુ હોય તો આ છે.

સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ જે બોલ્યા છીએ, એ બહુ મોટું વાક્ય બોલ્યા છીએ. જ્યારે એનો અર્થ સમજવાવાળા નીકળશે ત્યારે એ સમજાશે. એટલે ફોરેનના સાયન્ટિસ્ટને કહું છું કે કોણ આ જગત ચલાવે છે ? ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. એટલે આ લોકો સમજી જાય છે.

## ફેર સંયોગો ને વ્યવસ્થિતમાં....

માણસ કાર્ય કરી શકતો જ નથી. પછી કોઈ કહે કે 'આ શી રીતે પગે તેલ-બેલ ચોપડ્યું ?' ત્યારે કહે, 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી બધું ચાલ્યું.' બધા એવિડન્સ ભેગા થાય અને કાર્ય થઈ ગયું. સંજોગો બધા મળી આવે. એમાં નેપકિન, તેલ મહીં સંજોગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાન થાય તે માટે કર્મ, કાળ, દેશ, કુટુંબ, જન્મસ્થાન એ બધા સંયોગોને લીધે ખરું કે ?

**દાદાશ્રી :** એ તો સંયોગ ભેગા થઈ જ જાય. થવાનું હોય ને, તે સંયોગ બધા ભેગા થઈ જાય. જ્યાં જુઓ ત્યાં, બધી વસ્તુઓનું નિમિત્ત સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે.

સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કશામાં વાપરો છો ?

**પ્રશ્નકર્તા :** હા, એટલે જ્યારે કોઈ વસ્તુ બને ત્યારે એમ લાગે કે આ બધા સંજોગોને લીધે આ બન્યું છે.

**દાદાશ્રી :** એક્ઝેક્ટ એમ જ છે. અને ના બન્યું તો સંજોગ ભેગા થયા નથી. દરેક બાબતમાં એ જ વસ્તુ છે. હવે નથી થતું ત્યારે 'સંજોગો

બાઝતા નથી' આવું હઉ કહે. એ ભલે સાયન્ટિફિક દૃષ્ટિએ સમજાય, એવી રીતે નથી સમજતો. તોય ગુજરાતીમાં બોલે છે કે મારા સંજોગો સારા નથી. એટલે આમ તો સમજે છે બધું.

આ તો આપણા લોક નથી કહેતા કે મારા સંજોગો હમણાં સીધા નથી. અલ્યા મૂઆ, એવું શું બોલે છે ? તું શી રીતે જાણી ગયો, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ? જ્ઞાન જાણતો નથી છતાં બોલે છે કે નહીં બોલતાં ?

**પ્રશ્નકર્તા :** બોલે છે.

**દાદાશ્રી :** તે મૂઆ, તું કરું છું કે સંજોગો કરે છે ? ત્યારે કહે, 'એ તો સંજોગ સારાં હોય તો થાય ને.'

આ સંજોગો તો કેટલાં બધા, સો-બસ્સો ભેગા થાય છે, ત્યારે કાર્ય થાય છે. અત્યાર સુધી બહુ ધંધો સારો ચાલ્યો, પણ અત્યારે સંજોગો સારા નથી. સારા નથી, એ જ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. પણ એ સંજોગોને ઓળખતો નથી બિચારો, પણ મોંઢે બોલે છે ખરો કે સંજોગો નથી પાંસરા. તે ઘડીએ એમ નથી કહેતો કે ભગવાન પાંસરો નથી.

આ તો એય ઊંડા ઊતરે તો સમજે એવા છે. કારણ કે આપણે કહીએ કે ભઈ આ છોડીનું કેમ લગ્ન કરતા નથી ? લાખોધિપતિ હોય, છોડી રૂપાળી હોય, ઉંમર લાયક હોય, પછી આપણે કહીએ, આ છોડીને બેસાડી દોને ! ત્યારે કે ભઈ હજુ સંજોગો બાઝતા નથી. સંજોગ બાઝતા નથી એવો શબ્દો બોલે છે. બાઝતા નથી, બાઝે એટલે વઢંવઢા કરે સંજોગો ?(!)

**પ્રશ્નકર્તા :** ભેગા થતાં નથી. સંજોગ મળતા નથી.

**દાદાશ્રી :** એનું નામ જ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બધા ! હવે એ તો 'સંજોગો બાઝતા નથી' એવું એય બોલે પણ સમજણ નહીં, તેનું શું થાય ? તોય પછી કહે છે, 'ભગવાન કરે છે'.

**પ્રશ્નકર્તા :** એક વસ્તુ સમજાતી નથી કે આ સંયોગોનું ઉદ્‌ભવ સ્થાન ક્યાંથી ?

**દાદાશ્રી :** સંયોગોનું ઉદ્‌ભવસ્થાન છે જ નહીં, સંયોગો જ છે આ જગત. આ જગત જ આખું, સંયોગોથી ભરેલું જ છે.

**પ્રશ્નકર્તા :** એ વસ્તુ બરાબર, પણ આ સંયોગો આત્મા ઉપર આવ્યા ક્યાંથી ?

**દાદાશ્રી :** આત્મા ઉપર આવ્યા નથી, આત્માનું આમાં સમસરણ છે. સમસરણ ક્રિયા છે, એટલે નિરંતર પરિવર્તન ક્રિયા છે. એ તો સંયોગોનું દબાણ આવે, આપણે અહીંથી જતા હોઈએ અને એકદમ છે તે પેલું ધુમ્મસ પડે ને, એટલે પછી તમને આ ભઈ જોડે હોય તોય ના દેખાયને કંઈ ?! એમાં એમનો ગુનો કે તમારો ગુનો ?

**પ્રશ્નકર્તા :** ધુમ્મસનો ગુનો છે. ધુમ્મસ આડું આવે છે.

**દાદાશ્રી :** આ ધુમ્મસનો સંયોગ બાઝયો છે તેનું કારણ છે, એ આ બધું આખું સમસરણ માર્ગ સંયોગી છે અને સંયોગોના ધક્કાથી આ બધું ઊભું થયું છે, નહીં તો આત્મા ગુનેગાર કહેવાત.

**પ્રશ્નકર્તા :** સંયોગ ને વ્યવસ્થિતમાં ફરક શું ?

**દાદાશ્રી :** સંયોગો તો સંયોગો જ કહેવાય, અને વ્યવસ્થિત એ વ્યવસ્થિત. વ્યવસ્થિત એટલે બધા સંયોગોનું ભેગું થવું અને પરિણામ આવે તે વ્યવસ્થિત. છાસ એ છાસ કહેવાય, સંયોગ કહેવાય. અને કઢી બધા સંયોગોથી ભેગી થયેલી હોય, એનું પરિણામ આવ્યું તે વ્યવસ્થિત કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ વ્યવસ્થિતનું ટૂંકું નામ કહે તો સંજોગો જ ને ?

**દાદાશ્રી :** સંજોગો ફળ આપે એ. ઉદય આવે ત્યારે સંજોગો ફળ આપવાને માટે તૈયાર થયા હોય તે. અને વ્યવસ્થિતનો અર્થ શું ? કે પછી હવે એને તારે બહુ જોવાની-ગણવાની જરૂર નથી. એની મેળે ફળ આપ્યા જ કરશે. તમે જુઓ, શું થઈ રહ્યું છે તે !

**પ્રશ્નકર્તા :** લોકભાષામાં આવું બોલાતું હતું આમ કે 'ભઈ મારા સંજોગ સારા નથી અગર મારા સંજોગ સારા છે'. પણ આ એની અંદરનું જે આ બધું છે, એ તો ખ્યાલ જ ના આવેને !

**દાદાશ્રી :** એ ખ્યાલ જ ના આવે. એ સંજોગ ક્યાંથી લાવ્યા તેય ખબર નથી.

## વિજ્ઞાન વિના ન કળાય કુદરત

**પ્રશ્નકર્તા :** વિજ્ઞાન એ કુદરત જ છે ને ! કુદરતને વિજ્ઞાનનો એક જ મેળ છે.

**દાદાશ્રી :** 'કુદરતને જાણવી' એનું નામ વિજ્ઞાન અને 'કુદરતને ના જાણવી' એનું નામ અજ્ઞાન. કુદરતને જાણવી જોઈએ. કુદરત એટલે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' એ હું જોઈને કહું છું.

**પ્રશ્નકર્તા :** તો કુદરત અને વિજ્ઞાન બન્ને કેટલાં સંકળાયેલા છે એક બીજા સાથે ?

**દાદાશ્રી :** નેચર શું છે ને કેવી રીતે ચાલે-કરે છે ? થાય છે કેવી રીતે ? નાશ કેવી રીતે છે ? એ બધાનું વર્ણન સાયન્સ કરે છે.

**પ્રશ્નકર્તા :** આટલી સહજ રીતે વસ્તુ મૂકી દીધી કે આનું વર્ણન આ કરે છે, બસ પતી ગયું !

**દાદાશ્રી :** બસ, બીજું શું ત્યારે.

**પ્રશ્નકર્તા :** સહેજ લાંબું કરોને એમ. એવું અમે વાંચેલું ને સાંભળેલું કે સત્ય બહુ સાદું હોય છે, પણ અમે માનતા ન્હોતા.

**દાદાશ્રી :** એવું છે ને કે આ આનું વર્ણન કરે છે 2H + O એટલે પાણી થઇ જશે. એવી રીતે, આ નેચર અને આ વિજ્ઞાન.

કુદરત એનું નામ કે જે વિરોધાભાસી બિલકુલ હોય નહીં. 2H અને

O, બે ભેગા થાય, બીજા અમુક સંજોગો ભેગા થાય એટલે એનું પાણી જ થાય, તેલ ના થાય.

આ તો 'સાયન્સ' છે. ભગવાનનો 'સાયન્ટિફિક' પ્રયોગ છે. કર્મેય નથી ને કર્તાય નથી. કોઇ બાપોય નથી. ખાલી 'સાયન્સ' છે.

આ જગત તો પઝલ જ થઈ ગયેલું છે. અને વિજ્ઞાનથી ઊભું થયેલું છે. પહેલાં તો આપણા લોકો એમ કહેતા હતા કે 'વરસાદ પડ્યો.' ત્યારે કહે છે, 'આ તો ઈન્દ્રરાજા વરસાદ પાડે છે, ભગવાન પાડે છે, કોઈ દેવ પાડે છે'. આવી તેવી બધી વાતો કરતા હતા. હવે સમજતા થયાં, આમાં કોઈ દેવની જરૂર નથી. કોઈ બાપોય પાડનાર નથી, આ બધું વિજ્ઞાનથી ચાલી રહ્યું છે જગત. વિજ્ઞાનથી આ વરસાદ પડે છે. વિજ્ઞાનથી શી રીતે ઊભું થયું છે ? બધા સંજોગો ભેગા થાય, જેમ 2H અને O ઉપર ભેગું થાય. અને બીજા સંજોગો થોડા ભેગા થાય ઉપર, તો વાદળાં બની જાય. તો વાદળાંનો મેકર છે ઉપર કોઈ ? ત્યારે એ વરાળ જે ઉત્પન્ન થાય છે દરિયામાંથી, એનો મેકર છે કોઈ ? વરાળ દરિયામાંથી થઈને ત્યાં જાય છે અને ત્યાં બધી ગમ્મે ત્યાં ભેગી થાય છે. પછી જ્યાં આગળ જેવું જેવું વાતાવરણ હવા ને એ તેની સીઝન પ્રમાણે બધે ભેગું થાય છે. અને તેય પાછું અહીં વાદળું ચઢી આવ્યું હોય, ઘનઘોર વાદળું ચઢેલું હોય, વીજળીઓ જબરજસ્ત વહેતી હોય, ધોબીએ લૂગડાં ઊઠાવી લેવા માંડ્યાં, કંટ્રાક્ટરોએ સીમેન્ટ ઊઠાવી લેવા માંડ્યો, બધું દોડધામ દોડધામ થઈ રહ્યું તોય છાંટોય ના પડ્યો હોય. બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને.

**દાદાશ્રી :** સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સમાં એક જ એવિડન્સ ના મળ્યો. કારણ કે લોકનો અભિપ્રાય ના મળ્યો, તો વરસાદ બંધ. લોકનો અભિપ્રાય એટલે ધોબી કહેશે, 'યા અલ્લા બંધ રખના'. પેલા કંટ્રાક્ટરો કહે છે, 'હે શિવ ભગવાન બંધ કરો !' અભિપ્રાય ના આપે આપણા લોક ? આમ એ એવિડન્સમાં છે બધું. આપને ખ્યાલમાં આવે છે થોડું ઘણું આમાંથી ?

અરે, આ ઉનાળાને દહાડે ક્યાંથી વરસાદ પડ્યો ? ત્યારે કહે,

'આમથી વાદળ આવ્યું, હવા આવી ને બધું ભેગું થઈને તૂટી પડ્યો.' તેમાં ભગવાને ક્યાં વરસાવ્યો ?

**પ્રશ્નકર્તા :** એ વાત મોટી છે કે ભગવાન શક્તિશાળી છે, છતાં આમાં હાથ ઘાલતાં નથી, અને માણસમાં શક્તિ નથી એ મહીં હાથ ઘાલ ઘાલ કરે છે ને કશું વળતું નથી !

**દાદાશ્રી :** અમને શક્તિ છે અત્યારે, તો અમે હાથ ના ઘાલીએ. કારણકે એ બધું વિજ્ઞાન છે. 'વિજ્ઞાનમાં હાથ ઘાલવો' એ ભૂલ છે. આ બધું વિજ્ઞાનથી ઊભું થયેલું છે. 2H (બે હાઈડ્રોજન) ને O(એક ઓક્સિજન) બે ભેગાં થઈ જાય તો પાણી થઈ જાય ! તેમાં કંઈ પાણીના મેકરની જરૂર છે ? અને પાણી નીચે અગ્નિ કરી, સળગાવ્યું કે વરાળ થઈ જાય અને વરાળને જો ઠંડક આપી તો પાણી થઈ જાય. પાણીને ઠંડક આપી તો બરફ થઈ જાય. એટલે માર તોફાન, તોફાન, તોફાન ચાલ્યું છે આ.

પહેલાંના જમાનામાં કહે, 'પણ પાણીનો બરફ કરવામાં કો'ક કરનાર તો હોવો જ જોઈએ ને !' એ તો જો બુદ્ધિથી સોલ્વ કરવાનું થાત ને, તો કહે કે ના કહે ? 'થાય શી રીતે પાણી આટલું બધું કઠણ ? ઓહોહો, પથરા જેવું ? કોઈ કરનાર જોઈએ !' શી રીતે કરનાર જડે આમાં ?

## વાસ્તવિકતા વર્ણવે જ્ઞાની જ...

આ જગતની વાત સત્ય ના હોય. જ્ઞાની પુરુષની વાત એ જ ખરી. જ્ઞાની પુરુષ ખરું જાણે. ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ. (જગત સ્વયંભૂ કોયડો છે) તે કોઈ બનાવવા ગયું નથી. ઇટસેલ્ફ (જાતે જ) ઊભું થઈ ગયું છે !

આ પેટ્રોલની ઉપર દેવતાનો ટુકડો પડ્યો, પછી એને સળગાવાની આપણે જરૂર હોય કે એની મેળે જ સળગી ઉઠે ? એવું છે આ બધું. એ કોઈ કર્તાની જરૂર નથી !

આ સોડિયમ ધાતુને પાણીમાં નાખે તો ભડકો થાય, તે

સાયન્સથી સમજી શકાય. તેવું આ જગત સાયન્સથી ઊભું થયું છે ! તેમ આ સગાઈઓ પણ સાયન્સથી ઊભી થઈ છે. પણ તે જ્ઞાનથી સમજાય.

કેમ વીજળી થાય છે ? કોણે ભડાકો કરાવ્યો ? વીજળી થાય છે, કડાકા-ભડાકા શું છે ? ત્યાં કંઈ પથરા છે ? ના. વરાળ ! વા-દળ !! જુઓ તો ખરા, ચમત્કાર તો જુઓ ! કુદરત બહુ જબરી છે. એ તો તમે કો'ક ફેરો આવો તો સમજાવું !

ચંદ્રને કંઈ ફેઝિઝ હોતાં જ નથી. આ તો જગતની દૃષ્ટિમાં એવું દેખાય છે ને તે સાચું છે.

**પ્રશ્નકર્તા :** કોઈની દૃષ્ટિ એવી નહીં હોય કે તે આખું જ જોઈ શકે !

**દાદાશ્રી :** ના. આ તો ચંદ્રના ફેઝિઝ છે. મૂળ ચંદ્ર તો આખો જ છે ને ! આ તો સંજોગોને લીધે આવો દેખાય છે. સંજોગોમાં શું છે ? ત્યારે કહે, 'સૂર્યનું એ લાઈટ લે છે. એટલે સૂર્ય કઈ દિશામાં છે, એક્ઝેક્ટ સામસામી દિશામાં આવે ને ત્યારે ચંદ્ર આખો દેખાય. એ જ્યાં સુધી દિશા જેટલી વાંકી છે એટલા ફેઝિઝવાળો દેખાય છે.'

અજવાળિયાનો ચંદ્ર અહીંથી ઊગે છે. પછી પડવો, બીજ એ ક્યાંથી ઊગે છે ? અને અંધારિયું થાય છે તે આખામાંથી નાનો નાનો થતો જાય છે, પછી પાછો નાનામાંથી મોટો મોટો થતો જાય છે. એ બધું એના ક્રમમાં છે. અને તે ચંદ્ર અને સૂર્યના સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી છે ! તેથી અમે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ નામ આપ્યું ને !

મૂળ વસ્તુ દેખાતી નથી અને એના આ ફેઝિઝ દેખાય છે, એ દર્શનથી તો જગત મૂંઝાયેલું છે.

એટલે આ બધું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે ને ! બીજ, ત્રીજ, ચોથ, પાંચમ એ બધું નિયમના આધીન છે. એના આપણા લોકોએ નામ આપેલાં છે. એટલે વ્યવસ્થિતના આધીન છે.

આપણે આ ભાત બનાવીએ ને તે કલાક, બે કલાક પછી ટાઢો પડી જાય કે ના પડે ?

**પ્રશ્નકર્તા :** પડી જાય.

**દાદાશ્રી :** પછી ધીમે ધીમે મહીં બગાડ થતો જાય ખરો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કેવી રીતે થાય ? ધીમે ધીમે ઊતરી જાય કે ના ઊતરી જાય ? કોણ એને ઊતારી નાખે છે ? આવી રીતે આ વ્યવસ્થિત શક્તિ બધું કર્યા કરે છે.

બ્રેઈન ચાલતું હોય કે ના ચાલે, પણ કુદરત એની બધી હાજતો પૂરી કરે છે. ચા પાકતી હોય સિલોનમાં પણ સવારનાં પહોરમાં અહીં મુંબઈ ચા પીવા મળે, એવું છે આ બધું.

આપણે ચા મૂકવી હોય તો ચા એકલાથી ચાલે ? દૂધ, ખાંડ, ચા બધું હોય. ત્યારે કહે, 'તપેલી જોઈએ.' ને તપેલી હોય તો કહે, 'સ્ટવ જોઈએ.' સ્ટવ હોય ત્યારે કહે, 'ઘાસતેલ જોઈએ.' ઘાસતેલ હોય તો પાછું મહીં કંઈક બગડી ગયું હોય તો ચા થાય નહીં. એટલે સંજોગ બધા બાઝે ને તો ચા થાય.

આપણે કઢી કરીએ છીએ, એમાં છાસ નાખીએ, મીઠું નાખીએ, બીજું મરચું-બરચું બધું નાખીએ, પછી કઢી કોણે કરી ? આ તો આપણે બધું નાખ્યું, આપણે કંઈ કઢી નથી બનાવી, આ તો વસ્તુઓ નાખી. એ 'કઢી કોણે કરી' કહો ?

**પ્રશ્નકર્તા :** બનાવનારે.

**દાદાશ્રી :** બનાવનાર ! બનાવનાર એ જો કરતો હોય તો તો પછી થઈ જ જાયને ! પછી પેલી ખારી કરે નહીંને !

**પ્રશ્નકર્તા :** એ બધું નાખ્યું એટલે થઈ ગઈ.

**દાદાશ્રી :** એટલે આ બધું કર્યું તે વ્યવસ્થિત શક્તિ !

આ કઢી બનાવે છે તે દેખીતા સંયોગિક પુરાવાઓ છે. ને આ જગત ચલાવે છે તે તો ગુપ્ત સંયોગિક પુરાવાઓ છે.

સંજોગો ભેગા થાય, એ શક્તિનું કામ ચાલ્યું અને કર્તાભાવ વ્યવહારથી બોલવું પડે. મનમાં ના હોય તોય તમારે કહેવું પડ્યું. કોણે ઈડલી બનાવી ? સારી બનાવી છે ! એમને તમારે કહેવું, મેં બનાવી છે. લાકડું કોઈ દિવસ બોલે નહીં, 'મેં કરી'. એટલે આપણે એકલાએ બોલવાનું કે 'મેં કરી', વ્યવહારથી. પણ અંદરખાને સમજવું કે ભઈ આ બધાંય ભેગાં થઈને કરી, મેં કરી નથી.

**પ્રશ્નકર્તા :** 'ક્યા આધારે ખાય છે' એ સમજાવો.

**દાદાશ્રી :** બહારનાં પરમાણુ છે ને તે જે મહીં શરીરમાં જવાના છે. પણ ત્યાર પહેલાં પરમાણુ અંદર ઊભા થાય છે, અંદર હોય તે જ બહાર ભેગું થાય તમને.

આ થાળીમાં જે આવે છે તે તમે કહો છો, તે બધું બનાવે છે ?

**પ્રશ્નકર્તા :** કહેતાં નથી, એની મેળે જે બનતું હોય એ જ બને.

**દાદાશ્રી :** તો કોણ આની પ્રેરણા આપતું હશે ? થાળીમાં આજ કારેલાનું શાક આવ્યું, તે બધું તમારું કહેલું હોય છે બધું ?

જમવા બેઠાં એટલે બધા ખઈ લો છો ઝટ ઝટ. પણ શાથી આમ આ બધું આવીને ભેગું થયું ? એવું કંઈ વિચાર નથી કર્યો ? એક મગના દાણામાં છે તે લાખો પરમાણુ છે, તે દાણામાં એક પરમાણુને આપણી જોડે સંબંધ છે તે એક પરમાણુ જ ખવાય, એટલું બધું હિસાબી આ જગત છે.

આ શા આધારે ખાવાનું આવે છે એ કોઈ જાણતું હશે ? આ બાવા-બાવલી કશુંય જાણે નહીં. એ તો એમ જ જાણે કે હું ખઉં છું ને ત્યાં આગળ ગયો તે પછી લઈ આવ્યો અને આ પ્રમાણે ખાધું. પણ અલ્યા શા આધારે તને આ ભેગું થયું ? કેમ આજ કારેલાં ભેગા થયા ? કેમ આજ રીંગણ ભેગા થયાં ? કેમ સૂરણ ભેગું થયું આજ ?

અંદર જે પરમાણુ હોય તે પરમાણુનાં આધારે બેનને ત્યાં પ્રેરણા

થઈ અને એ પ્રમાણે બધું થઈને થાળીમાં આવે. અંદર જેટલું હોય એટલું જ બહારથી થાય, નહીં તો થાય એવું નથી. આ તો બહુ ઊંડું વિજ્ઞાન છે. આ તો ઝીણી વાતો છે કોઈ એવો વિચાર કરતો હશે કે મારી થાળીમાં આ શા આધારે આવ્યું ? આનો શું આધાર ? અને ત્યાં કુદરતને ત્યાં તો એક પરમાણુ પણ, આ એક રઈ પણ તમને ભેગી થવી, દાણો ભેગો થવો એ સાયન્સની વિરુદ્ધ તમને થઈ શકે જ નહીં !

એ બધા સંજોગો કેવી રીતે બને છે ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે બધા. ખાવું-પીવું તેય પરમાણુ-પરમાણુની વ્યવસ્થા છે. આ રેગ્યુલેટર છે જગતનું. તેની રેગ્યુલેટરી કેટલી બધી છે ! એક પરમાણુ, પરમાણુનું હિસાબ છે. તો આ આખું જથ્થાબંધ તો નહીં પેસી જાય ને ! તમને કેમ લાગે છે ? આપણે સાયન્સ કંઈ જાણીએ તો આપણા મનને કંઈક સમાધાન થાય. નહીં તો જમતી વખતે રોજ બોલ બોલ કરીએ ને આપણું કશું વળે નહીં, એનો બોલ્યાનો અર્થ નહીં ને ! બોલવાનો વાંધો નથી, જ્ઞાન તો બોલવું જોઈએ. 'મને આ ફાવે છે કે આમ બનાવજો, આ ના બનાવશો', આપણને જે યોગ્ય લાગે એ જ્ઞાન. બધા વિકલ્પી જ્ઞાન છે. વિકલ્પી જ્ઞાન એટલે પોતાને જે અનુકૂળ આવે તે જ્ઞાન બોલવું ખરું અને સામાને ઠીક લાગે તો એ ગ્રહણ કરે, નહીં તો ના કરે. સામા માટે આપણે કંઈ જવાબદાર નથી.

એક કારમાં બેઠો તે હજારો સંયોગ સીધા થાય ત્યારે એ કારમાં અહીંથી સ્ટેશને જવાય. એક જ નટ ઢીલી થઈ ગયેલી હોય તો ના જવાય. હવે એવી કેટલીય નટો હશે, કેટલાં બધા બોલ્ટ હશે, કેટલાં બધા સંયોગો હશે ? એટલે બધાં સંયોગો સીધા હોય ત્યારે ત્યાં સ્ટેશને પહોંચાય, નહીં તો પહોંચાય નહીં. છતાં પહોંચાય છે એય અજાયબી છેને ! એટલે એ તો બધું ચાલ્યા જ કરે છે.

કેટલાય સંયોગ ભેગા થાય ત્યારે માણસને ખાવાનું મળે. કેટલાય સંયોગ ભેગા થાય ત્યારે ભૂખે રહેવાનું મળે છે. વધારે સંયોગ ભેગા થાય ત્યારે ભૂખે રહેવાનું મળે. અવળાને માટે સંયોગો વધારે જોઈએ છે. સવળાને માટે ઓછાં જોઈએ. સંયોગો ભેગા કરવામાં લોકો 'ટાઈમ' બગાડે છે. સંયોગ તો કુદરત જ ભેગા કરી આપે છે. સંજોગ બાઝે ત્યારે

કહે, 'મેં કર્યું' અને સંજોગ ના બાઝે ત્યારે ?! આ વર્લ્ડમાં કોઈ એવો માણસ નથી કે જેને સંયોગો ઉપર કાબૂ હોય !

આ જેમ બીજ હોયને, આ વડનું બીજ હશે, તેમાં શું શું હશે, તે બીજમાં ? એ બીજમાં આખો વડ છે. એના પાંદડાં-બાંદડા, ટેટાં-બેટાં, ડાળખીઓ-બાળખીઓ બધું બીજમાં છે. ફક્ત એને સાધન મળી આવે, પાણી છે, માટી છે, બધું મળી આવે એટલે એ પ્રગટ થાય છે.

આપણે ત્યાં કહેશે, 'આ નારિયેળમાં કોણે પાણી ભર્યું ?' નારિયેળમાં પાણી ભર્યું ભગવાને. હોવે ! આ અક્કલનાં કારખાના ! કઈ જાતનું આવું શીખવાડો છો ? અને આ અક્કલનાં કારખાના માને છેય શી રીતે ? એમ જો દરેક નારિયેળમાં ભગવાન ભરવા જતા હોય તો ભગવાનની શી દશા થાય બિચારાની ? ત્યારે નારિયેળીના પાંદડાં કેવાં આમ ડિઝાઈનવાળાં, કોણે કર્યું ? ત્યારે કહે, આ બધું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, અને સ્વભાવથી ચાલી રહયું છે.

## મટાડનાર મળે તો કરાવનાર કોણ ?

**પ્રશ્નકર્તા :** મને બહુ શરદી થઈ ગઈ હતી, મને કોઈ એક જણની પાસે લઈ ગયા કે આમ ઝાડું મારી, મંત્ર બોલી અને મારી શરદી મટાડી દીધી, તો એ શું છે ?

**દાદાશ્રી :** અમે હાથ અડાડીએ અને પછી મટી જાય, એટલે લોક કહે કે 'દાદાએ મટાડ્યું.' શરદી કરી કોણે એ ખોળી કાઢવા જેવું ! શરદી મટાડે એને શું ખોળવાનું ? એ તો ડૉક્ટરો મટાડી દે, કરી કોણે એ ખોળી કાઢવા જેવું. એને ઇનામ આપવા જેવું છે.

**પ્રશ્નકર્તા :** એ કારણ શું પણ ? તમને ખબર છે ?

**દાદાશ્રી :** લે કર જોઈએ અત્યારે ? કોઈ ડૉક્ટરને કહે કે મને અત્યારે શરદી કર તો ?.

**પ્રશ્નકર્તા :** નથી થતી.

**દાદાશ્રી :** હં ! તે એ ખોળી કાઢ, કોણ કરે છે ? મટાડે તો બધા, પણ કરે છે કોણ ?

**પ્રશ્નકર્તા :** આ તો કહેશે, શ્વાસમાં કંઈ ભરાઈ ગયેલું તેથી મૃત્યુ આવ્યું.

**દાદાશ્રી :** એ તો કુદરતનો નિયમ જ એવો કે તે ઘડીએ એ ગળફો બંધ કરી દે. આપણે ડૉક્ટરને કહીએ, 'બધાના ગળફા કાઢ્યા.' ત્યારે કહે 'આ ના નીકળે'. કુદરતને ગળફો બંધ કરી દેતાં વાર કેટલી લાગે ? માણસનું શું ગજું તે ? માણસ તો એક નિમિત્ત છે, અને તે નિમિત્તરૂપે કામ કરી જાય. ડૉક્ટરને આપણાથી ના ન કહેવાય કે તું શું કરવાનો હતો ? કારણ કે નિમિત્ત છે.

આપણે પછી એને સમજણ પાડીએ કે 'ભાઈ, આ વાળ છે, તે કોણે બનાવ્યા ?' ત્યારે કહે, 'મને સમજણ પડતી નથી !' આ ડૉક્ટરો કહેશે કે, 'તમારે વાળ હવે ઊગશે નહિ.' 'કેમ ડૉક્ટર સાહેબ, ભગવાન જતા રહ્યા છે ?' ત્યારે કહે, 'ના, મહીં ખોપરીમાં આવું આવું છે, આટલી ગરમી છે ને આટલું આમ થઈ ગયેલું છે.' ત્યારે મૂઆ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બોલને કે આ વાળ છે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ઊગાડે છે અને સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એ ઊગવા નથી દેતાં.

'આ વાળ ક્યારે ધોળા થશે ?' એ આપણે કરવા પડશે ? કરવા ના પડે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** બધું હિસાબથી થાય, એક એક પાકતો પાકતો બધા પાક્યાં જ કરે, એ વ્યવસ્થિત છે.

આ જેમ વાળ છે, એવી રીતે આ દેહના આકાર-બાકાર, આ આંખોના કાચ-બાચ બધું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે.

આ આંખો હઉ કુદરતની બનાવેલી છે આ ગાયની, ભેંસોની

આંખો કેવી સરસ દેખાય છે ! અહીં બધાં કૂતરા હોય છેને તેની આંખો છે એ પણ બધી કુદરતે બનાવેલી, સંજોગોથી બની. હવે એ એક વસ્તુ બનાવતાં કોઈને કશું આવડે ?

**પ્રશ્નકર્તા :** આવડે નહીં.

**દાદાશ્રી :** જુઓને, આ દાંત કેવાં સુંદર છે ! આ દાંત કેવાં સંજોગોથી બને છે. એટલે બધું આ વિજ્ઞાનથી ઊભું થયું છે. આ માણસનું શરીર બંધાય છે, તેય વિજ્ઞાનથી બંધાય છે. એ કોઈ બ્રહ્મા-વિષ્ણુ ને મહેશ કંઈ આવું કરતાં નથી કે ભગવાન ભેંસના પેટમાં બેસીને પાડા બનાવતા નથી. ભગવાન આવાં નથી. ભગવાન તો વૈજ્ઞાનિક છે. એ અમે જ્ઞાનમાં જોયું છે. ગુજરાતીમાં એને અમે 'વ્યવસ્થિત શક્તિ ચલાવે છે', એમ કહ્યું અને લોકો માને છે કે 'ભગવાન કરે છે આ બધું.'

ક્યાંથી ચારોળી, ઈલાયચી, બદામ આવે છે ને કેવા મઝાથી ખાય છે ! કોણ ભેગું કરી આપે છે એમને ? 'વ્યવસ્થિત' ભેગું કરી આપે છે અને પોતે અહીંથી ખાવાનું નાખી, હાંડવો અને દૂધ નાખીને સૂઈ જાય છે. પછી મહીં પિત્ત પડ્યું કે નથી પડ્યું ? પાચક રસ પડ્યો ? એવો કશો વિચાર નથી કરતો, નહીં ? એવો વિચાર નહીં કરવાનો ? એમ ને એમ સૂઈ જવાનું !

**પ્રશ્નકર્તા :** એવું જ કરીએ છીએ.

**દાદાશ્રી :** હા, પણ છતાં કેવું સરસ ચાલે છે. અંદર આ બધાં રસો પડ્યા કરે છે. પછી સંડાસ સંડાસની જગ્યાએ, યુરીન યુરીનની જગ્યાએ, લોહી લોહીની જગ્યાએ, રસ રસની જગ્યાએ, બધું જ છૂટું કેવું સુંદર પાડે છે, આપણા કર્યા વગર. જો કરવા ગયા હોય તો બગડી જાય અને ડૉક્ટરને સોંપે તો તો ચાર દહાડામાં જ મારી નાખે. એણે સાંભળ્યું હોય કે પચતું નથી, તો કહેશે, 'લાવ મહીં પાચકરસ આપણે વધારે નાખીએ'. હવે કુદરત વધારે નાખતી નથી ને ડૉક્ટર શું કરે છે?

**પ્રશ્નકર્તા :** વધારે નાખી આપે.

**દાદાશ્રી :** અરે ભઈ, કુદરતને ઘેર શું ખોટ હશે, તે મહીં ના નાખ્યું ? કુદરત જાણે છે કે મારે આજથી આ પાચકરસ ૭૮ વર્ષ સુધી ચલાવવાનું છે એટલે હિસાબસર જ મહીં નાખ્યા કરે અને ડૉક્ટર કહે, 'ભૂખ નથી લાગતી ? તો નાખો જરા વધારે'. અલ્યા, તો આગળ શું મળશે ? આગળ પછી ખલાસ થઈ જશે.

આપણે ખોરાક ખાઈએ છીએ ને યુરીનમાં જઈએ છીએ, ઝાડે જઈએ, કુદરત આ બધું કરાવડાવે છે. કુદરત જ આ કફ કરે છે, વાયુ કરે છે, પિત્ત કરે છે !

એકની એક વસ્તુ કેટલાય વખત ખાય છે આ. આપણે ખોરાક ખાઈએ છીએ, તેમાંથી હાડકાં થાય છે, વાળ થાય છે. બધું ક્યાંથી ખોરાકમાં જાય છે ? ના, એની એ જ ભંગજાળ છે આ બધી. એના એ જ ખોરાકમાંથી આ બને, એનાં એ જ પરમાણુઓની રાખોડી થાય ને રાખોડીમાંથી પાછું અનાજ થાય ને અનાજથી પાછો અન્ન ખાય પોતે, આની જ રાખોડી બને પાછી. એટલે આવું જગત છે !

હમણે આ મોટું હાડપિંજર હોયને, તો એસિડમાં નાખે તો ઓગળી જાય. જો હાડકું હોય તો કેમ કરીને ઓગળે ? આ હાડકું એય એનું એ જ છે. આ બધી ભંગજાળ ! આ તો માણસોને ભડક પેસી ગઈ છે અને 'હું છું, હું છું' કરીને માર ખાય છે જગતનાં !!

અહીં શરીર પર કોઈપણ જગ્યાએ તમારે સડ્યું એટલે મહીં એની મેળે સ્વભાવિક રીતે જીવ ઉત્પન્ન થાય જ. અને પાછો શરીરનો નિયમ એવો છે કે એ જીવોને પાછા કાઢવાં માટે તનતોડ પ્રયત્ન કરી રહ્યા હોય. એટલે કેટલી બધી અજાયબી છે ! મોટાં મોટાં લશ્કરો ફરી વળે છે. અને ચામડીને રૂઝ લાવી નાખે છે. રૂઝ આવતી હોય તે વખતે પાછું કૈડે હઉ. રૂઝ આવે છે ત્યારે ચેર (ચળ) આવે, તે વલુરે (ખજવાળે)ને છોલઈ જાય, તો પાછું રૂઝ લાવે છે. એ કેવી કુદરતની બધી કરામત છે. કશું જ કરવું ના પડે એવું અંદર આટલું બધું રાખે છે અને બહાર શેના માટે આ વગર કામનો અહંકાર કર્યા કરે છે ?

એટલે આ વિજ્ઞાન છે. ભગવાનનીય શક્તિ ન હોય આ. આ અણુની શક્તિ એટલી બધી છે કે એવી ભગવાનનીય શક્તિ નથી. એવું વિજ્ઞાન છે. પણ એ અણુય એકલું કશું કરી શકે એમ નથી. આ આત્મા ના હોય, ચેતન ના હોય, તો એય કશું કરી શકે નહીં. ચેતનની હાજરીથી આ બધું ઉત્પન્ન થાય છે. હા ! એટલે આ વિશેષભાવ ઉત્પન્ન થાય છે. એટલે આમ થઈ જાય તો બહુ સારું, આમ થઈ જાય તો ખરાબ, એવું આપણે જે 'ખરાબ ને સારાં ખોટાં' કહીએ છીએ એ બધા, એ પ્રમાણે તરત પેલાં અણુ કરવા લાગે છે અને વળી કુદરત તો એથીય આગળ લઈ જાય છે.

એ તો બધું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બધા ભેગા થાય ત્યારે ઊંઘ આવે. નહીં તો ના આવે. એટલે આપણે કર્તા નથી. આ તો અહંકાર કરીએ છીએ કે હું ઊંઘી ગયો ને હું ઊઠયો. ને ઊઠવાની શક્તિ આપણી નથી, બધા એવિડન્સ ભેગા થાય તો ઉઠાય. એ નેચરલ શક્તિ છે.

## ન બદલાય સંયોગો આત્માથી

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાન થાય પછી પોતે સંયોગો ફેરફાર કરી શકે કે નહીં ?

**દાદાશ્રી :** સંયોગો ફેરફાર કોઈથી થઈ શકે નહીં. કૃષ્ણ ભગવાનથી થયા નથી, ભગવાન મહાવીરથી થયા નથી, સંયોગો ફેરફાર થઈ શકે નહીં. કોણ ફેરફાર કરે ? અહંકાર હોયને તે આઘુંપાછું કરે. જેને અહંકાર ના હોયને તે સંયોગોનો નિકાલ કરી નાખે. અને અહંકારવાળો ધકેલે એને. કહેશે, 'આગળ આવજો, ફરી જોઈ લઈશું.' સંયોગ ફેરફાર થાય નહીં, અહંકારથી તો તે થોડોક જ આઘોપાછો થાય, સંપૂર્ણ આઘોપાછો ના થાય. એટલે સંયોગો ફેરફાર થાય નહીં. અત્યારે મને માથું દુઃખવાનો સંયોગ ઊભો થવાનો તે થઈ જ જાય, એ શરૂઆત થઈ જાય, છોડે નહીં કોઈને. અને જ્યારે પ્યાલા-રકાબીનો સેટ તૂટવાનો હોયને, એ એક્ઝેક્ટ બધું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થાય કે તૂટી જાય. કોઈ માણસ, કોઈ નોકર પણ ફોડે નહીં આટલુંય.

આપણા લોક તો નોકરે તોડ્યો તો કહેશે, 'તારા હાથ ભાંગલા છે.' ને મૂઆ આ સેટ પોતે જાતે તોડ્યો હોય તો હાથ ભાંગેલા ના હોય. ન્યાય જ જાણતા નથી અને આ ઠોકાઠોક. જીવન જીવવાની કળા જ નથી એની પાસે.

પાંચસો ડોલર ખોવાઈ ગયા હોય ને, તો મહીં ઉપાધિ કર્યા કરે, બે કલાક સુધી તો મહીં ચિંતા જ કર્યા કરે. આ તો લાઈફ છે, તે આને લાઈફ કેમ કહેવાય તે ! કોઈ માણસ ખોઈ નાખે ખરો ? એ ખોવાયા એ સંજોગો કરે છે આ બધું. તમે નથી કરતા અને વાઈફે નથી કરતી અને નોકરોય નથી કરતા. આ બધા સંજોગો કરી રહ્યાં છે. એટલે આ સમજવાની જરૂર છે, બીજું કંઈ સમજવાની જરૂર નથી.

'જોબ જતી રહેવી' એ બોસના હાથના ખેલ નથી અને તમારા હાથના ખેલ નથી. બધા સંજોગો ભેગા થાય ત્યારે બોસને તમારા ઉપર નજર પડે. એટલે આપણે પકડાઈ જઈએ. એ પછી તમે ચિંતા કરો તો એ જોબ પાછી આવે ? જોબ પાછી આવતી હોય તો તમે ચિંતા કરો અને હું હઉં કરવા લાગું, લો. એટલે જે જોબ ગઈ તે દહાડે જમણ બનાવીને ખાવું નિરાંતે, ઉપાધિ નહીં કરવી. પણ ભગવાનનું નામ લેતાં આવડે તો લેવું, પણ આ ચિંતા કરવાથી તો ઊલ્ટું ફરી જોબેય ના મળે. કુદરત હંમેશા ન્યાય કરે છે, એક સેકન્ડે સેકન્ડ ન્યાય કરે છે. એક દહાડો, એક મિનિટ પણ અન્યાય ત્યાં ચાલતો નથી. આ લોકો અન્યાયમાં ચાલે છે. કારણ કે આ દૃષ્ટિ અન્યાયી દૃષ્ટિ છે.

**પ્રશ્નકર્તા :** એ ન્યાયરૂપે દૃષ્ટિ કેવી રીતે આવે કે આપણને પછી એ ન્યાય જ દેખાયા કરે કાયમ માટે.

**દાદાશ્રી :** એ અમે છે તે દૃષ્ટિ આપીએ તો. પણ જ્યાં સુધી તમારે દૃષ્ટિ ના મળે એવું હોય તેને અમારી પાસે શીખી લેવું જોઈએ કે 'ભઈ, આ અમુક ટાઈમે અમારે શું કરવું, અમુક ટાઈમે શું કરવું.' એ બધું હું તમને એક્ઝેક્ટલી કહું. અને તમારે પોતાને દૃષ્ટિ જોઈતી હોય તો કાલે આવો તો હું તમને આપું, પછી તમારી પોતાની દૃષ્ટિથી ચાલ્યા કરે. પછી મારી જરૂર ના રહે.

**પ્રશ્નકર્તા :** માણસને સંજોગો સામે જો એનું પોતાનું આત્મબળ હોય, વિલપાવર હોય તો એ ધારેલું કરી શકે છે. મને બધા બહુ સંજોગો એવા આવ્યા કે મને માંસ ને બીડી, બધું ખાવા માટે ફોર્સ કર્યા. પણ મેં ના ખાધું, અહીંયા પણ હું નથી ખાતો. એટલે વિલપાવર હોય તો માણસ ધારે તે કરી શકે.

**દાદાશ્રી :** એ વિલપાવર જ્યારે મહીં બહુ કપરા સંજોગ આવે ને, ખાવાનું કશું જ ના મળે ત્યારે પાછો ખાતો થઈ જાય. એટલે આ વિલપાવર ક્યાં સુધી રહે, સંજોગો બધા બુરા, ખરાબ નથી આવ્યા ત્યાં સુધી. પણ વિલપાવર હોય તો સારું ખરું, સારું કહેવાય એ !

## આપણો ભાવ ને બાકીનું કુદરત

તમારે તો લગ્ન કરવાનો ભાવ એકલો જ છે, અને પછી છે તે કુદરત એટલી બધી ગોઠવણી કરે કે એક બાજુ સ્ત્રી ક્યાં આગળ જન્મશે ? આને કેટલા વાગે પૈણવાનું, એવી બધી ગોઠવણી 'વ્યવસ્થિતે' કરવી પડે. તમારે તો ભાવ એકલો કરવાનો કે પૈણવું છે.

હવે એકલાં ભાવ ઉપરથી, એ સંજોગ એકલો જ આપણો, બીજું બધું કુદરતનું છે. એક ભાવ એકલો જ આપણો છે, પછી સંજોગો ભળવાથી આખું કુદરતી ઊભું થઈ જાય છે અને તે 'વ્યવસ્થિત' રૂપે, 'વ્યવસ્થિત' રીતે ફળ આપે છે.

સ્ત્રી ત્યાં આગળ જન્મી હોય, આ અહીં જન્મ્યો હોય, હિસાબ બધો, ગોઠવણી બધીએ થઈ ગયેલી હોય. બાકી વિવાહ કરવા આવે ત્યારે પેલો ભેગો કરી આપે !

કર્મ કુદરતના હાથમાં જાય છે. એટલે કુદરત પોતાનાં બધાં સંજોગોને સ્વભાવિક રીતે બનાવી અને પછી ભોગવડાવે છે. એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ચલાવે છે આ જગતને. ઈટ હેપન્સ છે આ તો બધું ! તમારે જ્ઞાન લીધા પછી ઈટ હેપન્સ. જ્ઞાન ના લીધું હોય તો ઈટ હેપન્સ ના કહેવાય. જ્ઞાન લીધા પછી વ્યવસ્થિત !

બાકી આ તો બધું થયા જ કરે છે ! આ છોડીઓ સરસ રીતે પૈણે છે લોકોની, જે પાંચ વર્ષેય ઠેકાણું નહોતું પડતું, તે દશ દહાડામાં વિવાહ બેસી જાય ને કામ થઈ જાય બધું. પાછાં મને કહી જાય આવીને, એવું આ વિજ્ઞાન. સહજ કરે એટલે દરેક કામ સીધાં થઈ જાય. અને સહજ ના કરે ને કઠોર કરે તો બગડ્યું ! પોતાનાં અહંકારનું દહીં નાખે દૂધમાં એટલે દૂધપાક ના થાય.

## અહંકાર પણ સમાય સંજોગોમાં...

**પ્રશ્નકર્તા :** આ જ સાયકોલોજીકલ જે ઈફેક્ટ આવે છે તે આ સરકમસ્ટેન્શિયલથી થાય કે અહંકારથી થાય ?

**દાદાશ્રી :** સરકમસ્ટેન્શિયલ વગર તો ના થાય. અહંકારે સરકમસ્ટેન્શિયલનો ભાગ છે.

અહંકાર ને સંજોગો, બધા ભેગા થાય એટલે સાયકોલોજીકલ ઈફેક્ટ થઈ જાય. સાયકોલોજીકલ ઈફેક્ટ એટલે એવા પ્રકારની માન્યતા થવી. 'મારી વહુ' બોલે. અને માન્યતા ના થાય એવું જો વલણ હોય તો તો જુદી જ જાતનું કહેવાય, એ ડ્રામેટિક કહેવાય છે.

ધી વર્લ્ડ ઈઝ ધી કમ્પ્લીટ ડ્રામા ઈટસેલ્ફ. (જગત સ્વયં સંપૂર્ણ નાટક છે.) ડ્રામાની ગોઠવણી પણ એની મેળે ઈટસેલ્ફ (સ્વયં) થયેલી છે અને તે પાછી 'વ્યવસ્થિત'ને વશ છે.

## પરિભ્રમણનાં કારણો : સાધારણ-અસાધારણ

એટલે આ બંધાયેલો મુક્તિ ખોળે છે. અને બંધનમાં આવેલો છે ને, તેને તો હજુ કેટલાય અવતાર લેવા પડશે. છૂટકો જ નહીં ને ! એના હાથમાં સત્તા જ નથી ને કોઈ જાતની.

**પ્રશ્નકર્તા :** પણ એ વ્યવસ્થિત શક્તિ નથી કરાવતી આ બધાના અવતારો ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત શક્તિ શું કરે ? વ્યવસ્થિત શક્તિ તો શું કહે છે કે 'યુ આર હોલ એન્ડ સોલ રિસ્પોન્સીબલ.'

**પ્રશ્નકર્તા :** 'હુ એમ આઈ ?' કોણ રિસ્પોન્સીબલ છે ? શુદ્ધાત્મા કે પછી આ પુદ્ગલ ?

**દાદાશ્રી :** આત્મા રિસ્પોન્સીબલ નથી. માન્યતા તમારી, રોંગ બિલીફ રિસ્પોન્સીબલ છે.

**પ્રશ્નકર્તા :** એ બિલીફ કોણે આપી ?

**દાદાશ્રી :** કોઈ આપનાર તો હોતો હશે ? નૈમિત્તિક છે. આપણે એક વાવ હોય ને, વાવની અંદર નીચે ઊતરીને કોઈ બોલે કે 'તું ચોર છે', તો વાવ શું કહે આપણને ? 'તું ચોર છે'. એ કોણે આપ્યું ? એ પડઘો જ છે જગત તો, બીજું કશું છે નહીં. એટલે આ તમારું ક્રીએશન છે આ. જો તમને ના ગમતું હોય 'તું ચોર છે' એવું, તો 'તું રાજા છે' એવું બોલ. તો તું રાજા છે. તમારું જ ક્રીએશન છે, કોઈનો ડખો નથી. ડખલ નથી કોઈની. આ થોડું સમજમાં આવે છે ?

બીજા કારણ તો બધાં બહુ ભેગાં થાય. પણ અસાધારણ કારણ શું ? આ ધર્મનાં બધાય કારણ ભેગાં થાય, પણ જ્ઞાની મળ્યા વગર, અસાધારણ કારણ વગર બધું નકામું જાય. જેમ બીજ વગર પેલું બધું નકામું જાય ને ? એવું બધું નકામું જાય. કારણોને સમજવાં પડે કે ના સમજવા પડે ?

**પ્રશ્નકર્તા :** સમજવાં પડે.

**દાદાશ્રી :** કેટલાં પ્રકારનાં કારણો ? સાધારણ કારણો, અસાધારણ કારણ. અસાધારણ કારણ કયું ? કે જેના વગર કાર્ય ના થાય. અને બીજું સાધારણ કયું, કે એના વગર થોડું ઘણું આઘુંપાછું થાય.

આ હરેક કાર્ય થાય છે ને, તે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. એમાં અસાધારણ કારણ મળવું જોઈએ. નહીં તો બધાં પેલાં ભેગાં થઈને, વેષ થઈ જાય ઊલ્ટાં. ખાતર નાખીએ ને બધું સૂકાઈને નકામું થઈ જાય.

અસાધારણ કારણ ના ભેગું થાય તો બધાં યુઝલેસ. અહીં પ્રાઈમ

મિનિસ્ટર આવવાના હોય તો બધી નાતવાળા ભેગા થયા હોય, કંઈક એમનાથી ના અવાયું, ગાડી બગડી તો પછી બધું યુઝલેસ જાય. પછી બીજો ભાષણ કરે તો ચાલે નહીં. કારણ કે સાધારણ કારણ ભેગાં થયાં, અસાધારણ ના આવ્યું.

આપણે આત્મા પ્રાપ્ત કર્યોને એ અસાધારણ કારણ. આ ધર્મનાં બધાં સાધારણ કારણો, બધાં બહુ ભેગાં થાય પણ કાર્ય સિદ્ધ ના થાય. ચિંતા ને ઉપાધિઓ એની એ જ. કકળાટ એનો એ જ.

## ન જડે 'આ' પુસ્તકમાં...

જગતમાં કંઈ પણ થાય છે ને તે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે જ થાય. જ્યાં જોશો ત્યાં કામ કેમ થયું ? ત્યારે કહે એવિડન્સ ભેગા થયા.

**પ્રશ્નકર્તા :** આ જગતને, બધાને ખબર પડે ને તો બધાનો ઉદ્ધાર થઈ જાય. પણ હવે મગજમાં ઊતરવું જોઈએ.

**દાદાશ્રી :** હા, ગૂંચવાડો નીકળી જાય તો પછી. પણ દરેકને એ પુણ્ય હોય નહીંને !

**પ્રશ્નકર્તા :** આ લડાઈ-બડાઈની વાત બધી ખલાસ થઈ જાય.

**દાદાશ્રી :** એવું પુણ્ય હોય નહીં ! કેવો સાયન્ટિફિક માર્ગ છે આપણો ! વૈજ્ઞાનિક છે ને ? નહીં તો કંઈ મોક્ષ થતો હશે ? આ તો અક્રમ વિજ્ઞાન છે, પુસ્તકમાં નથી. પુસ્તકમાં ના હોય આ વિજ્ઞાન. પુસ્તકમાં તો 'મેં કર્યું' એવું કહેવામાં આવે ને આ તો 'તે કર્યું ? કોણે કર્યું ? શું કર્યું ?' તે પૃથક્કરણ કરીને વિજ્ઞાન બહાર પડ્યું.

## નિયમ, નિમિત્ત, સંયોગ ને વ્યવસ્થિત

આ જગત શું છે, કેવી રીતે થયું, કેવી રીતે ચાલે છે ? એ જાણે તો જ કામનું ને !

**પ્રશ્નકર્તા :** પણ જે બધો ઈતિહાસ થયો. તે બધો એની મેળે સ્વયં જ આ બધું ઊભું થઈ ગયેલું ?

**દાદાશ્રી :** હા, સ્વયં, નિયમથી જ થયા કરે છે આ જગત.

**પ્રશ્નકર્તા :** પણ એ નિયમને કોઈ નિયંત્રણ કરનારું હશેને ?!

**દાદાશ્રી :** ના. તો તો પછી ઉપરી થયો ને. પછી મોક્ષ હોય જ નહીં ને ! મોક્ષ હોય નહીં, આપણા બન્ને શાસ્ત્રો મોક્ષને એક્સેપ્ટ કરે છે. જૈન દર્શન અને વેદાંત દર્શન બન્ને મોક્ષને એક્સેપ્ટ કરે છે. મોક્ષ એટલે ઉપરી ના હોવો જોઈએ. અને જો ઉપરી હોય તો તમારે કાયમ એની શરમ રાખવી પડે ને !

**પ્રશ્નકર્તા :** પણ જે કર્મનો નિયમ કે જેણે જે કર્યું એ પ્રમાણે એનું ફળ થયું. હવે આ નિયમ છે તે નિયમ જ સર્વોપરી આખા જગતનો.

**દાદાશ્રી :** નિયમ જ.

**પ્રશ્નકર્તા :** એ નિયમનો કોઈ કર્તા નહીં અને એ નિયમ એની મળે જ સર્વોપરિતા ધરાવે ?

**દાદાશ્રી :** ના, નિયમથી તમને માલમ પડે આ. નિયમથી સવાર થાય, નિયમથી બપોર થાય, નિયમથી સાંજ થાય. બધું નિયમથી. એટલે નિયમ તે એમાં, બધા નિયમના જેવા બધા નિમિત્તો હોય, એટલે કોઈ ઉપરી નહીં. નિયમમાંય ઉપરી નહીં.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત એટલે વેલ ઓર્ડર્ડ ?

**દાદાશ્રી :** ઓર્ડર તો કુદરત આ નિયમ પ્રમાણે જ હોય જ. ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. વિજ્ઞાનથી જ ઊભું થયેલું છે આ જગત. એમાં ભગવાનની કંઈ જરૂર પડતી નથી. ભગવાન વચ્ચે નિમિત્ત છે. કોઈ કર્તા નથી, નિમિત્ત છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત, નિમિત્ત અને સંજોગો એ બધું એક જ છે કે જુદું જુદું ?

**દાદાશ્રી :** ના, નિમિત્ત જુદું હોય. સંજોગો ને વ્યવસ્થિત એક જ. પણ નિમિત્ત જુદું. આપણે નિમિતને જ પહેલાં આરોપ કરતા હતા કે આ તેં કર્યું. નિમિત તો જુદું જ હોય ને !

**પ્રશ્નકર્તા :** નિમિત્ત એટલે સંયોગ ?

**દાદાશ્રી :** ના, સંયોગ તો બધાય થાય, પણ નિમિત્ત એટલે આપણને જે જરૂરીયાત છે, તે જરૂરીયાત તે ટાઈમે ઉકેલી આપે, એ નિમિત્ત ! સંયોગો તો બધા જ છે ને ! સંયોગોમાં તો બધી જ ચીજો આવે. પણ નિમિત્તને સંયોગ બોલવાની જરૂર નથી, નિમિત્તને નિમિત્ત જ કહેવાની જરૂર છે.

નિમિત્ત ઉપરી હોતાં નથી, નિમિત્ત શબ્દનો અર્થ જ એ છે કે ઉપરી નહીં, અંડરહેન્ડ નહીં, નિમિત્ત જ ફક્ત ! આપણને પુસ્તક મળ્યું એ પણ નિમિત્ત કહેવાય. આપણું ઉપાદાન અને નિમિત્ત ભેગું થાય એટલે એ ઉપાદાનને હેલ્પ કરે.

## સૂક્ષ્મતાએ, નિયમ અને સંયોગ

**પ્રશ્નકર્તા :** હવે જગત આખું નિયમબદ્ધ છે અને જેને આપણે વ્યવસ્થિત કહીએ તો આ માણસ આ મિનિટે આ જગ્યાએ પહોંચશે. આ વસ્તુ આ પ્રમાણે પહોંચશે, એ દરેક અણુએ અણુમાં એ નિયમ રહેલો છે ?

**દાદાશ્રી :** બધું નિયમબદ્ધ એટલે શું ? આ બુદ્ધિશાળીઓને સમજવા માટે નિયમબદ્ધ કહેવું પડે, નહીં તો આ કેરીઓ લાવ્યા ત્યાર પછી કો'ક બગાડતું હશે કે એની મેળે બગડતી હશે ?

**પ્રશ્નકર્તા :** એની મેળે બગડે.

**દાદાશ્રી :** એવું આ જગત બગડી રહ્યું છે કેરીઓની પેઠ. સંજોગો કેરીને બગાડે છે, સંજોગો કેરીને સુધારે છે. જો સારા સંજોગોમાં મૂકી કેરી તો પંદર દહાડા સુધી સારી રહે. અને જો સંજોગો ના આપ્યા તો બગડી જાય. એવું કેરીના વેપારી જાણતા હશે ? હવે એ

કેરી નાની હતી ત્યારથી જ એના જીવનકાળ સુધીમાં બધી નોંધ કરો તો કોણે કર્યું ?

**પ્રશ્નકર્તા :** એ નિયમથી જ થયું એ.

**દાદાશ્રી :** નહીં, સંજોગોએ. નિયમ તો ઓળખવા માટે. સંજોગોએ બધું આ કર્યા કર્યું. કોઇ કશું કરનાર નથી. કેરી પાકી કોણે કરી ? એ કેરી ખૂબ પવન આવે, વરસાદ આવે, આમ આમ હાલે, પણ આંબો એની મમતા છોડે નહીં ને કેરી એની મમતા છોડે નહીં. બન્નેય મમતાવાળા ના છૂટે અને જ્યારે પરિપક્વ થાય ત્યારે કંઇ હવા ના આવે, કશું જ ના હોય તોય ખરી પડે એટલે આપણે એને કહીએ કે સાખ પડી. મમતા હતી તે છૂટી ગઇ એટલે કેરીએ મમતા છોડી ને આંબાએ એની મમતા છોડી, માટે ચાખી તો જો ! અને મમતાવાળી કેરી ચાખી જો !

**પ્રશ્નકર્તા :** બહુ સરસ વાત !

**દાદાશ્રી :** હવે આ કેરીઓ લોકો લાવે તે આ બાજુ આમણે મૂકી, તે આજ દસ દહાડે પાકતી નથી ને એમાંની કેરી પેલાએ લીધી. તે આજ ત્રણ દહાડાથી વહેંચાય પાકી. કારણકે આને આવડતું નથી, પેલો ચૂનો ચોપડીને પકવે છે. સંજોગો બદલ્યા એણે.

એ કેરીનું કોણે કર્યું આ બધું ?

**પ્રશ્નકર્તા :** સંજોગો એ જ.

**દાદાશ્રી :** આ બાજુ તે એક જણ છે તે જાનને માટે કેળાં લાવ્યો. હવે કેળાં મોકલનારા કાચા મોકલે હંમેશાય. નહીં તો ગાડીમાં બગડી જાય પછી. હવે પેલાને ભાન ના હોય ને બીજે દહાડે ખવડાવતી વખતે જેવી રીતે કપાતાં હોય એવી રીતે કેળાં કાપેને તે કામમાં લાગે નહીં. એ તો બે-ત્રણ-ચાર દહાડા પાકતાં થાય. પણ એ જો કેળાં આવતાંની સાથે કોઇ અક્કલવાળો શીખવાડી દે ભાઇ ઇલાયચી લાવો, વાટીને નાખી દો. બધાં બીજે દહાડે પાકા ઝટ. એટલે આ સંજોગો બધું પકવે છે. ને આ સંજોગો

કરી રહ્યું છે. નિયમેય નહીં, તેથી હું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ જોઈને કહું છું.

જેટલી કેરી જીવંત છે. જીવતદાનવાળી છે, આ મનુષ્ય એટલો જ જીવતદાનવાળો છે, એથી વધારે કંઈ પણ નથી. ફક્ત આનામાં બુદ્ધિ એની વ્યક્ત દેખાય છે એટલું જ. બાકી ગુણ તેવા ને તેવા જ છે બધાં. એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે જ આ ચાલે છે.

**પ્રશ્નકર્તા :** હં, ખ્યાલ આવ્યો.

**દાદાશ્રી :** પણ બુદ્ધિ એટલે અહંકાર વધ્યો અને બુદ્ધિએ એને દેખાડ્યું એટલે આડો થાય પછી.

## ઢૂંઢો નિયમો ઘડનારને ?

**પ્રશ્નકર્તા :** આ જે નિયમો છે, એ નિયમોની શોધ મનુષ્યો કરે છે, પણ એ નિયમ મૂકનાર કોણ છે ?

**દાદાશ્રી :** આપણે શોધીને નિયમ નથી ઘડતા, મનુષ્યો શોધીને નિયમ નથી કરતાં, આ બધું કુદરત કરી રહી છે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, એક જ શબ્દમાં કહેવું હોય તો કુદરત કહેવાય. આ બધું કુદરત કરી રહી છે.

**પ્રશ્નકર્તા :** કુદરતની પાછળ બળ કયું ?

**દાદાશ્રી :** કુદરતનું બળ બહુ મોટું છે. ભગવાનનાં બળ કરતાં બહુ મોટું બળ છે.

**પ્રશ્નકર્તા :** એ બળ મૂકનાર કોણ ?

**દાદાશ્રી :** કોઈ મૂકનાર હોય નહીં, સ્વભાવથી જ બળવાળું છે.

**પ્રશ્નકર્તા :** એ બળની ઉત્પતિ થઈ કેવી રીતે ?

**દાદાશ્રી :** સ્વભાવિક છે. આ જે સોનું છે અને તાંબું, બેઉ ભેગું થાય, તો એને છૂટું પાડીએ તો સોનું ચોખ્ખું થઈ જાય પાછું અને તાંબુંય ચોખ્ખું થઈ જાય. તાંબાની અસર સોના પર થાય નહીં. આ તો તમારે, આત્મા અને અનાત્મા બધું ભેગું થઈ ગયું છે. તેની અસર થઈ છે અને તેથી ગૂંચામણ ઊભી થાય છે.

**પ્રશ્નકર્તા :** આ દરેકમાં સાચું કોણ ?

**દાદાશ્રી :** કોઈ સાચું નહીં. બધાં વ્યુ પોઈન્ટ છે. કોઈ વ્યુ પોઈન્ટ સાચું નથી. જો વ્યુ પોઈન્ટ છે તો સાચું નથી અને એક્ઝેક્ટ વ્યુ છે તો સાચું છે. આ બધાં વ્યુ પોઈન્ટ છે. ૧ ડિગ્રીથી ૩૬૦ ડિગ્રી સુધીનાં બધાં વ્યુ પોઈન્ટ છે, પણ બધાં સાચાં નથી. અને એક્ઝેક્ટ વ્યુ પણ છે. હું એક્ઝેક્ટ વ્યુથી જોઉં છું, તે સાચું છે.

## સમજાય એક કુદરત ને વ્યવસ્થિત

**પ્રશ્નકર્તા :** 'કુદરતી શક્તિ અને વ્યવસ્થિત શક્તિ' એ બે એક જ કે જુદું જુદું છે ?

**દાદાશ્રી :** કુદરતી શક્તિ એ તો તમે તમારી ભાષામાં સમજોને ? કુદરતી શક્તિને હું શું કહું છું ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. એ તમને ગુજરાતીમાં નહીં સમજાય, એટલા માટે મેં તમને 'વ્યવસ્થિત' શક્તિ આપી છે. બહુ ઝીણી વાત છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત અને કુદરત એમાં કંઈ તફાવત ખરો ?

**દાદાશ્રી :** કુદરતને જો એમ કુદરત કહું ને, તો સમજણ નહીં પડે લોકોને, અને કુદરત છે શું ખરેખર ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. એ કુદરતનું ઈંગ્લિશ કરવા જઈએ તો આપણા લોક નેચર કરે. ખરેખર નેચર નથી, એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. જેમ વરસાદ થયો તે 2H ને O ભેગાં થાય ને વરસાદ વરસી જાય અને લોક કહે કે કુદરત વરસાવે છે. પણ કુદરત કહે તો લોકો દુરુપયોગ કરશે અને નેચર થઈ જશે. લોકો સમજતા નથી. એટલા માટે મેં જુદું કરેલું.

આ બધાં સંયોગોથી બધું ફેરફાર થાય છે. આ સાયન્ટિફિક સંયોગથી આ બધાં ફેરફાર થયા કરે છે. આ ફેરફાર થાય છે તે વખતે કુદરતી શક્તિ કહેવાય છે. આ સૂર્યનારાયણની હાજરી, ઉનાળાનો તાપ અને નીચે દરિયો એ વરાળ ઉપર જયા જ કરે.

**પ્રશ્નકર્તા :** એ બધું કુદરત છે ?

**દાદાશ્રી :** કુદરતી. આ સંયોગો બધાં ઊભા થાય. કશું કોઈ કરતું નથી. ઉનાળાની તાપની હાજરી જ, એનાથી વરાળ ઊભી થાય અને એ ઊભી થઈને પાછા ઉપર વાદળા બંધાય, પાછા સંયોગોથી બંધાય અને સંયોગોથી ટાઈમ થાય ત્યારે અહીંયા આવે. તે પાછું વાયુ ખેંચી લાવે એટલે પંદરમી જૂન આવવાની થાયને, ત્યારે વાયુ પશ્ચિમ તરફનો વહેતો હોય તે જબરદસ્ત વાદળોને ખેંચ-ખેંચ કર્યા કરતો હોય. ખેંચીને લાવીને ઊભા રાખે અહીં વાદળાં. ત્યારે આમનાં જેવા, આમણે કંઈ આ જમીન રાખી હોય બસો-ત્રણસો વીઘાં. તે કહેશે, હવે આવશે વરસાદ. તે કાળું વાદળ થયું હોય તોય પણ કલાકમાં ક્યાંય વેરવિખેર થઈ જાય ! બીજે દહાડે વાદળ જેવી વસ્તુ જ ના દેખાય ત્યારે આમનાં જેવાં શું કહે ? આજે હવે તો વરસાદ આવે જ નહીં કે જાવ બીટ મારું. બીટ મારવા તૈયાર થઈ જાય. આ તો કલાકમાં ક્યાંથી આવીને પડે હડહડાટ. આ બધું કુદરત છે.

## અવસ્થા માત્ર કુદરતી રચના...

આખાં જગતનાં મનુષ્યમાત્ર મન-વચન-કાયાની અવસ્થાને પોતાની ક્રિયા માને છે. રિયલી સ્પીકીંગ કિંચિત્‌માત્ર કર્તા સ્વરૂપ પોતે છે નહીં. બધા અજ્ઞાન દશાનાં સ્પંદન છે અને તે કુદરતી રચનાથી ઉત્પન્ન થયેલાં છે તેનો કોઈ બાપોય રચનાર નથી. આ દાદાએ જાતે જોઈને કહેલું છે.

'મન-વચન-કાયાની અવસ્થા માત્ર કુદરતી રચના છે, જેનો કોઈ બાપોય રચનાર નથી અને તે વ્યવસ્થિત છે.' હા, એટલું જ જો આવડેને, તો અડતાળીસ આગમ પૂરાં થઈ ગયાં એને ! એ વાક્યમાં આટલો બધો શું સાર હશે ?

**પ્રશ્નકર્તા :** બધી અવસ્થાઓ વ્યવસ્થિતને આધીન હશે માટે.

**દાદાશ્રી :** એટલે અવસ્થા માત્ર કુદરતી રચના છે.

**પ્રશ્નકર્તા :** પણ એ સંજોગોના આધારે જ ને ?

**દાદાશ્રી :** હા, સંજોગોનાં આધારે જ ને, એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. એટલું જ જો આવડ્યું ને તો અડતાળીસ આગમ આવડી ગયાં. અમને આ જગતમાં કોઈની ભૂલ દેખાતી નથી. એનું કારણ શું ? કે અમને બધું જ્ઞાન હાજર હોય. પણ તમને આટલું એક વાક્ય હાજર રહેને, તો કોઈની ભૂલ જડશે નહીં.

'અવસ્થા માત્ર કુદરતી રચના છે.' એવું જ્યારે ફીટ થશે ત્યારે આત્મજ્ઞાન ઉત્પન્ન થશે.

તમે વાક્ય બોલોને ફરીથી.

**પ્રશ્નકર્તા :** મન-વચન-કાયાની અવસ્થા માત્ર કુદરતી રચના છે.

**દાદાશ્રી :** તેનો કોઈ બાપોય રચનાર નથી. બાપોય કહ્યું એટલે લોકોને બહુ મઝા આવે છે. કારણ કે પછી ભડક નીકળી જાય છે ને. કોઈ બાપોય નથી, શું કરવા અમથા ભડકો છો તે વગર કામના ! આણે કર્યું ને ફલાણાએ કર્યું, નહીં તો ગ્રહોએ કર્યું, કહેશે ! અલ્યા, ગ્રહો પોતાને ઘેરે બેસી રહે કે અહીં આવે ? ગ્રહો શું કરવા કરે બિચારાં. સહુ સહુને ઘેર હોય છે. સૂર્યનારાયણ એમને ઘેર હોય છે. જો સહુ સહુનો એનો પોતાનો સ્વભાવ બતાવે છે. એમનો પ્રકાશ છે તે તો બહાર પડ્યા વગર રહે જ નહીંને !

## મેટ્રીક ફેઈલ, પણ પી.એચ.ડી. પરમાત્મપદના

આ તો હું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એ કેવા ભેગા થાય છે, એ બધું જોઈને કહું છું.

આ તો મારે મોંઢે જે અંગ્રેજીમાં શબ્દો નીકળી ગયા છે, એ તો કુદરતી નીકળ્યા છે. એ મારા ભણતરને લીધે નહીં. હું તો ભણતરમાં

મેટ્રિક ફેઈલ છું, પણ આ ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેશિયલ એવિડન્સ ને ‘ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ’ એવું બધું બોલું, તે એની મળે કુદરતી નીકળી જાય.

મોટા મોટા ભણેલા માણસો મને પૂછે કે દાદા, અમે આટલાં મોટા ગ્રેજ્યુએટ થયા તો પણ હજુ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ શબ્દ અમને બોલતાં નથી આવડતા. તમે શી રીતે બોલો છો ? તમે ક્યાં સુધી ભણેલાં ? મેં કહ્યું, ‘મેટ્રિક ફેઈલ’. ત્યારે કહે, ‘આ તો અમને આંગળા કરડવા જેવું લાગે છે’. પણ આ તો એની મેળે કુદરતી નીકળી જાય શબ્દો.

**પ્રશ્નકર્તા :** પણ તમે જેટલું અંગ્રેજી બોલો છો, એટલું બહુ સચોટ છે.

**દાદાશ્રી :** હા, સચોટ પણ એ કુદરતી નીકળી જાય.

આ કુદરતી વિજ્ઞાન કેવું સુંદર છે. કુદરતનું વિજ્ઞાન છે આ. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એ જ્યારે આગળના લોકો પૃથક્કરણ કરશેને, ત્યારે સમજાશે કે આના સિવાય તો કશી વસ્તુ, પાંદડુંય હલે એવું નથી. આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ જે બોલ્યા છીએ ને, એ બહુ મોટું વાક્ય બોલ્યા છીએ. જ્યારે એનો અર્થ સમજનારા નીકળશે, ત્યારે એ સમજાશે.

❖❖❖❖❖

# (3)

# પ્રારબ્ધ-પુરુષાર્થ અને કર્મ

## ફાળો કેટલો પ્રારબ્ધ-પુરુષાર્થનો ?

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધ અને પુરુષાર્થ એ બે વિષે વાસ્તવિક રીતે સમજાવોને.

**દાદાશ્રી :** અત્યારે તમારી સમજ જે છે પ્રારબ્ધ અને પુરુષાર્થની, તે મને કહેવી પડશે. પછી હું કહું. સાચી સમજ તમારે જાણવી છે ને ! તો તમે જે જાણતાં હો તે મને કહો તો હું કયા હિસાબે જૂઠી છે એ બધું તમને સમજાવું. 'તમે શાને પ્રારબ્ધ કહો છો અને પુરુષાર્થ શાને કહો છો' એ કહો સાધારણ, પછી હું વાસ્તવિક જેમ છે તેમ કહું.

**પ્રશ્નકર્તા :** અત્યારે જે કંઈ આપણને મળે છે એ બધું આપણે આગલા ભવના કરેલા કર્મનું મળે છે આપણને. આપણે જે પુરુષાર્થ કરીએ છીએ, એ તો એક નિમિત્ત માત્ર છે.

**દાદાશ્રી :** બરાબર છે પછી.

**પ્રશ્નકર્તા :** એટલે માત્ર ફેર કયાં પડે છે કે ઘણાં એમ માને છે કે

પચાસ ટકા પ્રારબ્ધ અને પચાસ ટકા પુરુષાર્થ. પણ હું એવું માનું છું કે નેવું ટકા પ્રારબ્ધ ને દસ ટકા પુરુષાર્થ.

**દાદાશ્રી :** એ માન્યતાય ભૂલવાળી છે. બેય વાત ખોટી છે. તમે જન્મ્યાને એ પુરુષાર્થ કરીને આવો છો આમ ગોદા મારી મારીને ? આ પ્રારબ્ધ છે કે પુરુષાર્થ છે ? ડૉક્ટરને પૂછીએ, 'કેમ ડૉક્ટર સાહેબ, વાર લાગે છે ?' 'ભઈ આડું થઈ ગયું છે તેનું શું થાય ?' કહેશે. અલ્યા મૂઆ, પુરુષાર્થવાળો આડો થાય છે કે ? એટલે આ જન્મવું એ પ્રારબ્ધના આધીન છે.

આ બધા મનુષ્યોને શું સાધન એમની પાસે જોવાનું ? પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર આટલું જ એમની પાસે સાધન. હવે આ જે સાધનથી જુએ છે એ બધું જ પ્રારબ્ધ છે, બોલો. એટલે જગતની દૃષ્ટિએ શું કહ્યું ? તમે નેવું ટકા કરો છો પણ હું તો બધુંય પ્રારબ્ધ કહું છું.

**પ્રશ્નકર્તા :** પણ પુરુષાર્થ કંઈક તો કરવો પડે ને ?

**દાદાશ્રી :** તમે પુરુષાર્થ શેને કહો છો ત્યારે, દસ ટકા એ તો મને કહો ! મારે સમજવું છે તમારો પુરુષાર્થ. સારો હિસાબ કાઢ્યો છે આટલું નેવું ટકા પ્રારબ્ધ સમજવું એ તે કંઈ જેવી તેવી વાત નથી. દસ ટકા પુરુષાર્થ શેને કહો છો.

**પ્રશ્નકર્તા :** આ થોડી દોડાદોડી કરીએ એ.

**દાદાશ્રી :** ક્યાં દોડાદોડી કરો ? મંદિરમાં કે રેસમાં ? કે સિનેમામાં?

**પ્રશ્નકર્તા :** સિનેમામાં.

**દાદાશ્રી :** હવે તમને સમજાવું જો દોડાદોડી પુરુષાર્થ હોય ને તો આજે તમે દોડાદોડી કરો પછી કાલે હું કહું કે આજે કેમ દોડાદોડી નથી કરતા, પુરુષાર્થ ! એ શું તમે બતાવો મને ?

**પ્રશ્નકર્તા :** તકલીફ.

**દાદાશ્રી :** હા, પણ શું તકલીફ કહો ને ? 'આ સાંધા દુઃખે છે', કહેશે. ત્યારે કાલે પેલા સાંધાએ પુરુષાર્થ કર્યો હતો કે તમે ? ત્યારે એ તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કહેવાય. એ તો રિલેટિવ કહેવાય. આ બધું છે તો થયું આ. પુરુષાર્થ કોનું નામ કહેવાય ? આ કોઈના આધારે વસ્તુ ના હોય. તમને સમજ પડે છે, આ એવી રીતે બધું? આ સારું હોય તો આ પુરુષાર્થ થાય, નહીં તો બીજે દહાડે ના થાય. પુરુષાર્થ એટલે શું ? સ્વતંત્ર થવો જોઈએ. એ બધું આ પ્રારબ્ધ છે હડહડાટ અને ઊંઘમાં ભોગવી રહ્યાં છે, આ જગતના લોકો. નિરંતર ઊંઘમાં હેય ! ઊંઘે છે, મસ્તીથી ઊંઘે છે અને તે ઊંઘમાં શું થઈ રહ્યું છે? સ્લીપીંગ કાળ છે ને સ્લોપવાળો. એ લપસી જ રહ્યા છે નિરંતર. તે ચાર પગને પૂંછડું તૈયાર છે, કમ્પ્લીટ તૈયારી રિઝર્વેશન હઉ કરાવ્યાં. હવે આમાંય આ ભ્રાંતિમાંય પુરુષાર્થ છે.

## પુરુષાર્થ અદ્રશ્ય, પ્રારબ્ધ દ્રશ્ય

તમારે મકાનમાં કેટલા રૂમ છે ?

**પ્રશ્નકર્તા :** ત્રણ.

**દાદાશ્રી :** હવે ત્રણ રૂમ છેને ઘરે ! હવે રાત્રે અગિયાર વાગ્યે કોઈ આવે ને બે જ માણસ તમારા ઓળખાણવાળાં હોય ને બીજા એના ચાર-પાંચ છે તે એના ઓળખાણવાળા હોય. આપણે તો ઓળખતાંય ના હોય. મોઢાંય ના જોયા હોય. એવા પાંચ-સાત જણ બહારથી બૂમ મારે કે બારણું ઉઘાડો જોઈએ. તો તમે શું કરો ?

**પ્રશ્નકર્તા :** ખોલવું પડે.

**દાદાશ્રી :** ખોલીને પછી પેલા લોકોને જોયા કરો તમે ? એ તમને જુએ અને તમે એને જોયા કરો ?

**પ્રશ્નકર્તા :** ના. આપણે અંદર બોલાવવા પડે. આપણે કહીએ કે આવો.

**દાદાશ્રી :** હા, પછી 'આવો પધારો' એમ કહે. પછી બાંકડો હોય

તેની ઉપર બેસાડો કે ! અને બાંકડા ઉપર બીજું કશું કચરો પડ્યો હોય તો ખંખેરી નાખો, નહીં ? સારી રીતે બેસાડી કરી પછી મનમાં સમજાય ખરું કે આ રાત્રે આવ્યા છે એટલે અત્યારે સૂવાના તો હશે જ. એટલે મનમાં શું થાય કે અત્યારે કંઈથી મૂઆ ?! 'આવો, પધારો' એમ કરો અને એક બાજુ મનમાં શું થાય કે અત્યારે કંઈથી મૂઆ ?! પાછું વળી આગળેય ચાલીએ, હં... જરાક જરાક અલ્યા, પણ શું જરાક બોલ ને! મૂઓ ચા બોલવી હોય તો મોઢે બોલે નહીં, પણ જરાક જરાક કરીને હાથ દેખાડે, એવું જ કરે ને ! જરાક, થોડી થોડી ! ત્યારે પેલાય પાકા હોય ને, તે કહેશે, 'અત્યારે ચા-બા બધું રહેવા દો ને, હમણે ખીચડી-કઢી હશે તો ચાલશે.' એટલે મહીં બૈરીને ભાંજગડ પછી. હવે આ પ્રારબ્ધ ભોગવી રહ્યાં છે, આ જે બોલાવે છે, એ પ્રારબ્ધ છે. એ ભેગાં થયા એ પ્રારબ્ધ છે. તે આ જે 'આવો, પધારો' આમ તેમ બધું કહીએ છીએ, એ બધું પ્રારબ્ધ ભોગવે છે. અને મહીં અંદર તમે સ્વતંત્ર પુરુષાર્થ કર્યો, કે કંઈથી મૂઆ અત્યારે ! એ કોઈ જાણતું નથી, તમે એકલા જ જાણો. બોલો ત્યારે પ્રારબ્ધ સારું ભોગવે છે અને પુરુષાર્થ ચાર પગનો થાય છે ! ખવડાવે પાછું. આ ખવડાવ્યા વગર ચાલવાનું છે ? તો મહીં પાંસરું રહે એમાં શું વાંધો છે ? તમને કેમ લાગે છે ? એ જાણતો જ નથી ને કે આ પોતાની શી ભૂલ થઈ રહી છે, એ ભાન જ નથી ને !

એટલે અમે તમને શું શીખવાડીએ કે પુરુષાર્થ સારો કરજો હવે. આ કાળનાં દબાણને લઈને આ પુરુષાર્થ ઊંધો થઈ જાય છે. કાળનું દબાણ છે એક જાતનું, પણ આપણે શું કરવું પડે ? ઊંધો થઈ જાય પુરુષાર્થ તો ફળ તો અવળું જ ભોગવવું પડે ને ! એટલે આપણે કહેવાનું કે, 'ભગવાન, એ જે મેં કર્યું, મારે આવું ના કરવું જોઈએ, ભલે આવ્યા, જે આવ્યા છે તે હિસાબ છે ને !' હિસાબ વગર કોઈ આવે નહીં. પુરુષાર્થ તમે સમજ્યા ? આ ભ્રાંતિનો પુરુષાર્થ !

## પુરુષાર્થ છતાં ભ્રાંતિ

અત્યારે તમે કોઈની જોડે જરા ગુસ્સામાં એક- બે ધોલ મારી દીધી, પછી તમને મહીં છે તે મનમાં ખરાબ લાગે કે ખોટું થયું. છતાં પેલાં ભાઈ

આવીને પૂછે, 'અરે, ચંદુભાઈ આવી ધોલ મરાતી હશે, રસ્તા ઉપર આવું ?' ત્યારે તમે શું કહો ? 'એમને મારવા જેવા જ છે' તમને ક્યાં ખબર ?' હવે અંદરખાને જાણો છો ખોટું થયું છે, છતાં પેલાં ભાઈ આગળ શા હારું આવું બોલો છો ?

**પ્રશ્નકર્તા :** પોતાનું માન જાળવવા.

**દાદાશ્રી :** હા, એ ગુનામાં પેઠો પાછો. આપણે બધું એકસેપ્ટ, એફિડેવીટ કર્યું કે આ ખોટું થઈ રહ્યું છે, હવે એને કહે ને કે 'ભાઈ મારાથી ખોટું થયું, ખરાબ થયું છે.' પણ હવે ત્યાં આગળ બચાવ કરે છે. તો શું થાય ? આ પુરુષાર્થ બધો ! આવા ને આવા પુરુષાર્થથી જગત લટક્યું છે ! કરતાં હશે કે નહીં કરતાં હોય પુરુષાર્થ આવો ?

**પ્રશ્નકર્તા :** એવો જ કરીએ છીએ, ઊંધો જ.

**દાદાશ્રી :** એ ઊંધો પુરુષાર્થ.

આ આખા સંસારકાળમાં જાગૃતિ છે એ પુરુષાર્થ છે. જાગૃતિ છે એના સિવાય બીજો પુરુષાર્થ જ નથી. પ્રારબ્ધ જોડે હંમેશા પુરુષાર્થ હોય, પણ પુરુષાર્થ અંદર થતો હોય, ભાવથી. ભાવો ફરે છે એ પુરુષાર્થ. ક્રિયામાં ના હોય પુરુષાર્થ. ક્રિયા કોઈ માણસ કરી શકે નહીં. ક્રિયા તો બધું હાથ સારા હોય, પગ સારા હોય, માથું સારું હોય ત્યારે બધાના આધારે ક્રિયા થાય.

## આ તે કેવી ખોટ ?

આંખે દેખાય છે એ બધું પ્રારબ્ધ છે. અહીં વ્યાખ્યાન સાંભળે છે તેય પ્રારબ્ધ, વ્યાખ્યાન કરે છે તેય પ્રારબ્ધ, સ્કૂલમાં છોકરાઓ ભણે છે તેય પ્રારબ્ધ, ભણાવનારાય પ્રારબ્ધ, ત્યારે પુરુષાર્થ શું હશે, એ તપાસ કરવાની રહીને ? આ પુરુષાર્થ કે પ્રારબ્ધની ભાષા જ આખી, આખી સમજણ જ મારી ગઈ છે.

**પ્રશ્નકર્તા :** અહીં આવ્યા તે પણ પ્રારબ્ધ જ છે ?

**દાદાશ્રી :** હા, પ્રારબ્ધ. જેમાં આ શરીર વાપરવું પડે, આ શરીરનો એક પણ પાર્ટ વાપરવો પડે, એ બધુંય પ્રારબ્ધ. નહીં તો માથું દુઃખતું હોય, પગ ફાટતાં હોય તો ના અવાય.

અને પુરુષાર્થમાં કશું વચ્ચે ના હોય. પુરુષાર્થ સ્વતંત્ર હોય. તે તમારે ત્યાં કોઈ ૨૫ હજાર રૂપિયા દાન આપે અને પછી આપણે એને ખાનગીમાં પૂછીએ, 'અરે, કેમ ૨૫ હજાર રૂપિયા તેં આપ્યા ? કોઈને આપતો નથી કોઈ દા'ડો, હજાર રૂપિયાય નથી આપતો ને ?' ત્યારે કહે, 'આ તો પ્રેસિડન્ટની શરમે આપું છું'. બોલો, ભગવાનને ત્યાં કયે ખાતે જમે થાય? તમે દબાણ કરો કે પાંચ-પચ્ચીસ હજાર રૂપિયા આપ તું, તો તમારી શરમે આપે કે ના આપે ?

**પ્રશ્નકર્તા :** આપે.

**દાદાશ્રી :** હવે, બોલો ભગવાનને ત્યાં જમે થાય ખરૂં ? પેલાનું જમે ના થાય અને પૈસા સાવ નકામાંય ના જાય. અહીં પબ્લિકમાં એમ કહેશે કે ૨૫ હજાર રૂપિયા આપ્યા એટલે એની કીર્તિ ફેલાય. આવતાં ભવના ચોપડામાં જમે નહીં થવાનું. અને બીજો માણસ મારે મ્યુનિસિપાલિટીને મદદ જ કરવી છે, એટલા માટે આપ્યા. તો લોકો કીર્તિય ગાય અને ત્યાં ભગવાનને ચોપડે જમેય થાય, બેઉ કામ થાય.

તમારે ખાતેય જમે થાય, તમારાં લીધે આપ્યા એટલે. આવાં આ ચોપડાં છે, પેલો તો રખડી મરે. તમારી શરમે આપે કે ના આપે ? આપે. નહીં તો રૂપિયો આપે નહીં એવાં છે કેટલાંક લોકો. લોભીયા માણસ તો કોઈને ચાર આનાંય ના આપે.

**પ્રશ્નકર્તા :** પ્રેસિડન્ટ અહીં આગળ ૨૫ હજાર લઈને, ૫૦ હજારનો કંઈક ફાયદો કરી આપે, તો એને આપે, નહીં તો ના આપે પાછાં.

**દાદાશ્રી :** એટલે જ મારું કહેવાનું કે પેલો આપે છે તે શાના માટે ? પછી પ્રેસિડન્ટ પાસેથી લાભ ઉઠાવી લઈશું. એટલે પ્રેસિડન્ટ ખાતે ૨૫ હજાર પૂરા તો ના જમે થાય, પણ થોડાં ઘણાં બાદ થઈ અને જમે થાય, વીસેક હજાર રૂપિયા. ત્યારે ફરી પાછાં પેલાને લાભ આપે ત્યારે પાછાં ખોટેય પ્રેસિડન્ટ ખાતે ઉધાર !

## આમાં પુરુષાર્થ ક્યો ?

આપણા લોકો શું કહે છે, આ બે છોકરાં છે ને એમાં એક બહુ આળસુ છે, એ સાત વાગે ખેતરમાં જાય છે. અને આ મારો મોટો છોકરો સાડા પાંચે નીકળે છે. એટલે આ પુરુષાર્થ છે, સાડા પાંચ વાગે જાય છે તે અને આ સાત વાગે જાય છે તે પ્રારબ્ધ. તો આ સાચી વાત છે ?

**પ્રશ્નકર્તા :** એ સાડા સાતે જાય. મોડો જાય એમાં પ્રારબ્ધ કેમ કહેવાય ?

**દાદાશ્રી :** હવે ખરી રીતે બન્ને પ્રારબ્ધ છે. પેલો જે વહેલો દોડે સાડા પાંચ વાગે તે રઘવાટિયો પ્રારબ્ધ છે. અને આ છે તે ઢીલો પ્રારબ્ધ છે. પેલો રઘવાટિયો સાડા પાંચ વાગે ગયો ને તે અંધારામાં ઘાસમાં પેઠો, સાપે કરડી ખાધો. એ ત્યાં લાશ પડેલી. અને આ પેલો સાત વાગે ગયો તે રોફથી ગયો તો ભાઈને મરેલો દીઠો. અલ્યા મૂઆ, વહેલો આવ્યો તે આ દશા તારી કરી તેં ! બળ્યું તારું વહેલું ઊઠવાપણું ! માટે રઘવાટ કામનું નથી અને પેલુંય ખોટું છે. કમ ટુ ધ નોર્મલ. નોર્મલ રહેવાનું.

ત્યાં કાયદો ન્યાયનો છે બીલકુલ. ત્યાં કશું પોલ ચાલે એવું નથી. હવે, સંસારમાં આંખે દેખાય છે, કાને સંભળાય છે એ બધુંય પ્રારબ્ધ છે. જો આટલું સમજે ને, તો લોકો પ્રારબ્ધ હોય તો સામાસામી લઢમલઢા કરવાનું બંધ કરી દે. અને પુરુષાર્થ ખોળી કાઢે. પુરુષાર્થ જડે તો કામ થાય આવતાં ભવનું. નહીં તો પુરુષાર્થ તો બધાં લોકને થાય છે, પણ અણસમજણથી. જુવાર વાવી'તી ગઈ સાલ, એટલે આ સાલ પાછું જુવારનાં બીજ પડે જ, સ્વભાવીક રીતે. એવી રીતે પણ જુવાર ભેગું મહીં બીજું છે તે ઉગેલું હોય ને, તેનાં બીજેય પડે મહીં. અને તમે તો પદ્ધતિસર વાવો, એક ફેરો સમજી ગયાં એટલે.

## પુરુષ થયા પછીનો પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** ભ્રાંત પુરુષાર્થ તો સમજાયો, પણ યથાર્થ પુરુષાર્થ ના સમજાયો.

**દાદાશ્રી :** આ શરીરમાં પ્રકૃતિ અને પુરુષ બે ભાગ જુદા છે. 'હું ચંદુલાલ છું' એ બધી પ્રકૃતિ છે. આ ઈન્દ્રિયો છે તે પ્રકૃતિમાં જાય, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધું પ્રકૃતિમાં જાય અને પુરુષ જુદો રહે છે. એ પુરુષ પોતાનું સેલ્ફનું રિયલાઈઝ થાય, એટલે પ્રકૃતિ જુદી અને પુરુષ બે જુદા પડી જાય. ખરો પુરુષાર્થ ત્યાર પછી શરૂ થાય. સેલ્ફનું રિયલાઈઝ થયા પછી. ત્યાં સુધી પુરુષાર્થ સાચો જ નથી, ભ્રાંત પુરુષાર્થ છે, એટલે પરાવલંબી, પોતાના અવલંબનથી નહીં.

**પ્રશ્નકર્તા :** પુરુષ અને પ્રકૃતિ બન્ને જુદા પડી ગયા, પછી તો પુરુષાર્થની જરૂર જ નહીં ને !

**દાદાશ્રી :** ના, ખરો પુરુષાર્થ ત્યારથી શરૂ થાય છે.

**પ્રશ્નકર્તા :** એ પછી પુરુષાર્થ શેના માટે કરવાનો ?

**દાદાશ્રી :** પ્રકૃતિથી કાયમને માટે છૂટા થવા માટે. કારણકે પ્રકૃતિ શું કહે છે કે તમે તો પુરુષ થઈ ગયા, પણ હવે અમારું શું ? તમે અમને બગાડ્યા હતાં. અમારા મૂળ સ્થાન ઉપર પહોંચાડી દો તો તમે છૂટા થશો. નહીં તો છૂટા નહીં થાવ. એટલે પુરુષાર્થ ત્યારે કરવાનો.

એટલે હું કહું છું તમે શુદ્ધાત્મા અને ચંદુભાઈ જે કરે એને જોયા કરો, તમે 'ચંદુભાઈ શું શું કરે છે' એને જોયા કરે એ પુરુષાર્થ તમારો. 'ચંદુભાઈ શું કરે છે એ, ચંદુભાઈનું મન શું કરે છે, બુદ્ધિ શું કરે છે, ચિત્ત શું કરે છે, અહંકાર શું કરે છે', એ બધાને જોયા કરો, ડખલ ના કરો મહીં, એ પુરુષાર્થ. એથી આ બધું તમે સ્વચ્છતાથી જોયું માટે સ્વચ્છ થઈ ચાલ્યું જાય.

**પ્રશ્નકર્તા :** પછી આ પુદ્ગલ સ્વચ્છ થાય ને !

**દાદાશ્રી :** હા, પુદ્ગલ, જે બગડેલું છે, વિકારી થયું છે એ નિર્વિકાર થઈને સ્વચ્છ થઈને ચાલ્યું જાય. એટલે આપણી ગુનેગારી ગણાય છે કે આપણે ઊભું કર્યું હતું, ત્યારે થયું ને એ, એ પછી દાવો માંડે. એટલે ખરો પુરુષાર્થ ત્યાર પછી શરૂ થાય છે.

આ પુરુષાર્થ પ્રારબ્ધનો આખોય ભેદ ભૂલી ગયાં છે. બધું આખું, આખાં વર્લ્ડમાંય નથી આ ભેદ. એ ભેદ સમજાઈ જાય તો તો આ ઊપાધિ રહે નહીં ને !

## બન્યું તે જ ન્યાય

આ જગત ગપ્પું નથી. જગત ન્યાયસ્વરૂપ છે. બીલકુલ એક સેકંડેય અન્યાય કર્યો નથી કુદરતે. કુદરત જે પેણે, માણસને કાપી નાખે છે, એક્સિડન્ટ થઈ જાય છે, એ બધું ન્યાય સ્વરૂપ છે. ન્યાયની બહાર કુદરત ચાલી નથી. અહીંની કોર્ટોમાં વખતે ફેરફાર થયો હશે. પણ ત્યાંની કોર્ટમાં કોઈ જાતનો ફેરફાર નથી.

તમને અપમાન કરે તો તમારો દોષ એ. આ દુનિયાના બે કાયદા. એક આ લોકને દેખાતો ગુનો. તે લોકો શું કહે, અપમાન કરનારો ગુનેગાર છે અને કુદરત શું કહે, તમારો ગુનો છે. તમે આજ પકડાયા એટલે આ તમારો હિસાબ આપે છે. પેલો પકડાશે ત્યારે હિસાબ આપશે. એટલે કુદરત નિરંતર ન્યાયમાં જ હોય છે. કોઈ જાતનો અન્યાય થતો નથી. આ વગર કામનાં અણસમજણથી ઠોકાઠોક અને જીવન જીવવાની કળા પણ નથી અને જો વરીઝ, વરીઝ. માટે જે બન્યું એને ન્યાય કહો !

તમે દુકાનદારને સોની નોટ આપી. પાંચ રૂપિયાનો સામાન એણે આપ્યો. અને નેવું પાછા આપ્યા તમને, એ ભૂલી ગયો આખુંય બહુ ધમાલમાં, એને ત્યાં કેટલીય સોની નોટો કેટલીય દસની નોટો ગણતરી વગરની. એ ભૂલી ગયો ને નેવું આપણને પાછા આપે તો આપણે શું કહીએ ? 'મેં તમને સોની નોટ આપી હતી.' ત્યારે કહે, 'નહીં.' એને એવું યાદ છે. એય જૂઠ્ઠું બોલતો નથી. તો શું કરવાનું આપણે ?

**પ્રશ્નકર્તા :** પણ પેલું પાછું ખૂંચ ખૂંચ કરે છે, આટલા પૈસા ગયા, મન બૂમાબૂમ કરે.

**દાદાશ્રી :** એ ખૂંચે છે, તો જેને ખૂંચે છે તેને ઊંઘ ના આવે, આપણે

શું ? આ શરીરમાં જેને ખૂંચે છે તેને ઊંઘ ના આવે. બધાને કંઈ ઓછું ખૂંચે એવું છે ? લોભિયાને ખૂંચે મૂઆને ! ત્યારે એ લોભિયાને કહીએ, ખૂંચે છે તો સૂઈ જાને, હવે તો આખી રાતેય સૂવું જ પડશે !

**પ્રશ્નકર્તા :** એને ઊંઘેય જાય ને પૈસાય જાય.

**દાદાશ્રી :** હા, એટલે ત્યાં બન્યું એ કરેક્ટ. એ જ્ઞાન હાજર રહ્યું તો આપણું કલ્યાણ થઈ ગયું.

બન્યું એ ન્યાય જાણે તો આખા સંસારનો પાર આવી જાય એવું છે. આ દુનિયામાં એક સેકન્ડ પણ અન્યાય થતો નથી. ન્યાય જ થઈ રહ્યો છે, એટલે બુદ્ધિ આપણને ફસાવે છે કે આને ન્યાય કેમ કહેવાય ? એટલે અમે મૂળ વાત કહેવા માંગીએ છીએ કે કુદરતનું આ છે અને બુદ્ધિથી તમે જુદા પડી જાવ. એટલે બુદ્ધિ આમાં ફસાવે છે. એક ફેરો જાણી લીધા પછી બુદ્ધિનું માનીએ નહીં આપણે. બન્યું એ ન્યાય. ભોગવે એની ભૂલ. કોર્ટના ન્યાયમાં ભૂલચૂક હોય બધી. ઊંધું-ચતું થઈ જાય, પણ આ ન્યાયમાં ફેર નહીં, હડહડાટ કાપી દેવાનું.

છ વાગ્યે મોટર જોડે અથાડીને એક માણસને ખલાસ કરી નાખ્યો, બિલકુલેય ખલાસ ! અને બીજા એક માણસને મોટર અથાડીને એક આંગળી એકલી જ જતી રહી હોય. કેટલો બધો ન્યાયમાં ફેર રાખ્યો છે ! પેલાની ગાડી અથડાઈ અને પેલાની અથડાઈ. માટે આ મોટામાં મોટો ન્યાય છે નેચરલ ન્યાય. નેચરલ એટલે બે ગુણ્યા બે ચાર જ થાય, કશું બીજું ફેર નહીં. એવું ન્યાય ! સમજાયું ને ?

હવે શાસ્ત્રકારો શું લખે, બન્યું એ ન્યાય કહે નહીં. એ તો ન્યાય એ જ ન્યાય કહે. અલ્યા મૂઆ, તારાથી તો અમે રખડી મર્યા ! એટલે થિયરિટિકલ એવું કહે કે ન્યાય એ જ ન્યાય. ત્યારે પ્રેક્ટિકલ શું કહે છે, બન્યું એ જ ન્યાય. પ્રેક્ટિકલ વગર દુનિયામાં કશું કામ થાય નહીં, એટલે આ થિયરિટિકલ ટક્યું નથી.

બન્યું એને ન્યાય કહે છે. ન્યાયને ન્યાય નહીં, પણ શું બન્યું ત્યારે એ જ ન્યાય. નિર્વિકલ્પી થવું છે તો શું બન્યું છે એ ન્યાય. વિકલ્પી થવું હોય તો ન્યાય ખોળ.

એટલે ભગવાન થવું હોય તો આ બાજુ જે બન્યું એ ન્યાય અને રખડેલ થવું હોય તો આ ન્યાય ખોળીને રઝળપાટ કર્યા જ કરવાનું નિરંતર.

બાપ છોકરાંને મારી નાખે એવું હઉ આવે ન્યાય. છતાંય ન્યાય કહેવાય. ન્યાયમાં ન્યાય કહેવાય. કારણ કે હિસાબ હતો એવો તે હિસાબ ચૂકવ્યો. બીજું કશું છે નહીં. જેવો બાપ-દિકરાને હિસાબ હતો એવો આ ચૂકવ્યો. ચૂકવણી થઈ ગઈ, આમાં ચૂકવણી હોય છે. બીજું કશું હોતું નથી. કો'ક ગરીબ માણસ છે તે રૂપિયાની લોટરી લઈ આવ્યો અને લાખ લઈ આવે છે ને, એય ન્યાય. કોઈનું ગજવું કપાયું તેય ન્યાય.

**પ્રશ્નકર્તા :** કોઈનું ખૂન થયું એ પણ ન્યાય.

**દાદાશ્રી :** બધું ન્યાય જ છે. કુદરત ન્યાયની બહાર ચાલી નથી. નિરંતર ન્યાયમાં જ હોય. કારણ કે ન્યાય આપણને જોતા બરાબર ફાવે નહીં, પણ એ એક્ઝેક્ટ એનું દંડ જ હોય. પેલું દાન આપ્યાનું દંડ શું આવે તો કે અહીંયા છે તે એકદમ ધંધો કરવા ગયો ને રૂપિયાનો ઢગલો મળી ગયા.

**પ્રશ્નકર્તા :** પરિણામ એ ન્યાયને !

**દાદાશ્રી :** હા, પરિણામ એ ન્યાય બસ. તમે મને ભેગા થયા એ ન્યાય અને કોઈ નથી ભેગો થયો તેય ન્યાય.

કુદરતના ન્યાયને જો સમજે તો તમે આ જગતમાંથી છૂટા થઈ શકશો. નહીં તો કુદરતને સહેજ પણ અન્યાયી સમજો કે તમારું જગતમાં ગૂંચાવાનું સ્થાન જ એ. કુદરતને ન્યાયી માનવી એનું નામ જ્ઞાન. જેમ છે તેમ જાણવું એનું નામ જ્ઞાન અને જેમ છે એમ નહીં જાણવું એનું નામ અજ્ઞાન.

## ભોગવે તેની ભૂલ

**પ્રશ્નકર્તા :** આ 'ભોગવે તેની ભૂલ' એ જરા વિસ્તારથી સમજાવોને.

**દાદાશ્રી :** હા, તે એવું છે, આ હમણે ગજવું કપાય ને, તે ઘડીએ કોની ભૂલ ? આપણાં જ કર્મના ઉદય એ. આ તો નિમિત્ત છે, શું છે ? એટલે આપણી ભૂલ આજ પકડાઈ. માટે ભોગવે તેની ભૂલ, આપણે વ્યવસ્થિત કહીને છૂટા થઈ જવાનું. વ્યવસ્થિત કહેવાનું, આપણી ભૂલ.

**પ્રશ્નકર્તા :** એ તો ખાલી નિમિત્ત થયો.

**દાદાશ્રી :** પેલો નિમિત્ત થયો. એ તો પકડાશે ત્યારે ગુનેગાર, પણ ગુનેગાર તો ખરો જ. પણ એ કોનો ગુનેગાર ? વ્યવસ્થિતનો ગુનેગાર. આપણે લેવાદેવા નહિ. એ પાછો પકડાશે ત્યારે એ ગુનેગાર. અત્યારે તો જલેબી ખાતો હશે, ને ઉપાધિ આપણને ! પેલો જલેબી ખાય કે ના ખાય? એના હાથમાં આવ્યાં હોય એટલે !

**પ્રશ્નકર્તા :** પણ હમણાં આપણે ઉપાધિ ભોગવીએ છીએ, એ ભૂલ કહેવાય કે પહેલાં કર્મ આપણે કર્યા'તા ?

**દાદાશ્રી :** પહેલું કરેલું તેનો હિસાબ આવ્યો આ ! કર્મના ઉદય આવ્યા ફળ આપવા માટે. કર્મનો ઉદય આપણો, એટલે આપણે જ ભોગવવું પડે. ગજવું કપાયું તેમાં ભૂલ કોની ? આપણી. ભોગવે તેની ભૂલ !

**પ્રશ્નકર્તા :** અને પછી આપણે સંતાપ કરીએ તો વળી શું થાય ?

**દાદાશ્રી :** તો, ફરી આ સંસાર ઊભો જ છેને નિરાંતે ! એ સંતાપ કરીને તો આ ઊભો રહ્યો છે સંસાર ! તે આપણે એનો મેળ પાડીએ, આવું ના કરીશ મૂઆ અને સંસારમાં આવવું હોય તો આવું સંતાપ કર. બે ખોટ જાય. એક તો પેલી લમણે લખેલી ખોટ, બે હજાર ગયા તે અને વળી પાછો આ સંતાપ કર્યો તેની ફરી ખોટ, બીજી, બે. એટલે આ દુનિયામાં પાછું અહીંઆ આવવું પડે, ગરજા-ગરજીના જ્યાં સોદા છે ! બીનગરજી સોદો કોઈ જગ્યાએ જોયો ? આપણે અહીં બીનગરજી સોદા છે.

## એ બેમાં કયું ખરું ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત અને નસીબમાં શો ફેર ?

**દાદાશ્રી :** બહુ ફેર. વ્યવસ્થિત તો આપણને વ્યવસ્થિત જ રાખે. નસીબ તો આપણને ગજવું કપાય, તો બૂમાબૂમ કરાવડાવે. ગજવું કપાય તે ઘડીએ નસીબ ઊભું ના રહે, તે ઘડીએ જતું રહે.

**પ્રશ્નકર્તા :** પણ નસીબમાં છોકરાને પાસ થવાનું લખ્યું હોય, તો પછી વાંચવાની જરૂર શી ?

**દાદાશ્રી :** ના, એ તો નસીબ ખોટી વાત છે. નસીબ એવું ના મનાય. નસીબ તો મનાતું હશે ? એ તો વાંચે તો પાસ થવાય, નહીં તો ન વાંચે તો પાસ ના થવાય.

**પ્રશ્નકર્તા :** ભાગ્યમાં લખ્યું હોય એ તો બન્યા જ કરે છે ને.

**દાદાશ્રી :** નહીં, વાંચીને ફળ આવે, તો ફળમાં જો નાપાસ થાય તો એ પ્રારબ્ધ છે. વાંચ્યા પછી ફળ આવે ત્યારે પ્રારબ્ધ ગણાય.

**પ્રશ્નકર્તા :** પણ પ્રારબ્ધની જરૂર રહી કે નહીં ? પ્રારબ્ધ ખરું કે વ્યવસ્થિત ખરું ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત તો બહુ ઊંચી વસ્તુ છે. વ્યવસ્થિત જો સમજે ને, તો તેને આખો દહાડો સમાધિ રહે. આ અમારું વ્યવસ્થિત આપેલું સમજેને, તો સમાધિ રહે. એ તો બહુ ઊંચી વસ્તુ. પ્રારબ્ધ અને પુરુષાર્થ એ તો જગત હજુ સમજ્યું જ નથી.

**પ્રશ્નકર્તા :** જો જગત ના સમજ્યું હોય, તો સમજાવવું જોઈએને !

**દાદાશ્રી :** સમજાવીએ છીએ ને ! આ ઊંધું થયું તેથી, ના સમજ્યા તેથી તો અત્યાર સુધીમાં આ લોકો આળસુ થઈ ગયા છે. પ્રારબ્ધ માની માનીને તો આળસુ થઈ ગયા છે. અને વ્યવસ્થિત તો શું કહે છે કામ કરે જાવ. પછી પ્યાલા ફૂટી જાય તો વ્યવસ્થિત, એમ કરીને આગળ જાવ. આ બધી હિન્દુસ્તાનની દશા આવી થઈ ગઈને ! બીજા દેશો પ્રારબ્ધને માનતા જ નથી એવું અને વ્યવસ્થિત તો શું કહે છે, કામ કરે જા તારી મેળે અને પછી પરિણામ આવ્યું તે વ્યવસ્થિત. તમે શું માનતા હતા વ્યવસ્થિતને ?

**પ્રશ્નકર્તા :** એ ગૂંચવાડો જ છે, વ્યવસ્થિત ખરું, પ્રારબ્ધ ખરું કે નસીબ ખરું ?

**દાદાશ્રી :** ના, એ ફોડ જો સમજી જાય ને તો કામ થઈ જાય એવું છે અને સમજવું હોય તો અહીં સમજી શકે છે. ના સમજવું હોય તો ના સમજે, ભૂલી જાય પછી.

## સહુમાં 'વ્યવસ્થિત' છે એક્ઝેક્ટ

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધ અને વ્યવસ્થિત બંને નજીક નજીકનાં શબ્દ છે કે બેઉનો ભેદ છે ?

**દાદાશ્રી :** ના. બહુ ભેદ છે.

**પ્રશ્નકર્તા :** શું ભેદ છે ?

**દાદાશ્રી :** વ્યવસ્થિતમાં ફેરફાર થવાનો નથી. અને પ્રારબ્ધવાદી તો કેવો હોય, જીવતો અહંકાર હોય. ડખો કર્યા વગર રહે નહીં. અને આ જીવતો અહંકાર ના હોય. એટલે એને એક્ઝેક્ટ વ્યવસ્થિત કહ્યું અને પ્રારબ્ધ વ્યવસ્થિતના આધારે જ હોય છે. પણ પ્રારબ્ધ એટલે ડખાવાળું હોય. એને વ્યવસ્થિત ના કહેવાય. આ જ્ઞાન મળ્યા પછી આપણું આ વ્યવસ્થિત ! આ બહારના લોકો પકડે તો મૂર્ખ બની જાય એમાં, કારણ કે ડખો છે એમાં અને આ તો બધો ચોગરદમના સંજોગો જોઈ લ્યો. જવાય એવું લાગતું નથી, માંડવાળ કરો. પેલું ડખો કરીને ઊભા છે ને ? ડખો કર્યા વગર રહે નહીં.

અહંકાર હોય ત્યાં પ્રારબ્ધ હોય અને અહંકાર વગર વ્યવસ્થિત હોય. વ્યવસ્થિત એટલે એક્ઝેક્ટ ! અહંકારની ડખલથી પ્રારબ્ધ ફર્યા કરે. અહંકાર જીવતો છે ને ! અહીં અહંકાર નથી તો વ્યવસ્થિત, એક્ઝેક્ટ ટુ એક્ઝેક્ટ.

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધવાળો જીવતો છે અને વ્યવસ્થિત એ મરેલો છે.

**દાદાશ્રી :** પ્રારબ્ધમાં અહંકાર જીવતો છે. અહંકાર મરેલાનો તો

મોક્ષ થાય. વ્યવસ્થિત તો 'એક્ઝેક્ટનેસ' છે. અને પ્રારબ્ધમાં તો ત્યાં અહંકાર ડખો કરનારો ઊભો હોય, ત્યાં જાતજાતની ભાંજગડ ઊભી થાય. વ્યવસ્થિત 'એક્ઝેક્ટનેસ' છે. તેને કોઈ ચેન્જ કરી શકે નહીં.

બહાર પ્રારબ્ધ જ કહેવાય. બહાર વ્યવસ્થિત ના કહેવાય. આપણું અહીંનું પ્રારબ્ધ છે ને, તે નવી ડખોડખલ બંધ થઈ ગઈ છે, માટે હવે વ્યવસ્થિત એકલું જ રહે છે અને પ્રારબ્ધ ડખોડખલવાળું હોય.

પ્રારબ્ધ એટલે શું ? કે કર્મ ભોગવવાનાં ભોક્તાભાવે અને કર્તાભાવે નવાં કરવાનાં. કર્તાભાવ અને ભોક્તાભાવ, બન્ને પ્રારબ્ધમાં ઉત્પન્ન થાય. હવે એમાં કર્તાભાવથી ડખલ ઊભી થાય અને ભોક્તાભાવ ડખલ વગરનો હોય. હવે અહીં આપણા જ્ઞાન લીધા પછી કર્તાભાવ ઊડી ગયો એટલે ભોક્તાભાવ એકલો રહ્યો એને વ્યવસ્થિત કહ્યું આપણે.

**પ્રશ્નકર્તા :** મને એમ લાગે છે કે પ્રારબ્ધ વ્યક્તિને અનુલક્ષીને અને વ્યવસ્થિત છે તે સમષ્ટિને અનુલક્ષીને છે, બરાબર ?

**દાદાશ્રી :** ના, એવું નથી. પ્રારબ્ધ વ્યક્તિને ખરું. કારણ કે પ્રારબ્ધ એ આગળ જાય ત્યાર પછી વ્યવસ્થિત થાય છે. પણ તે આ પ્રારબ્ધએ વ્યષ્ટિને તો ખરું જ ને. પણ વ્યષ્ટિનું ફળ એને મળેને તરત જ.

પ્રારબ્ધ સાચી વાત હતી, પણ અવળો આધાર જ થઈ ગયો ત્યાં આગળ. સમજણમાં જ ફેર થઈ ગયો. શું થાય તે ? લોકોએ અવળો અર્થ, દુરુપયોગ કર્યો. પ્રારબ્ધ કરતાં ઊંચું વ્યવસ્થિત. વ્યવસ્થિત શું કહે છે ? 'તું તારે કર'. અને બીજું બધું મારી સત્તામાં છે અને પ્રારબ્ધ 'કર' એવું નથી કહેતું. વ્યવસ્થિત શું કહે છે, 'તું કામ કર્યે જા અને ફળ વ્યવસ્થિતના હાથમાં છે. કામ કર્યે જા.' એટલે આ વ્યવસ્થિત એ કમ્પ્લીટ વસ્તુ છે. એના પર સ્હેજેય આધાર રાખીને બેસો તો હરકત આવે નહીં.

## જ્ઞાની છોડાવે કર્મબંધથી

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધ અને કર્મથી છૂટકો કેવી રીતે મળે ?

**દાદાશ્રી :** આપણે પ્રારબ્ધ અને કર્મથી છૂટકો થયો તો પછી આપણે ક્યાં જવું ?

**પ્રશ્નકર્તા :** દુઃખ ઓછાં થાય એમ ?

**દાદાશ્રી :** હં.... એ તો દુઃખ ઓછાં કરવા છે, પ્રારબ્ધ તો રહેવાનું જ ને, પ્રારબ્ધ ને કર્મથી છૂટકો જ ના થાય ને ! પ્રારબ્ધ તો રહેવાનું જ. પ્રારબ્ધ એટલે શું ? આપણા કરેલ કર્મનું ફળ આવ્યું એને પ્રારબ્ધ કહીએ છીએ આપણે. કરેલા કર્મ બંધ થઈ જાય તો દુઃખ ખલાસ થઈ જાય, કર્મ કરો છો કે નથી કરતા ? અજવાળામાં કરો છો કે અંધારામાં ? એ બધાનું ફળ આવે પછી.

હવે આ જે તમે કરો છો, એને લોકો કર્મ કહે છે, ખરી રીતે એ કર્મ છે નહીં. કર્મ જ્ઞાની પુરુષ જાણે છે કે આ કર્મ કહેવાય. આ તો આગળ જે યોજના થઈ ગયેલી, તે યોજનામાં કર્મબંધન થઈ ગયેલા છે, અને આ રૂપકમાં આવ્યું. તેને આપણા લોકો કર્મ કહે છે. ના, પણ કર્મ તો પેલું યોજનામાં કરે છે તે કર્મ છે, એટલે એ કર્મ પ્રમાણે ચાલવું પડે અત્યારે !

શાસ્ત્રજ્ઞાની હોય તો સમજી જાય કે મહીં કર્તાપણું બંધ થઈ જાય એનું, કર્તા મટે એટલે કર્મ બંધ થઈ જાય. 'મેં કર્યું, મેં કર્યું' એવો આધાર આપે ત્યાં સુધી કર્મ ઊભાં રહે અને 'મેં કર્યું' એવું છુટી જાય, ભ્રાંતિ છૂટી જાય તો થઈ રહ્યું. સમકિત થાય એટલે કર્મ બંધાતા અટકે !

**પ્રશ્નકર્તા :** બાંધેલા કર્મો, એનો નિકાલ છે કે નહીં આ જન્મમાં?

**દાદાશ્રી :** નિકાલ થાયને. પણ 'કર્તા' બંધ થાય તો નિકાલ થાય. આ તો 'હું કરું છું' એવું કહે છે ને ! 'પોતે કર્તા છે નહીં' કોઈ ચીજનો. છતાં એ કર્તા માને છે કે 'હું કર્તા છું !'

**પ્રશ્નકર્તા :** કર્મબંધનમાંથી છૂટવાનો ઉપાય શો ?

**દાદાશ્રી :** કર્મ, કર્તાને આધીન છે. 'મેં કર્યું' એમ થયું, એટલે પોતે કર્મને આધાર આપ્યો એટલે પોતે કર્તા થયો. એટલે કર્મ બંધાય. એ પોતે કર્તા ન થાય તો એ આધાર તૂટી જાય. તો કર્મ બંધાય નહીં.

**પ્રશ્નકર્તા :** જ્યાં હુંપણું આવ્યું ત્યાં કર્મ બંધાયું.

**દાદાશ્રી :** હા અને 'કર્તા કોણ છે' એ જાણવું પડે, એટલે પછી કર્મ ના બંધાય.

## અજ્ઞાનતામાં બાંધે પુણ્ય-પાપ, કર્મ

**પ્રશ્નકર્તા :** આપે જે કહ્યું ને વ્યવહારમાં અસર થઈ જાય છે તો 'તમે ચંદુભાઈ છો', તે અત્યારે જે તબક્કે હું અહીંયા આવ્યો છું, આપ 'જ્ઞાની છો' એવું જાણીને, હું આપની પાસેથી લેવા માટે આવ્યો છું. એટલે આ તબક્કે 'હું ચંદુભાઈ નથી.'

**દાદાશ્રી :** અત્યારે 'તમે ચંદુભાઈ નથી', ત્યારે અત્યારે યોનિમાં બીજેય પડે નહીં. જ્યાં સુધી 'તમે ચંદુભાઈ છો', ત્યાં સુધી યોનિમાં બીજ પડે.

**પ્રશ્નકર્તા :** એ વાત બરાબર છે આપની. પણ સાથે સાથે મારું કહેવાનું છે કે પાપથી અને પુણ્યથી યોનિની પ્રાપ્તિ કેવી રીતે થાય છે કે બન્નેનું મિશ્રણ થાય, તો કઈ યોનિમાં આપણો જન્મ થાય ?

**દાદાશ્રી :** જન્મને, પાપને અને પુણ્યને લેવાદેવા નથી. જન્મ થયાં પછી પાપ-પુણ્ય એને ફળ આપનારું છે. યોનિ શેનાં આધારે થાય છે ? કે, 'હું ચંદુભાઈ જ છું અને આ મેં કર્યું' એમ બોલેને તેની સાથે યોનિમાં બીજ પડ્યું.

હવે કર્તાપણું કેમ છે ? ત્યારે કહે, 'કરે છે બીજો, પરશક્તિ કામ કરી રહી છે અને પોતે એમ માને છે કે હું કરું છું.' પરશક્તિનો પ્રત્યક્ષ પુરાવો શો ? ત્યારે કહે, 'આ જગતમાં કોઈ એવો જન્મ્યો નથી કે જેને સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ હોય. એ તો પરશક્તિ કરાવે છે ત્યારે થાય છે.'

હવે આ પરશક્તિ શાથી ઉત્પન્ન થઈ ગઈ ? ત્યારે કહે છે, દરેક જીવ અજ્ઞાનતામાં પુણ્ય અને પાપ બે જ કરી શકે છે. એ પુણ્ય-પાપ જે કરે છે, તેનાં ફળ સ્વરૂપે કર્મના ઉદય આવે છે. એ ઉદયથી પછી આ કર્મો

વળગે છે. 'હવે પુણ્ય-પાપ બંધાવાનું, મૂળ કારણ શું ? એ ન બંધાય એવો કંઈક ઉપાય ખરો ?' ત્યારે કહે છે, 'કર્તાપણું ન થાય તો પુણ્ય-પાપ ના બંધાય.' 'કર્તાપણું કેવી રીતે ના થાય ?' ત્યારે કહે છે, ''જ્યાં સુધી અજ્ઞાન છે, ત્યાં સુધી 'હું કરું છું' એ ભાન છે હવે ખરેખર કરે છે કોણ, એ જાણે તો કર્તાપણું ના થાય.'' પુણ્ય-પાપની જે યોજના છે એ આ બધું કરે છે અને આપણે માનીએ છીએ. 'મેં કર્યું' નફો તો આપણને એ જ કરાવડાવે છે, પુણ્યના આધારે નફો આવે ત્યારે આપણે જાણીએ કે ઓહોહો, હું કમાયો અને જયારે પાપનાં આધીન થાય ત્યારે ખોટ જાય છે, ત્યારે ખબર પડે છે કે આ તો મારે આધીન નથી. પણ પાછો બીજે વખતે પોતાને આધીન થયુંને એટલે ભૂલી જાય છે, એટલે પાછો કર્તા થઈ જાય છે.

આ પાંચ ઈન્દ્રિયથી જે કરવામાં આવે છે, પાંચ ઈન્દ્રિયથી જે બધું અનુભવમાં આવે છે, આ જગત જે ચાલી રહ્યું છે એ બધી જ પરસત્તા છે અને એમાં આ લોકો કહે છે કે 'આ મેં કર્યું.' એ કર્મનો કર્તા થયો, એ જ અધિકરણ ક્રિયા છે. એટલે પછી ભોક્તા થવું પડે છે.

હવે કર્તાપણું કેમ મટે ? ત્યારે કહે છે, જ્યાં સુધી આરોપિત ભાવ છે ત્યાં સુધી કર્તાપણું મટે જ નહીં. પોતે પોતાના મૂળ સ્વરૂપમાં આવે તો કર્તાપણું મટે. એ મૂળ સ્વરૂપ કેવું છે ? ત્યારે કહે, 'ક્રિયાકારી છે નહીં. એ પોતે ક્રિયાકારી જ નથી એટલે એ કર્તા થાય જ નહીં ને.' પણ આ તો અજ્ઞાનતાથી ઝાલી પડ્યો છે કે 'આ હું જ કરું છું.' એવું એને બેભાનપણું રહે છે અને એ જ આરોપિતભાવ છે.

## અક્રમજ્ઞાને રહ્યું માત્ર ડિસ્ચાર્જ કર્મ

**પ્રશ્નકર્તા :** બધી બાબતમાં બીજું કોઈ કરાવી રહ્યું છે એવું નહીં, આપણે પણ થોડું કાંઈ કરીએ છીએ.

**દાદાશ્રી :** હા. કરીએ છીએ એ વાત ખરી. પણ કરીએ છીએ તે આવતાં ભવનું કરીએ છીએ. અને આ ભવનું બધું કરાવી રહ્યું છે, ડિસ્ચાર્જ બધું કરાવી રહ્યું છે. ચાર્જ એકલું આપણે કરીએ છીએ.

આ જ્ઞાન લીધા પછી આપણે કહીએ છીએ ને, આ નવા કર્મ ચાર્જ થતા તમારા અટકી ગયા. આ ભોગવટો છે તમારો. તમારા કરેલા કર્મનો આ ભોગવટો છે. હવે તમે નવું ફળ કરતા નથી. માટે આ ભોગવટો પૂરો કરીને તમે તમારે ગામ ચાલ્યા જાવ.

**પ્રશ્નકર્તા :** કર્તાપદ વિના કાર્ય કેવી રીતે સંભવી શકે ?

**દાદાશ્રી :** એવું છે કે ડિસ્ચાર્જરૂપે કાર્ય થયાં જ કરે છે. પણ અંદર 'હું કર્તા છું' એ ભાન રહે તો એને પાછું ફરી નવું ચાર્જ થાય છે. જો 'હું કર્તા છું'નું ભાન ના હોય તો એને ડિસ્ચાર્જ રૂપે કાર્ય થયાં જ કરે છે. કાર્ય તો નિરંતર ડિસ્ચાર્જ થયાં જ કરે છે, પણ કર્તાપદનું ભાન હોય તો ફરી નવું કર્મ બંધાય, અને કર્તાપદનું ભાન ના હોય ને અકર્તા પદનું ભાન હોય તો કર્મ ન બંધાય. એટલો જ ફેર છે !

**પ્રશ્નકર્તા :** પણ એ કર્તાપણા સાથે અહમ્‌નો ભાવ સંકળાયેલો છે.

**દાદાશ્રી :** હા, તે ?

**પ્રશ્નકર્તા :** આ સંસારી જીવો ખરાં, એને જે કર્તાપણાનો કે જે કંઈ અહમ્ હોય છે તે મીટાવી દેવો એ કંઈ સહેલી વસ્તુ નથી !

**દાદાશ્રી :** ના, સહેલામાં સહેલી વસ્તુ જ એ છે. સહજમાં સહજ વસ્તુ એ અહંકાર બંધ કરવું તે ! ક્રોધ-માન-માયા-લોભ બંધ કરવા એ બધું સહજમાં સહજ વસ્તુ છે. બાકી કષ્ટે કરીને કોઈ દહાડોય ક્રોધ-માન-માયા-લોભ જાય નહીં. ગમે એટલાં કષ્ટ સેવે, ગમે તેટલાં કષ્ટ કરે તોય એ અહંકાર જાય નહીં.

**પ્રશ્નકર્તા :** એ વાત બરોબર છે કે કષ્ટ કરવાથી જાય નહીં, પણ આમ સાહજિક રીતે પણ ના જાય ને !

**દાદાશ્રી :** સહજ રીતે બિલકુલ જાય. એનો ઉપાય જ સહજ છે ! પણ પોતે સહજ કરી શકે નહીં ને ! પોતે વિકલ્પી છે, તે નિર્વિકલ્પી કેમ કરીને થઈ શકે ? એ તો જે અકર્તાપદ પ્રાપ્ત થયેલાં હોય, જે મુક્ત પુરુષ

હોય ત્યાં આગળ પોતે જઈએ તો ત્યાં આપણને સહજ રીતે જ કામ કરી આપે.

એટલે અહંકાર એ સહજ નીકળી જાય એવી વસ્તુ છે. કારણ કે એ સહજ રીતે જ ઊભો થયો છે. એ કંઈ કષ્ટો કરીને ઊભો થયો નથી અને આથમી જાય છે તેય સહજ રીતે ! આ જેટલાં કષ્ટ કરે ને, તેમ તેમ અહંકાર વધતો જાય ઊલટો !

પૂર્વના કરેલાં કર્મના આધારે આ ભવમાં કાર્ય થાય. લોકો શું જાણે ? કે 'આ આણે કર્યું હમણે.' આ ભવમાં કરીએ છીએને, તે પૂર્વકર્મના દબાણથી જ કરવું પડે છે. આપણા પોતાની સહીંથી નહીં. અને લોકો જાણે કે આ અત્યારે પોતાની મરજીથી કર્યું એણે. એટલે એ નોટ રિસ્પોન્સિબલ ટુડે ! ગયા અવતારે રિસ્પોન્સિબલ હતા. આજે રિસ્પોન્સિબલ નથી. આજ એણે નથી કર્યું. તો કરનાર કોણ છે ? આ પરિણામે કર્યું છે. એણે કર્યું તેનું પરિણામ આવ્યું અને એ પરિણામનું કરેલું, આ બન્યું તે !

## વેદાંતે પણ સ્વીકાર્યું નિરીશ્વરવાદ

**પ્રશ્નકર્તા :** તો પછી કોઈ શક્તિથી થતું હોય, તો કોઈ ચોરી કરે તો એ પણ ગુનો નહીં. અને કોઈ દાન આપે તો એ પણ, બધું સરખું જ કહેવાય ને !

**દાદાશ્રી :** હા. સરખું જ કહેવાય, પણ તે પાછું સરખું રાખતાં નથી. દાન આપનાર આમ છાતી કાઢીને ફરે છે, એટલે તો બંધાયો અને ચોરી કરનારો કહે છે, 'મને કોઈ પકડે જ નહીં, ભલભલાની ચોરી કરું.' એટલે મૂઓ બંધાયો.' 'મેં કર્યું' એવું કહે નહીં તો કશું અડે નહીં.

એ ખરું કહે છે, એમને સમજણ પડી છે. સમજવા જેવી વાત છે આ બધી.

**પ્રશ્નકર્તા :** એવી એક માન્યતા છે કે પ્રાથમિક કક્ષામાં આપણે એમ માનીએ છીએ કે ઈશ્વર કર્તા છે. આગળ જતાં નિરીશ્વરવાદ સિવાય, વેદમાંય કંઈ છે નહીં. ઉપનિષદમાં પણ નિરીશ્વરવાદ જ છે. ઈશ્વર કર્તા

નથી, કર્મનાં ફળ દરેકને ભોગવવાં પડે છે. હવે એ કર્મનાં ફળ ભવોભવનાં ચાલ્યા કરતાં હશે ?

**દાદાશ્રી :** હાસ્તોને, કર્મ એવું છે ને આ કેરીમાંથી આંબો અને આંબામાંથી કેરી, કેરીમાંથી આંબો ને આંબામાંથી કેરી !

**પ્રશ્નકર્તા :** એ તો ઉત્ક્રાંતિનો નિયમ થયો, એ તો થયાં જ કરવાનું.

**દાદાશ્રી :** ના, એ જ કર્મફળ. એ કેરી ફળ આવી, તે ફળમાંથી બી પડે ને પાછું ઝાડ થાય ને ઝાડમાં પાછું ફળ થાય ને ! એ ચાલ્યા જ કરવાનું, કર્મમાંથી કર્મબીજ પડ્યાં જ કરે.

**પ્રશ્નકર્તા :** તો પછી એ શુભ-અશુભ કર્મ બંધાયા જ કરે, છૂટે જ નહીં.

**દાદાશ્રી :** કર્મનો ગર્ભ ભોગવે. ઉપર ગર્ભ ખઈ લે અને ગોટલો પાછો પડે.

**પ્રશ્નકર્તા :** એ તો ફરી ઉત્પન્ન થાય, ફરી ત્યાં આંબો થાય.

**દાદાશ્રી :** છૂટે જ નહીં ને !

## બંધાય ક્ષણે ક્ષણે કર્મો

**પ્રશ્નકર્તા :** અત્યારે અમે ક્ષણે-ક્ષણે કર્મ બાંધતા જઈએ છીએ ને ?

**દાદાશ્રી :** ક્ષણે-ક્ષણે અને તે રાતે ઊંઘમાં હઉ કર્મ બાંધો છો. જાગૃત સ્થિતિમાં તો લોક જાણે કે 'હું કર્મ બાંધું છું'. પણ રાતે ઊંઘમાં પણ કર્મો બંધાઈ રહ્યા છે. કારણ કે ઊંઘમાં 'હું ચંદુભાઈ છું' એ ભાન ભૂલાતું નથી. એ રોંગ બિલીફ ઊંઘમાંય જતી નથી અને રોંગ બિલીફ છે માટે કર્મ બંધાયા કરે છે. રોંગ બિલીફ એટલે આરોપિત ભાવ. આરોપિત ભાવ એટલે જે પોતે નથી, તે હું છું બોલે છે, અને એનું નામ જ કર્મ !

'વ્યવસ્થિત' અગર તો કર્મના ઉદય જ કર્મ કરે છે અને આ કહે

છે, 'મેં કર્યું.' એમાંથી જ કર્મ બંધાય છે. પછી એનાં એ જ કર્મનો ભોગવટો આવ્યો ત્યારે કર્મફળ કહેવાય. તે આપણા લોકો કર્મફળને કર્મ કહે છે.

એક નાનો છોકરો ૧૧ વર્ષનો હોય, અને એ ગજવાં ફંફોળી લેતો હોય તો આપણા લોક કહે છે તું 'આ ચોરી કરે છે !' મા-બાપેય એવું જ કહે. પણ હવે એ ચોરી નથી કરતો. આ તો કર્મફળ છે બિચારાનું. તે આ લોકો શું કહે ? 'કર્મ કરે છે.' અલ્યા, કર્મ એકદમ શી કરે ? આ બીજો છોકરો ચોરી નથી કરતો અને આ ચોરી શી રીતે કરે ? એટલે આગળ જે કર્મ પડેલું ને, તેનું આ ફળ આવ્યું એને.

આપણા લોકો તો ગુસ્સો કર્યો, એને 'કર્મ કર્યું' કહે છે. અલ્યા, ગુસ્સો શી રીતે કરે ? આ બીજા ગુસ્સો નથી કરતાં ને આ માણસ જ ગુસ્સો કેમ કરે છે ? કારણ કે આણે કર્મ બાંધેલું છે ને આણે કર્મ નથી બાંધેલું. આણે શાંતિનું કર્મ બાંધેલું છે. આણે ગુસ્સાનું કર્મ બાંધેલું છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ ગુસ્સો કરે છે એને આ કર્મ કરે છે એવું લાગે પણ એ વ્યાખ્યા ખોટી છે.

**દાદાશ્રી :** આ જગતને એ ભાન જ નથી ! કર્મ તો આગળ થયેલાં છે પૂર્વભવમાં, એનું આ ફળ આવ્યું છે અને પાછું અહીં નિયમ છે કે ગુસ્સો કર્યો એટલે પેલા સામેવાળો કો'ક દહાડો બે ધોલ મારી જાય. ત્યારે લોક કહેશે, 'જો તેં ગુસ્સાનું કર્મ કર્યું હતું, તેનું આ ફળ મળ્યું ને !' એટલે આ કર્મફળનું ફળ મળે છે પાછું. એને કર્મફળ પરિણામ કહેવાય. બાકી આ દેખાય છે એ કર્મફળ જ છે બધું.

**પ્રશ્નકર્તા :** તો કર્મ કોને કહેવાય ?

**દાદાશ્રી :** આપણને 'જ્ઞાન' નહોતું તે વખતે, 'આ બહુ ખરાબ માણસ, આ બહુ સારો માણસ.' એવા મહીં જે ભાવ કર્યા એને માટે, એ જ કર્મ. પછી એનું ફળ આવે આવતા ભવમાં. પછી કોઈ 'જરા પૈસાની હેલ્પ કરવી જોઈએ બીજાને' એવા ભાવ રાખે તો એવાં કર્મ

બંધાય. કોઈ કહેશે, 'અરે લોકોની પાસે લઈને આપવું જ શું પછી ?' તો પછી આ બીજ નાંખ્યું. એ કર્મ બાંધ્યું. એ પછી ઊગીને તે ઘડીએ તેવી જ ક્રિયા થાય. એ કર્મફળ આવે બીજે ભવમાં.

## માને કર્મફળને કર્મ

જેવું કંઈ ઉદય આવે તે પ્રમાણે કામ થયા કરે. ત્યારે કોઈ કહે, 'સાહેબ, ઉદયમાં કોણે છાપ મારી, મારે ઉદય સાથે શું લેવાદેવા ?' ત્યારે કહે, 'મૂઆ, તેં જ ભાવ કર્યા હતાં તે જ તારો ઉદય.' તે ભાવ કરતી વખતે કર્મ કહેવાય છે. અને કર્મમાં સંજોગો ના હોય. સંજોગો વગર સ્વતંત્ર કરી શકે, અને ભોગવતી વખતે એને કર્મફળમાં સંજોગો ભેગા થાય તો જ કર્મફળ મળે અને પછી આપણને લાગે કે મારા સંજોગો સારા નથી. ત્યારે એ જ મૂઆ કર્મફળ. સંજોગો ભેગા થશે એટલે કર્મફળ મળશે. કર્મ તો તેં કર્યું છે. હવે આ જગતના લોકો શું કહેશે, કર્મફળને કર્મ કહેશે.

આંખે દેખાયું કે આણે આને ધોલ મારી, એ એણે કર્મ કર્યું. અરે, પણ શાથી મારી ? એક કેમ મારી ? બે કેમ નહીં ? અને સવાચાર વાગે કેમ મારી ? ત્રણ વાગે કેમ ના મારી ? એવો કંઈ પ્રશ્ન બોલો ને ? પણ ભાન જ નથી. એણે મારી, એટલું સમજે એ. હું તો પૂછું ને કે 'ભઈ સવાચાર વાગે કેમ આપી ? ત્રણ વાગે કેમ ના મારી પણ ? ક્યારના ભેગા થયા છે ? ક્યારના વઢે છે ? હમણે કેમ મારી ? ક્યા કારણથી આ ટાઈમે ?' હવે એ જે ધોલનું કર્મ છે ને, એ ત્યાંથી અહીં પરિપક્વ થઈને પછી ટાઈમ, સ્પેસ બધું સંજોગો ઊભા થયા છે. ત્યાર પછી બધું બને. એટલે આ જગતને શી રીતે સમજાય ?

આ તો અક્રમવિજ્ઞાનની શોધખોળ છે કે વોટ ઈઝ કરેક્ટ એન્ડ વોટ ઈઝ ઈનકરેક્ટ ? તો જ આ નિવેડો આવે ને ? નહીં તો ગૂંચાયા જ કરે છે ને લોક. કર્મ શું ? અને કર્મફળ શું ? આ જે કર્મફળને આ જગતના લોકો કર્મ કહે છે કે આણે આને ધોલ મારી. એટલે એનું ફળ આયા વગર રહેશે નહીં. એટલે પછી એનું ફળ શું આવે ? પેલો લાગ જુએ કે ક્યારે મારો તાલ પડે. એ પાછો બે આપી જાય. એટલે પેલો

કહે કે આ જુઓ, ફળ મળ્યું ને ! નહીં તો, પેલો ના આપી શકે એવો નબળો હોય, તો લોકો શું કહે, કેવો નાલાયક માણસ, આ બિચારાને વગર કામની ધોલ મારી. તે અપજશ કર્મફળ બોલે. અપજશરૂપી કર્મનું ફળ મળી જાય. તમને સમજણ પડીને ! કર્મફળનું તરત જ ફળ મળે. એને કર્મફળ પરિણામ કહેવાય. કર્મફળ પરિણામ તો હંમેશાં નજીકમાં જ હોય. કર્મ કરતી વખતે કર્મ અને ફળ આપતી વખતે કર્મફળ, એમાં ફેર હોય છે, ટાઈમ ડીફરન્સ, શાથી ? તે કર્મ કરતી વખતે બીજરૂપે હોય છે ત્યાર પછી ઝાડ થાય, ત્યાર પછી ફૂલો આવે, ત્યાર પછી છે તે કર્મફળ, એટલો ટાઈમ લાગે છે અને કર્મફળનું પરિણામ તો જલ્દી જ મળી જાય છે.

## કર્મ, કર્મફળ, કર્મફળ પરિણામ

કોઈ છોકરો હોટલમાં જઈને માંસાહાર કરતા શીખી ગયો હોય, હવે એના મા-બાપ શું કહે, તું હોટલમાં જઉ છું, બિમાર પડીશ. એને ના પાડે, ઘણું પ્રયત્ન કરે છે, પણ કશું વળે નહીં. હવે લોક આને શું કહે છે, આ છોકરો નવું કર્મ બાંધે છે હવે આ હોટલનો ખોરાક ખાવો, તેનું પાછું ફળ આપે, તે ફળમાં ચાર વર્ષે મરડો થાય. હવે લોક આને કર્મફળ કહે છે કે આ હોટલનું ખાવું તે કર્મ ને તેનો આ તને મરડો થયો તે કર્મફળ કહેશે.

હવે એક્ઝેક્ટ જો કર્મની થીયરી કોને કહેવાય, એવું જો સમજે તો એ માણસ પુરુષાર્થધર્મને સમજી શકે. કર્મની થીયરી તો, જગતના લોકો જેને કર્મ કહે છે એને કર્મની થીયરી કર્મફળ કહે છે. અને આ મરડો થયો એને જગત કર્મફળ આવ્યું એવું માને ત્યારે કર્મની થીયરી શું કહે છે. કર્મફળનું પરિણામ આવ્યું. એટલે કર્મફળનું પરિણામ આવે છે ત્યારે મરડો થાય છે. તે ઘડીએ મા-બાપે ત્યાં શું કરવું જોઈએ ? મા-બાપ તો મારે છે, ને કાઢી મેલે છે ને ? ના કરાય એવું, એ મરડો થતી વખતે તો કામનું જ નહીં. આ લોક તો પેલો છોકરો હોટલમાં ખાતો હોયને તે વખતેય એને માર માર જ કરે છે. કાઢી મેલે છે ત્રણ દહાડા સુધી તો. તે પેલો પાછો હોટલમાં જઈને પડી રહે. ખાવા માટે પડી રહે પાછો, એટલે સંસ્કાર વધુ બગડે છે.

મા-બાપે તો શું કરવું જોઈએ, એ જ સમજવાનું છે. આ છોકરો એનો કર્મના ઉદયથી કરે છે, એટલે મા-બાપે એની જોડે ફ્રેન્ડશીપ કરવી જોઈએ. એને જોડે બેસાડીને આપણા વગર એને ગમે નહીં એવું કરી નાખવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પ્રેમથી જીતવું જોઈએ.

**દાદાશ્રી :** હા, પ્રેમથી આ કામ લે. પણ આ તો સેબોટેજ કરીને બધું બગાડ્યું છે. મા-બાપે તો છોકરો આવો થાય તો, 'શું કરવું, છોકરાં જોડે કેમ વર્તવું, કેમ આવું કરે છે' એ સમજવું પડે. પણ આ તો છોકરાને માર માર કરી એની જીંદગી ખરાબ કરી નાખે છે.

## કર્મો એક કે અનેક ભવના ?

**પ્રશ્નકર્તા :** આ બધાં કર્મો છે તે આ એક જ જન્મમાં ભોગવાતાં નથી. એટલે અનેક જન્મો લેવાં પડે છેને એને ભોગવવા માટે ?

**દાદાશ્રી :** એક જન્મમાં બધાં કર્મો પૂરાં થઈ જાય છે. બીજા જન્મમાં જો કર્મો ભોગવવાના રહેતાં હોય ને તો કોઈનો મોક્ષ ના થાય.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી કર્મો પૂરાં ના થાય ત્યાં સુધી મોક્ષ ક્યાં છે ?

**દાદાશ્રી :** મોક્ષની તો વાત ક્યાં ગઈ ! એ ભવનાં કર્મ જયારે પૂરાં થાય ત્યારે દેહ છૂટે. અને ત્યારે બીજા નવાં કર્મ બંધાઈ જ ગયેલાં હોય. એટલે મોક્ષની તો વાત જ ક્યાં કરવી રહી ? જૂનાં, બીજાં કંઈ પાછલાં કર્મો નથી આવતા. તમે અત્યારે હઉ કર્મો બાંધી રહ્યાં છો. અત્યારે તમે આ વાત કરો છો ને તે ઘડીએ પણ પુણ્યકર્મ બાંધી રહ્યા છો. પુણ્યાનુબંધી પુણ્યકર્મ બાંધી રહ્યા છો.

**પ્રશ્નકર્તા :** આ કર્મોમાંથી મુક્તિ મળવી જોઈએ.

**દાદાશ્રી :** હા. કર્મોમાંથી પૂરેપૂરી મુક્તિ મળવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** કર્મ ના બંધાય એનો રસ્તો શું ?

**દાદાશ્રી :** સ્વભાવભાવમાં આવવાનું. 'જ્ઞાની પુરુષ' પોતાનાં સ્વરૂપનું ભાન કરાવે પછી કર્મ ના બંધાય, પછી ચાર્જ ના થાય. આ ડીસ્ચાર્જ એકલું જ રહે એટલે પછી એને હિંસા લાગતી નથી. આ તો સ્વરૂપ ભાન નથી, તેની હિંસા બધી ચોંટે છે.

## રહસ્ય કર્મબંધ ને કર્મક્ષય તણું...

**પ્રશ્નકર્તા :** કર્મક્ષય એટલે મોક્ષ એમ કહે છે, તો કર્મક્ષયનો આપણને ખ્યાલ આવવો જોઈએને કે આ કર્મોનો ક્ષય કરવાનો છે.

**દાદાશ્રી :** જેટલા કર્મ તમે કરો છો સવારથી ઉઠીને, તે બધા તમે કરો છો કે ચંદુભાઈ કરે છે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પછી ચંદુભાઈ જ કરે, હું કંઈ કરતો નથી.

**દાદાશ્રી :** તો એ કર્મક્ષય કહેવાય. અને તમે જો જાતે કરતા હો તો કર્મબંધ કહેવાય, અને તમે ના કરતા હો તો કર્મક્ષય, જે છે તે કર્મનો ક્ષય થઈ રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** હવે પહેલાં જ મોટો ડુંગરો ભર્યો છે ને જ્ઞાન પહેલાંનો ડુંગર આખો થઈ ગયેલો કર્મનો, એનો ક્ષય કેમ ? એનો ક્ષય કરવાનો છે ને !

**દાદાશ્રી :** એ જ આ ક્ષય થઈ રહ્યો છે. એ જ ક્ષય થઈ રહ્યો છે. એટલે કશું બાકી નથી, બધો ક્ષય થઈ રહ્યો છે અને જે ડુંગરો ભરી રાખ્યો હતો ને, એ તો મેં ઘણોખરો ક્ષય જ કરી નાખ્યો તે દહાડે જ, તેથી તો આ જાગૃતિ આવી.

હવે કર્મક્ષય એટલે શું ? કે આ ચંદુભાઈ કરે છે. એટલે એ જે કરે એ બધું કર્મક્ષય કહેવાય. અને એમાં 'હું કરું છું' એ કર્મબંધ કહેવાય. એટલે આખું જગત 'હું કરું છું' એમ કહે છે ને મોટા સાધુ-આચાર્યો બધાય. એટલે બધાને કર્મબંધ થાય છે. હવે એ કર્મક્ષય એમનેય થવાનો. જીવમાત્રને કમક્ષય થયા જ કરે છે. પણ એ કર્મક્ષય થતી વખતે બીજું બીજ નાખીને કરે છે અને જો જ્ઞાન મળ્યું હોય તો તમે કર્મક્ષય થતી વખતે બીજ નાખતા નથી, તો તમે કર્મક્ષયથી મુક્ત થાવ છો.

'હું કરું છું' એમ ભાન થાય, એટલે બીજ નાખે પાછું. કર્મ તો ક્ષય થઈ રહ્યું છે પણ 'હું કરું છું' એ ભ્રાંતિ, એ ફરી બીજ નાખ્યું.

**પ્રશ્નકર્તા :** દેહધારીનાં કર્મો તો વળગેલાં રહે જ ને !

**દાદાશ્રી :** જેનો કર્તા ભાવ ખલાસ થયો તેને કોઈ કર્મ અડે નહીં. બધાં કર્મ ખલાસ થઈ ગયા. કારણ કે કર્મ, કર્તાનાં આધારથી છે.

**પ્રશ્નકર્તા :** કર્તા તો સાપેક્ષ છે ને પણ ?

**દાદાશ્રી :** સાપેક્ષ છે પણ આધાર છે એનો. 'હું કરું છું' એ આધાર છે તેથી આ કર્મ છે.

**પ્રશ્નકર્તા :** તો નૈમિત્તિક ભાવનો કર્તા છે ને ?

**દાદાશ્રી :** હા, નૈમિત્તિક ભાવનો કર્તા, પણ 'હું કરું છું' એ ભાન તો આખું જ છે ને ! નૈમિત્તિક ભાવનો કર્તા ક્યારે થાય ? કે પોતે 'હું શુદ્ધાત્મા છું' ભાન થાય ત્યાર પછી નૈમિત્તિક ભાવનો કર્તા ! પણ એવું ભાન થયા સિવાય કામ લાગે નહીં ને !

**પ્રશ્નકર્તા :** જે થાય તેનો હું નિમિત્ત તો ખરોને !

**દાદાશ્રી :** દેહાધ્યાસ છે ત્યાં સુધી નિમિત્ત નહીં, 'આ મેં કર્યું,' એથી બંધાયો ઊલ્ટો. કરે છે બીજો અને હું કરવાથી એ બંધનમાં આવી ગયો. તે કર્મ બંધાયું. કર્તા થયો એટલે કર્મ બંધાયું. નથી કર્તા છતાં કહે છે 'હું કર્તા છું', એનું જ નામ કર્મ.

## 'આ' છે મહાભજનનો મર્મ

તેથી અખા ભગત બોલ્યા કે,

જો તું જીવ તો કર્તા હરિ;
જો તું શિવ તો વસ્તુ ખરી !

એટલે જો તું શુદ્ધાત્મા તો સાચી વાત છે. અને જો જીવ છું, તો

ઉપર કર્તા હરિ છે. અને જો તું શિવ છું તો વસ્તુ ખરી છે. ઉપર હરિ નામનું કોઈ છે જ નહીં. એટલે જીવ-શિવનો ભેદ ગયો. એ પરમાત્મા થવાની તૈયારી થઈ. આ જીવ-શિવનો ભેદ છે, તું ભગવાન, આ બધાય ભગવાનને ભજે, એ જીવ-શિવનો ભેદ છે અને આપણે અહીં આ જ્ઞાન મળ્યા પછી જીવ-શિવનો ભેદ ગયો.

કર્તા છૂટે તો છૂટે કર્મ;
એ છે મહા ભજનનો મર્મ!

ચાર્જ ક્યારે થાય કે 'હું ચંદુભાઈ અને આ મેં કર્યું.' એટલે જે ઊંધી માન્યતા છે તે કર્મ બંધાયું.

હવે આત્માનું જ્ઞાન મળે તો તમે ચંદુભાઈ નહીં. ચંદુભાઈ વ્યવહારથી, નિશ્ચયથી ખરેખર નહીં, અને આ મેં કર્યું તે વ્યવહારથી, એટલે કર્તાપણું મટી જાય તો કર્મ પછી છૂટે, કર્મ બંધાય નહીં.

હું કર્તા નથી એ ભાન થયું. એ શ્રદ્ધા બેઠી, ત્યારથી કર્મ છૂટયા, બંધાતા અટકયા. એટલે ચાર્જ થતાં બંધ થઈ ગયાં. એ છે મહાભજનનો મર્મ. મહાભજન શેને કહેવાય ? સર્વ શાસ્ત્રોનાં સારને મહાભજન કહેવાય. એ મહાભજનનોય સાર છે, કહે છે.

## ઊંડી સમજણ વ્યવસ્થિત ને કર્મ પ્રકૃતિની

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત અને કર્મ, એ વિશે વધારે ખુલાસો આપોને.

**દાદાશ્રી :** વ્યવસ્થિતમાં ક્યો ભાગ પૂછો છો ?

**પ્રશ્નકર્તા :** આ બધું ચાલે છે દુનિયામાં, તે બધા કર્મો પ્રમાણે જ ચાલે છે ને ? એટલે લૉ ઓફ કર્મ અથવા તો કર્મની થીયરી છે. કરે છે એ જ વ્યવસ્થિત છે ?

**દાદાશ્રી :** ના. એ વ્યવસ્થિત નથી. કર્મની થીયરી એ કંઈ કાયમની નથી. કર્મની થીયરી તો બદલાયા કરે. લૉ ઓફ કર્મ તો બધા બદલાયા કરે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત એ કર્મપ્રકૃતિમાં આવે કે નહીં ?

**દાદાશ્રી :** કર્મપ્રકૃતિ જ કહેવાયને, પણ પ્રકૃતિ એટલે શું ? કે નવું બંધાય એને પ્રકૃતિ કહેવાય. છોડાય એને પ્રકૃતિ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ કર્મોમાં ફેરફાર કરી શકે ?

**દાદાશ્રી :** એ શક્તિમાં ચૈતન્ય નથી એટલે શું કરી શકે ? એ તો જેવો સંજોગ બાઝે એવું કાર્ય થઈ જાય, બસ.

**પ્રશ્નકર્તા :** તો વ્યવસ્થિતને જ કર્મફળ કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** કર્મફળ દાતા છે. આ વ્યવસ્થિત કર્મનું ફળ આપે છે. વિસર્જન કરે છે કર્મને, એ કોમ્પ્યુટર જેવું છે. તમારા જે કર્મભાવ હોય ને તેને ગ્રહણ કરે છે, પોતે ફીડ તરીકે. પછી વિસર્જનેય કરે છે.

**પ્રશ્નકર્તા :** આ કર્મના ઉદયને લીધે બેટરીઓ ચાર્જ થતી હશે ?

**દાદાશ્રી :** ના. ચાર્જ થયેલી બેટરીઓના આધારે ઉદયકર્મ આવે. ઉદયકર્મથી બેટરીઓ ચાર્જ થતી હોયને તો મહાવીર ભગવાનનેય ઉદયકર્મ હોય. પણ કષાયથી બેટરીઓ ચાર્જ થાય છે. ઉદયકર્મમાં જે આપણે કષાય કરીએ છીએ, એનાથી બેટરીઓ ચાર્જ થાય છે. ઉદયકર્મ તો અમનેય હોય, પણ અમે કષાય કરીએ તો ચાર્જ થાયને ?!

એટલે જૈન શાસ્ત્રોમાં લખ્યું છે ને, જ્ઞાની પુરુષો ઉદયકર્મના આધીન રહે, ઉદયાધીન. ઉદયાધીન એટલે વ્યવસ્થિત પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** પણ અત્યારે એક ભાઈ કહે, 'ચાલો અહીં', તો તમે ત્યાં જાવ અને બીજા કોઈ ભાઈ કહે, 'અહીં આવો' તો ત્યાં જાવ. એમાં ક્યાં ઉદયકર્મ આવ્યું ?

**દાદાશ્રી :** પણ એ ઉદયાધીન જ કહેવાય. ઉદય સિવાય તો કશું બને જ નહીં ને દુનિયામાં. વ્યવસ્થિત તો બરોબર સમજવું પડશે. ઊંડું સમજવું પડશે.

**પ્રશ્નકર્તા :** તો ઉદય અને વ્યવસ્થિત, એ બન્નેનાં અર્થમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** સૂર્યનારાયણ ઊગે ને ? સૂર્યનારાયણનું ઊગવું ને સવાર થવી, બે સાથે થાય છે ને ? પણ સૂર્યનારાયણ પહેલાં હોય સવાર થવામાં. સવાર પહેલી ના હોય. એવી રીતે આમાં વ્યવસ્થિત પહેલું હોય ને ઉદય પછી હોય.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત આપણે કહીએ, તો પછી ઉદય કહેવાની જરૂર જ રહેતી નથી ને ?

**દાદાશ્રી :** કશી જરૂર જ નથી. એ વ્યવસ્થિત તે જ બરોબર છે. ઉદય તો ક્યારે, વ્યવસ્થિતનું જ્ઞાન ના હોય ત્યારે 'મારાં કર્મનો ઉદય છે, ઉદય છે', એવું બોલ્યા કરે. ઉદય ફરે ત્યારે કહેશે, 'મારો ઉદય ફર્યો છે.' પણ તે ઉદયને માનતાં હોયને, તો કર્તા ના રહે. પણ એ તો પાછો કહેશે, 'મેં કર્યું.' ખરાબ આવે ત્યારે કહે, 'મારાં કર્મના ઉદય રાશી છે.' અને સારું કામ કરવાનું ત્યારે, 'મેં કર્યું' કહેશે. એવું વિરોધાભાસ બોલે છે.

આ જ્ઞાન મળ્યા પછી આપણે તો વ્યવસ્થિત, કામ કર્યે જાવ. વ્યવસ્થિત એનો હિસાબ બધો ચૂકવાતો જશે. અને કામેય તમારે નહીં કરવાનું. 'ચંદુભાઈ કર્યા કરે, તમારે જોયાં કરવાનું.'

એટલે બીજા બધા પાંગળા અવલંબન છે. લંગડા અવલંબન આપ્યા અત્યાર સુધી બધાએ અને આ તો એક્ઝેક્ટ વ્યવસ્થિત !

અને અમે તો સ્વતંત્ર શબ્દ આપ્યો. જે અત્યાર સુધી અપાયો નથી !

**પ્રશ્નકર્તા :** ના, વ્યવસ્થિતની જે વાત છે એ વધારે પ્રમાણમાં કહી છે, વ્યવસ્થિત !

**દાદાશ્રી :** સંપૂર્ણ પ્રમાણમાં, ક્લીયર ! ક્લીયર કટ વાત કરી છે.

## એ કહેવાય સામૂહિક કર્મોદય

**પ્રશ્નકર્તા :** હવે આ જગતમાં જે ધરતીકંપ થાય અને જ્વાળામુખી ફાટે, એ બધું કઈ શક્તિ કરે છે ?

**દાદાશ્રી :** બધું વ્યવસ્થિત શક્તિ. વ્યવસ્થિત શક્તિ દરેક ચીજ કરે. એવિડન્સ ઊભો થવો જોઈએ. બધી ભેગી થઈ કે જરાક કંઈ કાચું રહ્યું હોયને થોડુંક ભેગું થયું કે ફૂટ્યું હડહડાટ.

**પ્રશ્નકર્તા :** આ વાવાઝોડું વ્યવસ્થિત મોકલે ?

**દાદાશ્રી :** તો બીજું કોણ મોકલે ? એ તો વાવાઝોડું આખા મુંબઈ પર હોય, પણ કેટલાંય માણસને, વાવાઝોડું આવ્યું છે કે નહીં ? એમ કરીને પૂછે. 'અલ્યા મૂઆ, પૂછો છો ?' ત્યારે કહે, 'અમે જોયેલું નથી હજુ તો ! અહીં આવ્યું નથી અમારે ત્યાં.' એવું બધું આ તો. બધુંય વાવાઝોડું મુંબઈમાં બધાને ના સ્પર્શે. કોઈને અમુક જાતનું સ્પર્શે, કોઈને આખું મકાન ઊડાડી દે હડહડાટ અને કોઈની સાદડીઓ પડી રહેલી નામ ના દે. બધું પદ્ધતસર કામ કરી રહ્યું છે. વાવાઝોડું આવે તેથી ભો રાખવાનો નથી. બધું વ્યવસ્થિત મોકલે છે.

**પ્રશ્નકર્તા :** આ બધા ધરતીકંપ થાય, સાયક્લોન (વાવાઝોડા) થાય, લડાઈ થાય, એ બધું હાનિ-વૃદ્ધિના આધારે નહીં ?

**દાદાશ્રી :** ના. કર્મના ઉદયને આધારે એ બધાં. બધા ઉદય ભોગવી રહ્યાં છે. મનુષ્યોની વૃદ્ધિ થતી હોય ને તોય ધરતીકંપ થયા કરે. જો હાની-વૃદ્ધિનાં આધીન હોય તો ના થાયને ?

**પ્રશ્નકર્તા :** આપે પહેલા કહ્યું ને કે ભરતી-ઓટ, ભરતી હોય પછી ઓટ થાય છે, એવી હાનિ-વૃદ્ધિ. વસ્તી વધી જાય, પછી પાછી ઓછી થઈ જાય.

**દાદાશ્રી :** ના, એ તો એવી રીતે અમે આ સમજાવીએ છીએ કે હાનિ-વૃદ્ધિના આધારે છે આ જગત આખું ! જેમ ભરતી થાય પછી ઓટ થાય છે.

**પ્રશ્નકર્તા :** એ જ નિયમ અહીં લાગુ પડે ને ? હાનિ-વૃદ્ધિનો ?

**દાદાશ્રી :** ના. ધરતીકંપ થાય છે તે હાનિ-વૃદ્ધિના આધારે નથી. ખરેખર એ ધરતીકંપ ઉદયને આધીન છે.

**પ્રશ્નકર્તા :** જેને ભોગવવાનો છે એનો ઉદય ?

**દાદાશ્રી :** મનુષ્યોનો ઉદય, જાનવરો ને બધાને. હા, સામૂહિક ઉદય આવે. જુઓને, આ હીરોશીમા ને નાગાસાકીને ઉદય આવ્યો હતો ને !

**પ્રશ્નકર્તા :** જેવી રીતે એક જણે પાપ કર્યું, એવી રીતે સામૂહિક પાપ કરે, એનો બદલો સામૂહિક રીતે મળે એનો ? એક જણ એ પોતે ચોરી કરવા ગયો, અને દસ જણાં સાથે ધાડ પાડવા ગયા. તો એનો દંડ સામૂહિક મળતો હશે ?

**દાદાશ્રી :** હા. ફળ સંપૂર્ણય મળવાનું પણ દસને ઓછું વધતું. એના કેવા ભાવ છે તે ઉપર. કોઈક માણસ તો એમ કહેતો હોય કે આ મારા કાકાની જગ્યાએ મારે જવું પડ્યું, એવા ભાવ હોય. એટલે જેવો સ્ટ્રોંગ ભાવ છે એ ઉપર હિસાબ બધા ચૂકવવાના. બિલકુલ કરેક્ટ, ધર્માદાના કાંટા જેવું.

**પ્રશ્નકર્તા :** પણ જે આ કુદરતી કોપ થતા હશે, આ કોઈ જગ્યાએ પ્લેન પડ્યું ને આટલા મરી ગયા ને કોઈ જગ્યાએ કોઈ પેલો જ્વાળામુખી ફાટ્યોને બે હજાર જણ મરી ગયા, એ બધા એક સાથેના એ સામૂહિક દંડનું પરિણામ હશે એ ?

**દાદાશ્રી :** એ બધાનો હિસાબ બધો. એટલા હિસાબવાળા જ પકડાઈ જાય એમાં, કોઈ બીજો પકડાય નહીં. આજ મુંબઈ ગયો હોયને ત્યાર પછી કાલે ધરતીકંપ અહીં થાય અને મુંબઈવાળા અહીં આવ્યા હોય. તે મુંબઈવાળા અહીં મૂઆ હોય, એટલે બધો હિસાબ.

**પ્રશ્નકર્તા :** એટલે અત્યારે જે આટલું બધું જ્યાં ત્યાં બધા મરે છે તે કોઈ પાંચસો-બસો ને બધી સંખ્યાઓ. જે પહેલાં કોઈ દહાડો આટલાં બધાં, સમૂહમાં મરતા જોવામાં ન્હોતા આવતાં. તો આટલું બધું સમૂહ પાપ થતું હશે ?

**દાદાશ્રી :** પહેલાં સમૂહ હતાંય નહીં ને ! અત્યારે તો લાલ

વાવટાવાળા નીકળ્યા હોય તો કેટલા હોય ? એ ધોળા વાવટાવાળા કેટલાં હોય ? અત્યારે સમૂહ છે તે સમૂહના કામ. પહેલાં સમૂહ હતાંય નહીંને !

**પ્રશ્નકર્તા :** હં, એટલે કુદરતી કોપ એ સમૂહનું જ પરિણામ ને ! આ અનાવૃષ્ટિ થવી, આ કોઈ જગ્યાએ ખૂબ પૂર આવી જવા, કોઈ જગ્યાએ ધરતીકંપ થઈને લાખો મરી જવા.

**દાદાશ્રી :** બધું આ લોકોનું પરિણામ.

**પ્રશ્નકર્તા :** એટલે જે વખતે દંડમાં આવવાનો હોય, ત્યારે ગમે ત્યાંથી ખેંચાઈને અહીં આવી જ ગયો હોય.

**દાદાશ્રી :** એ કુદરત જ લાવી નાખે ત્યાં, અને બાફી નાખે, શેકી નાખે. એને પ્લેનમાં લાવીને પ્લેન પાડે.

**પ્રશ્નકર્તા :** હા. દાદા એવા દાખલા જોવામાં આવે છે કે જે જનારો હોય તે કોઈ કારણસર રહી જાય અને કોઈ દહાડો જનારો હોય તે પેલાની ટિકિટ લઈને મહીં બેસી ગયો હોય.

**દાદાશ્રી :** હિસાબ બધો. પધ્ધતસર ન્યાય. બિલકુલ ધર્માદાના કાંટા જેવું. કારણ કે એનો માલિક નથી, માલિક હોય તો તો અન્યાય થાય.

**પ્રશ્નકર્તા :** એર ઈન્ડિયાનું પ્લેન તૂટી ગયું. એ બધાનું નિમિત્ત હતું, આ વ્યવસ્થિત હતું ?

**દાદાશ્રી :** હિસાબ જ. હિસાબ વગર કશું બને નહીં.

## ગાડરીયા પ્રવાહમાં ચમત્કાર

જગતમાં ગપ્પું કશું નથી. જેને એક્સિડન્ટ જગત કહે છે. એ લોકોને લાગે છે એક્સિડન્ટ. એક્સિડન્ટ એટલે શું ? કે વગર કારણે અચાનક થઈ ગયું આ, લોકો કહેશે. એવું ના બને. કોઈ પણ કારણ વગર કાર્ય ના હોય.

એટલે એક્સિડન્ટ એટલે શું છે, કે આ જગતમાં જે બધા કાર્યો થઈ

રહ્યાં છે એને ઈન્સિડન્ટ કહેવાય. 'એન ઈન્સિડન્ટ હેઝ સો મેની કોઝીઝ, એન એક્સિડન્ટ હેઝ ટુ મેની કોઝીઝ'. બસ, કોઝીઝ વધારે હોય જરા. પણ એ વસ્તુ એકની એક જ. એટલે અમે એક્સિડન્ટને એક્સિડન્ટ માનીએ નહીં. લોક તો કહે કે એક્સિડન્ટ થઈ ગયો આ. પણ કારણ સિવાય કાર્ય કોઈ બને નહીં.

**પ્રશ્નકર્તા :** પાછળથી આ બધા એર ઈન્ડિયાવાળા ઈન્વેસ્ટિગેશન (સંશોધન) કરશે ને પછી એ લોકો કારણ લઈ આવશે કશું, કે આનું કારણ આ છે.

**દાદાશ્રી :** એ બધા ઉપલક કારણો, બધા સુપરફ્લુઅસ (ઉપરછલ્લાં) કારણો. મૂળ કારણ તો, ડૂબાવી દીધાં પેલાને તે !

**પ્રશ્નકર્તા :** સાધારણ માનવીને પણ ઘણીવાર જીવનમાં ચમત્કારિક અનુભવો થાય છે, તે શું હશે ?

**દાદાશ્રી :** આ દુનિયામાં બે ચીજ, ચમત્કાર અને એક્સિડન્ટ નથી. છતાં એ બે ચીજ ગાડરિયા પ્રવાહ માટે છે. જેને લોકો કહે છેને કે 'એક્સિડન્ટ' થયો તો એવી વસ્તુ જ નથી, એ ગાડરિયા પ્રવાહ માટે છે. વિચારવંતને 'એક્સિડન્ટ' હોય જ નહીં ને. અને એક ચમત્કાર એય ગાડરિયા પ્રવાહ માને, વિચારવંત ના માને.

'એન ઈન્સિડન્ટ હેઝ સો મેની કોઝિઝ એન એક્સિડન્ટ હેઝ ટુ મેની કોઝિઝ !' એવી રીતે આ ચમત્કારમાંય 'સો મેની કોઝિઝ'વાળું છે. કારણ કે 'કોઝિઝ' વગર કોઈ કાર્ય થાય નહીં. તો ચમત્કાર 'કોઝિઝ' સિવાય થયો, શી રીતે એ કહે ? એનું 'બેઝમેન્ટ' જોઈએ !

એટલે આ ચમત્કાર છે, તો જો આમ જ હોય તો એનું 'કોઝ' શું, એ કહો. 'કોઝ' વગર વસ્તુ હોય નહીં અને જે થઈ રહ્યું છે, ચમત્કાર થઈ રહ્યા છે, એ તો પરિણામ છે. તો એનું 'કોઝ' કહે, તું ?! એટલે આ તો મા-બાપ વગરનો છોકરો ઠરશે ! એટલે લોક બધું બુદ્ધિશાળી સમજી જશે કે આ મા-બાપ વગરનો છોકરો હોય નહીં, તે આણે મા-બાપ વગરનો છોકરો ઊભો કર્યો છે ?

**પ્રશ્નકર્તા :** એ તો 'કોઝ' જેનું જાણવામાં ના આવે, એને ચમત્કાર કહે છે.

**દાદાશ્રી :** હા. એને ચમત્કાર કહે છે, બસ. પણ પાછાં આ લોકો ઠસાવે છે અને આ બીજા બધા લોકો બિચારા લાલચુ છે, તે ફસાય છે !

એટલે ચમત્કાર કોને કહેવાય ? તમારે સાયન્ટિફિક રીતે 'પ્રૂફ' આપવું હોય કોઈ માણસને, તો કોઈ પણ વસ્તુની કોઈ પણ સંયોગની જરૂર ના પડે તેને ચમત્કાર કહેવાય. અને આ જગતમાં સંયોગ સિવાય કોઈ વસ્તુ બનતી નથી. કારણ કે 'ડિસ્ચાર્જ' બધું સંયોગોનું મિલન છે. એટલે કે 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' છે. કોઈ કહેશે કે '2H અને O આપો હું તમને પાણી બનાવી આપું.' ત્યારે એ તો પાણી થવાનો એનો સ્વભાવ જ છે. એમાં તું શાનો 'મેકર' ? એટલે સંયોગોનું મિલન છે આ ! 'હવે એ સંયોગો ના હોય અને તું કરે, તે મને દેખાડ કહીએ. એટલે ચમત્કાર એને કહેવાય કે સંયોગોનું મિલન ન થવું જોઈએ.

પાછું ચમત્કારવાળો કહે, 'અત્યારના ટાઈમે નહીં થાય !' 'કેમ તું ટાઈમની રાહ જોઉં છું ? માટે ચમત્કાર નથી.' પણ આવું પૂછતાં આવડે નહીં ને લોકોને ! હું તો એનો ખુલાસો પૂછું ને, તે એના સાંધા જ તોડી નાખું. કારણ કે મને પૂછતાં આવડે ! પણ આપણે ક્યાં એમની પાછળ પડીએ ?! આનો પાર નથી આવે એવો ! અનંત અવતારથી આના આ જ તોફાનમાં પડેલા છે. ભગવાનનાં વખતમાંય ચોર્યાસી લાખ વિદ્યાઓ હતી, તે ભગવાન બધી વિદ્યાઓનો નાશ કરી ગયા છે. છતાં થોડી ઘણી 'લીકેજ' રહી ગઈ છે ! આ તો એવું છે ને, સાચું વિજ્ઞાન બધું છવાઈ ગયેલું છે, તે કુદરત એની મેળે કાઢશે ! આપણે ભાવ કરોને, આ ચમત્કારની વિદ્યાઓ બધી જાવ અહીંથી !!

**પ્રશ્નકર્તા :** આ બધું વિશ્વ છે, તે પ્લાન્ડ છે કે બધું એક્સિડન્ટલ છે ?

**દાદાશ્રી :** એક્સિડન્ટલ નથી, પ્લાનિંગ છે. એક્ઝેક્ટ પ્લાનિંગ. તેથી તો અમે વ્યવસ્થિત કહીએ છીએ. એક્સિડન્ટ જેવું આમાં કશું છે જ નહીં. અત્યારે જગતનાં લોકો એને એક્સિડન્ટ કહે છે, તેય ઈન્સિડન્ટ છે.

એટલે આ બધા ઈન્સિડન્ટ છે, બીજું કશું છે જ નહીં. એક્સિડન્ટ તો એ બધાં જે કહે છે ને, સાયન્ટિસ્ટને એવું જ દેખાય. કારણ કે સાયન્ટિસ્ટો એમ જાણે કે આ એક્સિડન્ટલી ઊભું થયું છે આ, એવું નથી. આ પ્લાનિંગ છે અને પ્લાનિંગનો કોઈ કરનાર નથી પાછો.

## કુદરતના નિયમો, હાનિ-વૃદ્ધિ કેરાં...

આ પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારાઓ બધું નિયમથી છે. બીજું બધું આ જાનવરો બધું, આ મનુષ્યો સિવાય બીજું બધું નિયમના આધીન છે. અને માણસનું જ્યાં ચલણ નથી, ત્યાં હાનિ-વૃદ્ધિ છે.

**પ્રશ્નકર્તા :** બરોબર. એટલે આ હાનિ-વૃદ્ધિ એ નેચરલ છે ? કુદરતી છે ?

**દાદાશ્રી :** હં. એમાં મનુષ્યને તો લેવાદેવા નહીં. મનુષ્યના હાથની શક્તિ નથી. એ કુદરતને આધીન છે. પછી તું તો કાલે સવારે કહું કે આ પ્રેમ વધઘટ થાય છે તે આને લીધે છે ? અલ્યા, આને લીધે નહીં, આ તો માણસકૃત છે. માણસનું આ તો બધું કામ છે, ત્યાં કુદરત નથી.

**પ્રશ્નકર્તા :** મ્યુનિસિપાલિટીનું બર્થ રજિસ્ટર ચેક કરીએ છીએ તો ચારસો અઠ્ઠાણું મેઈલ અને પાંચસોને બે ફિમેલ અથવા તેથી ઊલ્ટું હોય છે, પણ લગભગ પચાસ-પચાસનાં નિયમની બહાર નથી હોતું. તો આ વ્યવસ્થા કયા નિયમથી થાય છે ?

**દાદાશ્રી :** નિયમને આધીન છે અને એ નિયમ બીજી વસ્તુને આધીન છે જે તમને સમજાવતાં વાર લાગશે. એટલે તમારે નિયમને આધીન તમારે સમજી લેવાનું.

એટલે વ્યવહારમાં પ્રવેશ છે અને વ્યવહારથી મુક્તિ છે. આ જેટલો વ્યવહાર માર્ગ છે, એ બધું નિયમસર છે. વ્યવહાર એટલે શું ? જે જીવોનું કંઈ પણ નામ પડ્યું છે એ બધા વ્યવહારમાં આવેલા જીવો કહેવાય. એ વ્યવહારના જીવો જેટલા છે, એમાં એક જીવ ઓછો થતો નથી કે એક જીવ વધતો નથી, એવો આ વ્યવહાર સુંદર છે અને વ્યવહારમાં હરેક ચીજ નિયમથી થાય છે.

આપણા દેશમાં આટલાં વોરિયર્સ થવાં જ જોઈએ, ફલાણા દેશમાં આટલાં હોવાં જ જોઈએ. આટલાં ગાંયજા હોવા જ જોઈએ, સુથાર હોવાં જ જોઈએ, આટલાં ડૉક્ટર હોવાં જ જોઈએ. એ બધું હિસાબસર છે.

આ લોકો જાણે છે કે અમે કરીએ છીએ આ, પણ આ વર્લ્ડને, નેસેસિટીની ચીજો જે છે એની કુદરતી રીતની જ ગોઠવણી છે અને તે વ્યવસ્થિત ગોઠવણી છે આ તો ! નહીં તો આ સ્ત્રીઓ તો એટલી બધી કંટાળી ગયેલી છે કે બધી જ પુરુષોનો અવતાર લઈ લે, તો બધા જ પુરુષો થાય. તો રહે શું ? ત્યારે આ કુદરતની કેટલી બધી સુંદર ગોઠવણી છે. દરેક દેશમાં આટલી જ સ્ત્રીઓ પાકે, આટલા પુરુષો પાકે એવું દરેક દેશમાં વોરિયર્સ પાકે જ, એ ભૂમિકામાં જ વોરિયર્સ ઉત્પન્ન થાય. નહિ તો આ પોલીસવાળાની કોણ નોકરી કરે ?

એટલે બધું પદ્ધતસરનું ગોઠવેલું છે અને એનો અહંકાર એમાં જ હોય કે મને આ જ સારું છે. એટલે એ બધું ચાલ્યા કરે. આ મેં જોયેલું છે. 'ફ્રોમ બીગિનિંગ ટુ ધી એન્ડ' સુધીનું અમે આ જગત જોયેલું છે અને તે એક્ઝેક્ટ વ્યવસ્થિત છે, એમાં કોઈને કશું કરવું પડ્યું નથી.

એટલે વાતને સમજો, કુદરત તો 'આઈ વિલ હેલ્પ યુ' કહે છે, ભગવાન કંઈ તમને હેલ્પ કરતાં નથી. ભગવાન નવરા નથી. આ તો બધી કુદરતની રચના છે અને તે ભગવાનની ખાલી હાજરીથી જ રચાયેલું છે.

**પ્રશ્નકર્તા :** એ ઓટોમેટિક જ એક્ઝેક્ટ રહે, પણ એને ચલાવનારી કોઈ શક્તિ જ નથી ?

**દાદાશ્રી :** ઓટોમેટિક એક્ઝેક્ટ જ રહે. કોઈ ચલાવનાર હોત તો ગોટાળો થાત.

**પ્રશ્નકર્તા :** તો આને નિયમમાં રાખવા માટે કોઈ દેવી-દેવતા કે કોઈની આમાં જરૂર પડતી જ નથી. એ ઓટોમેટિક જ કમ્પ્લીટ ચાલે છે ?

**દાદાશ્રી :** ના, નિયમ જ ચલાવે છે. નિયમ પોતે જ નિયંત્રણ કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ જેમ પંચભૂતમાં આપણામાં જેમ દેવો માન્યા કે વાયુના એક અધિષ્ઠાતા દેવ કે અગ્નિના એક અધિષ્ઠાતા દેવ, તો એવા કોઈ એના અધિષ્ઠાતા દેવ નહીં રહેવાના ?

**દાદાશ્રી :** એ તો સબ ઓફિસર જેવું બધું. નિમિત્ત માત્ર. પણ એમનેય કોઈ સ્વતંત્ર સત્તા નહીં.

**પ્રશ્નકર્તા :** એ પોતે પણ નિયમમાં કશો ફરક કરી શકે નહીં

**દાદાશ્રી :** કશું નિયમને ફેરવી શકે નહીં, એનું ચાલેય નહીં આટલુંય. આપણે ગાયો-ભેંસોને ત્રાસ આપીએ છીએ, એ ત્રાસ એમના હિસાબમાં છે અને આપણે નિમિત્ત છીએ. એવી રીતે આ દેવો બધા નિમિત્ત છે.

**પ્રશ્નકર્તા :** આ ચોખવટ જે ના થઈ એને લીધે આ ડિંડવાણું વધારે ચાલ્યું કે મેં આ જે કર્યું ને હું મંદિરમાં જઈને મેં પરસાદ ચઢાવી દીધો એટલે હું છૂટી ગયો, એવી ખોટી માન્યતાથી બહુ ગૂંચાયા.

**દાદાશ્રી :** આ બુદ્ધિ છે. બુદ્ધિથી એવું જ માન્યામાં આવે, 'આ હું કરું છું' ને પેણે કોઈ કરનાર તો હોય જ નહીં. એટલે આ બુદ્ધિને લઈને સંસારમાં આવો છે ગૂંચવાડો બધો. કોઈએ ગૂંચવાડો ઘાલી દીધો નથી.

**પ્રશ્નકર્તા :** અને આટલું ચોખવટથી કોઈ દહાડો કોઈએ કહ્યું નહીં.

**દાદાશ્રી :** જાણે નહીં તે કહે શી રીતે ? ભેંસને કેટલા પગ એ જાણતો નથી, એક પગ એણે જોયેલો હોય, આમ આંધળા તરીકે. એટલે એ જાણે કે ભઈ એક થાંભલો જોયો હતો આટલો જાડો એ જોયેલું જ નથી.

હવે ચિંતા કરાવનારી બુદ્ધિ એને કહે છે, ખોટમાં હેંડ્યું છે ને દુઃખ ઊભાં કરે છે. આ બુદ્ધિના જ દુઃખો છે બધા સંસારમાં !

જગત નિયમમાં છે. નિયમ જ ચલાવે છે આને. એની આગળ છે બીજી વસ્તુઓ, પણ અત્યારે નિયમ કહીએ તો ચાલે તમારે. બુદ્ધિ ત્યાં સુધી પહોંચી શકે એમ છે.

**પ્રશ્નકર્તા :** આ જે વાત છે એમાં વ્યવસ્થિત કંઈ ભાગ ભજવે છે ?

**દાદાશ્રી :** ના, આને નિયમ જ કરે છે.

શિયાળો-ઉનાળો-ચોમાસુ હિન્દુસ્તાનમાં હોય, એવું એના ટાઈમે બધું ગોઠવાઈ ગયેલું છે. ઉનાળામાં આ પ્રમાણે હોય, શિયાળામાં આ પ્રમાણે, પણ એ આવે જ તે ઘડીએ. તો પણ તમને શી રીતે ખબર પડી ? ત્યારે લોકો કહેશે એ ખબર અમને પડી ગયેલી છે. કારણ કે આ બધું નિયમને આધીન છે. નિયમ વગર કોઈ વસ્તુ નથી. એ નિયમને આ લોકો નિયમ કહે છે અને આપણે એને વ્યવસ્થિત કહીએ છીએ.

વ્યવસ્થિત તો કોઈ પણ વસ્તુનું રીઝલ્ટ. તે સાયન્ટિફિક સરકમ-સ્ટેન્શિયલ એવિડન્સ, એ સિવાય બીજું કંઈ વ્યવસ્થિત છે જ નહીં. બીજી જગ્યાએ વ્યવસ્થિત છે નહિ.

## માથા મુજબ પાઘડી, ગોઠવે વ્યવસ્થિત

**પ્રશ્નકર્તા :** આ 'વ્યવસ્થિત' આપ જે કહો છો, તો કળિયુગના હિસાબે, આ વ્યવસ્થિતમાં કંઈ ઘટતું હશે, વધતું હશે, એવું કંઈ બને ખરું ?

**દાદાશ્રી :** ના, વધ-ઘટ ના થાય વ્યવસ્થિત. ત્રણેય કાળ સરખું જ રહે છે. એમાં વધ-ઘટ ના થાય.

જગત એટલે નિરંતર એની મેળે ચાલ્યા કરે. એનું હેન્ડલ હોય નહીં. હેન્ડલ તો અટકે તેને હોય. આ તો ક્ષણવાર કોઈ દહાડેય અટક્યું જ નથી ! અનંત કાળ ગયો પણ ક્ષણવાર અટક્યું નથી. કેવું સુંદર જગત છે !

એમાં કેટલીક બાઈઓ કહે, 'શું કરું, રંડાપો આવ્યો !' અરે,

રંડાપો તે કાયમનો હોતો હશે ? આ તો નિરંતર પરિવર્તનવાળું છે, એટલે રંડાપો ને પછી આવશે મંડાપો પાછો ! આનું આ જ છે બધું. આનાં આ જ સ્ટેશનો આવ્યા કરે છે ને ! બીજા કયાં સ્ટેશનો આવે છે તે ? અમને તો જે સ્ટેશન આવેને, તે જાણીએ કે આ સ્ટેશન તો હતું જ.

એટલું બધું જગત વ્યવસ્થિત છે કે કોઈ જીવને કિંચિત્ માત્ર પણ અસંતોષ ન રહે એવું જગત છે. બધા અત્યારે નિરાંતે સહુ સહુની ઝૂંપડીમાં, ગમે તેવી ઝૂંપડી હોય તોય, મોટા બંગલા હોય તોય ઝૂંપડીવાળાને બંગલામાં મૂકી આવીએ તો ગમે નહીં. બંગલાવાળાને ઝૂંપડીમાં મૂકી આવે તો ગમે નહીં. એવું બધું પદ્ધતિસર રહે, વ્યવસ્થિત એટલું બધું વ્યવસ્થિત છે સુંદર ! પેલા લોકોને દૂધપાક જમાડીએ તો ભાવે નહીં એમને, આદિવાસીઓને.

આ તું નોકરી કરવા જાય છે, તે તને સારું લાગે છે ? પણ આ ના છૂટકે ફરજિયાત દંડ છે. આ બધો ફરજિયાત દંડ છે, એટલે આમાં છૂટકો જ ના થાયને ! એવું તું નોકરીએ જાય છે એય ફરજિયાત દંડ છે.

અહીં માણસ જન્મ્યો ત્યારથી ફરજિયાત. તે ઠેઠ નનામી કાઢે ત્યાં સુધી ફરજિયાતપણું ભોગવ્યા જ કરે છે. નોકરી કરવાની ગમે નહીં. પણ શું થાય તે ? હવે કો'ક દહાડો કોઈ તને આવીને કહે કે 'આવતી કાલથી તારે શેઠ થઈ જવું છે ?' ત્યારે તું કહે કે, 'હા થઈ જવું છે.' તો ચાર દહાડા શેઠની જગ્યાએ બેસાડે તો તું નાસી આવે. કહેશે, 'ફરીથી બીજી નોકરી કરવી સારી'. એટલે તને શેઠ કર્યો હોયને તોય તું નાસી આવું.

નિયમ કેવો છે કે બોજો કેટલો મૂકેલો હોય છે ? ગજા પ્રમાણેનો બોજો મૂકેલો હોય છે. અને તે શેઠ થાય તો ગજા બહાર ગયું, તો કહેશે કે 'મારી નોકરી હતી તે સારી હતી'. એટલે માથા પ્રમાણે પાઘડી હોય જ ! આ 'વ્યવસ્થિત'નું એડજસ્ટમેન્ટ એટલું સુંદર છેને કે ગજા પ્રમાણે બોજો હોય ને માથા પ્રમાણે પાઘડી બધું મળી આવે !

આ 'વ્યવસ્થિત' ના હોય ને તો આ મુંબઈ શહેરમાં કોઈ નવો માણસ આવ્યો, તેને સરનામા ઉપરથી ઘર ના જડે. પણ આ ઘર ખોળવા

માટે દસ-દસ કલાક, બાર-બાર કલાકેય ઘર ના જડે. પણ આ વ્યવસ્થિત હેલ્પ કરે છે.

ઘણાં ફેરે હું અમદાવાદ જઉં છું ને, ત્યારે ગાડી લઈને જઈએ, તે ગાડીમાં બેઠા હોય તો સરનામું પૂછીએ. ત્યારે કહેશે, 'અરે, આમ આવ્યું'. એક જણ આમ કહે. પણ ગાડી એની મેળે જુદી જ જગ્યાએ જાય. ડ્રાઈવરેય જાણતો નથી હોતો. એ રસ્તો જાણતો નહોતો. પણ ગાડી જાય છે જુદી રીતે, 'વ્યવસ્થિત'ના નિયમથી ! એવું છે કે 'વ્યવસ્થિત' જોડે ના હોત તો ઘર જડત નહીં. આ તો કલાક, બે કલાકમાં નહીં પણ થોડીવારમાં જ ઘર ખોળી કાઢે, નહીં તો જડે નહીં. આમ કેમ કરીને જડે, મુંબઈ શહેરમાં ? ગામડામાંય અડધો કલાક થઈ જાય છે ને ?!

વ્યવસ્થિતના નિયમો જાણવા જેવાં છે. આ એરોપ્લેનની શોધ કરી, તે કંઈ નિયમની બહાર નથી. આ કાળમાં આયુષ્ય તો તેનું તે જ રહ્યું ને કર્મો જથ્થેબંધ છે. તેનો નિકાલ કરવા ઝડપી સાધનો ઊભા થયાં. વ્યવસ્થિતનાં નિયમથી નિમિત્ત ગમે તે બને.

## કષાયો નથી વ્યવસ્થિતાધીન

**પ્રશ્નકર્તા :** જો બધું વ્યવસ્થિત હોય તો આ જે દુષ્કાળ પડે છે, તો એમને પછી આપણે મદદ પહોંચાડવી જ ના જોઈએને ?

**દાદાશ્રી :** મદદ પહોંચાડશે તેય વ્યવસ્થિત છે. 'આ મદદ ના પહોંચાડવી જોઈએ' એ અહંકાર છે. 'મદદ પહોંચાડવી જોઈએ' એય અહંકાર છે. મદદ પહોંચે છે તે વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** ગવર્મેન્ટ કોઈ પ્રોજેક્ટ કરે, પ્લાન કરે, દુષ્કાળ-પીડિતો માટે તો એમાં ક્યાં ઈગોઈઝમ આવ્યો ?

**દાદાશ્રી :** પણ મારું કહેવાનું, એ વ્યવસ્થિત જ છે. આ બધું વ્યવસ્થિત કરાવે છે. 'આ કોણ પ્રેરણા કરે છે ? આનો પ્રેરક કોણ છે?' ત્યારે કહે, 'વ્યવસ્થિત છે'. એટલે એની મેળે પ્રમાણસર બધું થઈ જ રહે છે.

**પ્રશ્નકર્તા :** આ જીવનમાં જો બધું વ્યવસ્થિતના આધીન હોય, તો પછી આપણા હાથમાં કંટ્રોલ શું રહ્યો આ લાઈફ માટે ?

**દાદાશ્રી :** ક્રોધ-માન-માયા-લોભ કરવાનું, એ વ્યવસ્થિતના તાબે નથી. પણ જે ક્રોધી છે, માની છે, કપટવાળા છે, એ વ્યવસ્થિતના તાબે નથી. એ ક્રોધ-માન-માયા-લોભને તાબે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી એ લોકો માટે, ક્રોધી-માની એ બધાંને માટે વ્યવસ્થિત નહીં, એમ ?

**દાદાશ્રી :** આ વર્લ્ડને માટે વ્યવસ્થિત નથી. વ્યવસ્થિત તો અમે જેને 'જ્ઞાન' આપીએ છીએ અને અહંકાર-મમતા ખલાસ કરીએ છીએ એને માટે છે. અને આ જાનવરો માટે વ્યવસ્થિત છે, દેવલોકો માટે વ્યવસ્થિત છે, નર્કલોકો માટે વ્યવસ્થિત છે. આ મનુષ્યોને માટે વ્યવસ્થિત નથી. અમે જેને 'જ્ઞાન' આપ્યું એ લોકો જ વ્યવસ્થિતમાં આવી ગયા. બીજા બધા લોકો વ્યવસ્થિતમાં નથી.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે માણસ કંઈ ક્રોધમાં આવીને કામ કરે કે લોભથી વધારે પૈસા મેળવવાની ઈચ્છા કરે કે જે કંઈ કામ કરે એ બધું વ્યવસ્થિત શક્તિ કરાવે છે ?

**દાદાશ્રી :** ના, વ્યવસ્થિત શક્તિ નહીં. એ તો હું 'જ્ઞાન' આપું એટલા જ માણસોને. બીજા માણસોને વ્યવસ્થિત નથી.

**પ્રશ્નકર્તા :** તો બીજા માણસોનું કન્ટ્રોલ કોણ કરે ?

**દાદાશ્રી :** એમનો અહંકાર ખુલ્લો છે ને ! આમને તો અહંકાર, મમતા જતું રહ્યું. એટલે વ્યવસ્થિત શક્તિને બધું સોંપી દીધું.

**પ્રશ્નકર્તા :** તો પછી તમે જેને 'જ્ઞાન' નથી આપ્યું એ લોકોનું આવવા-જવા કે એમને માન મળવું-ના મળવું, એ બધું અહંકારથી કન્ટ્રોલ થાય ?

**દાદાશ્રી :** અહંકારથી જ ચાલે છે, બીજું શું ? અહંકાર શાનો ? ત્યારે કહે, 'કોઈને માનનો'. એવી રીતે એમનો અહંકાર હોય.

**પ્રશ્નકર્તા :** એ જે બીજા માણસો બધા માણસો છે, એમના હિસાબના ચોપડા કોણ લખે ?

**દાદાશ્રી :** ચોપડા શેના લખવાના ? આ છે તે આટલું અફીણ ખાય. તેને ચોપડો લાવવાની જરૂર ?

**પ્રશ્નકર્તા :** જેમણે 'જ્ઞાન' નથી લીધું અને જે અહંકારથી બધું ચાલે છે, એના પુણ્યના ને પાપના ચોપડા તો લખાયને ? કુદરતને ત્યાં ?

**દાદાશ્રી :** એને જે ભાવ થાય, અહંકાર શું કરે, કાં તો કડવો ભાવ કરે કે મીઠો ભાવ કરે. દ્વેષ કરે, રાગ કરે. બેમાંથી એક કરે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** રાગ-દ્વેષ એ સિવાય બીજું કશું કરે નહીં, જો તિરસ્કાર કરે ને ગાળો ભાંડે તો એ જાણવું કે એ દ્વેષ કર્યો કહેવાય. પૈસા આપણી પાસે લઈ લે તો રાગ કર્યો કહેવાય. એ જ કરે છે. તેનું ફળ જ આ એને આવવું જોઈએ. એણે એ એનું બીજ નાખ્યું. એ બીજ ઊગે. બીજમાં જ ફળ છે. કોઈને આપવા જવાનું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** આપે તો પચાસ હજાર માણસોને જ્ઞાન આપ્યું, પણ દુનિયામાં અબજો લોકો એવાં છે કે જેમણે આ જ્ઞાન લીધું નથી. તો એ બધા કેવી રીતે કામ કરતા હશે ?

**દાદાશ્રી :** એ તો અહંકારને આધીન. એ બસ એની મેળે ક્યાં જશે તેનું ઠેકાણું નહીં અને આમની તો ગેરન્ટી થઈ ગઈ. અહંકાર-મમતા ગયાં એટલે પછી ! એટલે અહંકારને લઈને તો આ સંસાર ઊભો રહ્યો છે.

જાનવરોમાં અહંકાર નથી એવો, એ વ્યવસ્થિત. દેવલોકોમાં અહંકાર નથી, એ વ્યવસ્થિત. નર્કગતિમાં અહંકાર નથી, એ વ્યવસ્થિત. આ મનુષ્યો એકલા જ અહંકારવાળા, 'હું કરું'! પોતે પોતાનું જ અહિત કરી રહ્યા છે. સત્‌યુગ હોય ત્યારે પોતે પોતાનું હિત કરે અને કળિયુગ હોય ત્યારે પોતે પોતાનું અહિત કરે, એનું નામ યુગ. કોઈ ગાળો ભાંડતો હોય

તેને માટેય આ જ્ઞાન લીધેલા માણસોને ખરાબ વિચાર ના આવે. એ ગાળો ભાંડતો હોય, ગમે તે કરતો હોય તો ! અને પેલાને તો કશું ના કરતો હોય તોય ખરાબ વિચાર બધું ખુલ્લું, અહંકાર ખુલ્લો છે ને !

## વ્યવસ્થિતને તાબે શોધખોળ, નહિ કે સાયન્ટિસ્ટને

**પ્રશ્નકર્તા :** અહીંયા જે પેલી નેશનલ લેબ છે, એમાં મોટા મોટા સાયન્ટિસ્ટો બધા પ્રયોગો કરતા હોય છે. તો એમાં અમુક તત્વો નાખે, અમુક કાઢી લે, એવું બધું એક્સ્પરીમેન્ટસ કરતાં જ હોય છે. તો આમાં વ્યવસ્થિત શક્તિ કઈ રીતે કામ કરતી હોય છે ? એ લોકોને વ્યવસ્થિત શક્તિ અમુક પેલું બધું રીઝલ્ટ મેળવવા માટે અમુક વસ્તુઓ નંખાવડાવે છે કે આ લોકો જેમ જેમ નાખતા જાય છે, તેમ તેમ વ્યવસ્થિત થતું જાય છે ?

**દાદાશ્રી :** ના, વ્યવસ્થિત નખાવડાવે. એ તો બિચારા વ્યવસ્થિતનાં રમકડાં છે.

**પ્રશ્નકર્તા :** સાયન્ટિસ્ટની જોડે લેવાદેવા નથી. જે પ્રયોગ થાય છે અને એમાંથી જે રીઝલ્ટ આવે છે, તો આ જે એમાં જે બધાં તત્વો પડતાં જાય છે ને રીઝલ્ટ પણ એનું એ આવે છે, તો એ વ્યવસ્થિત આ પ્રમાણે એને તત્વો નંખાવડાવે છે કે આ જે આ નાખતો જાય છે અને એના પ્રમાણે વ્યવસ્થિત આવે છે ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત નાખે છે, એ શું નાખે છે ! એ નાખનારો નથી. એનું પોતાનું તો ઊઠવાનુંય ઠેકાણું ના હોય ને, મોડો ઊઠે.

**પ્રશ્નકર્તા :** એમાં એને સાયન્ટિસ્ટની જોડે લેવાદેવા જ નથી, પણ આ નંખાય છે જે તત્વો એના આધારે વ્યવસ્થિત...

**દાદાશ્રી :** નંખાતું જ નથી, વ્યવસ્થિત જ નંખાવડાવે છે. કરાવડાવેય છે બધું વ્યવસ્થિત. એ પોતે તો એમાંનો એક એવિડન્સ છે, બીજું કશું છે નહીં ! આ બધા એવિડન્સ ભેગા થાય છે એમાં એ પોતે એવિડન્સ છે. એટલે કંઈ એ માલિક નથી કે એ પોતે જ કરે છે એવું કશું છે નહીં. એ તો ઈગોઈઝમ કરે છે એકલું ગાંડપણ કે 'મેં કર્યું'.

તેડી લાવને મારી પાસે. અમે જુલાઈમાં આવીએ ત્યારે તેડી લાવજે ઘેર. બડા સાયન્ટિસ્ટ આ ગયા, યે દુનિયા કા.

**પ્રશ્નકર્તા :** આ બધા વિજ્ઞાનની, ધારો કે ચોપડીઓ હોય, એમાં બધું જે કંઈ પ્રયોગ બધા લખેલા છે કે આવી રીતના પાણી થાય, હાઈડ્રોજન આટલું જોઈએ ને ઓક્સિજન આટલું જોઈએ ને આમ તેમ થાય. તો કે આવા બધા જે ડોક્યુમેન્ટસ જે હોય છે, તો તે આ વ્યવસ્થિત હોય છે અને એ પ્રમાણે એ થાય છે ? 'આ હું વાંચું છું, આ બધું કરું છું', એ બધું વ્યવસ્થિતના હિસાબે ?

**દાદાશ્રી :** બધું વ્યવસ્થિતના જ તાબામાં. એ સાયન્ટિસ્ટોની જરૂર છે એવું વ્યવસ્થિતને લાગે, ત્યારે સાયન્ટિસ્ટોનો અહીં જન્મ થાય. એની પાસેથી કરાવડાવે છે, નિમિત્ત બનાવે પછી.

આ મનેય નિમિત્ત બનાવ્યો છે ને ! બીજું શું ત્યારે ?

**પ્રશ્નકર્તા :** આપે વાત કરી કે સાયન્ટિસ્ટો જે કંઈ કરે છે એ બધું વ્યવસ્થિત શક્તિ કરાવે છે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો એ સાયન્ટિસ્ટોએ થોડું જ્ઞાન લીધું છે ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત શક્તિ કરે છે, એ શું કહેવા માંગીએ છીએ અમે, વ્યવસ્થિત કરે છે એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કરાવે છે, એટલે ખરેખર વ્યવસ્થિતને આધીન એ પોતે નથી. એની ક્રિયા વ્યવસ્થિતને આધીન છે.

**પ્રશ્નકર્તા :** ધારો કે વ્યવસ્થિત શક્તિને અમુક જાતની શોધખોળ કરાવી છે, પણ સાયન્ટિસ્ટોનો અહંકાર એમને જુદી દિશામાં લઈ જતો હોય, તો એમાં કોન્ફલીક્ટ ના થાય ?

**દાદાશ્રી :** હા, એ થાય. પણ આ જે ક્રિયા કરે છે તે વ્યવસ્થિતને તાબે છે એની ક્રિયા. વ્યવસ્થિત એટલે શું કહે છે ? કે બધા સંજોગો ભેગા

થાય ને એક કાર્ય થવું એનું નામ વ્યવસ્થિત. પણ એનું કાર્ય વ્યવસ્થિત છે. પણ એ પોતે વ્યવસ્થિતને તાબે નથી. કાર્ય તો દરેકનું વ્યવસ્થિત. પણ વ્યવસ્થિતને તાબે નથી એ પોતે. આ અહંકારી ક્યારે શુંય કરી નાખે કહેવાય નહીં !

**પ્રશ્નકર્તા :** આપે બુદ્ધિની વાત કરી હતી કે હવે બુદ્ધિથી મનુષ્ય વિકાસ કરીને ચંદ્ર ઉપર ગયો ને બધે ગયો તો એવું કેમ નથી થતું કે વ્યવસ્થિતથી આ થયું હોય અને બુદ્ધિથી ના થાય ?

**દાદાશ્રી :** કર્યું છે 'વ્યવસ્થિતે' જ. પણ પેલા બુદ્ધિવાળા તો એમ જ જાણે કે અમે જ કર્યું આ. અહંકારી એમ જ ગોઠવે. બાકી આ બધું 'વ્યવસ્થિતે' કર્યું છે. વ્યવસ્થિતની બહાર કશું થાય એવું નથી. બુદ્ધિવાળાને તો સંડાસ જવાની શક્તિ નથી. તો અલ્યા, તું શું ચંદ્ર લોકમાં જવાનો હતો. મને દેખાડ તો ખરો, સંડાસ જવાની શક્તિ તારી સ્વતંત્ર હોય તો ! અમથો ઠોકાઠોક કરે છે. વગર કામનો લોકોને ફસાવે છે. ત્યારે બીજી કઈ શક્તિ છે તારામાં ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત તો છે જ જીવન. પણ હીટલરનો જન્મ, યુદ્ધ થવું, મહાત્મા ગાંધીનો જન્મ થવો, એના ઉપર એ થવું એ મહાત્મા કંઈ કારણ નથી, હીટલર કંઈ કારણ નથી, એ વ્યવસ્થિત કારણ છે.

**દાદાશ્રી :** એ તો વ્યવસ્થિત તો કારણ, મુખ્ય કારણ છે. આમ રૂપકમાં વ્યવહારમાં વાત કરવી હોય તો, નાટકમાં તો વાત કરવી પડે ને, બાકી મૂળ કારણ તો વ્યવસ્થિત છે. વ્યવસ્થિત શાથી કહેવામાં આવે છે ? કે આ કોઈ જીવની સત્તા જ નથી. એ સત્તા જ વ્યવસ્થિતની છે બધી. આ નિમિત્ત દેખાય કે હીટલર આમ થયા, તેમ વ્યવહારમાં બોલવું પડે, વ્યવહાર બોલવો પડે. નહીં તો લોક સમજે શી રીતે ?

**પ્રશ્નકર્તા :** આગલા ભવનું જે અહીં આવે આપણને તો આપણે એક બાજુ વ્યવસ્થિત કહીએ છીએ. એક બાજુ આગલા ભવની ઇચ્છાઓ, આ ભવે અમલમાં આવે છે. એટલે આગલા ભવની ઈચ્છાઓનો હિસાબ વ્યવસ્થિતે રાખ્યો અને એ વ્યવસ્થિત આ ભવની ઈચ્છાઓનો હિસાબ પણ રાખશે. ને પછી બીજા ભવમાં આવશે ?

**દાદાશ્રી :** એ બેઉ છે તે વ્યવસ્થિતના આધીન છે.

## જો અહંકારી તો કર્તા 'પોતે'; નિર્અહંકારી તો કર્તા 'વ્યવસ્થિત'

આ જગત આવું જ ચાલ્યા કરે છે. અને ચાલ્યા જ કરશે.

**પ્રશ્નકર્તા :** પણ એ તો પરિવર્તનશીલ પણ છે ને ?

**દાદાશ્રી :** હા, નિરંતર પરિવર્તનશીલ !

**પ્રશ્નકર્તા :** અને આ જગત નિરંતર વ્યવસ્થિત પણ ખરું ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત તો કોને માટે ? કે જેનો અહંકાર નિર્મૂળ થયો હોય તેને માટે. અહંકાર હોયને ત્યાં સુધી તો બીજું ખોતર્યા વગર તો રહે નહીં. તે અમે તો આ અહંકારને નિર્મૂળ કર્યા પછી આ 'વ્યવસ્થિત' આપીએ છીએ !

**પ્રશ્નકર્તા :** અહંકાર હોય ત્યાં સુધી તો અવ્યવસ્થિત જ જગત છે ?

**દાદાશ્રી :** જગત છે વ્યવસ્થિત, પણ અહંકાર એટલે ઊંધું કર્યા વગર રહે નહીં. વ્યવસ્થિતને અવ્યવસ્થિત કરે !

**પ્રશ્નકર્તા :** આ કોઈ પણ કાર્ય થયું એ વ્યવસ્થિત નહીં કહેવાય ?

**દાદાશ્રી :** પણ વ્યવસ્થિત હોતું હશે આવું ? અહંકારીને અને વ્યવસ્થિતને વેર છે. એ બે ભેગાં ના થાય. નિર્અહંકારને માટે વ્યવસ્થિત છે વ્યવસ્થિતના બાપનેય તોડી નાખે અહંકાર તો ! એટલે જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી વ્યવસ્થિત કહેવાય નહીં એ. વ્યવસ્થિત એ ડિસ્ચાર્જ કર્મને માટે જ વ્યવસ્થિત છે. ચાર્જ કર્મમાં વ્યવસ્થિત નથી. ક્યારે મૂઓ શું કરે એ કહેવાય નહીં. એટલે એમાં વ્યવસ્થિત હોતું જ નથી, ડખલ હોય છે આખી અહંકારની સહેજેય !

**પ્રશ્નકર્તા :** જો આ જગત વ્યવસ્થિત છે તે પછી આ માણસોને કર્મ બંધન કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** અહંકાર છે એટલે કર્મબંધન થયા વગર રહે નહીં. અહંકાર ના હોય તો જગત વ્યવસ્થિત છે. એ અહંકાર જો ખલાસ થઈ જાયને તો જગત વ્યવસ્થિત જ છે. અહંકારથી ડખો ના કરતો હોય તો આ જેમ છે એમ જાણે. હવે અહંકાર શાથી કરે છે, કે પોતે કરતો નથી અને આ શું કહે, 'મેં આમ કર્યું ને તેમ કર્યું.' પણ તે કહેવાનું નાટકીય રીતે બોલવાનું. ભગવાન કર્તા નથી, અને તમેય કર્તા નથી, જે કરે એને બંધન થાય. એટલે કરે છે બીજી શક્તિ એ વ્યવસ્થિત શક્તિ. બાકી એને મૂળ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. એવી રીતે આ બધું વિજ્ઞાનથી ઊભું થયેલું છે. આ કરે છે બીજો અને તમે માનો છો કે 'હું કરું છું આ' એટલું જ, એનું નામ અહંકાર, બસ. આ અહંકાર, જાય એટલે આ વ્યવસ્થિત છે બધું અને અહંકાર હોય ત્યાં સુધી ડખો કર્યા વગર રહે નહીં. ડખો તો આમ કરું ને તેમ કરું, આવો ડખો કરે છે તે આથી કશું વળે નહીં. આવતો ભવ બગાડે !

અહંકારી માણસનેય જગત છે તો વ્યવસ્થિત, પણ અહંકારી માણસ વ્યવસ્થિતને વ્યવસ્થિત ના રાખે, ઊંધું કરી આવે. એટલે અમે આ બધાને અહંકાર લીધા પછી વ્યવસ્થિત કહ્યું, એટલે કર્તાપણું છૂટ્યા પછી. એટલે અહંકારી માણસ છે તે ઊંધું જ કર્યા કરે, એનો દિન-રાત ધંધો જ એ ને ! છતું હોય તેનું ઊંધું કરી આવે. કારણ કે વિપરીત બુદ્ધિ છે એની. બધામાં કંઈ સમ્યક્ બુદ્ધિ ઓછી હોય છે ? બુદ્ધિ કળિયુગના હિસાબે વિપરીત હોય. ઊંધું જ કરવું કામ.

ભાન જ નથી, આ તો બધું ખાય-પીવે એટલું જ, બાકી ભાન જ નથી. અને ભાન હોય તો તો પોતાને ઘેર ચાર છોડીઓ હોયને, કો'કની છોડીને ખરાબ દૃષ્ટિથી જુએ જ નહીં. એને વિચાર આવવો જોઈએ કે મારી છોડીઓને કોઈ જુએ તો શું થાય ? પણ એને ભાન જ નથી, એ લોકોને તો. ભાન કેમ નથી ? તો કે સમજતો નથી ને અહંકાર પાર વગરનો છે. અહંકાર એટલે આંધળો જ, જો લોભનો અહંકાર હોય, તો લોભમાં અંધ હોય. માનનો અહંકાર હોય તો માનમાં અંધ હોય. વિષયનો હોય તો વિષયમાં અંધ હોય. એટલે મૂળ અહંકાર પૂરો આંધળો છેને એટલે જેમાં તે ઘાલ્યો તેમાં આંધળો હોય, તે એ ઊંધું કર્યા જ કરે.

બુદ્ધિની આંખે જુએ એ. એટલે બુદ્ધિનું ચલણ બધું. એ બુદ્ધિનો ધંધો શો ? નફો-ખોટ દેખાડ દેખાડ કરવી, બસ. તે આખો દહાડો લોહી-ઉકાળો કરાવ્યા જ કરે. એટલે જો તું અહંકારી છે તો તું જ કર્તા છે. અને જો તું નિર્અહંકારી છે તો વ્યવસ્થિત કર્તા છે.

## ભાવ એ પુરુષાર્થ, અજ્ઞાન દશામાં

**પ્રશ્નકર્તા :** બધું વ્યવસ્થિત છે કર્મનું પરિણામ, તો આપણે જે ભાવથી કરીએ છીએ તે પ્રમાણે આવે. પણ ભાવના કરીએ તેમાં પુરુષાર્થ ખરો ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત નહીં. ભાવના એ પુરુષાર્થ. એક રાઈનો દાણો આઘોપાછો થઈ શકે તેમ નથી માણસમાં, અને જ્યાં થઈ શકે તે એ જાણતો નથી. રાઈનો દાણો આઘોપાછો કરવો છે એવો ભાવ કર્યો, તો કો'ક દા'ડો થશે. ભાવ જ ના કર્યો તો થાય શી રીતે ? અજ્ઞાન દશામાં ભાવ કરવાની જ શક્તિ છે. આ જ્ઞાન પછી હવે આ ભાવ કરવાના નહીં. હવે તો સ્વભાવ જ કહેવાય. સ્વભાવ એ સ્વધર્મ ને ભાવ એ પરધર્મ.

સંસારી આત્મા પાસે ભાવના ભાવવા સિવાય બીજી કોઈ શક્તિ નથી. ભાવનાય પાછી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે ઉત્પન્ન થાય છે. પોતાની ઈચ્છા પ્રમાણે ભાવના ભાવી શકાય તેમ નથી અને તેય પાછું ભાવના એકલી જ કરવાની છુટ છે. બીજું બધું મિકેનિકલ છે. મિકેનિકલમાં હાથ ઘાલ્યો તો હાથ બળી જશે. ભાવના એ જ પુરુષાર્થ છે.

ભાવના કેવી થઈ રહી છે તેના પરથી આપણે હિસાબ કાઢવાનો. ખરાબ ભાવના આવ્યા કરે છે. માટે સમજી જવાનું કે બગડવા કાળ આવ્યો છે. બહુ થાય ત્યારે આપણી જાતને સમેટી લેવાની. નિષ્પક્ષપાતીપણાનો ભાવ રાખે તો થાય. આમાંય આપણા હાથમાં સંપૂર્ણ સત્તા તો નથી જ. આપણા ભાવ અને ક્રિયા કે જે રૂપક છે તે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. ભાવ એક પાર્લામેન્ટનો મેમ્બર છે.

ભાવશક્તિ તો જબરજસ્ત શક્તિ છે. જગતમાં સમરથ દેખાડે એવી શક્તિ છે પણ સામું નેચર ખરું ને ? સમરથ દેખાડવાની લીંક મળે નહીં ને ? કો'ક ને જ લીંક મળે, કો'ક માણસ છેક ઉપર જઇ ને કેવા સરસ સમરથ દેખાડે છે ! જેવા કે તીર્થંકરો !!

ભાવનાથી વ્યવસ્થિત ક્યાં સુધી હેલ્પ કરે, કે અહંકાર ના હોય ત્યારે. જગત છે વ્યવસ્થિત, પણ અહંકાર છે તે એનો ગોદો માર્યા વગર રહે નહીં. માટે અવ્યવસ્થિત કરે.

એટલે અમે જગતને એટલું જ કહેવા માગીએ છીએ કે મન-વચન-કાયા ની બધી જ ક્રિયાઓ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. ને તું સ્વતંત્ર છે. ભાવથી 'તું' જુદો છે. માટે તારા ભાવ ફેરવ. મન-વચન-કાયાની ક્રિયા થાય તોય તું કલ્પાંત ના કરીશ, તું ભાવ ફેરવ.

અહીં બધી વાતચીત થાય. દરેક ખુલાસા થાય. આ દુનિયામાં કોઈ ખુલાસો એવો નથી કે જે અહીં ના થાય. બધા જ ખુલાસા થાય. તમને પૂછતાં નહીં આવડે તો હું તમને ફેરવી આપીશ કે આમ પૂછો. પણ આપણે તો કામ કરવું છે. આપણે જાણવા સાથે કામ છેને. મારે કંઇ તમારા ગુરુ થઇ જવાની ઇચ્છા નથી.

આ વાતો સાંભળેને, ખાલી સાંભળેને તોય કેટલા પાપો ભસ્મીભૂત થઇ જાય, કારણ કે સાંભળ્યું જ નથી. આવી વાત જ સાંભળી નથી કે વાંચી નથી. આ અપૂર્વ વાત કહેવાય.

હા, પૂર્વે સાંભળેલી ના હોય, વાંચેલી ના હોય, શ્રદ્ધેલી ના હોય, જાણેલી ના હોય. ખાલી સાંભળવાથી જ કલ્યાણ થઇ જાય ?

❖❖❖❖❖

## (૪)

# અવસ્થિતનું પરિણામ વ્યવસ્થિત !

### એ છે પરિણામ પરીક્ષા તણું

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ કોણે બનાવી ?

**દાદાશ્રી :** કોઈએ બનાવી નથી. એવું છે ને, જેમ કોઈ માણસ પરીક્ષા આપે, તો પરીક્ષા આપ્યા પછી રિઝલ્ટ એની મેળે આવે કે કંઈ કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** પરીક્ષા તો આપણે આપવી પડે ને ?

**દાદાશ્રી :** હા, પરીક્ષા આપી એટલે પછી રિઝલ્ટને માટે આપણે કરવું પડે કશું કે એની મેળે આવે ? તે આ રિઝલ્ટ છે. આ પરીક્ષાનું રિઝલ્ટ કોણ આપે છે ?

**પ્રશ્નકર્તા :** પ્રિન્સિપાલ આપે છે.

**દાદાશ્રી :** પ્રિન્સિપાલ આપતા નથી. આપણે જે પરીક્ષામાં લખ્યું છે ને, તે જ આપણને રિઝલ્ટ આપે છે. પછી બીજી બધી વસ્તુ જુદી છે.

એવું આ આપણું જ અવસ્થિત છે ને, તે જ આ વ્યવસ્થિત છે, આપણું લખેલું તેનું જ આ રિઝલ્ટ છે. આમ દેખાવમાં એવું લાગે કે આ પ્રોફેસર આપણને રિઝલ્ટ આપે છે.

આપણે પરીક્ષા આપીને ઘેર આવીએ એટલે પછી એના પર વિચાર કર્યા કરતાં હોય તો કોઈ શું કહે ? 'બધું વ્યવસ્થિત છે. હવે એ વાત છોડીને બીજું કંઈ કર.' વ્યવસ્થિત થાય કે ના થાય ? રિઝલ્ટ એ તો વ્યવસ્થિતમાં આવે કે ના આવે ? આ પરીક્ષા આપ્યા પછી જે બને એ વ્યવસ્થિત કે અવ્યવસ્થિત ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત !

**દાદાશ્રી :** બસ. રિઝલ્ટ છે એ. આ જગત રિઝલ્ટ છે, માટે વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** એ 'વ્યવસ્થિત' જેને આપણે કહીએ અને 'શુદ્ધાત્મા' કહીએ એની જોડે કશું જ રિલેશન નથી એને ?

**દાદાશ્રી :** એ રિલેશન એટલું જ કે પરીક્ષાનું પરિણામ આવવાનું. અને પરિણામનો કોઈ કર્તા હોય નહિ. બસ આને માટેનું આ પરિણામ !

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધ ચેતનમાં જ આ બધું અંદર જ છે ને, એમાંથી બધાં એક્શન-રીએક્શન થયા કરે છે ?

**દાદાશ્રી :** આ અંદરેય નથી, જુદું જ છે.

## નથી 'વ્યવસ્થિત' વ્યવસ્થિતના તાબામાં

**પ્રશ્નકર્તા :** આ દુનિયાનું બધું વ્યવસ્થિત શક્તિ જ ચલાવે છે ને ? આપનું એવું કહેવું છે ને ?

**દાદાશ્રી :** ના, ના. તો તો અહંકાર થઈ જાય ને ! તો તો પછી વ્યવસ્થિત શક્તિ કહે કે 'મારે લીધે ચાલે છે.' એટલે કોઈ એક કારણ ચલાવતું નથી. ભગવાનનેય ચલાવવાની છૂટ નહિ. કોઈનેય છૂટ નથી.

બધા સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સીસ બધા ભેગા થઈને કાર્ય થાય એટલે કોઈ એમ ના કહી શકે કે 'મેં આ કર્યું.'

**પ્રશ્નકર્તા :** તો આ વાવાઝોડું, આંધી, વરસાદ એ પણ 'વ્યવસ્થિત' ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત છે. વ્યવસ્થિતનું બધું જ છે આ ! અને 'વ્યવસ્થિતે'ય છે તે કંઈ આજની ક્રિયા નથી. એય 'વ્યવસ્થિત'ના તાબામાં નથી. 'વ્યવસ્થિત' 'વ્યવસ્થિત'નાય તાબામાં નથી. એ પણ પરિણામ છે. જેમ આ પરીક્ષાનું રિઝલ્ટ આપે તે પ્રોફેસરના તાબામાં ખરું ?

**પ્રશ્નકર્તા :** માર્ક આપે ત્યાં સુધી એમના હાથમાં ખરું !

**દાદાશ્રી :** ના. રિઝલ્ટ જ આપવાનું હોય તે દહાડે તાબામાં ખરું ? રિઝલ્ટ જાહેર કરતી વખતે કંઈ અધિકાર ખરો કોઈ જાતનો ? તે આ 'વ્યવસ્થિત' રિઝલ્ટ જાહેર કરે છે અને 'વ્યવસ્થિત'નીય સત્તા નથી એને તો ! જો 'વ્યવસ્થિત'ની સત્તા હોતને તો એ કહેત કે 'મારે લીધે બધું આ ચાલે છે.' જો ભગવાનનું કંઈક એમાં હોત તો ભગવાનેય રોફમાં આવી જાત કે આ હું છું તો આ બધું ચાલે છે. એટલે કોઈથી બોલાય નહીં, બધાની ચડીચૂપ ! એવું આ જગત છે ! ખાલી નિમિત્તથી જ, આનાં નિમિત્તથી આમ ને આનાં નિમિત્તથી આમ. એટલે કોઈથી બોલાય એવું નથી કે મેં જગત ઊભું કર્યું છે ને મારા લીધે જ ચાલે છે. નહીં તો એ ચઢી બેસત, ક્યારનો ચઢી બેસત, માલિક થવા જાત ! એટલે બહુ ઊંડી વસ્તુ છે આ વાત. એ તો જ્ઞાનીઓએ દીઠેલી હોય. તમને બુદ્ધિમાં સમજાય. તમને બુદ્ધિમાં અમુક ઉતરે !

**પ્રશ્નકર્તા :** પોતાના કર્મને આધારે આ વ્યવસ્થિત શક્તિ ચલાવેને ! એવું કહેવાય ખરું ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત શક્તિને કોઈ આધાર છે જ નહીં. કોઈના આધારે વ્યવસ્થિત શક્તિ નથી. વ્યવસ્થિત શક્તિ એટલે એ પોતે જ પરિણામ છે. 'પાસ થવું, નાપાસ થવું' એ કોઈની શક્તિ નથી. પરીક્ષા આપનારાએ પરીક્ષા આપી, તેનું આ પરિણામ છે. પરીક્ષા આપવી એ

કોઈની શક્તિ છે અને પરિણામ આપવું એ કોઈની શક્તિ નથી. એવું છેને, આ સૂર્યના તાપમાં આપણે ફરીએ તો ગરમી કોણ આપે છે ?

**પ્રશ્નકર્તા :** સ્વભાવ છે.

**દાદાશ્રી :** કોઈની જરૂર છે નહીં. તમને ગરમીની જરૂર ન હોય તો તમે છત્રી લઈને ફરો. ઠંડક કોણ આપે છે ? છત્રી આપે છે. એમાં તમારે કશું કોઈ આપનારની જરૂર નથી, એનું રિઝલ્ટ છે. રિઝલ્ટમાં કોઈ આપનાર હોય નહીં. પરીક્ષા આપીએ પછી એનું રિઝલ્ટ આપવામાં કંઈ ભગવાનની જરૂર ખરી ? એમાં એણે જેવું લખ્યું એવું આવશે. ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** સમજાયું. પહેલાં એવો ખ્યાલ હતો કે આ વ્યવસ્થિત શક્તિ જ આખું વિશ્વ ચલાવે છે.

**દાદાશ્રી :** ના, ના. જગત તો એક કોઝિઝને લઈને ચાલતું નથી, બધાં કોઝિઝ ભેગાં થઈને ચાલે છે. લોક તો સત્તા પોતાની ખોળે છે, પણ આ તો પરિણામ સત્તા છે. અને આપણામાં સત્તા હોય પણ નહીં. આ તો પરિણામ છે, સારું પેપર લખ્યું હોય તે અત્યારે પરિણામમાં ખુશ થઈને ફર્યા કરે. પેલું મોઢું બગડેલું લઈને ફર્યા કરે.

**પ્રશ્નકર્તા :** આ પરિણામ સત્તા છે તે આપણે જ સમજવાનું છે ને ! જેણે 'જ્ઞાન' લીધેલું હોય તેને જ. બહારના લોકોને તો ખ્યાલ ના આવે ને !

**દાદાશ્રી :** એમને પરિણામ સત્તા જ છે. પણ એમને ખબર જ નથી ને ! એ તો એમ જ જાણે કે આપણે જ કરીએ છીએ આ. પરિણામના કર્તા કોઈ હોઈ શકે ખરાં ? 'જન્મ્યા ત્યારથી મરણ સુધી શું શું થશે?' એ બધું ફરજિયાત છે અને તે પરિણામ સ્વરૂપ છે. એનાં આપણે કર્તા માનીએ છીએ તેથી આવતા ભવનું બીજ પડે છે.

## ન ખોળ ન્યાય, 'જો' માત્ર પરિણામને

'વ્યવસ્થિત'ની બહાર જઈ શકતા નથી, પણ ભાવ કરે તો ખત્તા ખાય ખરાંને !! આ જગતના લોકો 'વ્યવસ્થિત' જાણતા નથી એટલે ખત્તા ખાય જ છે ને !! 'આમ કર્યું હોત તો આમ થાત, તેં આમ બગાડ્યું

ને તેમ બગાડ્યું'. તેનો કલેશ ઉત્પન્ન થાય છે. લોક 'વ્યવસ્થિત' જાણતા જ નથી ! નહીં તો કપ ફૂટી ગયા હોય તે વખતે 'વ્યવસ્થિત' સમજતાં હોય તો ભાંજગડ જ ના થાય ને ?! પણ 'વ્યવસ્થિત'ની બહાર જાય છે જ ને ! એ બહાર જતાં રહે છે એય 'વ્યવસ્થિત' છે. એમનું એવું વ્યવસ્થિત છે ! કારણ કે જ્યાં સુધી અજ્ઞાન છે, ત્યાં સુધી અજ્ઞાન વ્યવસ્થિત. 'વ્યવસ્થિત' પોતાના પર આધાર રાખે છે. એ એવું ગોઠવાયેલું નથી, દરેકના પર આધાર રાખે છે. હવે એ રિઝલ્ટ જે આવે છે ને તેની મહીં પોતે કહે છે કે આવું કેમ ? પોતે ન્યાય કરે છે. ન્યાય કરવાનો નથી ત્યાં આગળ. રિઝલ્ટ જોયા કરવાનું છે. કારણ કે રિઝલ્ટ આપણા હાથમાં નથી. એને જોયા કરવાનું-જે આવે એ કરેક્ટ, સાહજિક છે. પણ આપણે શું કહીએ છીએ, આમ કેમ અવ્યવસ્થિત થયું ?

**પ્રશ્નકર્તા :** ગમે તે પરિણામ આવે એ જોયા કરવાનું.

**દાદાશ્રી :** હા. 'વ્યવસ્થિત' એટલે શું કે મારો હિસાબ છે તે પેલા કોમ્પ્યુટરમાં જાય છે. ને એનાં પરિણામ આવે એ બધું 'વ્યવસ્થિત' ગોઠવાઈ ગયેલું હોય. 'વ્યવસ્થિત' એટલે આ કુદરતનાં બીજા સંજોગો ભેગા થઈ અને ગોઠવાઈ ગયેલું હોય, ક્રમસર. એટલે આ 'પોતાનાં' ઉપર આધાર રાખે છે. એ કંઈ એવું છાપેલું નથી વ્યવસ્થિત. તમે જેવાં ભાવ કરો, તેવું વ્યવસ્થિત જ ગોઠવાયેલું આવે.

વ્યવસ્થિત શાથી કહેવાય છે ? જે પરિણામ કર્યું તેનો સીધો બદલો નહીં, પણ પછી આ અહીં આગળથી બધું કુદરતના સંજોગો ભેગા થાયને, અને કુદરત ભળતાં જે પ્રમાણ થાય ને જે રંગરૂપ થાય તે વ્યવસ્થિત કહેવાય.

## ન કો' ધારક 'વ્યવસ્થિત'નો

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતનો ધારક કોણ ?

**દાદાશ્રી :** એનો ધારક કોઈ હોય જ નહીં ને ! એ કોમ્પ્યુટર જેવું છે. એટલે ધારક જ કોઈ ના હોય ને ! આપણે ગયા અવતારે જે ભાવ કરેલાં ને, એટલે અહંકાર જે છેને, તે મનમાં તન્મયાકાર થાય છે. પોતાને

ગમતી વાત આવે ત્યારે. અને ના ગમતી વાત હોય ત્યારે તન્મયાકાર થાય ?

**પ્રશ્નકર્તા :** ના ગમતું હોય તો ઊલ્ટો સામો થાય.

**દાદાશ્રી :** હા, ત્યાં ભેગા ના થાય અને પછી કહે, 'મને ના ગમતા વિચાર આવે છે.' એટલે ના ગમતા વિચાર આવે છે ત્યારે એ છૂટો રહે છે. ના ગમતામાં એટલો વખત છૂટો રહે છે. જ્યારે ગમતામાં તું ફસાઈ જઈશ. તો એ ગમતું આવેને, એટલે તન્મયાકાર થાય અને એટલે એ વખતે યોનિમાં બીજ પડે છે. એને અવસ્થિત કહે છે. મનની અવસ્થામાં 'પોતે' અવસ્થિત થઈ ગયો અને તેનું આ ફળ 'વ્યવસ્થિત' આપે છે. ત્યાંથી પછી 'વ્યવસ્થિત'ના તાબામાં, 'કોમ્પ્યુટર'ના તાબામાં જાય છે. એટલે કોમ્પ્યુટર પછી ફળ આપે છે.

## જગત છે 'પ્રિન્ટ આઉટ', 'કોમ્પ્યુટર'ના 'ફીડ'નું

વ્યવસ્થિત એટલે જેનાં જેવા ભાવ, તે બધા કોમ્પ્યુટરના ફીડમાં જાય અને ફીડમાંથી વ્યવસ્થિત થઈને આવે એટલે રૂપક થઈને આવે બધું.

**પ્રશ્નકર્તા :** એ કંઈ બરાબર સમજમાં ઊતરતું નથી. આ જરા વિગતવાર સમજાવો.

**દાદાશ્રી :** વ્યવસ્થિત શક્તિ કોમ્પ્યુટર જેવી છે. કોમ્પ્યુટર હોય ને, પેલી બાજુ ફીડ નાખે, એટલે એક બાજુ એનું રિઝલ્ટ આવે. તે આ જગત રિઝલ્ટ સ્વરૂપે છે. ફીડ છે તે પહેલાનાં કોઝિઝ છે. તે કોઝિઝ ફીડ રૂપે હોય છે અને આ રિઝલ્ટ ઈફેક્ટ રૂપે હોય છે. તે આ રિઝલ્ટ છે, એમાં કોઈ ફેરફાર ન કરી શકે, રિઝલ્ટમાં. કોઝિઝમાં ફેરફાર કરી શકે. એટલે વ્યવસ્થિત શાથી કહ્યું કે ફેરફાર કોઈથી થઈ શકે નહીં. માટે ચોક્કસ હિસાબ જ છે, વ્યવસ્થિત જ છે, એ ચેન્જ નહીં થાય. વ્યવસ્થિત થતાં પહેલાં આપણે નક્કી કરવું જોઈએ.

એટલે ચેતન છે તે આ જગતને ચલાવતું નથી. અને આપણેય ચલાવતાં નથી. આપણું આ કોમ્પ્યુટર છે તે આ વ્યષ્ટિ કોમ્પ્યુટર છે,

બીજું સમષ્ટિ કોમ્પ્યુટર છે. એ કોમ્પ્યુટરની માફક આ બધું ચાલે છે. પણ એને કોમ્પ્યુટર કહીએ તો પેલા આ બધાં છેને કોમ્પ્યુટર બનાવનારા મનમાં એમ ફૂલાય કે ઓહોહો ! અમારા જેવું... આ એના જેવું રૂપક છે આ. એના ઉપરથી તમે લીધું છે એ. તમારા ઉપરથી એણે નહીં લીધું. એના ઉપરથી આ લોકોએ નકલ કરી, પણ એની આ નકલ ઉપરથી એ લોકોએ અસલ નથી કર્યું. એ તો અજાયબી છે એ મેં જોયેલું છે. એ અવસ્થિત કોમ્પ્યુટરમાં નાખવાનું એ પછી વ્યવસ્થિત થઈને કોમ્પ્યુટરમાંથી નીકળે બહાર અને એ વ્યવસ્થિત એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. બધા સંજોગો ભેગા થઈને તમારું કામ થઈ જાય.

## અવસ્થિતે ચાર્જ, વ્યવસ્થિતે ડિસ્ચાર્જ

આ વ્યવસ્થિતનો તમને સ્હેજ અણસાર આપીએ કે વ્યવસ્થિત શું છે ?

હવે એ વ્યવસ્થિત, આજે એનું મૂળ ખોળવું હોય તો શી રીતે જડે ? ત્યારે કહે છે કે અત્યારે કોઈ પણ માણસ 'જ્ઞાન' ના લીધેલું હોય અને એ આવે તો બીજા કોઈ માણસે જરા એની જોડે ઊંધું કર્યું, તે વખતે દ્રવ્યથી ક્રિયા તો ચાલવાની જ, ઊંધી થવાની જ. પણ પોતે છે તે એમાં ભળી જાય છે. કારણ કે દ્રવ્ય ક્રિયા મનમાં છે, ચિત્તમાં છે, બુદ્ધિમાં છે, અહંકારમાં છે, પણ પોતે ભળે છે એમાં.

મન વિચારતું હોયને તેની મહીં પોતે ભળે, એટલે મનમાં તન્મયાકાર થઈ જાય. મન વિચારે છે, એ આપણી લોકભાષા એવી છે. ખરેખર મન વિચારતું નથી, મન નિરંતર સ્પંદન થયા કરે. એ જેમ જેમ ફૂટતું જાય તેમ સ્પંદન થાય. જેમ આ કોઠી ફૂટતી હોયને, એમ બધું મહીંથી નીકળ્યા કરે. તેને બુદ્ધિ વાંચી શકે, કે આવો ભાવાર્થ કહેવાય. એટલે પછી મહીં સારું લાગે, ત્યાં પછી એમાં અહંકાર તન્મયાકાર થઈને વિચરે અને વિચરે તો વિચાર કહેવાય. નહીં તો વિચાર ના થાય. હવે જે અહંકાર મહીં વિચર્યો અને તન્મયાકાર થયો. એ મનની અવસ્થામાં પોતે તન્મયાકાર થયો એટલે અવસ્થિત કહેવાય.

એટલે માણસને કોઈ વિચારદશાની અગર વાણીદશાની એ અવસ્થા ઉત્પન્ન થાય છે, અવસ્થા બદલાયા કરે છે, એ અવસ્થામાં તન્મયાકાર થવું, અજ્ઞાનદશામાં પોતે તન્મયાકાર જ થાય. 'હું જ છું' એવું માને એટલે તન્મયાકાર જ રહે. એટલે અવસ્થામાં તન્મયાકાર થયો, તે વખતે ચાર્જ થાય. ચાર્જ થાય ત્યારે ગુજરાતીમાં એને અવસ્થિત કહેવાય. અવસ્થામાં એકાકાર થયો, એ અવસ્થિત થયો અને તે કોમ્પ્યુટરમાં જઈ અને વ્યવસ્થિત થઈને બહાર પડે છે. જે અવસ્થિત છેને તે જ વ્યવસ્થિત થઈને બહાર પડે છે. પણ એ 'સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' ભેગા કરી આપે, વ્યવસ્થિત બધાં. પેલું અવસ્થિત એવિડન્સ ભેગું ના કરી આપે, એ તો ચાર્જ થઈને એવું નક્કી થઈ ગયું કે આ પ્રમાણે આટલાં એવિડન્સ જોઈશે. આ વ્યવસ્થિત એટલે એવિડન્સ ભેગા કરી આપે. એ અવસ્થિતનું વ્યવસ્થિત થયેલું છે. એટલે આમાં પ્રારબ્ધ કે પુરુષાર્થ કે આ એવી તેવી ગપ્પું વસ્તુ નથી. એક્ઝેક્ટ, પોઈન્ટ ટુ પોઈન્ટ છે આ વસ્તુ. પણ બધાંને સમજાય નહીં ને. એટલે વ્યવસ્થિત કહીને અત્યારે આપી દીધું બધાંને. 'વ્યવસ્થિત જ આનો કર્તા છે' એમ કહ્યું. ખરેખર કર્તા જ વ્યવસ્થિત છે અને એનું સ્વરૂપ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. પણ આ અણસાર આપ્યો કે કેવી રીતે વ્યવસ્થિત હોવું ઘટે.

## દર્શન ભગવાનના ને ચિત્ત બૂટમાં

એક તમારે ત્યાં ઘરાક આવ્યો, કલાયન્ટ તમારો. એ તમે એને દંડ ઠોકો. તે વખતે એની શી દશા થાય ? વિષાદમય દશા થાય. હવે વિષાદ થાય તે આ 'જ્ઞાન' હોય તો જ્ઞાનદશામાં એ જુદો રહે. અને અજ્ઞાનદશામાં વિષાદ થાય ત્યારે તન્મયાકાર હોય. હવે વિષાદ અવસ્થા એ માનસિક અવસ્થા ઊભી થઈ તેમાં તન્મયાકાર થયો, માટે અવસ્થિત થયો. વળી પાછો વિષાદ અવસ્થામાં ગમે તે લપકાં બોલે, ગમે તેવી વાણી ઠેકાણાં વગરની બોલ બોલ કરે. તો તે વાણીની અવસ્થા ઊભી થઈ, તેમાં અવસ્થિત થયો, વર્તનમાં ઊંધું-ચત્તું કરે તો તેમાં અવસ્થિત થયો. એ બધું, ત્રણેવ અવસ્થિત થયું. તે વ્યવસ્થિતરૂપે ફરી આવે. કર્તા થયો માટે. તું કર્તા નથી એનો, છતાં તું માનું છું કે 'હું કરું છું.' તે ભાનને લઈને આ કર્મ બંધાય છે.

આખું જગત અવસ્થામાં તન્મયાકાર થાય છે. હમણે દાન આપતી વખતે દાનમાં તન્મયાકાર. જો કે આજના જમાનામાં તો દરેક વસ્તુમાં તન્મયાકાર જ નથી હોતો. દેરાસરમાં જાય છે, તો દેરાસરમાં ભગવાનનાં દર્શન કરતી વખતે તન્મયાકાર નથી હોતો. પણ એ કોઈ ને કોઈ જગ્યાએ તન્મયાકાર હોય, ભગવાનના દર્શન કરે ખરો આમ, પણ એનું ચિત્ત શેમાં છે ? ત્યારે કહે, 'બૂટમાં છે.' બહાર કો'ક લઈ જશે તો ? તે બૂટમાં તન્મયાકાર થયેલો છે. તે બૂટની અવસ્થામાં એ અવસ્થિત થઈ ગયો. એટલે એનું ફળ વ્યવસ્થિત આવશે.

## શેકાય કર્મબીજ, જ્ઞાનથી...

આમ સર્વે અવસ્થિતે આડબીજ રોપ્યું. હા, દરેક, જે જે અવસ્થા છે, તેમાં આડબીજ રોપ્યું પાછું. આવતા ભવના માટે બીજ રોપ્યાં. આખા દહાડામાં અનંતી અવસ્થાઓ થાય, ને દરેક અવસ્થામાં બીજ રોપતો ગયો પાછો એટલે આવતા સંસારનું બધું ચાલું રહ્યું.

વાત તો સમજવી પડશેને ? આ બધી અવસ્થા માત્ર છે. અને પેલું કોઈ અવસ્થા છે નહીં, એ પોતાનું મૂળ સ્વરૂપ છે. અને અવસ્થામાં અવસ્થિત થયો, એટલે વ્યવસ્થિત આવશે. વ્યવસ્થિતનું ફળ ચાખવું પડશે. એમાંથી ફરી પાછું અવસ્થિત ઊભું થશે, એમાંથી પાછું વ્યવસ્થિત ઊભું થશે અને અવસ્થામાં રહે છે એ કોઈ દહાડો સ્વસ્થ નહીં થઈ શકે, અસ્વસ્થ રહેશે. અને સ્વસ્થ કોણ થશે ?! સ્વરૂપમાં રહેશે તે. સ્વમાં રહ્યો કે સ્વસ્થ, અને અવસ્થામાં રહ્યો તો અસ્વસ્થ. ને જગત અવસ્થામાં સુખ ખોળે છે પાછું.

હવે આવાં વાકયો તો શાસ્ત્રમાં હોય નહીં. આ બધી અવસ્થાઓ છે અને આ બધું એ છે. એવું બધું ક્યાંથી લખેલું હોય ? શાસ્ત્રો કંઈ ગ્રેજ્યુએટ એકલા માટે લખેલા નથી. એ તો ફર્સ્ટ સ્ટાન્ડર્ડથી માંડીને તે ઠેઠ સુધીના બધા માટે લખેલું છે. અને આ તો આઉટ ઓફ સ્ટાન્ડર્ડની વાત આપણે અહીં ચાલે છે. અહીં આગળ ફર્સ્ટ સ્ટાન્ડર્ડ કે બીજા કોઈ સ્ટાન્ડર્ડની વાત જ નહીં ને ? અને

શાસ્ત્રોમાં આ વાત હોતી નથી, આ અવર્ણનીય વાત હોય છે, આ અવક્તવ્ય વાત જે સંજ્ઞા રૂપે તમને કહીએ છીએ. આ જે વાત એને કહી, એને માટે શબ્દો જ ના હોય, એટલે તમને તમારી રીતે સંજ્ઞાથી બતાવીએ.

**પ્રશ્નકર્તા :** આ જે એવિડન્સ છે એ કયા ફેકટરથી એનું ક્રિયેશન થાય છે ? એનાંય કંઈ કાયદા હશે ને ?

**દાદાશ્રી :** જ્યાં સુધી મનમાં જે વિચારો આવે છે ને, એ મનની અવસ્થા છે. એની મહીં પોતે તન્મયાકાર થયો એટલે પોતે અવસ્થિત થયો. અને જે યોજનારૂપે અવસ્થિત થયો અને રૂપકમાં આવે ત્યારે વ્યવસ્થિત થઈને આવે ! એટલે આ વ્યવસ્થિતમાં એક પરસેન્ટ પણ ભૂલ ના થાય. પોતાના જ અવસ્થિતનું વ્યવસ્થિત થયેલું છે ! અને તે એક્ઝેક્ટ જ છે.

**પ્રશ્નકર્તા :** પણ વ્યવસ્થિત જે થાય છે તે કઈ ભૂલને લીધે વ્યવસ્થિત થઈ જાય છે ?

**દાદાશ્રી :** દૂધમાં આટલું દહીં નાખવાથી ચા ના બને સવારમાં. દૂધમાં દહીં નાખીએ તે ઘડીએ દહીં કહેવાય નહીં એ, અવસ્થિત કહેવાય. દહીં થાય ત્યારે વ્યવસ્થિત. ત્યાં સુધી અવસ્થિત.

**પ્રશ્નકર્તા :** કર્તાપણાનો ભાવ આરોપિત ન થાય, તો કોઈ દિવસ વ્યવસ્થિત બને જ નહીં ને, એમ કહેવું છે ?

**દાદાશ્રી :** હા, કર્તાભાવ ના આવે તો વ્યવસ્થિત થાય જ નહીંને પછી. એ ભોક્તાભાવ એકલો જ રહ્યો. એનું ફળ ભોગવી લો. પેલું તો કર્તાભાવ એટલે શું ? ભોક્તાભાવનું ફળ ભોગવતો જાય અને પછી પાછો કર્તાભાવનું બીજ નાખતો જાય. એટલે કેરી તો ખાધી પણ ગોટલો નાખે પાછો. પણ ખાતી વખતેય પાંસરો ના રહ્યો હોય. આ ખાટું નીકળ્યું ને આમ ને તેમ, પાછો ખાય મૂઓ આખુંય, કારણ કે પૈસા ખર્ચ્યા છે ને! મોઢું બગાડીને ખઈ જાય મૂઓ. એ પછી ગોટલો નાખે પછી ઊગી નીકળે

ને ! અમે શું કહીએ છીએ, 'ભઈ, કેરી તું ખા, તને ઠીક લાગે તો, ખાટી લાગે તો નાખી દેજે અને ગળી લાગે તો ખા નિરાંતે. ધીમે ધીમે ખા, ઉતાવળ ના કરીશ, શોખથી ખાવી હોય તો, પણ આ ગોટલો જરા શેકી નાંખજે.' એટલે અમે 'જ્ઞાન' આપીએ ત્યારે બીજ બધાં શેકાઈ જાય છે. પછી ખાવાનું કહીએ છીએ, છૂટથી ખાવ. એટલે ફળ ભોગવે, નવા બીજ નહીં પડે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનથી આ બીજ બધા જે શેકાઈ જાય તે સીધા શેકાઈ જાય કે પ્રયત્ને કરીને આપણે શેકવાનું ?

**દાદાશ્રી :** 'જ્ઞાન' મળ્યું ત્યારથી જ બીજ શેકાઈ જાય અને ખાવાની છૂટ. ગરભ બધો ખઈ જા બા. ત્યારે ખાટું હોય તોય ખઈ જવું પડે ? ના બા, તે નાખી દેજે.

**પ્રશ્નકર્તા :** તો એ કંટ્રોલિંગ સત્તા કઈ છે એમ ? આ કેવી રીતે, એ નિયંત્રણ કોણ કરે છે એવું ?

**દાદાશ્રી :** એ વ્યવસ્થિત શક્તિ નિયંત્રણ કરે છે. કોઈ માણસ કરતો નથી, માણસ કરતો હોય ને તો લાંચિયો થઈ જાય મૂઓ કળિયુગમાં. થઈ જાય કે ના થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય.

**દાદાશ્રી :** આ અહીં લાંચ-બાંચ ના ચાલે, આ બધું અહીંનું અહીં બદલાયા કરે પણ અહીં લાંચ વગરનું.

**પ્રશ્નકર્તા :** તો આત્માની હાજરીમાં જે કર્મ થાય, તે કર્મ આત્મસત્તાને કારણે જે ક્રિયાશીલ બને છે તેને વ્યવસ્થિત શક્તિ કહેવી ?

**દાદાશ્રી :** ના, એ આત્માની હાજરીમાં અહંકાર મનમાં ભળે છે. મનની સારા વિચારવાળી અવસ્થા આવી, એની મહીં અહંકાર તન્મયાકાર થયો એટલે અવસ્થિત થઈ ગયો. તે કાગળ ઉપર અવસ્થિતનું બધું લખી અને નાખે ત્યાં આગળ કોમ્પ્યુટરમાં, તે વ્યવસ્થિત થઈને આવે બહાર. એટલે આ યોજના રૂપે હતું અવસ્થિત, તે વ્યવસ્થિત રૂપક રૂપે આવ્યું.

એમાં કોઈ જીવતા માણસની જરૂર નહીં. નહીં તો પેલો હોંશિયાર થઈ જાય ને લોકોને હેરાન હેરાન કરી નાંખે. અને એનો કોણ માલિક થાય ? એ કંઈ ઓછું પ્રધાનમંડળ છે ?! સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** પણ આ વ્યવસ્થિત શક્તિ જે કહી અને આત્મા તો તદ્દન જુદો છે ને, હવે આત્મા ન હોય એમ માની લઈએ તો વ્યવસ્થિત શક્તિ કામ કરી શકે ખરી ?

**દાદાશ્રી :** આત્મા ન હોય તો અવસ્થિત જ ન ઊભું થાય ત્યાં આગળ. અવસ્થિત ઊભું થાય તો વ્યવસ્થિત થાય ને ! આત્મા ન હોય તો આ બધુંય બંધ. આત્માની હાજરીથી ચાલે છે, આત્માના કર્તવ્યથી નથી ચાલતું આ.

**પ્રશ્નકર્તા :** પણ આત્મા નીકળી ગયા પછી જે ગલન થઈ રહ્યું છે શરીરનું, શરીર તો સડી જાયને, આ જડ પડ્યું રહે તો !

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એ વ્યવસ્થિતના તાબામાં ખરું કે ? એ વ્યવસ્થિત ખરું કે નહીં ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત ક્યાં સુધી કહેવાય ? આત્મા નીકળે ત્યાં સુધી. આત્મા નીકળી ગયો પછી એની જવાબદારી નહીં. આત્મા નીકળી જાયને મહીંથી, ડૉક્ટર કહે, ભઈ નીકળી ગયા. એટલે વ્યવસ્થિતેય ગયું ને ભઈએ ગયા. ભઈની જોડે વ્યવસ્થિત ગયું ત્યાં આગળ. ત્યાં ગયું પાછું.

**પ્રશ્નકર્તા :** કારણ કે વ્યવસ્થિત અવસ્થિત થનારનું છે એટલે.

**દાદાશ્રી :** એટલે જોડે એ ના હોય તો બધું થાય નહીં આગળ. વ્યવસ્થિત ગુંથાયેલું છે આગળનું, એ તો જોડે જ જાય.

**પ્રશ્નકર્તા :** પણ આ જે શરીર પડ્યું રહ્યું....

**દાદાશ્રી :** એને કશુંય લેવાદેવા નહીં. પછી ચાર જણ ઉઠાવશે.

**પ્રશ્નકર્તા :** પણ એનું જે શરીરનું ગલન થઈ રહ્યું છે.

**દાદાશ્રી :** એ તો પછી કુદરતનું કામ !

**પ્રશ્નકર્તા :** પછી એ ત્યાં કુદરત આવી ગઈ.

**દાદાશ્રી :** એ નેચરલ ખાલી. નેચર કામ કર્યા કરે. બાકી ચાર જણ ઊંચકે. આપણે એમ કહીએ કે ભઈ, મૂઆ તું આવું કરીશ તો નહીં ઊંચકે, ત્યારે કહે, મારે શી ચિંતા છે ? કારણ કે લોક સમજે છે કે ઊંચકીને બાળી આવો, નહીં તો મૂઓ એ સડે પણ આપણને મારી નાંખશે. માટે આપણે બાળી આવોને હેંડો, કહેશે. એટલે પોતાની ગરજે બાળે છે આ લોકો.

## માંગી સ્ત્રી એક ને મળ્યું લંગર...

આ વર્લ્ડ કેટલી જાતનું, કેટલું થઈ ગયેલું છે ? જે યોજના રૂપે થઈ ગયું છે જે ઓન ડ્રોઈંગ, ઓન પેપર. એ અત્યારે આ રૂપકમાં આવી રહ્યું છે. એમાં કશું ફેરફાર થાય એવું નથી, બસ. તેથી અમે કહીએ છીએને, કે ઈટ હેપન્સ છે આ. જેમ ગવર્મેન્ટમાં હોય છેને કે યોજના રૂપે અમુક અમુક કરોડો ને અબજો રૂપિયાની સ્કીમો, એમાં ફેરફાર કરે ત્યાં એક્સ્ટ્રા આઈટમ કરીને, આમાં ફેરફાર ના થાય.

એ યોજના સરકારની ફરે, પણ આ યોજના ફરે નહીં. એવી આ યોજના જેટલી ઘડેલી, પૂર્વ અવતારમાં, તે યોજનાનું ફળ છે આ આખો અવતાર તો. યોજના રૂપકમાં આવેલી છે આ.

જેમ અહીં આગળ ડેમ બાંધવાનો હોય તો ગવર્મેન્ટને ત્યાં પહેલી યોજના થાય છે ને ? અને યોજના બધી નક્કી થઈ જાય, સેન્કશન થઈ જાય, ત્યાર પછી રૂપકમાં આવવાની શરૂઆત થાય છે. તેને અમુક ટાઈમ લાગે છે. આ આને અમુક જ ટાઈમ લાગે છે. એટલે એ રૂપકમાં આવતી વખતે વ્યવસ્થિતના તાબામાં જાય છે. તો એનાં સંયોગો બધાય પદ્ધતિસર આપે.

એટલે અવસ્થિતમાં વિચાર આવ્યો હોય કે આવતા ભવમાં શું શું જોઈશે ? કે ખાવા-પીવાનું તો જોઈશે, મકાન જોઈશે, સ્ત્રી તો જોઈશે, પાંચ ઇન્દ્રિયનાં બધાં સુખ જોઈશે. એ યોજનાનું પછી રૂપક આવે. હવે

સ્ત્રી એકલી માંગી હોય પણ આ વ્યવસ્થિતનો નિયમ એવો છે કે સ્ત્રી એકલી નથી આપતા. સ્ત્રી જોડે સાસુ, સસરો, સાળો, સાળી, કાકી સાસુ, માસી સાસુ, ફોઈ સાસુ, બધું આપે ! અરે, આપણે માંગી હતી એકલી સ્ત્રી અને તેનું લંગર કેટલું પાછું આવ્યું !! એની આ ફસામણ છે. એક સ્ત્રી ને પાછળ લંગર બહુ હોયને ! કારણ કે કુદરતનો સ્વભાવ એવો છે કે વસ્તુ એક માંગો તો એની આજુબાજુના એવિડન્સ, બધાં પુરાવા મોકલે ! જુઓને, એક ઈચ્છામાંથી કેટલી બધી લંગર વળગાડે છે ને ! અને છોકરાં થાય છે એ નફામાં ને ! જો ફસામણ થઈ છે !

એટલે તમારો તો લગ્ન કરવાનો ભાવ એકલો જ ! અને પછી છે તે કુદરત એટલી બધી ગોઠવણી કરે કે એક બાજુ એ સ્ત્રી ક્યાં જન્મશે ? આને કેટલા વાગે પૈણવાનું આવશે ! ઓહોહો ! કેટલી બધી પાર વગરની ગોઠવણી, એ બધી જ વ્યવસ્થિતને કરવી પડે ! તમારે ભાવ એકલો જ કરવાનો કે પૈણવું છે ! એટલે એ ભાવ એટલો એક સંજોગ જ આપણો, પણ બીજું બધું કુદરતનું છે ! એક ભાવ એકલો જ આપણો, એમાં સંજોગો ભળવાથી આખું કુદરતી ઊભું થઈ જાય છે ! અને તે 'વ્યવસ્થિત' રૂપે ફળ આપે છે ! સ્ત્રી ક્યાં આગળ જન્મી હોય અને આ અહીં જન્મ્યો હોય તોય બધું ભેગું કરી આપે !

ભાવ થયેલા બધી પ્રકારના. ઘૈડપણમાં પૈણવાના ભાવ આવ્યા હોય એવુંય થાય. તેથી કંઈ વ્યવસ્થિત શક્તિ છે તે ઘૈડપણમાં પૈણાવે નહીં. એને જવાનીમાં જ પૈણાવી દે, એવું વ્યવસ્થિત ગોઠવીને પછી બધું બને. ભાવ અવસ્થિત કરે આપણને, અને વ્યવસ્થિત શું કરે ? બધું વ્યવસ્થિત ગોઠવે એના સંયોગ બધા પદ્ધતિસર આપે !

વ્યવસ્થિતનું કર્તાપણું છે, ગોઠવણી એ કરે છે. કર્તાપણું જ બધું એનું છે અને યોજના રૂપે છે, તે કોઝિઝ છે અને પછી રૂપકમાં આવે છે તેનું તે, એ વ્યવસ્થિત થઈને આવે છે ત્યારે એ ઈફેક્ટ છે.

## વ્યવસ્થિતમાં ત્યાગી, પણ અવસ્થિત ગૃહસ્થિનું

અવસ્થિતમાં તમારો ગૃહસ્થી ભાવ છે કે ત્યાગીભાવ રહ્યો છે,

ભાવ એટલો જ હોય છે. પણ પછી હવે ગૃહસ્થ ભાવ થઈ ગયો. તે આ બધું ફળ કોણ આપે ? એટલે પાછી કુદરત ઉમેરે પછી એટલે સામું ગૃહસ્થ ભાવનું ભેગું કરી આપે, સ્ત્રી ભેગી કરી આપે. પછી દેહ-બેહ કોણ આપે ? એ વ્યવસ્થિતનાં આધારે દેહ છે. અવસ્થિતનું વ્યવસ્થિત થતાં દેહ-બેહ બધી વસ્તુ મળી જાય એને. પણ પેલા ઉપર મૂળ આનાં ઉપર આધાર કે ગૃહસ્થી છે કે ત્યાગી છે બસ, એનાં ઉપરથી બધી ગોઠવણી તૈયાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ચોરને ચોરી કરવાનો ભાવ છે, ત્યાં કુદરત મદદ કરે છે અને શાહુકારને શાહુકારી થવાનો ભાવ છે, ત્યાં મદદ કરે છે.

**દાદાશ્રી :** મદદ કરે છે, પણ એનું બધું આવો દેહ ક્યાંથી લાવે ? અવસ્થિતમાં દેહ નથી હોતો. તે કુદરત બધું ભેગી કરી આપે છે. એટલે આપણે કહીએ છીએ કે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ બધાં !

## ગર્વરસ એ જ છે આયોજન

હવે વ્યવસ્થિત કાયદેસર છે પાછું. વ્યવસ્થિત ગપ્પું નથી આ. કાયદેસર એટલે શું ? ગયા અવતારે જે આપણે યોજનાઓ ઘડેલી હોય છે, ઓન પેપર અગર ઓન ફિલમ, તે યોજનાઓને પાકતાં લગભગ પચ્ચીસ-ત્રીસ વર્ષ, કોઈ ચાલીસ વર્ષે, પણ સો વર્ષની અંદર બધી યોજના પાકી જાય. ત્યાં સુધી એ રૂપક એકદમ ના થાય. એટલે એ યોજના પાકીને આ ભવમાં આપણને ફળ ચાખવા મળે છે.

યોજના એકલી જ ઘડાઈ જાય છે, બીજું કશું આપણાથી થતું નથી. યોજના એટલે ઓન પેપર એટલું જ ઘડાય છે, બીજું એની મેળે થયા કરે છે.

જેવું આ યોજના ઘડાઈને તે એ ઘડેલી કહેવાય અને કર્તાપદ ત્યાં નથી હોતું. અહીં આગળ પછી એ કર્તા માને છે. હવે યોજના ઘડેલી એટલે એની મેળે થયા જ કરવાનું છે. એટલે યોજના એકલી જ ઘડાઈ જાય છે. તેય આપણા એકલાથી નહીં પાછું નૈમિત્તિક રીતે. જો એકલાથી

યોજના ઘડાતી હોય તો પોતાની ધારેલી કરે. પણ પાછું નિમિત્ત છે પાછળ એવું જ પછી. એટલે પછી બધા નૈમિત્તિક સંજોગોથી જ બધું ઘડાય. પણ ધારેલું ચાલે નહીં કશુંય. કાર્ય વખતે નિમિત્ત નહીં પોતે ! જ્યારે પુરુષાર્થ થાય તે વખતે પોતે નિમિત્ત છે.

**પ્રશ્નકર્તા :** યોજના વખતે પોતે નિમિત્ત ખરો ?

**દાદાશ્રી :** યોજના વખતે નિમિત્ત. કાર્ય વખતે નિમિત્ત નહીં. કાર્ય કુદરતી રીતે થયા કરે છે અને તેને પોતે માને છે કે 'મેં કર્યું'. તે ગર્વ લેવાથી ગર્વરસનો આનંદ આવે છે, તે સાહેબને નવો એનો આવતો ભવ મળે છે.

કર્તા થવું એટલે શું ? યોજનાને આધાર આપવો. અકર્તા થવું એટલે શું ? યોજનાને નિરાધાર કરી દેવી !

યોજના ઘડતી વખતે બધું ફેરફાર થાય, પણ યોજના રૂપકમાં આવવા માંડી ત્યાં ફેરફાર ના થાય. કારણ કે આ જગત પોતે સૂક્ષ્મમાંથી સ્થૂળ થયેલું છે. એટલે 'સેકન્ડ સ્ટેજ'માં આવેલું છે, 'ફર્સ્ટ સ્ટેજ'માં નથી. 'ફર્સ્ટ સ્ટેજ'માં બદલાય. જે સ્થૂળ છે તે 'વ્યવસ્થિત'ને તાબે છે ને એક્ઝેક્ટ છે, ને સૂક્ષ્મ છે તે પોતે ઘડે છે.

**પ્રશ્નકર્તા :** એટલે એવું પણ બને ને, ડૉક્ટરીમાં કંટાળ્યો, પછી યોજના કરે વકીલાતમાં સુખ છે. તો આ ડૉક્ટરી છૂટે ને વકીલાત ગ્રહણ થાય એવું બને.

**દાદાશ્રી :** બધું જેટલું જેટલું એણે જેવું ચીતર્યું છે એ ચિતરામણની પ્રમાણે, યોજનાબદ્ધ આયોજન કરેલું છે. કોઈ માલિક નથી. મરવાનું-બરવાનું બધું આયોજન પોતે નક્કી કર્યા પ્રમાણે જ મરણ આવે છે. દવાખાનું મારે સપને જોઈએ જ નહીં, કહેશે. તો આવેય નહીં સપને, ઘેર દવાઓ ખાયા કરતો હોય. બધો તમારો જ ખેલ છે આ. 'આવી ફ્રેન્ચકટ જોઈએ' તે નક્કી કરેલું, પછી આ દાઢી આટલી જ રાખે, આ ડિઝાઈન છે. અને ગાંયજા (હજામ) એવું જ કરી આપે. હવે બધા વકીલોને બેસાડીને કહીએ, 'આ હડતાલ શી રીતે પાડે છે તે કહે'. એ તો

ડિઝાઈન છે, એમાં તમે શું કર્યું ? અમે હડતાલ પાડી હતી, કહેશે. મૂળ વસ્તુ ના સમજેને. ત્યારે અહંકાર કરે ને ગર્વરસ ચાખે. આ પછી પોલીસવાળા પકડવા આવે ત્યારે આમ આમ કર્યા કરે, છૂટી જવા સારું. જાણતો ન્હોતો મૂઆ. રાજીખુશીથી જવું જોઈએ આપણે. એમને એમ કહેવું જોઈએ કે 'તમે નહીં ઝાલો તો ચાલશે. હું તમારી જોડે ચાલું છું'. તોય એમ ને એમ ઝાલ્યો લઈ જાય છે ત્યારે મૂઆ વાંકાચૂંકા થાય છે.

**પ્રશ્નકર્તા :** આમાં બે વસ્તુ બને છે ને એક તો આયોજન કરે છે એ પ્રમાણે રૂપક આવે છે અને રૂપકનો ગર્વરસ લે છે. તો આયોજનનું ફળ એને રૂપક આવે છે. પણ રૂપકના ગર્વરસનું ફળ શું આવે છે એને ?

**દાદાશ્રી :** આવતો ભવ હજુ થાય.

**પ્રશ્નકર્તા :** પણ એનું આયોજન નથી હોતું ને.

**દાદાશ્રી :** આયોજન તો પછી એનાથી થઈ જાય મહીં. જેનો ગર્વરસ લે ને એ એને ગમે છે, તે એ આગળ આવશે.

**પ્રશ્નકર્તા :** એટલે વધારે મજબૂત થાય.

**દાદાશ્રી :** એવું જ પાછું ફરી ભેગું થાય. નથી ગમતું ત્યાં 'નથી ગમતું' એવો ગર્વરસ કરીને કરે.

**પ્રશ્નકર્તા :** એટલે ગર્વરસ એક પ્રકારના આયોજનનો ભાગ જ ગણાય ?

**દાદાશ્રી :** નહીં, આયોજન ભાગ નહીં, એ જ આયોજન છે.

**પ્રશ્નકર્તા :** ઓહો ! એ જ આયોજન છે !

## ન ઘડો યોજનાઓ નવી નવી...

**દાદાશ્રી :** આ વ્યવસ્થિતનું જ્ઞાન સંસારનાં લૌકિક જ્ઞાનને ખસેડે છે. આ સંસારનાં દુઃખ જ લૌકિક જ્ઞાન કરાવડાવે છે, અને તે શીખવા જવું પડતું નથી, ઘેર બેઠાં બધાંને આવડે. કોઈને આ ગજવું કપાય, એને 'નફો છે' એવું ના માને, નહીં ? એ 'ખોટ જ છે' એવું જાણે, નહીં ?

છોકરુંય જાણે બે પૈસા જતા રહ્યા, એ લૌકિક જ્ઞાન છે. અને પાછું એને એમ થાય છે કે 'સાલું, હું જ મૂરખ તેથી કપાઈ ગયું ને ?' તે આપણે એને બીજે દહાડે કહીએ કે 'હવે તમે તો રોજના મૂરખ થઈ ગયા કે એક જ દહાડો મૂરખ ?' 'હું શાનો મૂરખ ?' 'અલ્યા મૂઆ, તું બોલતો'તો ને.' એવું આ બધા ઘડે ને ભાંગે, ઘડે અને પછી પાછાં ભાંગે એ.

આ લોકોય સવારથી તે અત્યાર સુધી યોજના ઘડે અને પછી રાતથી ભાંગવા માંડે. યોજના ઘડે કે નહીં ઘડે ? પછી પાછો ભાંગેય ખરોને પાછો ? ત્યારે ઘડી શું કરવા મૂઆ ? મહેનત શું કરવા કરી આવી બધી ? એ કુંભાર જેવું બધું.

ભગવાને ના કહ્યું છે, 'કોઈ યોજના ઘડશો નહીં.' એનું તો ઘડતર પહેલાં થઈ ગયેલું છે, હવે ફરી નવી કરો છો, એટલે પેલી જુદી પડશે ને આ જુદી પડશે. યોજના તો થઈ ગયેલી છે. હવે તમારે કાર્ય જ કરવાનું છે. યોજના થયા પછી તો અહીં આગળ તમારો સંસારમાં જન્મ થયો. હવે પાછી યોજના શું કરવા ઘડો છો ? રાતે ઓઢીને પાછો યોજના ઘડ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે બધું જ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલું જ છે. માણસને કોઈ સ્વતંત્ર શક્તિ જ નથી.

**દાદાશ્રી :** 'એવું ગોઠવાયેલું છે' એ જ્ઞાન થશે તો અવ્યવસ્થિત થઈ જશે જગત ! આપણે આ નાટક હોય છે, તેમાં ભર્તૃહરીનું નાટક નથી ગોઠવતા ? એમાં આગલે દહાડે રીહર્સલ કરાવે અને પછી નાટક કરવાનું. એ નાટક કરતાં પહેલાં જો કહેશે કે ગોઠવાયેલું જ છે, તો એ અભિનય ચૂકી જશે ને પછી દંડ ખાવો પડશે. એટલે ગોઠવાયેલું નથી. કાર્ય કર્યે જાવ, ફળ આવે તે 'વ્યવસ્થિત' ! વ્યવસ્થિતનું જ્ઞાન તો બોલવું ના પડે. આપણને 'ગજવું કપાયું' એટલે તરત 'વ્યવસ્થિત' સમજી જવાનું.

## સમજ સંજોગોનાં સાયન્સની..

**પ્રશ્નકર્તા :** સંજોગો ઊભા કોણ કરે છે ?

**દાદાશ્રી :** એક તો આપણું છે તે લાઈક-ડીસ્‌લાઈક જુએ છે કે

આપણને શું ગમે છે. એ ગમે છે એ જાતના સંજોગ ઊભા થાય, આપણને ગમતા. જેમ ચોરી કરવી એ જ ગમે, તો ચોર મળી આવે અને બધાં આજુબાજુમાં ફ્રેન્ડ સર્કલ બીજું બધું મળી આવે. હવે અહીં જેને ચોરી કરવી ના ગમતી હોય, એ ડીસ્લાઈક કર્યું હોય, એણે દ્વેષ કર્યો હોય એ ચોર લોકો જોડે, તોય એ ભેગા થઈ જાય. રાગ-દ્વેષ કર્યું તેનાથી આ બધાં સંજોગો ભેગા થાય છે. રાગ-દ્વેષ ના કરો તો કશાં સંજોગ ભેગા ના થાય. અમને સંજોગ ભેગા ના થાય, અમને રાગ-દ્વેષ નહીં ને ? અમને ધોલ મારો તોય અમને એની ઉપર દ્વેષ ના આવે. અમે એને આશીર્વાદ આપીએ. એટલે રાગ-દ્વેષથી આ થાય છે. તે આ 'જ્ઞાન' મળ્યા પછી રાગ-દ્વેષ ના થાય. રાગ-દ્વેષ એ કોઝીઝ છે. એમાંથી ઈફેક્ટમાં સંજોગો ઊભાં થાય છે.

આ સંજોગો ઊભા થાય છે એ તમારા ગયા અવતારના બધા કોઝીઝ છે, એનું આ પરિણામ છે. ગયા અવતારે કોઝીઝ ભેગા કર્યા છે, એ કોઝીઝના આધારે તમને મા-બાપનો સંજોગ ભેગો થાય. મા-બાપ સારા ભેગા થાય, ભઈઓ સારા ભેગા થાય. નહીં તો મા-બાપ કકળાટવાળા હોય, મા-બાપ ચોર હઉ મળે. એટલે તમારે કોઝીઝ સારાં જ કરવાં જોઈએ કે જેથી તમને બધા સંજોગો ઓલરાઈટ હોય અને ત્યાં જતાં પહેલાં ગાડી-બાડી મળે એવું જોઈએ. આ તો ગાડી તો ના મળે, પરંતુ પગમાં બૂટ ના મળે ઈન્ડિયામાં. એવા સંજોગો લઈને આવ્યા !

એ સંજોગો શેનાથી ઊભા થાય છે ? ત્યારે કહે, 'તમે જગતને સુખ આપો, મનુષ્ય જીવમાત્રને, તો સંજોગો બધા સારા થાય. દુઃખ આપો તો સંજોગો બગડે'. એટલે ભગવાનની આમાં લેવા-દેવા નથી. તમારું જ આ ક્રિએશન છે અને તમારું જ છે તે પ્રોજેક્શન છે.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલેથી જ આ રીતે સંયોગ થતો જ આવ્યો છે ?

**દાદાશ્રી :** એ પહેલેથી, શરૂઆતથી, અનાદિકાળથી આમ જ છે.

**પ્રશ્નકર્તા :** એ કરનાર કોણ છે ?

**દાદાશ્રી :** કોઈ કરનાર છે જ નહીં. ઓન્લી સાયન્ટિફિક

સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. કરનાર કોઈ છે જ નહીં. કરનારો કોઈ જન્મ્યો નથી. અને જે કરનાર છે એ નૈમિત્તિક ભાવ છે. એટલે તમે ખરાં આમાં, એવિડન્સમાં તમે પોતે ખરાં. તમારો મત ખરો.

## ન થાય બાહ્ય ફેરફાર આ ભવમાં

**પ્રશ્નકર્તા :** તો પછી પૂર્વકર્મના હિસાબે જે જીવન ઊભું થયું, વ્યવસ્થિતના હિસાબે એ તો ભોગવવાનું જ છે, તો પછી આ ચાલુ જીવનમાંય કોઈ કર્મ એવું કરે તો એનાથી વ્યવસ્થિતમાં કંઈ ફેરફાર થાય ?

**દાદાશ્રી :** કશો જ ફેરફાર નથી થવાનો. અહીં જન્મ્યો ત્યાંથી છેલ્લા સ્ટેશન ઉપર ગયો, તે નનામી કાઢે, ત્યાં સુધી બધું ફરજિયાત છે. અને એને મરજિયાત માને છે તે ભ્રાંતિ છે. મરજિયાત માન્યું એટલે ભ્રાંતિ ! છે ફરજિયાત. કર્યા વગર ચાલે જ નહીં એવું છે આ. કારણ કે એ ડિઝાઈન થઈ ગયેલી છે. એ યોજના ઘડાઈ ગયેલી છે, ને એ યોજના આ લાઈફમાં રૂપકમાં આવી છે એટલે ઘડાયેલી યોજના પ્રમાણે જ થયા કરવાનું છે, એ રૂપકમાં કંઈ ફેરફાર થવાનો નથી અને તે ફરજિયાત છે. એટલે તમે ફેરવવા માંગો તોય કશું ફરે નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી જીવ સુખ-દુઃખ ભોગવે છે, એ પણ વ્યવસ્થિતના કારણે ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત જ. એ ખાલી માને છે કે 'મને આ સુખ-દુઃષ પડે છે', ખાલી ભ્રાંતિથી માને છે કે 'દેહ મારો છે ને હું છું આ દેહ'. દેહાધ્યાસ છે ત્યાં સુધી માને.

**પ્રશ્નકર્તા :** આ ભ્રાંતિ એ કોના કારણે છે ? વ્યવસ્થિતને કારણે છે ?

**દાદાશ્રી :** વ્યવસ્થિતને કારણે શેની ? પોતાને કારણે છે, પોતાનું કારણ જ, નૈમિત્તિક રીતે છે. સ્વતંત્ર કારણ નથી.

હવે એ સંજોગો જ ચલાવે છે આ જગતને. તમારું ને મારું

આપણું બધાનું મિલન થયું ને આ સંજોગ બધા ભેગા થયા, એટલે નવી જાતનું ઊભું થયું, બસ. એમાં તમે કર્તા છો નહીં ને હુંય કર્તા નથી.

**પ્રશ્નકર્તા :** આ દુનિયા એટલે વ્યવસ્થિતની લેબોરેટરી જ કહેવાય ને ?

**દાદાશ્રી :** હા, લેબોરેટરી તરીકે. આ લેબોરેટરીમાં આત્મા શું ગણાય છે ? યોજક રૂપે ને આ છે યોજના. એમાં આ વસ્તુ નાખો, આ વસ્તુ નાખો. તે પોતાને નાખવી પડતી નથી, એની મેળે જ નંખાય છે. તેમાં કેમીકલ ઈફેક્ટસ થાય છે, તેમાં પોતે આંગળી ભ્રાંતિથી ઘાલે છે, ને પોતે દઝાય છે. પેલા સાયન્ટિસ્ટ હાથ ના ઘાલે, જ્ઞાની પણ હાથ ના ઘાલે. ખાલી જોયા કરે ને આ હાથ ઘાલે, ઈમોશનલ થાય તો દઝાય પછી !

સાચી વસ્તુ જાણવી તો પડશેને, એક દહાડો માર ખઈનેય છેવટે તો જાણવી પડશે ને ! અનંત અવતાર થશે, બીજા અવતારમાં, ત્રીજા અવતારમાં પણ જાણવી તો પડશે જ ને ! ક્યાં સુધી અજાણ્યા રહીશું ?

## છે 'વ્યવસ્થિત' શબ્દ 'એક્ઝેક્ટ'

**પ્રશ્નકર્તા :** આ 'વ્યવસ્થિત' શબ્દ આપણે જેવી રીતે સમજ્યા છીએ, એવી રીતે એ શબ્દ ઉપરથી સમજ બરાબર પડતી નથી. એટલે શબ્દ કોઈ બીજો નિશ્ચિત કે એવો કોઈ બીજો મૂકવો જોઈએ. શબ્દ એવો ફોડ નથી પાડતું, જે આપણને ભાવાર્થ સમજાય.

**દાદાશ્રી :** ના, આ શબ્દ પોતે જ, વ્યવસ્થિત એટલે એક્ઝેક્ટ છે, કાયદેસર જ છે આ. પણ એવું છે ને, બીજો શબ્દ મૂકીએ ને, તો લોક કહેશે, 'આનો પુરાવો આપો'. આનો તો હું પુરાવો આપું. પુરાવો હોવો જોઈએ ને આપણી પાસે તો ? એક-એક શબ્દ પુરાવો માંગે. માંગે કે ના માંગે ? કે શેના આધારે આ વ્યવસ્થિત ? એટલે ગયા અવતારે જે મનની એ અવસ્થામાં તન્મયાકાર થયો એટલે પોતે અવસ્થિત થઈ ગયોને, કોમ્પ્યુટરની પાસે. અવસ્થિતની ચિઠ્ઠી, તે કોમ્પ્યુટર પાછી વ્યવસ્થિત કરીને પાછું અહીં રૂપકમાં મોકલે છે. એક સેકન્ડેય ફેર નહીં. એક અણુ,

એક વાળ જેટલો ફેર નહીં આમાં. એવું છે ને, કે બીજો શબ્દ, ગમે તેવો શબ્દ મૂકાય નહીં. લોક પુરાવો માંગે કે ના માંગે ? આ તો વીતરાગ માર્ગ છે, આ ગપ્પું માર્ગ ન્હોય.

આ અણસાર આપ્યો કે વ્યવસ્થિત શું હશે ? કે રસ્તામાંથી પકડેલો શબ્દ છે કે ડિક્શનરીમાંથી પકડેલો શબ્દ છે કે ? ના, એવું તેવું નથી. આ, એક્ઝેક્ટ વસ્તુ છે. અને એમાં ભૂલ થાય એવું નથી.

## નથી મિક્ષ્ચર અવસ્થિતમાં...

**પ્રશ્નકર્તા :** ધારો કે આ ભવમાં નેવું વર્ષનું આયુષ્ય છે. ૮૫ વર્ષ સુધી ઊંધા જ ભાવ કર્યા અને પાંચ વર્ષમાં છેલ્લે 'જ્ઞાન' મળ્યું તે સારા ભાવ કર્યાં. તે પેલું ૮૫ વર્ષનું ધોવાઈ જાય ?

**દાદાશ્રી :** છેલ્લા કલાકમાં સારું થયું તે સાચું. આખું સરવૈયું જ કલાકમાં આવે છે. એમાં જો જ્ઞાની પુરુષ ભેગાં થઈ જાય તો એનું બધું ભૂલી જાય. એટલે કામ થઈ ગયું એનું તો.

**પ્રશ્નકર્તા :** આ ભવ છે, એ ભવમાં જે વ્યવસ્થિત છે. એ તો નક્કી જ છે. હવે કારણ રૂપે હું આવતા ભવનું જે બાંધું છું. એનું વ્યવસ્થિત પણ અહીં ઘડાય કે એ પછી કાર્ય રૂપે આવશે ત્યારે ઘડાશે ?

**દાદાશ્રી :** અહીં અવસ્થિત રૂપે બંધાય છે અને પછી ત્યાં આવતે ભવ રૂપકમાં વ્યવસ્થિત રૂપે આવે. અવસ્થિતમાં મિક્ષ્ચર નથી કશું. વ્યવસ્થિતમાં આ કુદરતનું બધું મિક્ષ્ચર છે.

**પ્રશ્નકર્તા :** આવતા ભવ માટેનાં અવસ્થિતનું સંચાલન આપણે અહીં કરી શકીએ આ ભવમાં ? સંચાલન, જેવું કરવું હોય એવું ?

**દાદાશ્રી :** તે જ થાય છે ને પણ, હાં. તે એનું નામ જ પુરુષાર્થ ને ! આવતા ભવનું વ્યવસ્થિત ગોઠવવું એનું નામ પુરુષાર્થ. એ અવસ્થિત ગોઠવે એટલે વ્યવસ્થિત થઈ જાય કુદરતનું.

**પ્રશ્નકર્તા :** જ્યારે આ ભવનું વ્યવસ્થિત જે નક્કી છે, એ ફેરફાર ના થાય અત્યારે ?

**દાદાશ્રી :** હં. આ તો થઈ ગયેલી, બનેલી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** આ હવે સમજાયું.

**દાદાશ્રી :** બહુ ઝીણી વાત છે બધી.

**પ્રશ્નકર્તા :** હા, પણ આપની પાસે વાતચીત કરવાથી સમજાયું.

**દાદાશ્રી :** જેટલું સમજાય એટલું સમજો, હજુ બહુ ઝીણું ઝીણું છે. જેટલું સમજાય એટલું સ્થૂળથી માંડીને તે સૂક્ષ્મતમ સુધી આ વાક્ય સમજવાનું છે. અત્યારે જેટલું સમજાય એટલું સ્થૂળમાં સમજી જાવ પછી સૂક્ષ્મતમ સુધી આ વાત સમજવાની છે. એટલે અમે કહ્યું છે ને અહીં આગળ આ એક જ વાક્ય કહ્યું કે આ વીતરાગોની બહુ ઝીણી વાત છે.

❖❖❖❖❖

# (૫)
# સર્જન-વિસર્જન

## સ્વસત્તામાં સર્જન, પરસત્તામાં વિસર્જન

**પ્રશ્નકર્તા :** આપ જે શક્તિ વિશે વાત કરો છો ને, જે શક્તિ કરી રહી છે એ શક્તિનું કોઈ કેન્દ્ર ખરું ? એ શક્તિ ક્યાંથી આવે છે ?

**દાદાશ્રી :** એ શક્તિ આપણી ભ્રાંતિને લઈને ઉત્પન્ન થયા કરે છે, આપણી ભ્રાંતિ છે તે સર્જન કરાવડાવે છે અને એ શક્તિ વિસર્જન કરાવડાવે છે. વિસર્જન એટલે શું ? જન્મથી મરણ સુધી વિસર્જન જ થઈ રહ્યું છે. ઈફેક્ટને વિસર્જન કહેવાય. જન્મથી મરણ સુધીની બધી ઈફેક્ટ કહેવાય છે. અને વિસર્જન, તે તમારી સત્તામાં નથી. ભણવું તમારી સત્તામાં નથી. બીજું કંઈ તમારી સત્તામાં નથી. વિસર્જન એ પરસત્તા છે, એટલે આ ફક્ત સર્જન તમારા હાથમાં છે. તેય તમારા સ્વતંત્ર હાથમાં નથી, તેય નૈમિત્તિક સર્જનતા છે. આ ઈફેક્ટમાં તમારા કોઝિઝ થયા કરે છે. ઈફેક્ટ, ઈફેક્ટ રૂપે રહેતી હોય તો એ તો મોક્ષ જ છે. ઈફેક્ટ સ્વાભાવિક રીતે રહેતી હોય તો મોક્ષ જ છે. ઈફેક્ટ વિભાવિક રીતે થાય છે.

## વીતરાગોની છેલ્લામાં છેલ્લી દૃષ્ટિએ...

હમણે કઢીમાં જરાક મીઠું વધારે હોય, ભઈ ટેબલ ઉપર જમવા બેઠા હોય, તો કઢીમાં મીઠું વધારે કેમ પડ્યું ? ત્યારે કહે, ઈફેક્ટના આધારે. એટલે સમાધાનપૂર્વક નિરાંતે ખાવી જોઈએ. કારણ કે જગતમાં કોઈ દોષિત છે જ નહીં. આ જગત સંપૂર્ણ નિર્દોષ જ છે. જે દોષિત દેખાય છે તે પોતાના દોષને લઈને જ દોષિત દેખાય છે. બેભાનપણાને લઈને જ દેખાય છે. 'કોઈ દોષિત નથી' એ છેલ્લું દર્શન છે. વચલા દર્શન, એ ગમે તે હો, ભલે જેને જેવું દેખાય એવું કહે, બાકી છેલ્લું દર્શન શું છે ? કોઈ જીવ દોષિત છે જ નહીં. મને કોઈ દહાડો એકુંય જીવ દોષિત નથી દેખાયો.

એક માણસ અત્યારે તમને ગુનેગાર દેખાય છે કે આણે ગજવું કાપ્યું. તમે એને એમ માનો છો કે આ માણસે ગજવું કાપવાનું સર્જ્યું, આ માણસે નવું સર્જન કર્યું છે. તમે એકલા જ આવું માનતા નથી, પણ આખું જગત જ એવું માને છે. હવે મારી ભાષા શું છે કે એ ગજવું કાપી રહ્યો છે એ વિસર્જન છે. એનું પોતાનું એ વિસર્જન નથી. આ તો કુદરતનું વિસર્જન છે. કુદરત વિસર્જન કરાવડાવે છે, તેમાં ગજવું એને કાપવાનું ભાગે આવ્યું છે. બાકી આ કુદરતી વિસર્જન છે.

આખું જગત જે જે કરે છે, તે બધું કુદરતી વિસર્જન જ છે. પછી 'જપ કરો કે તપ કરો' બધું જ કુદરતી વિસર્જન છે. સર્જન આગળ ઉપર પૂર્વભવે થયેલું છે, સર્જનમાં પોતે નિમિત્ત હોય છે અને વિસર્જનમાં પોતાનો કંઈ જ હાથ નથી. આ બધું કુદરતી વિસર્જન છે. એટલે ફૂલ ચઢાવે છે એનો ઉપકાર શો ? અને ગજવું કાપે છે તેનો અપકારેય શો? જે જે કંઈ પણ કરે છે, તમે અહીં આવ્યા છો, આખું જગત જે કંઈપણ કરી રહ્યું છે, તે બધું જ છે તે કુદરતનું વિસર્જન છે. આ અમને જેટલું દેખાયું તેટલું અમે ઉઘાડું કરીએ છીએ.

**પ્રશ્નકર્તા :** આ આપની દૃષ્ટિએ છે, તો એવું બીજાની દૃષ્ટિએ બીજું હોઈ શકે ?

**દાદાશ્રી :** આ છેલ્લી દૃષ્ટિ છે, વીતરાગોને જે દૃષ્ટિ દેખાઈ છે, તે જ આ દૃષ્ટિ છે, છેલ્લામાં છેલ્લી દૃષ્ટિ છે. આને કોઈ સુધારી શકે તેમ નથી. અમે જે વાક્ય બોલીએ છીએ, તેનાં પર વર્લ્ડમાંય કોઈ ચેકો મૂકી શકે એમ નથી, ક્યારેય પણ, હજાર વર્ષો પછી પણ, એટલે આ કાયમનું જ થયું ને !

**પ્રશ્નકર્તા :** બધાનું બધું વિસર્જન ક્યારે થશે ?

**દાદાશ્રી :** એવું ના હોય. સર્જન ને વિસર્જન ચાલ્યા જ કરવાનું. સર્જનમાં પોતે નિમિત્ત હોય છે અને વિસર્જન પછી કુદરતના હાથમાં જાય છે. તે આ બધું જે કંઈ પણ કરે છે, તે બધું વિસર્જન જ છે. આંખે દેખાય એવું, કાને સંભળાય એવું, નાકે સુંઘાય એવું, હાથે અડાય એવું, જે કંઈ પણ પાંચ ઈન્દ્રિયોથી છે, તે બધું જ વિસર્જન છે. પછી અંદરની ક્રિયા એ વસ્તુ જુદી છે. પણ આ જગત જે કરી રહ્યું છે, આ બધા વેપાર-ધંધા, જે ખાય છે, પીવે છે, ઊંઘે છે, જાગે છે, બોલે છે, તે બધું જ વિસર્જન છે. આ નેચરલ વિસર્જન છે.

અમારી દૃષ્ટિમાં જે જોયેલું છે એ અમે ઉઘાડું કરીએ છીએ. એટલે ફૂલાં ચઢાવે તેની પર અમને રાગ નથી, કોઈ ગાળો ભાંડે તેની પર અમને દ્વેષ નથી. અમે જાણીએ છીએ કે આ કોનું વિસર્જન છે ! આ અમે જે દૃષ્ટિએ જોઈએ છીએ, એની આગળ કોઈ દૃષ્ટિ જ નથી, જે જ્ઞાન અમે જાણીએ છીએ તેની આગળ કોઈ જ્ઞાન જ નથી. આ છેલ્લામાં છેલ્લી વિગત છે. તે કો'ક ફેરો બધુંય ઉઘાડું કરી નાખીએ ! આખા જગતના ગુરુઓ શિષ્યને વઢે છે. અમે વઢતાં નથી. તેનું કારણ શું ? કે આ બધું થાય છે તે વિસર્જન છે.

## ઈસેન્સ ઑફ ધી વર્લ્ડ (જગતનું નિષ્કર્ષ)

આ સંસારનું સરવૈયું શું છે ? સંસારનું બધું તારણ કાઢીએ, તો શું છે હકીકત ? આ ભ્રાંતિથી બધું જાતજાતનું દેખાય છે. પણ આ જગત ખરેખર શું છે, વાસ્તવિકતામાં ? ભ્રાંતિ નથી જગત ! જગત સત્ય છે, રિલેટિવ સત્ય છે. સર્જન અને વિસર્જન બે જ છે. સર્જન જોવામાં આવતું નથી, આ બીજું બધું દેખાય છે એ બધું વિસર્જન છે

અને કર્તા સિવાયનું વિસર્જન. કારણકે ઈફેક્ટમાં કર્તા ના હોય. ઈફેક્ટમાં કર્તા હોય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કર્તા સિવાયનું આ વિસર્જન છે. આ જે દેખાય છે બધું આ બધા દોડધામ કરે છે, જે લગ્નો-બગ્નો કરે છે એ બધુંય વિસર્જન છે. ત્યારે જે ભક્તિ કરે છે એય બધું વિસર્જન છે.

**પ્રશ્નકર્તા :** જન્મ થાય, ઉત્પત્તિ થાય, એ સર્જન નહીં ?

**દાદાશ્રી :** જન્મ થાય, વિનાશ થાય, અને અહીં ધ્રુવતા રહે ! જન્મ-વિનાશ એ બધું વિસર્જન. વિસર્જનમાં કોઈ કર્તા નથી, ઈફેક્ટ છે. સર્જનમાં કર્તા છે, પણ ફુલ(સંપૂર્ણ) કર્તા નથી. હમણે જેમ ચા બનાવે કોઈ માણસ અને કહેશે મેં ચા બનાવી. આપણે કહીએ કે 'હવે લે આ દૂધ એકલું ને ચા બનાવી દે'. ત્યારે કહે, 'ના બને'. માટે તું કર્તા નથી. ફુલ(સંપૂર્ણ) કર્તાને કશું જોઈએ નહીં. નિરપેક્ષ હોય. ફુલ કર્તા નથી, સાપેક્ષ કર્તા છે, એટલે આ સાધન છે તો તું આ કરી શકું છું. એવી રીતે આ અહંકાર સર્જન કરે છે. એ બીજી વસ્તુઓનું સાધન લઈ અને પોતે સર્જન કરે છે. એટલે અહંકાર આનું સર્જન કરે છે. જો વિસર્જનમાં અહંકાર ના કરે, અહંકાર વગરનું વિસર્જન હોય તો મોક્ષ જ છે અને અહંકાર સાથે હોય તો સર્જન છે જ. આખા જગતનું નિષ્કર્ષ આટલું જ કહેવા માંગે છે અને વિસર્જન અમે જોયું છે આ અને સર્જનેય જોયું છે. એક ચા બનાવવામાં સ્વતંત્ર કર્તા ના હોય ને ! બધું સાધન જોઈએ કે ના જોઈએ ? એવી રીતે આ નૈમિત્તિક કર્તા. નૈમિત્તિક એટલે બીજા સાધન છે તો એ કરી શકે, નહીં તો કરી શકે નહીં. એ નૈમિતિક કર્તામાં અહંકાર એકલો જ છે.

હવે જાનવરો અહંકારરહિત હોય, તો એ વિસર્જન જ થયા કરે. એટલે એ દશા એમની છૂટી જાય અને આપણા લોકોને તો આ દશા છોડવી નથીને, આમને સત્તા છે પાછી. જાનવરોને સત્તા નહીં, એ હોય સત્તા તો એય બાંધે એવાં છે. દેવલોકોને સત્તા હોત તો દેવલોકોય બાંધે એવા છે. પણ સત્તા કોઈની નથી. સર્જન કરવાની સત્તા અહંકાર એકલાને

છે. તે મનુષ્યલોકમાં છે. અને બીજા લોકોમાં જે અહંકાર દેખાય છે, આ પાડો હોય છે ને, ભેંસનો ભાઈ હોય છે ને, એનામાં અહંકાર બહુ દેખાય, પણ એ વિસર્જન થતો અહંકાર છે, મૂળ અહંકાર નથી એ.

આખા જગતનું નિષ્કર્ષ જે કહો તે આ છે. ને અંગ્રેજીમાં શું કહે ? નિષ્કર્ષનું અંગ્રેજી ?

**પ્રશ્નકર્તા :** એક્સ્ટ્રેક્ટ, ઈસેન્સ !

**દાદાશ્રી :** ઈસેન્સ. તે ઈસેન્સ આટલી વાત છે !

**પ્રશ્નકર્તા :** પેલું સર્જન-વિસર્જન અને સ્થિરતા-ધ્રુવતા જે શબ્દ વાપર્યો, તે શું છે ?

**દાદાશ્રી :** ઓહો ! ધ્રુવતા મૂળ સ્વરૂપ છે. મૂળ સ્વરૂપ સનાતન છે. અહંકારથી સર્જન-વિસર્જન થયા કરે છે. પણ મૂળ સ્વરૂપ છોડતું નથી. એના સ્વરૂપને છોડ્યા સિવાય આ બે, વિસર્જન-સર્જન થઈ રહ્યું છે. એટલે જન્મ અને મરણ વચ્ચે ધ્રુવતા કહી કે અમુક કાળ ટકે, સો વર્ષ કે બસો વર્ષ કે હજાર-બે હજાર વર્ષ ટકે અને મૂળ ધ્રુવતા તો કાયમની છે. પણ આ સર્જન-વિસર્જનથી આ મૂળ ધ્રુવતા ખોઈ નાખી, સનાતનપણું ખોઈ નાખ્યું છે !

આખું જગત વિસર્જન સ્વરૂપે છે. મનુષ્યમાં એટલી વિશેષતા છે કે એ સર્જન કરી શકે છે અને જેને અહંકાર નથી, એને ગમે તેવું હોય તોય વિસર્જન જ થઈ રહ્યું છે.

વિસર્જન થતું હોય એને વઢવાડ શું કરવાની જરૂર ? વિસર્જન થતું હોય એને વિચાર કરવાની શી જરૂર ? જે વિચાર આવે છે, એ વિસર્જન સ્વરૂપે છે. નવાં પાછા અહંકાર કરીને ઊભાં નહીં કરવા જોઈએ કે હું વિચાર કરું હમણાં કલાક ! એની મેળે આવે એ સાચાં!

## સમકિતી માટે સર્જન-વિસર્જન

**પ્રશ્નકર્તા :** એટલે આ વાત સમજાય તો સર્જન થાય નહીં.

**દાદાશ્રી :** હા, સર્જન ના થાય. આ 'જ્ઞાન' આપ્યા પછી એ જ

તમને સમજાવ્યું છેને મેં ! તમે ટૂંકામાં ના સમજી શકો. એટલે પછી મોટું જાડું આપવું પડે. કારણ કે ટૂંકામાં કોઈ સમજી શકે નહીંને ! આ તો ભૂલી જાય. અત્યારે સમજી જાય ને, કાલે ભૂલી જાય પાછું. જ્ઞાન ફીટ થાય ને ટકે એવું જોઈએ, આમ ડિસક્સ રૂપે કહીએ એ ચાલે નહીં. એ કંઈ ચાલતું હશે ?! આ તો તમારી પાસે વાત કરાય, બહાર તો વાત કરાય નહીંને ! બહાર તો આ વાત કરું તો મને કહેશે, 'એ વાત અમારે સાંભળવી નથી ! અમારે કામ શું લાગે ?' કશું કામ ના લાગે અને તમને કામ લાગે. કારણ કે અહંકારનો વિલય થયેલો એટલે તમને કામ લાગે.

બધું વિસર્જન થઈ રહ્યું છે. એમાં શું કો'કના દોષ જોવાના ? દોષ જોવાઈ જાય, એ પણ વિસર્જન છે. પણ તેને 'આપણે' જોવાનું કે 'ઓહોહો ! આ ચંદુભાઈ, દોષ જુએ છે.' અને ચંદુભાઈને કહેવાનું કે 'પ્રતિક્રમણ કરો.' વિચાર થઈ જાય તેય વિસર્જન છે. પણ તેને આપણે જોવાનો.

અને કર્તા, ખરેખર કર્તા નથી. વસ્તુઓ હોય તો એ કરી શકે. એટલે ખરેખર કર્તા નથી. માટે નૈમિત્તિક કર્તા છે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એવો થયો ને કે મન-બુદ્ધિ-ચિત્ત અને અહંકાર, આ હોય તો જ કર્તા થાય.

**દાદાશ્રી :** હા, મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર તો હોય, પણ પાછી ખીચડી બનાવવી હોય તો શી રીતે બનાવે ? કહે કે 'મેં ખીચડી બનાવી'. 'શી રીતે બનાવી, બોલ ? અમે તને ચોખા એકલા આપીએ છીએ.' ત્યારે કહે, 'ના. દાળ જોઈશે, બધું પાણી જોઈશે, તપેલું જોઈશે.' એટલે બધી ચીજ-વસ્તુ હોય તો એ કરી શકે, નહીં તો કરવાનું થઈ શકે નહીં !

એટલે કોની ભૂલ છે, બોલ ? વિસર્જન છે જગત. જગત આખું નિર્દોષ છે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને જે કર્તા છે તે ખરેખર નૈમિત્તિક છે બિચારો, પરવશપણે કર્તા છે. બધા સંજોગો ભેગા થવાથી કાર્ય થાય છે.

## નિર્જરા એ અંતિમ સ્વરૂપ વિસર્જનનું

એટલે બન્યું એ કરેક્ટ. જો તમારામાં કોઈ દોષ નથી, તો 'વર્લ્ડમાં કોઈ તમારું નામ લેનાર છે નહીં' એની ગેરેન્ટી લખી આપું. અને જો નામ લે છે તો 'તમારો દોષ છે' એવું તમારે માનીને એ જમે કરી દેવું. ફરી ધીરવું નહીં આપણે. બે ગાળો ભાંડી ગયો અને પછી ફરી પાંચ ધીરીએ, તો ફરી પાછા આવશે, એનાં કરતાં આપણે એની જોડે વ્યાપાર જ બંધ. ફરી ના ગમતું હોય તો બે ગાળ જમે કરી દેવાની. ફરી પાંચ ધીરીએ તો પાછી ફરી પાંચ આવવાની.

**પ્રશ્નકર્તા :** એટલે એ બે જ ગાળો આવી તે હિસાબની આવી ?

**દાદાશ્રી :** હિસાબ વગર કોઈ વસ્તુ તમારે ઘેર નહીં આવે. ઈફેક્ટ છે, વિસર્જન છે. માટે હિસાબથી આવી છે. ત્યારે કહે, 'ચોપડા મેં જોયા વગર લખ્યા છે ?' અલ્યા, હિસાબ વગર આવે નહીં. માટે તું જમે કરી દેને અહીંથી. 'સારું સાહેબ, જમે કરી દઈશ' કહે છે. અને પાંચ ધીરવું હોય તો ધીર, તને ગમતું હોય તો. વ્યાપાર સોદો ગમતો હોય તો ધીર.

**પ્રશ્નકર્તા :** આ જે ગાળો પાછી આવી હતી, એ જમા ન કરી અને સામે પાછી આપી એટલે બંધ પડ્યોને પાછો ? સર્જન થયું ને ? વિસર્જન થતું હતું એમાં સર્જન કર્યું.

**દાદાશ્રી :** હા, એટલે જે હીસાબ હતો એ ચૂકતે કરી ને ફરી પાછો નવો હિસાબ શરૂ કર્યો. એટલે બંધ પડ્યો ફરી. જો બંધ અટકે તો પછી નિર્જરા થયા જ કરે, નિર્જરા જીવમાત્રની થયા જ કરે છે, એ નિર્જરા ટાઈમ જ કરી રહી છે, એ નિરંતર નિર્જરા જ કરે દરેક વસ્તુની.

**પ્રશ્નકર્તા :** એ જે આપ શક્તિ કહો છો કે જે શક્તિ કરી રહી છે, એ જ નિર્જરા શક્તિ છે ને ?

**દાદાશ્રી :** ના. નિર્જરા એ શક્તિ નથી. નિર્જરા થયા કરે છે એ નિર્જરા એ તો એની અવસ્થા છે. પણ જે કરી રહી છે શક્તિ, એ

વિસર્જન શક્તિ છે, વિસર્જન કરનારી. આ તમે જે સર્જન કરેલું છે, એને વિસર્જન કરવાની શક્તિ. સર્જન તમારું ખરેખર સ્વતંત્ર નથી, તમે નૈમિત્તિક રીતે સર્જનકર્તા છો. એટલે તમે સર્જન કર્યું, એ કર્મ છે, તે કોઝિઝ કહેવાય છે, તે ફીડમાં જાય, કોમ્પ્યુટરના ફીડમાં અને પછી વિસર્જન થઈને નીકળે બહાર. વિસર્જન, તમારા હાથમાં નથી. સોળ વર્ષનો છોકરો હોટલમાં ખા-ખા કર્યા કરે, આપણે ના કહીએ તોય ખા-ખા કર્યા કરે, એ કર્મફળ એના હાથમાં નથી. એ આગલા કર્મના હિસાબે બંધાયેલો છે, તેથી બિચારો કરે છે. પણ એ પછી કર્મફળનું પરિણામ આવશે તે ઘડીએ મરડા થયા કરે. પછી તેય પોતાના તાબામાં નથી.

**પ્રશ્નકર્તા :** ખાધું અને સંડાસ ગયાં એ બધુંય વિસર્જન ?

**દાદાશ્રી :** ખાધું એય વિસર્જન જ છે, ખાધું એ ફર્સ્ટ ગલન છે અને સંડાસ ગયા એ સેકન્ડ ગલન છે.

**પ્રશ્નકર્તા :** પણ એ વિસર્જન એ જ નિર્જરા ને ? નિર્જરા એ જ વિસર્જન ને ?

**દાદાશ્રી :** નિર્જરા એ વિસર્જનનું છેલ્લું સ્વરૂપ છે. આ તો વિસર્જન કરાવનારી શક્તિ. એનો ટાઈમીંગ ભેગો થાય, સ્પેસ ભેગી થાય એટલે એ શક્તિનું કાર્ય શરૂ થઈ જાય વિસર્જન કરવાનું. અને પછી એનું જે પરિણામ આવ્યું એ નિર્જરા કહેવાય.

## ત્રિદેવ નહિ, પણ ત્રણ રૂપક

**પ્રશ્નકર્તા :** હવે બ્રહ્મા-વિષ્ણુ-મહેશ છે એમાં મહેશની જે વિસર્જન શક્તિ છે અને આ વ્યવસ્થિત શક્તિ, એ એક જ છે ?

**દાદાશ્રી :** એવું છે બ્રહ્મા-વિષ્ણુ ને મહેશ એ કોઈ દેવો હતા જ નહીં અને છેય નહીં. આ બધા આપણા ત્રિગુણના માટે, ત્રણ ગુણોને કેળવવા માટે દેવ તરીકે સ્થાપના કરેલી છે આપણા સંતોએ. એટલે એ જેને આ ગુણ કેળવવો હોય તો તમારે લિંગની પાસે બેસી અને ત્રણ બિલિપત્ર ચઢાવી અને 'નમઃ શિવાય, નમઃ શિવાય' કર્યા કરજો. તો તમને

તમોગુણ ઉત્પન્ન થશે અને જેને રજોગુણ જોઈતો હોય તે વિષ્ણુ-વિષ્ણુ કરશો તો આખો દહાડો કામ કર્યા જ કરો, એ મશીનોની પેઠ. અને સત્વગુણ જોઈતો હોય તો બ્રહ્માની સ્થાપના કરજો.

**પ્રશ્નકર્તા :** તો પછી જે વ્યવસ્થિત શક્તિ જગત ચલાવી રહી છે તેનો ઉદ્‌ભવ કેવી રીતે થયો ? તેનું પ્રેરક બળ ક્યું ? તે પાછળ હેતુ શો ? આ શક્તિ આખા જગતનું ચલાવી રહી છે, આ શક્તિ વીતરાગ છે છતાં તે શક્તિ ભગવાન નથી, તેમ કહેવા પાછળ શો હેતુ છે ?

**દાદાશ્રી :** આ શક્તિને જ જગતના લોકો ભગવાન કહે છે. જગતના લોકોને ખબર નહીં હોવાથી આ શક્તિને ભગવાન કહે છે. આ શક્તિ સર્જન નથી કરતી, આ શક્તિ વિસર્જનવાળી છે. સર્જન, વિશેષભાવવાળો આત્મા, એ અહંકાર સર્જન કરે છે અને આ શક્તિ વિસર્જન કર્યા કરે છે. બધી જ જાતના કર્મફળ આપે છે.

સર્જન કરવું એ 'તમારી' સત્તા છે. વિસર્જન કરવું એ કુદરતની સત્તા છે. માટે સર્જન કરવું હોય તો સવળું કરજો. 'તમારું' સર્જન કરેલું તે વિસર્જન કર્યા વગર કુદરત છોડે નહિ. આખા જગતમાં એક જ વાક્યનો ફોડ છે. 'જે વિસર્જન થાય છે તે જૂનું છે ને જે સર્જન થાય છે તે નવું છે'. કોઈ કુચારિત્રનું વિસર્જન કરતો હોય પણ જોડે જોડે મહીં જ્ઞાની પુરુષ પાસેથી શીખી લાવેલો હોય તેની ઉર્ધ્વગતિનું સર્જન કરતો હોય.

## વાણીનું સર્જન વૈજ્ઞાનિક ઢબે.....

**પ્રશ્નકર્તા :** વાણી બોલે છે એ ટેપરેકર્ડ કહી, તો આ ટેપરેકર્ડનું સર્જન કેવી રીતે થયું ? બનાવનાર કોણ ? ઓટોમેટિક થયું ?

**દાદાશ્રી :** કોઈ બનાવનાર છે નહીં. ઓટોમેટિક બધું થાય છે. આ બધું સર્જનેય ઓટોમેટિક થાય છે. વૈજ્ઞાનિક પ્રયોગ છે અંદર અને તે કુદરતી રીતે બધું થઈ જાય છે.

એ ટેપ થાય છે ત્યાં આગળ જોવા જેવું છે. એ બધી ઝીણી વાત

છે. ત્યાંની ક્રિયા કેવી રીતે થાય છે એ બહુ જાણવા જેવી છે. વાણી એ જુદી વસ્તુ છે. વાણી ઓરીજીનલ ટેપરેકર્ડ તરીકે છે. પણ એ ઓરીજીનલ ટેપરેકર્ડમાં આવ્યું ક્યાંથી ? એ ટેપરેકર્ડ વસ્તુ પોતે જાતે તો બોલી શકે નહીં ને ! કો'ક જગ્યાએથી આવવું જોઈએ ને ? આત્માની હાજરીથી આ ટેપરેકર્ડ ઊતરે છે, તે કેવી રીતે ઊતરે છે તે હું જાણું છું.

**પ્રશ્નકર્તા :** તો મૂળ વાણી ક્યાંથી આવી ?

**દાદાશ્રી :** એ મૂળ વાણી અજ્ઞાનતામાંથી ઉત્પન્ન થાય છે. તમારા સ્વરૂપની અજ્ઞાનતા ત્યાં સુધી વાણીનું ઉત્પન્ન થવું . અજ્ઞાનતામાં સંજોગો અનુસાર, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે આ ઓરીજીનલ ટેપરેકર્ડ ઊભી થઈ. પણ આત્માની અત્યારે આ ભ્રાંત દશામાં 'કેવી રીતે ટેપ થાય છે' એ જાણવા જેવું છે.

આત્મા શબ્દ બોલે એવો નથી એટલે પોતાનો જે ભાવ છે એ ભાવમાં બધુંય આવી ગયું, એ શબ્દો બધાય આવી ગયા. આ તો વિશેષભાવથી સંજ્ઞા ઉત્પન્ન થાય છે, ભાવસંજ્ઞા. એ ભાવસંજ્ઞામાંથી દ્રવ્યસંજ્ઞા થતાં થતાં બધી મહીં ક્રિયાઓ થાય. તે આ જે બોલાય છે, આ ટેપરેકર્ડ, એ દ્રવ્યસંજ્ઞા છે. અને પેલી ભાવસંજ્ઞા છે. ભાવસંજ્ઞા જ્યારે પુદ્ગલમાં પડે, પરિણામ પામે ત્યારે દ્રવ્યસંજ્ઞા થાય. ભાવસંજ્ઞા એ કોઝિઝ છે, અને દ્રવ્યસંજ્ઞા એ ઈફેક્ટ છે. એટલે આત્મા જાતે બોલે નહીં, એ તો કુદરતી રીતે બધું થઈ જાય છે. એટલે આત્માએ આમાં કશું કરવાનું નથી. વાણીનો કર્તા જો એને માનીએ તો એને તમે કર્તા માન્યો. આપણું હરેક બાબતમાં અવિરોધાભાસ પ્રૂફ થવું જોઈએ. એક શબ્દ વિરોધાભાસ ન લાગવો જોઈએ એટલે આનો કર્તા નથી કોઈ. અને આત્માય કર્તા નથી. એ આત્મા જાણવા જેવો છે. આત્મા જાણે તો બધો નિવેડો આવે, નહીં તો આનો નિવેડો નહીં આવે.

## ટેપરેકોર્ડીંગનું મિકેનિઝમ

**પ્રશ્નકર્તા :** તો આપને સવાલ કોઈ પૂછે તો તમે વાણી દ્વારા જવાબ આપો છો એ કેવી રીતે ?

**દાદાશ્રી :** મારે તો કંઈ જવાબ આપવાની જરૂર જ નહીં. કોડવર્ડથી જવાબ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** 'કોડવર્ડ' એટલે શું ?

**દાદાશ્રી :** કોડવર્ડ સુધી તો આ થઈને આવેલું છે. કોઈ પ્રશ્ન પૂછે કે તરત આ કોડવર્ડમાંથી નીકળી જાય. કોડવર્ડમાંથી પછી એનું શોર્ટહેન્ડ થાય અને પછી આ વાણી નીકળે છે, બધાને સમજાય એવી ભાષામાં. પેલું શોર્ટહેન્ડ પણ ના સમજાય એવી ભાષા હોય. અત્યારે આ કોડવર્ડ થઈને તો આવેલું જ હોય. પૂર્વભવનું જે 'અવસ્થિત' હતું તે 'વ્યવસ્થિત'માં કોડવર્ડ આવ્યું હોય.

## મૂળ કારણ ટેપીંગનું

**પ્રશ્નકર્તા :** ટેપરેકર્ડને શું કહી શકાય ? એ સમજાવો.

**દાદાશ્રી :** ટેપરેકર્ડ એ પરિણામ છે. એના કોઝીઝ પહેલાં થયેલાં. આ ઈફેક્ટ છે. તમે મારી જોડે વાત કરી રહ્યા છો, એ બધું જ પરિણામ છે. મહીં કોઝિઝ થઈ રહ્યા છે.

જ્યાં સુધી 'હું ચંદુલાલ છું' ત્યાં સુધી ટેપરેકર્ડ ઊતર્યા કરે અને 'હું ચંદુલાલ છું' એ અજ્ઞાન તૂટી ગયું, એ ઈગોઈઝમ ફ્રેક્ચર થઈ ગયો, એટલે બધું ગયું. ઈગોઈઝમ હોય ત્યાં સુધી બધું ચાલ્યા કરે અને તે ખલાસ થઈ જાય પછી ટેપરેકર્ડ ઊતરે જ નહીં. એટલે અજ્ઞાનતાથી ટેપરેકર્ડ ઊતર્યા કરે છે.

'વાણી એ ટેપરેકર્ડ છે' એની જરૂર છે. તેથી એ વાત બહાર પાડી છે. તમને કોઈ ગાળ ભાંડે તો એ 'ટેપરેકર્ડ' છે એમ કરીને તમે ફાયદો ઊઠાવો. આ વાણી એ 'ટેપરેકર્ડ' છે એવું કહે એ, એટલે તમે ફાયદો ઊઠાવો કે ના ઊઠાવો ?

**પ્રશ્નકર્તા :** ફાયદો ઊઠાવીએ.

**દાદાશ્રી :** એટલે આ વાણી એ ટેપરેકર્ડ છે, એ વાત બહાર

પાડવામાં જગતને ફાયદો છે અને એક દહાડો દુનિયા એવુંય સમજતી થશે કે માણસ બોલી શકતો નથી, આ તો ટેપરેકર્ડ બોલે છે. જ્ઞાનીનો એક જ શબ્દ જો સાંભળીને જતો રહેશેને તેનો પણ મોક્ષ થાય, એવું આ જ્ઞાન છે, જો એમાં ઊંડો ઊતર્યો તો.

## વાણીને ફેરવાય ?

**પ્રશ્નકર્તા :** ધારે એવી વાણી ફેરવી શકે. એ કેવી રીતે બની શકે ? એની પાછળ શું વિજ્ઞાન કામ કરે છે ?

**દાદાશ્રી :** ખરેખર વાણી બદલવાની સત્તા તમારા હાથમાં નથી. એટલે તમે ખઈ શકો ખરાં, પણ પછીનું તમારા હાથમાં નથી. પછીનું બધું એ વિસર્જન કહેવાય. પૂરણ તમારા હાથમાં છે ને ગલન તમારા હાથમાં નથી.

**પ્રશ્નકર્તા :** આ વાણી જે કંઈ બોલાઈ જાય છે, જે શબ્દો નીકળે છે એ ગલન જ કહેવાય ને ?

**દાદાશ્રી :** હા. એ બધું ગલન જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો ગલન એ આપણા હાથમાં ના કહેવાયને ?

**દાદાશ્રી :** ના, ગલન એ આપણા હાથમાં નથી. તેથી આપણે કહીએ છીએને, વાણી એ તો ટેપરેકર્ડ છે. વાણી મહીં પૂરણ થયા કરે છે, એ તમને ખબર પણ ના પડે એવી રીતે એ પૂરણ થાય છે. મહીં નવું ટેપ થયા કરે છે. એ તમારા નૈમિત્તિક પુરુષાર્થથી ટેપ થયા કરે છે.

**પ્રશ્નકર્તા :** નૈમિત્તિક પુરુષાર્થ હોય એ, તો ટેપ કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** આ સામસામી વાતો કરતા હોયને, તેમાંથી મહીં અવળા ભાવ પડે ને કે, 'આ ભાઈ કહે છે, પણ એમની વાત વ્યાજબી નથી. વાત સાવ ખોટી છે. આવું ના હોય કે આમ ના હોવું જોઈએ. આમ હોવું જોઈએ, તેમ હોવું જોઈએ.' એ બધા ભાવો મહીં ટેપ થયા કરે છે.

**પ્રશ્નકર્તા :** આવું મોંઢેથી ના બોલતા હોય, તો પણ અંદર ટેપ થયાં કરે ?

**દાદાશ્રી :** મોંઢે ના બોલે. પણ એની મેળે જ મહીં વિચાર આવે અને એ વિચારથી એ નવી ટેપ અંદર થયા કરે. ડિસ્ચાર્જમાં એક જ શબ્દ હોય અને તે ઘડીએ જ ટેપ થઈ જાય સીત્તેર શબ્દો. આપણે અહીં એવી કંઈક મશીનરીઓ હોય છે ને કે ભઈ, એક જણ બોલે છે, આમ આખું વાક્ય બોલે, પણ પેલો એક જ શબ્દમાં આખા વાક્યને લખી લે. એને શું કહેવાય છે ? શોર્ટહેન્ડ ! એ શોર્ટહેન્ડથી પાછું આખું વાક્ય થઈ શકે. એવી રીતે અંદર ટાઈપ થાય છે અને એનું પાછું ઘણાં શબ્દોમાં ટેપરેકર્ડ વાગે છે. એટલે 'આપણા હાથમાં કેટલું છે' એ જાણવું જોઈએ. જગત નથી પામ્યું, એનું શું કારણ ? આટલું બધું એક્ઝેક્ટ વિજ્ઞાન બહાર નથી પડ્યું.

**પ્રશ્નકર્તા :** તો ? આ સત્તા કેમ આપી ? ખાવા-પીવાની, પૂરણની.

**દાદાશ્રી :** એય સત્તા કંઈ ખરેખર તો છે જ નહીં. આ તો નૈમિત્તિક સત્તા છે. એવી પોતાની સત્તા હોય તો તો સત્તાધીશ કહેવાય, પણ સત્તા તો આ જગતમાં કોઈ એવો જીવ જન્મ્યો નથી કે જે સત્તાધારી હોય.

**પ્રશ્નકર્તા :** જો આ નૈમિત્તિક સત્તા હોય, તો સંડાસ જવા માટેય નૈમિતિક સત્તા કેમ ન આપી ?

**દાદાશ્રી :** એ તો વિસર્જન છે, ને વિસર્જન એ બધું કુદરતના હાથમાં ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે આપણી સત્તા કંઈ જ નહીં ?

**દાદાશ્રી :** એવું નહીં. નૈમિત્તિક રીતે તમે ક્રેડિટ કરી શકો. કમાવ ખરાં નૈમિત્તિક રીતે, પણ ગલન તમારા હાથમાં નહીં. પૈસા જાય તે તમારા હાથમાં નહીં. નહીં તો તમારા હાથમાં હોત તો તો પૈસા જવા જ ના દેત તમે ! એટલે વિસર્જન કુદરતના હાથમાં છે.

ને સર્જન મનુષ્યના હાથમાં છે અને તેય નૈમિત્તિક રીતે થયા કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે ખરેખર તો સર્જન છે જ નહીં ને ?

**દાદાશ્રી :** કશું જ નથી. પણ પછી મેં તપાસ કરી કે આ દુનિયામાં આપણા હાથમાં કશું જ નથી, તો કંઈક હોવા વગર શી રીતે આ જગત ઊભું થયું ? ત્યારે આપણા હાથમાં એટલું જ નીકળ્યું કે આપણને સૂઝ પડે છે, તેય સ્વતંત્ર નહીં પાછું. હવે સૂઝ પડે છે એ મૂળ વસ્તુ છે. જીવમાત્રમાં સૂઝ પડે છે અને એ જ મોટામાં મોટી વસ્તુ છે. એટલું જ જડ્યું મને કે સૂઝ પડે છે !

## આમ વપરાય સર્જન શક્તિ...

સર્જન તમારી ભ્રાંત શક્તિ કરે છે. તમારી સાચી શક્તિ નહીં, ભ્રાંત શક્તિ સર્જન કરે છે. અને વિસર્જન છે તે આ કોમ્પ્યુટર જેવી શક્તિ કર્યા કરે છે. વિસર્જન તમારા હાથમાં છે નહીં. તમે ખાવ ખરાં જે ઠીક લાગે તે. ખાતી વખતે વિવેકપૂર્વક ખાવ, પરંતુ પછી ગલન તમારા હાથમાં નહીં. માટે આ બધુંય આ કર્મ તમે બાંધો ને, તે ભ્રાંત શક્તિ છે. તે સાચી શક્તિ નથી. પણ પાછું છોડવાની તમારા હાથમાં સત્તા નહીં. એ વિસર્જનના હાથમાં ગયું એટલે વિસર્જન શક્તિ વિસર્જન જ કરાવે છે નિરંતર !

હવે ભ્રાંત શક્તિ કઈ ? કરે છે કોણ ? હવે રાત્રે આ શહેરમાં રહેતા હોય ને, શહેરની રીત કહું છું તમને. તે ચંદુભાઈ ગયા ત્યાં આગળ પાંચ-છ માણસ લઈને, કોઈ ઓળખાણવાળો હોયને એને ત્યાં રાત્રે અગિયાર વાગે બૂમ પાડે, 'એય નગીનદાસ શેઠ, નગીનદાસ શેઠ'. ત્યારે નગીનદાસ કહેશે, 'કોણ છે ?' ત્યારે કહે, 'હું ચંદુભાઈ.' તે પછી બારણું ઉઘાડે બિચારા. ઉઘાડે કે ના ઉઘાડે ?

**પ્રશ્નકર્તા :** ઉઘાડે.

**દાદાશ્રી :** ઓળખાણવાળા છે એટલે ! પણ જ્યારે પાંચ-છ દેખેને ત્યારે મનમાં જરા ધ્રાસકો પડે કે, 'અત્યારે રાત્રે આ કંઈથી મૂઆ આવ્યા ?'

છતાં પણ શું કહે એને, સંસ્કારી પુરુષને બધા, 'આવો પધારો, આવો પધારો'. બોલે કે ના બોલે ?!

આ સંસ્કાર જે તમે વાપર્યા એ વિસર્જન શક્તિ છે. તમારા હાથમાં સત્તા નહીં, અને જે તમારા હાથમાં સત્તા હતી તે તો તમે વાપરી કે અત્યારે કંઈથી મૂઆ ! એ છે તે ભ્રાંત શક્તિનો પુરુષાર્થ થયો. એટલે આમ પ્રારબ્ધ સારું દેખાડ્યું અને પુરુષાર્થ વાંકો કર્યો ! બોલો હવે, આવતે અવતારે શી રીતે સુખી થાય ? તમને આ સમજાયું ને ?! ત્યારે આપણે શું કહેવું જોઈએ આ બધાને કે હવે આવું સારી રીતે બોલાવો છો ત્યારે મહીં છે તે આવા ભાવ શું કરવા કરો છો ? મહીં બગાડીને, આ દૂધપાકમાં મીઠું નાખીને શું થાય ? દૂધપાક થાય ખરો ? એકવાર તો દૂધપાક કરવો છે ને મહીં મીઠું નાખવાં જઈએ તો શું થાય ? એટલે આવતો ભવ બગડે. એટલે આપણે શું જાણવાનું કે એ ભાવ થઈ જાય છે આ કળિયુગને લઈને ! પણ પછી આપણે 'પસ્તાવો કરો', કહીએ. 'પસ્તાવો કરો, આમ આવું ન થવું જોઈએ હવે ફરીવાર કે'. એટલે આમ પસ્તાવા કરવા જોઈએ. ભૂલચૂક થઈ ગઈ. પણ પછી સુધારવું જોઈએને! ના સુધારવું જોઈએ ?

ભાવ બગડે ખરો, પણ ભાવ સુધારી લો. એટલે તમને એમ લાગે છે કે આ કળિયુગમાં ભાવ બગડી જાય ત્યાં આગળ ? એ તો મોટા મોટા મહાન ભક્તોના હઉ ભાવ બગડી જાય અત્યારે તો. કારણ કે બૈરી કચ કચ કરતી હોય, એટલે પાછું બધાં ભાવ બગડી જાય.

## 'વ્યવસ્થિત' પ્રયોજન કે વિસર્જન ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ છે એ મિકેનીકલ છે કે પ્રયોજનવાળી છે ?

**દાદાશ્રી :** એ પ્રયોજનવાળી. મિકેનીકલ ના હોય. મિકેનિકલ એટલે સ્થૂલ-સ્થૂલ. એકલી સ્થૂલેય નહીં, સ્થૂલ-સ્થૂલ !

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિનું પ્રયોજન શું ? આપણને મોક્ષે લઈ જવાનું ?

**દાદાશ્રી :** એ શું મોક્ષે લઈ જવાની ? એનો જ મોક્ષ થતો નથી ને !

**પ્રશ્નકર્તા :** તો પ્રયોજન શું ?

**દાદાશ્રી :** 'વ્યવસ્થિત શક્તિ' એટલે શું કહે છે કે આ 'જ્ઞાન' મળ્યા પછી હવે આ 'ચંદુભાઈ'ને ખાવાની-પીવાની, એની દાઢી-બાઢી, બીજી બધી જે ઉપાધિઓ આપણે માથે લેતા હતા, તે હવે તમારે માથે નહીં લેવાનું. વ્યવસ્થિત બધું સંભાળી લેશે હવે. કારણ કે હવે 'હું કર્તા છું' ત્યાં સુધી અવ્યવસ્થિત કરે છે અને 'જ્ઞાન' મળ્યા પછી હવે કર્તાપણું છૂટ્યું એટલે વ્યવસ્થિત છે જગત.

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત શક્તિ' એ 'પ્રયોજન શક્તિ' છે કહેવું બરોબર છે કે 'વિસર્જન શક્તિ' છે એમ કહેવું બરોબર છે ?

**દાદાશ્રી :** તે વ્યવસ્થિત શક્તિ વિસર્જન ને પ્રયોજન બન્ને છે, પણ આમાં એને પ્રયોજન શક્તિ-વિસર્જન શક્તિ એમ નામ આપવાની જરૂર નથી. એ તો સ્વતંત્ર શક્તિ છે. સ્વતંત્ર શક્તિ એટલે વિસર્જન ને પ્રયોજન ક્યારે થાય ? કે ઉત્પન્ન થવું ને વિનાશ થવો. આ બધો ઉદય ને વિનાશ થાય છે, પણ એ વ્યવસ્થિત તો વ્યવસ્થિત જ રહે છે.

**પ્રશ્નકર્તા :** એ ન સમજાયું, દાદા.

**દાદાશ્રી :** આ તમારું જેટલું વ્યવસ્થિત છે, એટલું ફળ આપીને ફળ એની મેળે વિનાશ થાય અને પોતાનોય વિનાશ કરે.

## પ્રશ્નો મિશ્રચેતનમાં, જવાબો જડનાં

કોમ્પ્યુટરમાં નાખે છે પ્રશ્નો, તે મિશ્રચેતનનો પ્રશ્ન છે અને કોમ્પ્યુટર જે જવાબ આપે છે, તે જડનો જવાબ છે. તેમાં ચેતન બિલકુલ છે નહીં. એટલે આ સર્જન થાય છે એ મિશ્રચેતનનું છે, અને વિસર્જન બધુંય જડ શક્તિની ક્રિયા છે ! હવે જન્મ્યા ત્યારથી વિસર્જન શક્તિ ચાલુ થઈ જાય છે, તે મરણ સુધી વિસર્જન શક્તિ જ ચાલે છે. મોટા થયા, ઘરડાં

થયા, બધું વિસર્જન શક્તિ. હવે તેની મહીં સર્જન શક્તિ અંદર થઈ રહી છે. તે પોતાને ખ્યાલ નહીં હોવાથી સર્જનને પકડી શકતો નથી. કારણ કે વિસર્જન જે બને એમાં જ ચિત્ત એનું રહ્યા કરે. એટલે પેણે ચિત્ત જઈ શકતું નથી. નહીં તો સર્જન શક્તિને ફેરફાર કરીને ધારે ત્યાં લઈ જઈ શકે, એવું એવું સર્જન કરી શકે !

**પ્રશ્નકર્તા :** કોઈક તો કરતો હશે ને ?

**દાદાશ્રી :** આ કરે તેનું થોડુંક તો આશ્ચર્ય દેખાય કે ભઈ, આ માણસ જુઓને કેવું કરે છે તે !! પણ તેય પૂરેપૂરું જાણતો નહીં હોવાથી આમાં ફસાય છે અને જ્યારે જાણવાનું થાય છે ત્યારે આ શક્તિ છોડી દઈને મૂળ શક્તિમાં પહોંચે છે, એટલે આમાં સ્વાદ રહેતો જ નથી પછી. હવે બેસ્વાદ લાગ્યા કરે એને. કારણ કે 'ઓલ ધીઝ રિલેટિવઝ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ'. એટલે ટેમ્પરરી એડજસ્ટમેન્ટસમાં 'એને' પછી સ્વાદ રહેતો નથી, પરમેનન્ટ એડજસ્ટમેન્ટમાં સ્વાદ રહે. રિયલ ઈઝ ધી પરમેનન્ટ !

'ભણે છે, પાસ થાય છે, પહેલો નંબર લાવે છે' એ બધી વિસર્જન શક્તિ છે, એ સર્જન નથી. એને જગત સર્જન માનીને બેઠું છે. એટલે બધું રહી જાય છે. વિસર્જનને જ સર્જન માની બેઠું છે અને એનું નામ ભ્રાંતિ.

અહીં સર્જન-વિસર્જન થયા જ કરે છે. કોમ્પ્યુટરની શક્તિથી સર્જન-વિસર્જન થયા જ કરે છે. પ્રારબ્ધ એ વિસર્જન છે અને પુરુષાર્થ એ સર્જન છે. આ અવસ્થિતને સર્જન કહેવામાં આવે છે અને વ્યવસ્થિતને વિસર્જન કહેવામાં આવે છે. વિસર્જન કરનારી વ્યવસ્થિત શક્તિ છે. એટલે ભગવાનને આમાં હાથ ઘાલવો નહીં પડ્યો. સર્જન-વિસર્જન, સર્જન-વિસર્જન નિરંતર ચાલ્યા જ કરે. ભગવાન એને જોયા કરે.

## બેમાં મૂળતત્ત્વ ક્યું ?

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત શક્તિ' અને 'શુદ્ધાત્મા' એમ બે ભિન્ન મૂળ તત્ત્વ સમજવાનાં છે ?

**દાદાશ્રી :** ના, ના. વ્યવસ્થિત એ મૂળ તત્ત્વ છે જ નહીં. 'શુદ્ધાત્મા' એકલું જ મૂળ તત્ત્વ છે. મૂળ તત્ત્વ તો જે ઈટર્નલ છે, તે મૂળ તત્ત્વ. 'વ્યવસ્થિત' શક્તિ તો પરિણામ આપનારી છે. એટલે વિસર્જન કરનારી શક્તિ છે. વિસર્જન જ કરે એનું નામ વ્યવસ્થિત શક્તિ. સર્જન જો એનાં હાથમાં હોત તો તો બહુ મોટી શક્તિ ગણાત !

**પ્રશ્નકર્તા :** પણ સર્જન અને વિસર્જન તો એક કાઉન્ટર પાર્ટ જ થયો ને ?

**દાદાશ્રી :** ના. વિસર્જન શક્તિ એ નિમિત્ત ખરી, સર્જનની. પણ એનો ભાગ નહીં, લેવાદેવા જ નહીં. નિમિત્ત ખરી, એનો ધક્કો ખરો.

**પ્રશ્નકર્તા :** એટલે નૈમિત્તિક કર્તા બની શકે ?

**દાદાશ્રી :** ના, નૈમિત્તિક કર્તા નહીં. નિમિત્ત ખરું. એનો ધક્કો વાગવાનું નિમિત્ત ખરું એ. હા, કોઈને વાગે ને કોઈને નાય વાગે. નૈમિત્તિક કર્તા હોય તો કાયમને માટે વાગે. એટલે સર્જવામાં તો જ્ઞાનનો આધાર છે ને. પોતે નવું સર્જી શકે એમ છે. ભ્રાંતિમાંય પોતે નવું સર્જી શકે છે. જેટલા પ્રમાણમાં 'એને' જ્ઞાન પ્રાપ્ત થયું એ હિસાબે નવું સર્જી શકે છે. સર્જન ક્રિયા પોતાના તાબામાં છે હજુ, ભ્રાંતિમાં છે તોય !

**પ્રશ્નકર્તા :** અને વિસર્જન શક્તિ એ પોતાના તાબામાં ખરી ?

**દાદાશ્રી :** વિસર્જન ક્રિયા પોતાનાં તાબામાં નહીં. ખાય ખરો પણ પછી એના તાબામાં નહીં. મહીં નાખ્યા પછી એના તાબામાં નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે વિસર્જન શક્તિ છે, એ શુદ્ધાત્માના તાબામાં છે કે જીવાત્માના તાબામાં છે ?

**દાદાશ્રી :** જીવાત્માના તાબામાં કશું નથી. જીવાત્મા જ વ્યવસ્થિત શક્તિને તાબે છે. એ ભમરડો છે ત્યાં આગળ ! સંડાસ જવું હોય તોય 'વ્યવસ્થિત'ના તાબામાં છે આ ! એ તો ના ઉતરે ત્યારે ખબર પડે કે આપણા તાબામાં નથી આ ! વિસર્જન બધું વ્યવસ્થિતના તાબામાં છે, વિસર્જન એના તાબામાં નથી.

**પ્રશ્નકર્તા :** જીવાત્માને ભ્રાંતિભાગનું સર્જન તો ખરું ને ? ભાવનો કર્તા છે એટલે ?

**દાદાશ્રી :** હા, પણ કોણ સર્જન કરે ? વ્યવસ્થિત નહીં. એટલે ભ્રાંતિથી જીવને કર્તાભાવ ગણ્યો છે. પોતે કહે છેને, 'મેં કર્યું'. એમ કહે છે ને !

**પ્રશ્નકર્તા :** 'ભાવનો કર્તા' અને 'વ્યવસ્થિત' બે જુદી જ વસ્તુ છે ને ?

**દાદાશ્રી :** હા, જુદી વસ્તુ. એટલે 'હું કર્તા છું' માને તે સર્જન ભાવ.

આપણા લોક કહે છે ને કે બ્રહ્મ, બ્રહ્મા ને ભ્રમિત ? હતો બ્રહ્મ, તે રાત્રે અગિયાર વાગે સૂઈ ગયો. તે આપણે કહીએ, 'કાકા સૂઈ જાવ હવે'. ત્યારે મચ્છરદાની બાંધેલી છે તોય કાકા પાસાં ફેરવ ફેરવ કરે. ત્યારે આપણે જાણીએ કે શું છે તે આ કાકાને ? ત્યારે ઓઢીને મહીં સર્જન કરતા હોય કે 'સવારે આમ કરવું છે, તેમ કરવું છે. પેલાને આમ ખાતું પડાવી લેવું છે, પેલાનું આમ કરવું છે, તેમ કરવું છે !' મહીં સર્જન કરતા હોય. બ્રહ્મા થયા હોય તે ઘડીએ ! બ્રહ્મના થયા બ્રહ્મા ! અને બ્રહ્મા થયા પછી એનું ફળ આવે ત્યારે ભ્રમિત થઈ જાય. એ ભ્રમિત વિસર્જનના હાથમાં છે. 'બ્રહ્મા' 'પોતે' થાય છે.

## ન પહોંચાડે આત્મા લગી 'વ્યવસ્થિત'

**પ્રશ્નકર્તા :** જે 'પ્રજ્ઞા શક્તિ' છે એ 'વ્યવસ્થિત શક્તિ'માંથી આવે છે ને ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** આત્મા સુધી પહોંચાડવામાં એ વ્યવસ્થિત શક્તિ મદદ કરે છે ને ?

**દાદાશ્રી :** ના, વ્યવસ્થિત શક્તિને કશી લેવાદેવા નથી. આત્મા

સુધી તમને પહોંચાડવું કે ના પહોંચાડવું, એ કંઈ એની કશી ગેરેન્ટી નથી અને આ ગેરેન્ટીય નથી. એ તો તમારું વિસર્જન જ કરે છે અને સર્જન કરતી નથી. જે તમારું સર્જન થયેલું છે ને સર્જન કરતી વખતે, પ્રોજેક્ટ કરતી વખતે જે કંઈ તમારી પ્રોજેક્ટની સ્લીપ હોય છે, એ એમાં જાય છે ને પછી અહીં આગળ વિસર્જન કરે છે.

**પ્રશ્નકર્તા :** જેમ જેમ વિસર્જન થતું જાય એમ પછી આત્મા પ્રાપ્ત થાય ને ?

**દાદાશ્રી :** હા, પણ વિસર્જન થાય, તે ઘડીએ એની મહીં સર્જન ના થાય તો આત્મા પ્રાપ્ત થાય. પણ અજ્ઞાનતા છે ત્યાં સુધી સર્જન ચાલુ રહે છે.

હવે વિસર્જન એટલે ઈફેક્ટ છે. એ ઈફેક્ટ વ્યવસ્થિત શક્તિના તાબામાં છે. કોઝીઝ વ્યવસ્થિત શક્તિના તાબામાં નથી. અમુક હદ સુધી કોઝીઝ વ્યવસ્થિત શક્તિના તાબામાં છે અને મનુષ્યમાં આવ્યા પછી, અને તેય આપણા હિન્દુસ્તાનમાં આવ્યા પછી. આમ કોઝીઝ વ્યવસ્થિત શક્તિના તાબામાં નથી. એટલે આપણે કાયમને માટે 'કોઝીઝ વ્યવસ્થિત શક્તિના તાબામાં નથી' એમ કહી શકીએ.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ વિસર્જન કરે છે, તો સર્જન કોણ કરે છે ?

**દાદાશ્રી :** સર્જન એ અજ્ઞાન આત્મા કરે છે. એટલે 'હું કરું છું' એ જે કહે છે તે ઈગોઈઝમ સર્જન કરે છે. જેટલી જાગૃતિ હોય, મન-વચન-કાયાની એકાત્મતા હોય, તો એ જેવા બીજ છે, એનાંથી વધારે બીજાં એવાં જ બીજ પડે. ને આવતો ભવ પાછો વધતો જાય. એ પણ એક જાતનો પુરુષાર્થ છે. જેને લૌકિક પુરુષાર્થ કહેવામાં આવે છે. એ લૌકિક પુરુષાર્થથી કોઝીઝ થાય છે અને અલૌકિક પુરુષાર્થ, એ તો જ્યારે પોતે પુરુષ થાય, જ્યારે અમે એનાં કોઝીઝ બંધ કરી દઈએ, ત્યાર પછી અલૌકિક પુરુષાર્થ શરૂ થાય છે. પણ આ ઈફેક્ટ તો વ્યવસ્થિત શક્તિના જ તાબે છે. તમારે તાબે કશું નથી.

## પ્રકૃતિ પર નથી ઈશ્વરનીય સત્તા

**પ્રશ્નકર્તા :** ગીતાનું પેલું વાક્ય કહે છે, 'પ્રકૃતિ પ્રસવે સૃષ્ટિ'. એટલે પેલું ભગવાને એમ કહ્યું છે ગીતામાં કે મારા વડે આ સૃષ્ટિ સર્જાય છે.

**દાદાશ્રી :** બરોબર છે. એમાં ગીતામાં અમુક બાબત તો ખુલ્લી કરી છે. કેટલીક બાબતો એવી રાખી છે કે જ્યાં અધ્યાહાર રાખ્યું છે. આ 'હું' જ્યાં કહે છે પોતે, ત્યાં આ 'શુદ્ધાત્મા'ની વાત છે. એ કૃષ્ણ ભગવાન નથી. હવે લોકો છે તે પોતપોતાની ભાષામાં સમજે. અને આ પ્રકૃતિ એ તો એમાં કોઈ જાતની આપણી, મનુષ્યની કોઈ ક્રિયા ચાલે એવી નથી, ઈશ્વરનુંય ચાલે એવું નથી. એ બધું આ વ્યવસ્થિત શક્તિનું કામ છે. એક્ઝેક્ટ માણસ રૂપાળા-બુપાળા, કદરૂપા-બદરૂપા, બધું એના હાથમાં છે અને તોલી-તોલીને, જરાય ફેર ન પડે.

**પ્રશ્નકર્તા :** પણ એ માણસ કદરૂપા કે સારા રૂપાળા થવાનું, જે કરે છે વ્યવસ્થિત શક્તિ, તેનો આધાર શેના ઉપર ?

**દાદાશ્રી :** એ આધાર આપણો જ. આપણા જે ભાવ પૂર્વે હતા અને જે અવસ્થિત થયા હતા આપણે, અવસ્થિત જે ભાવમાં અવસ્થિત થયા, તેનું આ આની મારફત વ્યવસ્થિત થઈને આવે છે.

**પ્રશ્નકર્તા :** બરાબર એટલે કો'ક માણસ પાડાનો વિચાર કર્યા કરે તો બીજે જન્મે પાડો થાય?

**દાદાશ્રી :** પાશવી વિચાર કરે ને, એટલે પશુતામાં જાય એ. અને સજ્જનતાના વિચારો કરે, માનવતાવાળા વિચારો કરે, તો પછી મનુષ્યમાં આવે. અને દૈવી વિચાર એટલે શું ? સુપર હ્યુમન કે તમે મને નુકસાન કરો, તોય હું તમને ઉપકાર કરું. તમે ફરી નુકસાન કરો તોય ઉપકાર કરું, એવું દસ વખત એ ચાલ્યા કરે એટલે જાણવું કે આ સુપર હ્યુમન છે. એ દેવલોકમાં જાય.

એટલે એમાં આપણી આ જે મહીં સર્જનક્રિયા થાય છે, એની નોંધ કોણ લે છે ? એ વ્યવસ્થિત શક્તિનું કામ છે. એ નોંધ પછી એ ગોઠવી કરીને રૂપક આપે છે. અને વિસર્જન તો કમ્પ્લીટેય એના હાથમાં છે,

વ્યવસ્થિત શક્તિના ! વિસર્જન માત્ર એના હાથમાં છે. ફક્ત આપણને એમ લાગે છે કે આ સર્જન આપણા હાથમાં છે, તેય નિમિત્ત છે. કેવું છે ?

**પ્રશ્નકર્તા :** નૈમિત્તિક.

**દાદાશ્રી :** સ્વતંત્ર જો સર્જન હોય તો તો બધું જગત બધું જુદી જાતનું ચાલે. એટલે આ જગત આખું સમજવા જેવું છે.

## સર્જનની સિસ્ટમ, પાર્લામેન્ટરી...

વિસર્જનમાં આત્મસત્તા નહીં, પુદ્ગલસત્તા એ જ પરસત્તા કહેવાય છે, એટલે પુદ્ગલસત્તાના આધિન ! હવે સર્જન થાય છે તે પાર્લામેન્ટરી પદ્ધતિથી થાય અને વિસર્જન તો બિલકુલ પુદ્ગલસત્તા છે. જન્મ્યા ત્યારથી તે ઠેઠ છેલ્લા સ્ટેશન સુધી જે જે ક્રિયાઓ કરવામાં આવે છે, મન-વચન-કાયાથી, આ ઈન્દ્રિયોથી એ બધું વિસર્જન કહેવાય. તે 'ઈટ હેપન્સ' કહેવાય અને એ ફરજિયાત છે. અને અંદર જે સર્જન થઈ જાય છે એ જીવને ખબર પડતી નથી. એવી જાગૃતિ હોતી નથીને ! અંદર નિરંતર સર્જન થયા જ કરે છે.

હવે સર્જન પોતાના એકલાથી જ જો સર્જન હોય તો તો એ કાયમને માટે કર્તા થઈ પડ્યો. તે બંધન છૂટે નહીં કોઈ દહાડોય. પણ આ નૈમિત્તિક કર્તા છે એટલે છૂટે છે, નહીં તો છૂટે જ નહીં ને મોક્ષે જાય જ નહીં ને ! પણ નૈમિત્તિક કર્તા એટલે પાર્લામેન્ટરી પદ્ધતિથી. જેમ ઈન્દિરાએ કહ્યું હોય પેલા પાકિસ્તાનવાળાઓને કે ભઈ, આ કચ્છનો અમુક ભાગ હું તમને આપીશ. પણ જોડે જોડે એમ કહે કે પાર્લામેન્ટમાં નક્કી કરાવીને પછી આપીશ. એવું કહી જ દેને એ. એટલે પછી ત્યાં આગળ જઈને પાર્લામેન્ટમાં ઠરાવ મૂકે અને નક્કી કરાવે. હવે એ નક્કી કર્યું કોણે ? ત્યારે કહેવાય ઈન્દિરાએ અને હોય પાર્લામેન્ટરી પદ્ધતિ. એટલે એ નૈમિત્તિક કહેવાય, એવી જ રીતે નૈમિત્તિક કર્તા આત્મા થાય છે અને આત્મા જાતે કરતો નથી. આ તો તેના વિશેષ પરિણામ છે. જે વિભાવ કહેવાય છેને !

કંઈ જ કરતા નથી, એનું નામ ભગવાન. ફક્ત પ્રકાશ આપે છે. જીવમાત્રને ! જીવદશા છે એને પ્રકાશ આપે છે. એ પ્રકાશથી જીવ બધા આ ફરી રહ્યા છે. પોતાની રિસ્પોન્સિબિલિટી ઉપર જ બધું કરી રહ્યા છે. અને તેય એમાં, પોતાની સ્વતંત્ર જોખમદારી છે જ નહીં. એય સંજોગાધીન પુરુષાર્થ કરે છે. જે કર્મ કરે છે તે સંજોગાધીન અને ભોગવવાનું વિસર્જન કુદરતના હાથમાં. કર્મ કરતી વખતે એનો વોટ હોય છે. પાર્લામેન્ટરી પદ્ધતિ છે કર્મ કરવાની, એના વોટ હોય છે, એ વોટ જો ફેરવે તો ફેરવી શકે.

આ જગત વિજ્ઞાનથી ચાલે છે. અત્યારે બહાર જે વિજ્ઞાન છે એ નહિ, આ વિજ્ઞાન તો આત્માનું વિજ્ઞાન છે, પરમાત્મવિજ્ઞાન છે. તે આ વિજ્ઞાન બધું કરી રહ્યું છે. સર્જનેય એ કરી રહ્યું છે અને વિસર્જનેય એ કરી રહ્યું છે.

## 'વ્યવસ્થિત' વપરાય સમકિતીઓથી...

વ્યવસ્થિત શક્તિ વિસર્જન કરે છે. ત્યારે આપણા લોકો, કેટલાક બહારના લોકોએ મને કહ્યું કે તમારું 'વ્યવસ્થિત' અમને બહુ કામ લાગે. મેં કહ્યું, 'દુઃખદાયી થઈ પડશે. ના લેશો, સ્વીકાર ના કરશો. તમે સર્જન ને વિસર્જન બેઉ કરો છો અને એક બાજુ 'વ્યવસ્થિત' લાવો છો.

વિસર્જન છે એટલે ડિસ્ચાર્જ છે, એ બધું વ્યવસ્થિતના તાબામાં છે. આ વ્યવસ્થિત એટલે ડિસ્ચાર્જ માત્ર. હવે ચાર્જ ને ડીસ્ચાર્જ બેઉ હોય જેને અજ્ઞાન દશામાં, એને વ્યવસ્થિત આપીએ એ ખોટું છે, ગુનો છે. કારણ કે વ્યવસ્થિત તો વિસર્જન એકલું જ કરે, સર્જન નહીં કરી શકે. એટલે આ હું જ્ઞાન આપ્યા પછી ચાર્જ બંધ કરી આપ્યા પછી કહું છું, 'વ્યવસ્થિત'. નહિ તો કહું નહિ ને ! નહિ તો લોક વ્યવસ્થિતને ધ્યાનમાં લે અને પછી ગજવું કપાયું તે ઘડીએ વ્યવસ્થિતનું જ્ઞાન એડજસ્ટ કરવા જાય, તો શું થાય ? ચાર્જવાળો માણસ શી રીતે એડજસ્ટ કરે ? થાય કે ?

કોણ સર્જન કરે છે ને કોણ વિસર્જન કરે છે, શેના આધારે સર્જન થાય છે, શેના આધારે વિસર્જન થાય છે, એવું કશું લક્ષમાં જ નહિ ને !

એક જ વાત ઝાલી બેઠાં કે 'આ મેં કર્યું ને મેં ભોગવ્યું'. પણ વચ્ચે કઈ કઈ એજન્સીઓ છે એની તપાસ નહિ કરી ને ?! મહીં એજન્સીઓ ખરી કે નહિ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો એજન્ટોને ના આપવી પડે દલાલી આપણે ? એજન્ટોને સોંપી દઈએ તો ભાંજગડ નહિ.

એટલે આ બધી ઝીણી વસ્તુ છે !

'વ્યવસ્થિત'ના તાબે છે. એટલે આપણે કહીએ છીએ ને કે આ બીજા લોકોને 'વ્યવસ્થિત' ના અપાય. કારણ કે 'ચાર્જ' અને 'ડિસ્ચાર્જ' બન્ને છે એમની પાસે. ફક્ત આ 'જ્ઞાન' લીધું છે તેમને અમે 'વ્યવસ્થિત' આપ્યું છે. કારણ કે 'વ્યવસ્થિત'ના તાબામાં આટલું ડિસ્ચાર્જ જ છે. એટલે તમને કહી દીધું ને કે ભઈ, 'વ્યવસ્થિત' છે આ. અને સર્જન કોણ કરે છે, એ અમે જોઈને તમને કહી દીધું.

અહંકાર કર્તા હોય ત્યાં સુધી વ્યવસ્થિત હોય નહીં. કર્તા ડખો કર્યા વગર રહે નહીં. વ્યવસ્થિત વિસર્જન શક્તિ છે, સર્જન નથી. વિસર્જનમાં કશું વાંધો આવે નહીં. સર્જનમાં વાંધો આવે. ચાર્જ કરનારાને વાંધો આવે. અહંકારી લોકો ચાર્જ કરે ને ? વાર ના લાગે. પણ જગતના લોકોને 'વ્યવસ્થિત' નથી. આ 'જ્ઞાન' લીધા પછી વ્યવસ્થિત છે. તમને હવે વિસર્જન એકલું રહ્યું એટલે તમારે વ્યવસ્થિત છે. એમને સર્જન-વિસર્જન બેઉ છે.

❖❖❖❖❖

# (૬)

# આદિ 'વ્યવસ્થિત'ની !

## છ દ્રવ્યોથી પર 'વ્યવસ્થિત'

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતની શરૂઆત કેવી રીતે થઈ ?

**દાદાશ્રી :** આ દુનિયામાં કોઈ વસ્તુની શરૂઆત હોતી જ નથી. જેનો એન્ડ હોય તેની શરૂઆત હોય. જેનો એન્ડ જ નથી એની શરૂઆત શેની હોય ? એ સમજાય ખરું ? જેને એન્ડ ના હોય તેની શરૂઆત થયેલી ના હોય !

એવું છે ને આ દુનિયામાં જે ચીજો છે, એ ચીજ કાયમની છે, સનાતન, શાશ્વતી. એ છ ચીજ છે. એનો સ્વભાવ છે તે પરિવર્તન સ્વભાવ છે. પરિવર્તનમાં જે અવસ્થાઓ ઊભી થાય છે એ બધી વ્યવસ્થિતના તાબામાં છે. હવે આ વસ્તુઓ બધી સનાતન, જ્યારે અવસ્થાઓ ઊભી થવાની એ ટેમ્પરરી, પણ અવસ્થાને ઉત્પન્ન કરવાવાળું, જે વ્યવસ્થિત તે પરમેનન્ટ પાછું. જ્યારથી આત્મા છે, આ બધી વસ્તુઓ છે, ત્યારથી એ છે. એટલે આ તત્ત્વો અનાદિથી છે એવું એય અનાદિથી છે.

**પ્રશ્નકર્તા :** પરમાણુનો જથ્થો જેટલા લોકમાં છે, એટલામાં જ વ્યવસ્થિત લાગે ?

**દાદાશ્રી :** ના, ના. આખું જગત બધું પરમાણુથી જ ભરેલું છે. જેમ આકાશથી ભરેલું છે. એવું પરમાણુથીય ભરેલું છે. પણ જે પરમાણુ સંયોગીભાવને પામેલાં હોય, આંખે દેખાય એવા, આ બધાં પાંચ ઈન્દ્રિયથી અનુભવમાં આવે એટલાં બધાં છે તે સંયોગી ભાવવાળા છે. બીજા તો આંખે દેખાતાં જ નથી, એ તો બધાં ચોખ્ખા જ છે. આકાશ આંખે દેખાતું નથી. ચોખ્ખું છે. પુદ્‌ગલ અસ્તિકાય, ચોખ્ખું છે. ધર્માસ્તિકાય ચોખ્ખું છે. અધર્માસ્તિકાય ચોખ્ખું છે. ચોખ્ખું જ છે બધું. કાળેય ચોખ્ખો છે. ફક્ત આટલું જ, પાંચ ઈન્દ્રિયથી અનુભવમાં આવે છે, તેટલું જ અવ્યવસ્થિત થયેલું છે. એટલે માટે વ્યવસ્થિત આપણે કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એટલે સિદ્ધક્ષેત્ર કોન્સ્ટન્ટમાં જ છે.

**દાદાશ્રી :** હા. એ તો કોન્સ્ટન્ટ.

**પ્રશ્નકર્તા :** છ તત્ત્વો જે છે, કોન્સ્ટન્ટ છ તત્ત્વો, એ સિવાયનું જે કંઈ છે, એ વ્યવસ્થિતમાં છે એવો અર્થ થયો ?

**દાદાશ્રી :** છ તત્ત્વો ને વ્યવસ્થિતને કંઈ લાગતું વળગતું જ નથી ને.

**પ્રશ્નકર્તા :** છ તત્ત્વોને વ્યવસ્થિત ના લાગે, પણ તે સિવાયની જે વાત છે પંચેન્દ્રિયને જે સ્પર્શે છે. છ તત્ત્વો સિવાયની.

**દાદાશ્રી :** એ બધું વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** છ તત્ત્વોને વ્યવસ્થિત લાગુ પડતું નથી.

**દાદાશ્રી :** ના. વ્યવસ્થિત લાગુ કોને પડે ? કે અવ્યવસ્થિત થતું હોય તેને ! લોકો આ જગતને, વ્યવસ્થિત ને અવ્યવસ્થિત બધું બોલે છે, ગમે તેવાં વિશેષણ આપે છે. આપણે એવું કહીએ છીએ કે ભઈ, જો વિશેષણ સમજવું હોય તો આ વ્યવસ્થિત જ છે એવું કહેવા માંગીએ છીએ, અવ્યવસ્થિત જેવું છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ જે છે, એ શુદ્ધતત્ત્વ છે એને વ્યવસ્થિત લાગુ પડતું નથી. પણ પુદ્ગલનાં જે પર્યાય છે, આપણો આ દેહ છે એ પુદ્ગલ પર્યાય છે, એટલે પર્યાયને વ્યવસ્થિત લાગુ પડે છે, એવું ખરું ?

**દાદાશ્રી :** એવું છે ને, પર્યાય એટલે તો વસ્તુ જુદી છે. પુદ્ગલને જ વ્યવસ્થિત લાગુ થાય છે. શુદ્ધતત્ત્વ એને પુદ્ગલ કહેતા નથી, પણ એને પરમાણુ કહે છે.

**પ્રશ્નકર્તા :** હા, તો એમાંનું એક તત્ત્વ છે. એ પુદ્ગલ તત્ત્વ છે ને ?

**દાદાશ્રી :** ના. પરમાણુ તત્ત્વ છે. પુદ્ગલ તો જે પૂરણ-ગલન પામી ગયાં હોય તેને પુદ્ગલ કહેવામાં આવે છે અને તે જ વ્યવસ્થિત ભાવે છે, પુદ્ગલ આખું. પરમાણુ વ્યવસ્થિત નથી.

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્ગલ પરમાણુ વ્યવસ્થિત નથી ? છ તત્ત્વોમાં, જે પહેલું આત્મા......

**દાદાશ્રી :** છ તત્ત્વોમાં પરમાણુ છે, એને આ તો પુદ્ગલ તત્ત્વ બોલે તે આમ ચલાવી લેવાય.

**પ્રશ્નકર્તા :** આપણે અવકાશમાં જઈએ, તો ત્યાં અમુક એની હદ પછી ત્યાં આગળ સમય નથી, સ્પેસ નથી, એ બધું નથી ત્યાં આગળ.

**દાદાશ્રી :** એ તો આકાશ એટલે જ સ્પેસ. સ્પેસ અને ટાઈમ બધે હોય જ, આ 'લોક'માં ટાઈમ છે. ટાઈમના પરમાણુ કાળાણુ છે. અણુ છે એના. સમય, દરેક સમયનો અણુ છે. બધી જ ચીજ છે. આ લોક છેને ત્યાં. અલોકમાં આકાશ એકલું જ.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં આગળ વ્યવસ્થિત શક્તિ ખરી ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત શક્તિ અલોકમાં નથી. જ્યાં આ બધી વસ્તુઓ છે, ત્યાં વ્યવસ્થિત શક્તિ છે. વસ્તુ એટલે શું ? કે અવિનાશી હોય. અવિનાશી વસ્તુઓ બધી પરિવર્તન નિરંતર થયા જ કરે. એ બધી સામસામી ભેગી થાય ને, એટલે આવું રૂપ ઊભું થઈ જાય, અવસ્થા ઊભી થાય.

છ તત્ત્વો છે એ સંયોગ કહેવાય નહીં. એ તો છ તત્ત્વો કશું કરે જ નહીં ને જગતમાં. દુઃખેય ના આપે, સુખેય ના આપે. સંયોગ તો સુખ ને દુઃખ બેઉ આપે.

## માત્ર 'શુદ્ધ ચેતન', 'વ્યવસ્થિત'થી પર

**પ્રશ્નકર્તા :** ચેતન વ્યવસ્થિતના તાબામાં છે કે પુદ્ગલ એકલું જ ?

**દાદાશ્રી :** સંસારમાં બધું જ વ્યવસ્થિતના તાબામાં છે. સંસારભાવને પામેલું બધું જ વ્યવસ્થિતના તાબામાં છે. મુક્ત થયા પછી વ્યવસ્થિતના તાબામાં રહેતું નથી.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિતઆત્મા બધું જ વ્યવસ્થિતના તાબામાં છે ?

**દાદાશ્રી :** પુદ્ગલ ને પ્રતિષ્ઠિતઆત્મા બધું જ વ્યવસ્થિતના તાબામાં છે. જ્યાં સુધી બંધન છે ત્યાં સુધી વ્યવસ્થિતના તાબામાં છે.

**પ્રશ્નકર્તા :** તો વ્યવસ્થિત છે તે જડ અને ચેતન એ બન્ને ભાવો માટે કહેલું છે ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત બન્ને માટે છે. વ્યવસ્થિતની અસર ફક્ત જડને થયા કરે. બેઉને સ્પર્શે ખરુંને ! ત્યાં સુધી ચેતન છૂટું ના થાય ને ! જો વ્યવસ્થિતનો હિસાબ થઈ રહ્યો ત્યારે ચેતન છૂટું થાય. નહીં તો આ ચેતનેય છૂટું થાય નહીંને !

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ કહીએ છીએ તે જડને માટે જ કહીએ છીએ ને ?

**દાદાશ્રી :** હા, જડને માટે જ ને ! છતાં ચેતનને સ્પર્શે તો ખરુંને! ચેતન છૂટું ના થાય ત્યાં સુધી, ત્યાં સુધી ચેતનને એટલું જ કે છૂટું ના થઈ શકે. ચેતનને લાગતું-વળગતું નથી વ્યવસ્થિત. ચેતનને જાણવાનું છે, અને જડને પરિણમવાનું છે.

**પ્રશ્નકર્તા :** એ ચેતન પરિણમતો નથી ?

**દાદાશ્રી :** ના, ચેતન આ વ્યવસ્થિતમાં તો કશું પરિણમતો નથી.

વ્યવસ્થિતને જાણ્યા જ કરે છે નિરંતર. જડની પરિણતિ બધી જોયા કરે છે, જાણ્યા કરે છે. અજ્ઞાનીનેય એમ થાય છે ને જ્ઞાનીનેય એવું થાય છે. પણ અજ્ઞાની એમ માને છે કે 'આ હું કરું છું'. એટલે બધું અવળું ચાલે છે ગાડું. એ પરપરિણતિને સ્વપરિણતિ માને છે, એટલે ફસાય છે. અને આ 'જ્ઞાન' આપણને આપ્યું હોય તો સ્વપરિણતિ સ્વપરિણતિમાં અને પરપરિણતિ પરપરિણતિમાં, સહુ સહુની રીતે રહે. પછી ઉકેલ આવી જાય છે. ક્રોધ-માન-માયા-લોભ થાય જ નહીં. વ્યવસ્થિત સમજાયું તેને ક્રોધ-માન-માયા-લોભ થાય નહીં. કષાય ગયા તેનું સર્વસ્વ કામ થઈ ગયું.

## જગતે જાણ્યો તે છે મિકેનિકલ આત્મા

આ બધા જ આત્માની વાતો કરે છે, એ તો મિકેનિકલ આત્મા છે.

**પ્રશ્નકર્તા :** પણ, એ મશીનરી બનાવનાર કોણ ?

**દાદાશ્રી :** બનાવનારની કોઈ જરૂર નથી. એ જ જાણવાનું છે, એ અમે જોયેલું હોય, તે જોયું હોય એને સમજાવી શકવાના શબ્દ ના હોય. કોઈને બનાવવાની જરૂર પડતી નથી, એવી કુદરતની બધી સ્વભાવિક્તા જ છે, અને આત્માની વિભાવિક શક્તિ છે. વિભાવિક શક્તિનું ગમે તેટલું જોર હોય, પણ કર્તા નથી આત્મા. એટલે આ મિકેનિકલ બની શકે નહીં. પણ આ વિભાવિક શક્તિ એવી છે તેની જોડે આ જે અનાત્મ વિભાગની શક્તિ છે, એટલે આ બધું મિકેનિકલ ઊભુ થયું છે. એ અમે જોયેલું હોય. આ વિભાવિક શક્તિનું પરિણામ આવે છે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ઊભા થાય છે. પછી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે આ બધું મિકેનિકલ ચાલે છે.

આ જગત જેને આત્મા માની રહ્યું છે એ મિકેનિકલ આત્મા છે. અને મિકેનિકલ આત્માને જ સ્થિર કરે છે. મૂળ દરઅસલ આત્મા જે છે તે સ્થિર જ છે. એ અસ્થિર થતો જ નથી. મિકેનિકલ આત્મા એ ચંચળ સ્વભાવનો છે. અને જે આ ચંચળ લાગે છેને આત્મા, તેને લોકો સ્થિર કરે છે. અને એને જ આત્મા જાણે છે. પણ એ ભ્રાંતિ છે. આમ કરો, ઉપવાસ કરો, તપ કરો, જપ કરો એ બધું જેને કરવું હોય તેને માટે

બરોબર છે, પણ એનાથી 'હું કોણ છું' એ જડશે નહીં. જે જડશે એ મિકેનિકલ આત્મા છે. આ તો મશીનરી ચાલ્યા જ કરે છે, એની આપણા હાથમાં સત્તા જ નથી. આ મશીનરી ક્યારે બંધ થાય જાણો છો ? એક પા કલાક નાક દબાવી રાખોને તો મશીનરી બંધ થઈ જાય, કશું જ ચાલે નહીં !

**પ્રશ્નકર્તા :** પણ એ તો આ શરીરની વાત કહી, પણ આખા જગતની મશીનરીની વાત ?

**દાદાશ્રી :** આ બધા મિકેનિકલ આત્માઓ છે ને, તેનાં જે પરિણામ છે તે બધાં જાય છે મોટા કોમ્પ્યુટરમાં. એ કોમ્પ્યુટરની મારફત ચાલે છે. એને આપણે વ્યવસ્થિત શક્તિ કહ્યું છે.

## એ ચેતન નહીં, પણ પાવર ચેતન

આ મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ હોય છે, આ ચેતન ભાગ જે છે એ ચેતન છે ને બીજી આ ત્રણ બેટરીઓ હોય છે. હવે એ બેટરી તે પાવરના આધારે ચાલે છે.

અને પાવર ખલાસ થાય એટલે ?

**પ્રશ્નકર્તા :** ઉડી જાય. સ્ટોપ.

**દાદાશ્રી :** એટલે આત્માની હાજરીથી પાવર ઊભો થાય છે, અને પાવરથી આ ચાલે છે. પાવર ભરેલો હોય, પેલી બેટરી હોય છે તેની મહીં નવા સેલ મૂકીએ, અને તે જલ્દી વપરાઈ જાય. તો આમ દેખાય નવા તોય કાઢી નાખવા પડે કે કેમ ? જૂના નથી થઈ ગયા તોય ?!

**પ્રશ્નકર્તા :** પાવર ખલાસ થઈ ગયો.

**દાદાશ્રી :** એવું આ પાવર ખલાસ થઈ જાય કે ચાલ્યો ! આમ ક્રિયામાં તો એમ જ લાગે કે આ ચેતન કરી રહ્યું છે. જગત આખું ત્યાં ચેતન જ માની રહ્યું છે. હવે આ જ્ઞાનીઓને શી રીતે સમજી શકે ?! આખું જગત જ્યાં ચેતન માને છે ત્યાં ચેતન છે જ નહીં, સેન્ટ પણ નથી.

છતાં ક્રિયા ચેતનના જેવી જ થઈ રહી છે. એટલે કહેવું પડ્યું કે આ મિશ્રચેતન છે. એટલે લોકોએ જાણ્યું કે ઘી ને તેલ ભેગું કરીએ, એવી રીતે છે. આ થોડુંક આ ચેતન ને થોડુંક આ જડ. પણ કાયદો શું કહે છે? બે એકાકાર થાય નહીં, કોઈ દહાડોય. એટલે બધા જ્ઞાનીઓએ જોયેલું હોય ને તે લોકોને સમજણ પડે નહીં. એવું તે શું જ્ઞાનીઓએ જોયું ને તીર્થંકરોએ શું જોયું, ત્યારે કહે, કેવળજ્ઞાન જોયું.

ભગવાન આનો કર્તાય નથી ને તમેય કર્તા નથી. છતાં જગત ચાલ્યા કરે છે. તમે આટલુંય કર્તા નથી. આ તો મન-વચન-કાયાનું ડિસ્ચાર્જ થઈ રહ્યું છે અને નવી ત્રણ બેટરીઓ ચાર્જ થઈ રહી છે. તે અમે ચાર્જને બંધ કરી દઈએ. પછી એકલું ડીસ્ચાર્જ ચાલુ રહે.

અત્યારે આ ચેતન જેવા દેખાય છે. એ તો બધા પાવર છે ખાલી. તે પછી પાવર ઊડી જાય તો સેલ ખલાસ થઈ જાય. તો માણસ મરી ગયો કહેવાય છે. બાકી પાવર ઊડી જાય છે. આત્માય તેવો રહે છે. અને દેહેય એવો રહે છે. પણ વચ્ચે પાવર ઊડી જાય છે. જેમ સેલમાંથી પાવર ઊડી જાય પછી સેલ નકામા થઈ જાય છે. એવું આ મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ છે ને તે પાવર ભરેલો ઊડી જાય છે. ત્રણેય સેલ નકામા થઈ જાય છે. અત્યારે પાવર ભરાઈ રહ્યો છે આવતા ભવ માટે. પછી નવી બેટરીઓ પેલી તૈયાર થઈ જાય આવતા ભવની.

## સંજોગોના દબાણથી ઉપાધિભાવ

**પ્રશ્નકર્તા :** આપણે એમ માનીએ કે એક એવી આમ કોઈ અલૌકિક શક્તિ છે. બીજી બાજુ આપણે છીએ, આપણે એના ભાગ છીએ તો એ શક્તિ અને આપણે બે એનું સંયોજન....

**દાદાશ્રી :** ભાગ કોઈના નથી તમે.

**પ્રશ્નકર્તા :** તો બધા સંયોજન એક જ છીએ ?

**દાદાશ્રી :** નહીં, નહીં, એકેય નથી, તમે સ્વતંત્ર છો. તમારો કોઈ

ઉપરી નથી. આપણે એના જો ભાગ હોઈએ તો તો મારી મારીને તેલ કાઢી નાખે આપણું. એવું નથી, બિલકુલ સ્વતંત્ર છો.

**પ્રશ્નકર્તા :** આ બધા સ્વતંત્ર છે જુદાં જદાં, દરેક એકમો, તો આ કઈ રીતે ગોઠવાયેલાં છે.

**દાદાશ્રી :** બિલકુલ રેગ્યુલેટરથી ગોઠવાયેલું છે.

**પ્રશ્નકર્તા :** એ ગોઠવાયેલું છે એ તો કન્કલુઝન છે આપનું, એ તમે તારણ અમને કહી દીધું, પણ એ કારણ શું ?

**દાદાશ્રી :** હા, આનું કારણમાં બીજું કંઈ નથી વસ્તુમાં એ. આ જીવો નિરંતર પ્રવાહમાં છે તે વિશેષભાવી થયેલાં છે, તે સ્વાભાવિક થવા ફરે છે. એ વિશેષભાવી કેમ થયું ? ત્યારે કહે, ઉપાધિ ભાવથી કે આ બધા ભેગાં થયા હોય આપણને એવિડન્સ, એ એવિડન્સના આધારે દબાણ થાય છે.

એક માણસ મોટો નગર શેઠ હોય, પણ એમણે દારૂ પીધો હોય તો એની અસર થાય કે ના થાય ? એવું આપણને ઈફેક્ટ અડે છે. તેથી આ બધું આમ થઈ ગયું છે, પોતાના સ્વરૂપનું ભાન જતું રહ્યું છે. સ્વરૂપથી બેભાન, જેમ દારૂ પીવે ને પેલો ભાન જતું રહે, એવું આ બીજી અસરોથી ભાન જતું રહ્યું છે. એ ભાન 'જ્ઞાની પુરૂષ' લાવે એટલે આપણે ભાનમાં આવ્યા એટલે ખલાસ થઈ ગયું ! હવે પીધેલો દારૂ હોય, ફરી બીજો પીએ નહીં. તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** ઉતરી જાય.

**દાદાશ્રી :** ઉતરવું એનો સ્વભાવ છે. ચડવું એ એનો સ્વભાવ નથી. ફરી પીઓ તો જ ચડે. તે આ ખ્યાલ રહે કે આ પરિણામ છે. પરિણામ એટલે એની મેળે જ આવે.

## આત્માનો વિરુદ્ધ ભાવ નહીં, પણ વિશેષ ભાવ

હવે જગતના લોકો શું કહેશે, સમ્યક્ત્વ, ચેતનની પ્રાપ્તિ માટે છે. ચેતને ભાન ખોઈ નાખ્યું છે. હવે ચેતન તો નિરંતર પોતાના ભાનમાં જ

રહે, પણ આ વિભાવ ઊભો થયો છે. એનામાં ભાન જો જતું રહેતું હોય, તો મોક્ષે જાય તોય ભાન જતું રહે.

કેટલાક લોકો કહે છે કે ભાવકર્મ કર્યું આત્માએ ?! ભાવકર્મને જગત એની મેળે પોતાની ભાષામાં સમજી જાય તો એનો ઉકેલ આવે એવો નથી. વીતરાગોની ભાષામાં સમજવું પડશે. અને જો કદિ ભાવકર્મ એ જો આત્માનો ગુણ હોય તો પછી એ કાયમનો રહેશે.

તમને સમજાય છે એ વાત ? ભાવકર્મ જો આત્માનો ગુણ હોય તો કાયમનો રહેશે ને ? એ ભાવકર્મ શું છે ? કે બે વસ્તુઓ, વસ્તુ હંમેશા અવિનાશી હોય, તીર્થંકરોએ વસ્તુ કહી એને, બે વસ્તુનો સંયોગ ભેગો થાય ત્યારે વિશેષ ગુણધર્મ ઉત્પન્ન થાય. બેઉના પોતાના ગુણધર્મ તો છે જ. અને પછી વિશેષ ગુણધર્મ ઉત્પન્ન થાય. જેને આપણા લોકો વિભાવ કહે છે. હવે આ વિભાવને પોતાની ભાષામાં સમજીને લોકો વિરૂદ્ધ ભાવ કહે છે. આ આત્માનો વિરૂદ્ધભાવ ઉત્પન્ન થયો, એટલે સંસારભાવ ઉત્પન્ન થયો એને, કહેશે. અલ્યા, આત્માને સંસાર ભાવ ઉત્પન્ન થતો હશે ? વિશેષભાવ છે. બે વસ્તુનો સંયોગ બાઝવાથી વિશેષભાવ ઉત્પન્ન થાય છે. પણ એ વસ્તુ હોવી જોઈએ તો !

**પ્રશ્નકર્તા :** બેઉમાં વિશેષભાવ ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** બન્નેમાં, પુદ્ગલમાંય વિશેષભાવ થાય છે ને આત્મામાંય વિશેષભાવ થાય છે.

**પ્રશ્નકર્તા :** વિશેષભાવ બેઉનો અલગ અલગ ઉત્પન્ન થાય છે કે બેઉનો મળીને એક થાય છે ?

**દાદાશ્રી :** પુદ્ગલ એ જીવંત વસ્તુ નથી, જ્યાં ભાવ હોતો નથી પણ એ વિશેષભાવને ગ્રહણ કરે એવું તૈયાર થઈ જાય છે. એટલે એનામાંય ફેરફાર થાય છે. એક વાર આત્મા(વ્યવહાર આત્મા)માં ફેરફાર થાય છે. હવે આત્મા આમાં કશું કરતો નથી, પુદ્ગલ કશું કરતું નથી. ફક્ત વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** બન્નેનો સંયોગ આજુબાજુ હોવાથી ?

**દાદાશ્રી :** સંયોગ થયો કે તરત વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** માત્ર સંયોગને કારણે કે શેને કારણે ?

**દાદાશ્રી :** સંયોગના કારણથી. ને બીજું કારણ તો અજ્ઞાનતા આપણે મહીં માની જ લેવાની. કારણ કે આપણે જે વાત કરીએ છીએ ને, તે અજ્ઞાનતાની અંદરની વાત કરીએ છીએ. એ જ્ઞાનની બાઉન્ડ્રીની વાત નથી કરતાં. એટલે ત્યાં આત્માની અજ્ઞાન દશામાં આ વિશેષભાવ ઉત્પન્ન થાય છે.

આ વિશેષભાવને હું તમને આપણી સાદી ભાષામાં સમજાવું. વસ્તુ આપણે અવિનાશી વસ્તુને કહીએ. બીજી વધારે વાત નહીં કરી શકીએ એના માટે, પણ અવસ્થા એ નાશવંત કહેવાય બધી. એટલે આપણે વ્યવહારિક વાત કરીએ, એ બધી અવસ્થાઓની વાતો કરીએ તો ઓલ ધીસ રિલેટિવસ્ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ !

હમણે, બગીચાની અંદર રસ્તાપર આરસ પહાણના પથ્થર નાખ્યાં હોય અને સવારમાં ફરવા જઈએ તો પથ્થર કેવા સરસ લાગે ? પછી પેલા કંટ્રાક્ટરને પૈસા આપી દઈએ કે ના આપી દઈએ ? અને પછી સો એક રૂપિયા ડીપોઝીટ રહી હોય, તે પછી તે દહાડે કંઈ બપોરે બે વાગે ઊઘાડા પગે જવાનું થયું. તે દઝાયા એટલે કહે, કે આ લોકોએ ગરમ પથરા ઘાલી દીધા ! એટલે ડીપોઝીટેય નહીં આપું, એવું કહેશે. પછી પેલો કંટ્રાક્ટર સમજ પાડે કે, સાહેબ, એ પથરાનો ગુણ નથી. પથરા છે અને સૂર્યનારાયણ, આ બેના ભેગા થવાથી વિશેષગુણ ઉત્પન્ન થયો છે. એ છે તે સૂર્યનારાયણ જશે કે તરત હતા તેના તે જ. પથરા ગરમ નથી.

આ દાખલો એક્ઝેક્ટ મળતો નથી, પણ આ તો એક તમને આઈડીયા પહોંચવા માટે કહું છું. પણ બીજો કોઈ દાખલો આપી શકાય એમ નથી. એવું એમાં વિશેષગુણ ઉત્પન્ન થાય છે.

હવે એ વિશેષગુણ ક્યાં સુધી રહે છે ? સ્વરૂપની અજ્ઞાનતા છૂટી, જ્ઞાની પુરુષ પાસે, તેની સાથે જ વિશેષગુણ છૂટી જાય ! અને વિશેષગુણથી જે પુદ્ગલ પહેલાં થઈ ગયેલું છે, જે પથરા ગરમ થઈ ગયા છે, તે એ

ગરમ થયેલા પથરાને ચારિત્રમોહ કહે છે, તે હમણાં ઠંડા પડી જશે. પછી એમાં ફરી છે તે સૂર્યનારાયણ ના રહ્યો, એટલે આપણી કંઈ ડખલ ના રહીં, આત્માની, કારણ કે પોતાને સમજી ગયો અને 'જ્ઞાન' થયું એટલે ડખલ રહી નહીં ને ? કર્તા રહ્યો નહીં ને !

## સ્વભાવ એ પુરુષ ને ભ્રાંતિ એ પ્રકૃતિ

**પ્રશ્નકર્તા :** જડ અને ચેતનથી જે વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય અને જે આ ક્રોધ-માન-માયા-લોભ તેને લઈને આવે, તો એ વ્યવસ્થિતથી જ થતાં હશે ને ?!

**દાદાશ્રી :** આપણે તો એની ડીઝાઈનને કહીએ કે આ વ્યવસ્થિત છે. બાકી આ તો બેની હાજરી થઈ એટલે એની મેળે, ઉત્પન્ન થાય જ, ક્રોધ-માન-માયા-લોભ નિયમથી જ થાય.

અત્યારે તમને એમ લાગે છે કે 'હું ચલાવું છું'. પણ સો ટકા વાત ખોટી છે. ખાલી તમે આમાં નિમિત્ત છો. પણ કર્તા નથી તમે. અને કર્તા છો એવું માનો છો, તેથી ભ્રાંતિથી કર્મ બંધાય છે, ને ભવોભવ ભટકવાનું થાય છે. કર્તાપણું છૂટી જાય, અને પોતાનો ભાવ જાગૃત થઈ જાય, તો કામ થઈ ગયું.

સ્વભાવ અને ભ્રાંતિ બે જ છે. સ્વભાવ પુરુષ છે ને ભ્રાંતિ પ્રકૃતિ છે. ભ્રાંતિનું ફળ પ્રકૃતિ ઊભી થઈ જાય. હવે, પોતાનો સ્વભાવ, પોતાના ભાવો છે અને વિભાવને બહિરભાવ કહેવાય છે. એક ખાલી બહિરભાવ એટલે આમ દૃષ્ટિ જ કરવાથી આ મૂર્તિઓ ઊભી થયેલી છે. બીજું કશું જ નથી કર્યું. જો આત્માએ કર્યું હોત તો તે જોખમદાર બનત. પણ એ અક્રિય સ્વભાવનો છે. અને આત્મા જાતે નથી કરતો. વિશેષ ભાવથી થાય છે. એના વિશેષ પરિણામ છે. જે વિભાવ કહેવાય છે ને ? વિભાવ એટલે વિરુદ્ધભાવ નથી, વિશેષભાવ છે, એ વિશેષ ભાવ અમે તો સમજીએ ! તે એવો આ નવો ગુણધર્મ ઉત્પન્ન થયો છે.

**પ્રશ્નકર્તા :** એમ કહે છે કે વિશેષ ભાવથી જે કર્મ થયાં તો તે વિશેષભાવમાં થયાં કે એથી જુદું છે સંયોજન ?

**દાદાશ્રી :** વિશેષ ભાવનું ફળ આવે છે. 'પોતે' માને છે કે આ મારું ફળ છે. વિશેષ ભાવ એ કારણ કહેવાય અને એનું કાર્ય આવે એ ફળ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ કાર્ય આપનારી સત્તા કઈ ?

**દાદાશ્રી :** એ જ વ્યવસ્થિત શક્તિ. હા, વ્યવસ્થિત શક્તિ બધાં કારણો ભેગાં થઈને પછી ફળ આપે.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ ફળ આપનારી જે શક્તિ ખરી એ વિશેષ ભાવથી જુદી ?

**દાદાશ્રી :** જુદી, વિશેષ ભાવ એ કારણ થયા. આમાંથી આ કાર્ય શક્તિ આ કરનારી, ફળ આપનારી.

**પ્રશ્નકર્તા :** એટલે કાર્ય રૂપકમાં આવે છે, કર્મફળ જે રૂપકમાં આવે, વ્યવસ્થિત શક્તિ એ વિશેષ ભાવ નહીં ને ?

**દાદાશ્રી :** નહીં.

**પ્રશ્નકર્તા :** તો એ ક્યા ભાવ ?

**દાદાશ્રી :** એ તો ફક્ત વ્યવસ્થિત શક્તિ, ફળ આવ્યું એક્ઝેક્ટ. વિશેષ ભાવમાં તો કોઝ થાય. કાર્યને તો સમજે લોકો, પણ કોઝ શું હોવું જોઈએ ? ત્યારે કહે, વિશેષ ભાવ. કાર્ય તો દેખવામાં આવે છે કે આ માણસ ચોરીઓ કરે છે, પણ શું કારણથી ? વિશેષ ભાવથી.

**પ્રશ્નકર્તા :** કર્મફળ જે ભોગવવાનું આવ્યું અગર જેના નિમિત્તથી એ કર્મફળ આવ્યું. એને જેણે ભોગવ્યું એ વિશેષ ભાવમાં જ આવ્યું ને ? ફળ તો વિશેષ ભાવમાં જ આવે છે ને ?

**દાદાશ્રી :** ના. એ તો આપણે કર્યાનું ફળ ભોગવ્યું. વિશેષ ભાવથી 'પોતે' માને છે કે મેં કર્યું. આ કર્તા થયો એટલે આ કર્મ બંધાયું તેનું આ ફળ ભોગવે.

**પ્રશ્નકર્તા :** કર્મ બાંધ્યું અને ભોગવ્યું તે વિશેષ ભાવ નહીં ?

**દાદાશ્રી :** ના, ભોગવવામાં નહીં, બાંધતી વખતે જ વિશેષ ભાવ.

**પ્રશ્નકર્તા :** અને ભોગવતી વખતે ?

**દાદાશ્રી :** ભોગવતી વખતે કશું નહિ. એટલે બાંધ્યું માટે એનું ફળ આવ્યું આ.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ વિશેષ ભાવવાળાને સહન કરવું પડે ને ?

**દાદાશ્રી :** ના, પણ અહીં વિશેષ ભાવ ના કહેવાય વિશેષ ભાવ તો ત્યાં છે, જ્યાં પોતાનો ભાવ નથી. પણ વિશેષભાવ એટલે બે વસ્તુ ભેગી થવાથી તીસરો ગુણધર્મ ઉત્પન્ન થયો. તે બન્નેમાં છે નહીં, તે ગુણધર્મ ઉત્પન્ન થયો અને એ ગુણધર્મથી આખું જગત ઊભું થયું.

**પ્રશ્નકર્તા :** હવે એ જગતમાં જ ફળ આવ્યું ને ભોગવવાનું ?

**દાદાશ્રી :** એ ફળ તો જગતમાં આવ્યું. પણ ફળને વિશેષ ભાવ ના કહેવાય. ભાવ જ્યાં હોયને ત્યાં કોઝ હોય. જ્યાં ભાવ શબ્દ હોય ત્યાં કોઝ જ ગણાય.

**પ્રશ્નકર્તા :** પણ એ ફળ તો વિશેષ પરિણામમાં આવ્યું એમ કહેવાય ને ?

**દાદાશ્રી :** ના. ફળને દ્રવ્ય જ ગણે છે. અને ભાવ કોઝ છે. જ્યાં જ્યાં ભાવ હોય એ કોઝ છે.

## વિભાવમાં કર્તા ને સ્વભાવમાં અકર્તા

'કર્તા-ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય,
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય' -શ્રીમદ્ રાજચંદ્ર

કર્મનો કર્તા ક્યાં સુધી ? કર્મનો ભોક્તા ક્યાં સુધી ? ત્યારે કહે, 'વિભાવ વર્તે જ્યાંય', જ્યાં સુધી 'હું ચંદુભાઈ છું', જ્યાં સુધી 'આ બાઈનો ધણી છું, આ છોકરાનો ફાધર છું', આવા જે વિશેષ ભાવ છે, વિભાવ એટલે વિશેષ ભાવ, વિરુદ્ધ ભાવ નહીં, તે ત્યાં સુધી કહે છે કે કર્તા-ભોક્તા છે. અને જ્યાં નિજભાવ એટલે 'હું શુદ્ધાત્મ સ્વરૂપ છું', ત્યાં

વૃત્તિ પોતાના ભાવમાં વહે, ત્યાં અકર્તા થયો, કહે છે. પછી કર્મનો કર્તા રહ્યો નહીં, અને તો ભોક્તાય ના રહ્યો.

હવે માણસને ભ્રાંતિ કેમ ઉત્પન્ન થઈ ? બે વસ્તુ સાથે મૂકવાથી, જડ અને ચેતન બેનો સંયોગ થવાથી એમાંથી વિશેષ પરિણામ ઊભાં થાય છે. બન્નેય પોતાના ગુણધર્મ છોડતાં નથી અને નવા જ ગુણધર્મ ઉત્પન્ન થાય છે. એ વિશેષ પરિણામનો આ સંસાર ઊભો થયો છે. એ વિશેષ પરિણામ ઉડી જાય, તો છૂટી જાય પછી વિશેષ પરિણામ ઊભાં થાય નહીં. જે સિદ્ધક્ષેત્ર છે ત્યાં બે ભેગાં થતાં જ નથી એટલે ત્યાં વિશેષ પરિણામ ઉત્પન્ન થતાં જ નથી. અહીં બે ભેગાં થાય છે ને આ બધું ઊભું થઈ જાય છે.

હવે વિશેષ પરિણામ એટલે શું ? આપણે કોઈ દરિયા કિનારાથી એક માઈલ છેટે લોખંડની બે લારીઓ ખાલી કરી, તદ્દન નવું લોખંડ અને વર્ષ દહાડા પછી આપણે ત્યાં જોઈએ, ત્યારે લોખંડને કશી અસર થયેલી હોય ખરી ? શું અસર થયેલી હોય ?

**પ્રશ્નકર્તા :** કાટ ચઢે.

**દાદાશ્રી :** હા, હવે આપણે પૂછીએ લોખંડની ઈચ્છા છે આ કાટ ચઢવાની ? ત્યારે કહે, ના. લોખંડની ઈચ્છા નથી. ત્યારે દરિયાની ઈચ્છા છે ? ત્યારે કહે, એનીય ઈચ્છા નથી. આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે, કોઈની ઈચ્છા નહીં હોવા છતાં કાટ ચઢે છે. એવી રીતે કોઈની ઈચ્છા નહીં હોવા છતાં આ બધું જગત ઊભું થયું છે ! હું આ જાતે જોઈને બોલું છું, એમ ને એમ નથી બોલતો આ, ગપ્પું નથી. આ શાસ્ત્રની વાત નથી !

ભગવાન, એ પોતે જ વિશેષભાવમાં આવી ગયા છે. પોતાનો જે સ્વભાવ હતો તેના કરતાં વિશેષ જાણવાના ભાવ થયા, તેની આ ગૂંચામણ થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** તો એનાં પછી છૂટકારો ક્યારે થઈ શકે ?

**દાદાશ્રી :** પછી જ્યારે એને પોતાને સમજાય કે 'હું કોણ છું ? કરે

છે કોણ ?' એવું પોતાના સ્વરૂપનું ભાન આવે, ત્યારે એ છૂટો થઈ શકે છે. બે વસ્તુ ભેગી થવાથી એનું ભાન જતું રહ્યું, 'પોતે કોણ છું' એ. અને તીસરો જ ગુણ ઉત્પન્ન થયો. હવે જ્યારે એ સંસારકાળ પૂરો થવા આવે છે, ત્યારે 'એને' ભાન થાય એવાં સંજોગો ભેગા થાય છે. આ તમે અહીં આયા ને, તે સંજોગ ભેગો થયો. પેલાં ભાઈને સંજોગ ભેગા થયા તેથી થઈ ગયું ને ?

એ સંજોગો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. પછી પાછો એ છૂટકારો થાય છે અને નિયમથી જ છે આ બધું.

**પ્રશ્નકર્તા :** તો ભ્રાંતિ કાઢવાનો પ્રયત્ન જો જીવ કરે તો એ વ્યવસ્થિતને આધીન છે કે પોતાની સ્વતંત્રતા છે ?

**દાદાશ્રી :** છે વ્યવસ્થિતને આધીન, પણ એવું કહેવું ના જોઈએ કે આ વ્યવસ્થિતના આધીન છે. ઊલ્ટું પોતે પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. પછી ના થાય તો વ્યવસ્થિત કહેવું.

## જગત ચાલે સ્વભાવથી જ

આ જગત ચાલે છે તે સ્વભાવથી ચાલે છે અને ચલાવે છે 'વ્યવસ્થિત' નામની શક્તિ. વડનું બીજ રાઈથીય નાનું હોય છે. છતાં તેમાં આખા વડની શક્તિ છે, શક્તિ રૂપે આખો વડ તેમાં સમાયો છે. 'વ્યવસ્થિત' સંયોગ તેમાં ભેળા કરી આપે અને વડ રૂપે પરિણમે સ્વભાવથી.

કૃષ્ણ ભગવાને કહ્યું કે આ જગત સ્વભાવથી જ ઊભું થઈ ગયું છે. સ્વભાવથી જ ચાલે છે. એવું ગીતામાં 'સ્વભાવથી જ થયેલું', કહેલું છે. એટલે સ્વભાવથી જ થઈ રહ્યું છે.

'વ્યવસ્થિત' જગતને ચલાવનાર છે. એ જગતનો ક્રિએટર નથી. જગત તો સ્વભાવથી બનેલું છે. અને 'વ્યવસ્થિત' છે તે સ્વભાવિક છે અને અનંત કાળ સુધીનું છે. કોઈને બનાવવું પડે તેવું આ છે નહીં. આ જગતનાં 'મૂળ તત્વો' છે તે સ્વભાવિક છે. તે રિલેટિવમાં આવે છે ત્યારે વિભાવિક થાય છે.

જગત બંધ થઈ જશે તો ? બંધ થાય એવું જ નથી કારણ કે જગત સ્વાભાવિક છે. એનો સ્વભાવ જ એવો છે કે નિરંતર ચાલ્યા જ કરે. વડમાંથી બીજ ને બીજમાંથી વડ. લોકો કહે છે કે ભગવાન ચલાવે છે. જો કોઈ ચલાવનાર હોય તો વહેલું મોડું બંધ થાય જ. મોક્ષે જાય છે તેય સ્વભાવથી જ થાય છે ! માટે કશું અટકી જશે, બગડી જશે એવું છે જ નહિ. રામચંદ્રજી ગયા. કૃષ્ણ ભગવાન ગયા તોય જગત ચાલ્યું ! આ જગત કોઈએ બનાવ્યું નથી. આ તો સ્વભાવથી જ ચાલે છે !

**પ્રશ્નકર્તા :** આ બધું જે ચાલે છે વ્યવહાર બધો ઈન ઓર્ડર જ ચાલે છે. એટલે આ બધું....

**દાદાશ્રી :** કોઈનો ઓર્ડર હોય તો એ માલિક થઈ બેસે. ઓર્ડર હોય ને તો એનાથી ઊંચો ઓર્ડર કરનારો, એનાથી ઊંચો કરનારો, એ ભગવાનથી ઉપર થઈ ગયો ? પણ એવું નથી, નો ઓર્ડર.

એટલે આ જગતનો સ્વભાવ જ કેવો છે ? પરિવર્તનશીલ. નિરંતર ચેન્જ થયા જ કરે હરેક વસ્તુનો.

**પ્રશ્નકર્તા :** તે પરિવર્તન વ્યવસ્થિત છે ને !

**દાદાશ્રી :** પરિવર્તનશીલ છે, એ એનો સ્વભાવ છે. એ પરિવર્તનશીલથી બીજા જે સંજોગો ઊભા થાય છે તે વ્યવસ્થિત છે.

**પ્રશ્નકર્તા :** એ જરા સમજાવો.

**દાદાશ્રી :** આ પાણી છે, તે મિસીસીપીની નદી જ્યાંથી નીકળે છે, એ ક્યાં જવા ફરતી હશે ?

**પ્રશ્નકર્તા :** દરિયામાં.

**દાદાશ્રી :** દરિયામાં ભેગુ થવું એ એને એવી કોઈ ઈચ્છા કે ભાવના હોતી નથી. પણ સ્વભાવ એટલે ત્રણ હજાર માઈલે પણ ખોળી કાઢીને દરિયામાં મળે છે. એમાં કોઈની જરૂર ખરી ?

**પ્રશ્નકર્તા :** ના

**દાદાશ્રી :** એમાં કોનો ઓર્ડર એ ?

**પ્રશ્નકર્તા :** નિયમથી ચાલે.

**દાદાશ્રી :** સ્વભાવથી ચાલે છે.

પાણીનો સ્વભાવ છે. તેથી ત્યાં મળે છે એ. પણ પાણીને એક ફૂટ ઊંચે કરવું હોય તો ?

**પ્રશ્નકર્તા :** તો પંપ લગાડવો પડે.

**દાદાશ્રી :** એ વિભાવ ! એટલે પાણી એના સ્વભાવથી જઈ રહ્યું છે. એ સ્વભાવ છે, પછી એમાંથી આપણે બીજા સંજોગો ભેગાં થાય, પેલું ટર્બાઈન ભેગું થાય અને ઈલેક્ટ્રિસિટી ઉત્પન્ન થાય એ બધું વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** મીઠું પાણી ખારું થઈ ગયું. નદી દરિયામાં મળીને ખારું થઈ ગયું બધું પાણી. એ પણ વ્યવસ્થિત ને !

**દાદાશ્રી :** ના. એ સ્વભાવથી. મીઠું એય સ્વભાવથી છે. નદી દરિયાને ભેગી થઈ સ્વભાવથી અને સ્વભાવથી ખારાની અસર થઈ ગઈ, એટલે એ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ના કહેવાય. એમાં તો, બધાં સંજોગો ભેગાં થયાં હોય, કાર્ય કરનારા બધાં દેખાવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે પેલું ટર્બાઈનવાળું વ્યવસ્થિત અને આ વ્યવસ્થિત નહીં. હવે સમજાયું. આ બાબત બહુ ચોકસાઈથી સમજાતી જાય છે. આ ફીટ થાય છે હવે કે વ્યવસ્થિત અને સ્વભાવ એ બન્નેની વચ્ચે ફરક છે.

**દાદાશ્રી :** સ્વભાવ ! આ જગત મૂળ સ્વભાવથી જ ચાલી રહ્યું છે. ભગવાન કંઈ કર્તા નથી.

**પ્રશ્નકર્તા :** હવે સ્વભાવ એ વ્યવસ્થિત નથી, પણ વ્યવસ્થિત એ સ્વભાવ છે ? વ્યવસ્થિત સ્વભાવ ખરું ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** બેઉ જુદે જુદું જ છે.

**દાદાશ્રી :** હા, ચા તમને સારી લાગી, ખરાબ લાગી, એવું વ્યવસ્થિત છે ! એ એનો સ્વભાવ છે, ચાનો ?

**પ્રશ્નકર્તા :** ચાનો સ્વભાવ નથી.

**દાદાશ્રી :** તો ?

**પ્રશ્નકર્તા :** અમારા પરિણામને આધારે.

**દાદાશ્રી :** એટલે આ વ્યવસ્થિત એટલે શું ? દૂધ, ચા, ખાંડ, બનાવનાર, કપ-રકાબી, ટાઈમ, રૂમ બધાં ભેગાં થાય ત્યારે આપણને સારી લાગે. માંદા પડ્યા હોઈએ. તો એ જ ચા ખરાબ લાગે. ચા બનાવી એ વ્યવસ્થિતના તાબે.

## જગ ચાલે કોના સ્વભાવથી ?

એવી રીતે આ સ્વભાવથી આ જગત ચાલી રહ્યું છે, પોતાના સ્વભાવથી. પુદ્‌ગલ પુદ્‌ગલના સ્વભાવમાં, પ્રકૃતિ પ્રકૃતિના સ્વભાવમાં, આત્મા આત્માના સ્વભાવમાં !

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે આ બધું સ્વભાવથી ચાલી રહ્યું છે, તો એ ક્યા સ્વભાવથી ? પુદ્‌ગલ સ્વભાવથી કે ચેતન સ્વભાવથી ?

**દાદાશ્રી :** આપણે ગયા અવતારે જે બાંધ્યું છે ને, તેનાં આ આઠ પ્રકારના દ્રવ્યકર્મ બંધાયાં, તે દ્રવ્યકર્મનો જે સ્વભાવ છે, તે જ પ્રમાણે આપણું ચાલશે.

**પ્રશ્નકર્તા :** દ્રવ્યકર્મનો જે સ્વભાવ છે તે ?

**દાદાશ્રી :** જેવા તમે સ્વભાવમાં ભર્યા જે દ્રવ્યકર્મ, તેના પ્રમાણે ચાલશે. એટલે એ એના દ્રવ્યકર્મનો સ્વભાવ. કો'ક ઠંડો હોય ને તે ગાળ ભાંડો તોય ગરમ ના થાય મૂઓ. ત્યારે કહે એ દ્રવ્યકર્મ એવું એનું. કોઈ ઉગ્ર હોય, તો જે' જે' કરે તો કહેશે, 'શું જોઈને જે' જે' કર્યા કરો છો વગર કામના'. અલ્યા, મૂઆ, જે' જે' કર્યું એમાં તારા બાપનું શું ગયું? એટલે આમણે જેવો માલ ભર્યો હોય ને, તેવો જ નીકળે. તમે જોયેલું

એવું? મેં તો એક જણને જે' જે' કરેલું, તે મને કહે છે, 'આખો દહાડો શું જે' જે' કર્યા કરો છો વગર કામના !' મેં કહ્યું, 'નહીં કરું હવે કોઈને!'

## સાયન્સ પ્રકૃતિની ઉત્પત્તિનું

**પ્રશ્નકર્તા :** આપણા બધાના પ્રકૃતિ સ્વભાવ કઈ રીતે લઈને આવ્યા ? આપણી પ્રકૃતિ કઈ રીતે આવી ?

**દાદાશ્રી :** પ્રકૃતિ, એ જુદો સ્વભાવ છે, એ તો પ્રાકૃત સ્વભાવ છે. એ તો માર ખવડાવનારો સ્વભાવ છે. પણ આ જગતનો મૂળ સ્વભાવ, તે મૂળ સ્વભાવને આધારે આ જગત ચાલી રહ્યું છે. મૂળ સ્વભાવ આ સોનું ગમે એટલું હોય તોય તાંબાને ભેગું થાય પણ કમ્પાઉન્ડ ના થઈ જાય, એના મૂળ સ્વભાવમાં રહે. જો કમ્પાઉન્ડ થાય તો મૂળ સ્વભાવ ઊડી જાય એટલે આ અહીં આત્મા એની અંદર છે, બધી ચીજો ભેગી થયેલી છે, પણ મૂળ સ્વભાવ ના જાય. કારણ કે સંયોગ સ્વરૂપે છે, કમ્પાઉન્ડ સ્વરૂપે નથી.

'પુરુષ' પોતે આત્મારૂપ છે. ભગવાન જ છે પોતે. પણ બહારના દબાણથી પ્રકૃતિ ઊભી થઈ. 'આ બધું કોણ ? આ બધું કોણે કર્યું ? મેં કર્યું', એ બધું ભાન ઉત્પન્ન થાય છે. તે વિશેષ ભાવ છે અને તેનાથી પ્રકૃતિ ઊભી થાય છે. પ્રકૃતિ એટલે વિશેષ કૃતિ.

**પ્રશ્નકર્તા :** અને પ્રકૃતિ જે તૈયાર થઈ તે કોને લીધે તૈયાર થઈ ? થવાનું કારણ શું ?

**દાદાશ્રી :** પુરુષના નજીક આવવાથી. પુરુષ એટલે ચેતન, શુદ્ધ ચેતન અને પુદ્ગલ બે નજીક આવવાથી મૂળ તત્ત્વો રૂપે, પોતાના સ્વભાવ છોડતાં નથી. પોત પોતાના સ્વભાવમાં જ રહે છે. બેના ભેગા થવાથી વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય છે અને તે પ્રકૃતિ કહેવાય છે.

## ન ફરે ઇફેક્ટિવ પ્રકૃતિ

**પ્રશ્નકર્તા :** એ તો પેલા પીપળાના ઝાડ ઉપર પેલી લાખ વળગેલી હોય છે તે પ્રકૃતિ ?

**દાદાશ્રી :** એય પ્રકૃતિ ! એ વ્યતિરેક ગુણો ઉત્પન્ન થયા, તે ભાવ ઉત્પન્ન થાય છે તેના આધારે પ્રકૃતિ તે પ્રમાણે થયા કરે છે. છતાં પ્રકૃતિ ભાવથી રહે છે જુદી, પણ અહીં 'આ' ભાવ કર્યા કરે અને આ બાજુ એ પૂતળું રચાયા કરે. જેવા ભાવ કરે તેવું પૂતળું રચાયા કરે. એ રચાયા પછી એના સહજ સ્વભાવમાં રહ્યા કરે. પછી એ જવાન થાય, ઘૈડું થાય. પછી ના ગમતું હોય તોય થાય. પહેલું ગમતા પ્રમાણે હોય બધું પણ પછી એના સ્વભાવમાં જાય. પછી ઘૈડું થાય એ ના ગમે. બાકી દરેક માણસને પોતાની પ્રકૃતિ ગમે. એ ગમે એવું આડું બોલે કે મારી પ્રકૃતિ સારી નથી. એ લોકો કહે એટલે એ કહે, પણ અંદરખાને એને રુચતી હોય.

**પ્રશ્નકર્તા :** અંદરથી એને ગમતી હોય.

**દાદાશ્રી :** હા, કારણ કે એ રુચિ કરીને પ્રકૃતિ ઊભી કરેલી હોય.

**પ્રશ્નકર્તા :** પોતાના ભાવે કરીને લાવ્યો છે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ બદલાય નહીં ?

**દાદાશ્રી :** ના બદલાય.

**પ્રશ્નકર્તા :** સ્વભાવ એ જ પ્રકૃતિ ?

**દાદાશ્રી :** સ્વભાવ તો એવું છે ને, આત્માનો સ્વભાવ જે છે, એ પ્રકૃતિ ગણાય નહીં અને પુદ્‌ગલનો સ્વભાવ તેય પ્રકૃતિમાં ગણાય નહીં તો ક્યા સ્વભાવની વાત કરો છો તમે ?

**પ્રશ્નકર્તા :** એટલે એમ કહે છે ને કે સ્વભાવ ન બદલાય માણસનો.

**દાદાશ્રી :** એ ના બદલાય એટલે પ્રકૃતિ સ્વભાવ ના બદલાય. પ્રકૃતિ જે થયેલી છે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, તેમાં કાંઈ બદલાય નહીં.

## નથી પુદ્ગલ, સ્વ સ્વભાવની બહાર

બે અવિનાશી વસ્તુ ભેગી થાય તો, પોતાના ગુણધર્મ તો હોય જ પણ બેના સાથે થવાથી બીજા વિશેષ ગુણધર્મ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** એમાં પોતાના ગુણધર્મ આવ્યા ક્યાંથી ? પોતે ડેવલપ કર્યા કે કુદરતી હતા પહેલાં ?

**દાદાશ્રી :** એટલે સ્વભાવથી છે. વસ્તુ પોતાના સ્વભાવથી જ છે. અને તે સનાતન છે, ઈટર્નલ છે. એને કોઈએ કરવાની જરૂર નથી, ઈટર્નલ કોઈ બનાવનાર હોવો જોઈએ ? ના.

તમે કર્તા જ નથી, સ્વભાવથી જ બધું થાય છે. એ તો સાવ દીવા જેવી સ્પષ્ટ વાત, કારણ કે આખું જગત સ્વભાવથી ચાલી રહ્યું છે. આ બૉડી શી રીતે બન્યું ? ત્યારે કહે, એ છે તે પુદ્ગલ સ્વભાવથી થયા કરે છે, એ સહુ સહુના સ્વભાવમાં જ છે. જ્યારે એની બિલીફમાં એમ રોંગ થાય કે 'મેં કર્યું હશે કે કોણે મેં કર્યું', એમ થાય ત્યારે એ વિશેષભાવ કહેવાય, વિભાવ કહેવાય. બસ એ બધું સ્વભાવમાં જ થઈ રહ્યું છે. પુદ્ગલ, પુદ્ગલના સ્વભાવની બહાર નથી હોતું. આ છે તે વિભાવિક પુદગલ, વિશેષભાવનું બધું છે, પણ તોય એના સ્વભાવ જે છે એને છોડે નહીં. પુદ્ગલનો સ્વભાવ બધા છોડે નહીં. એનો પાવર ઉતરી જાય, ત્યારે ચંદુભાઈ ખલાસ.

**પ્રશ્નકર્તા :** જે પરિવર્તન થાય છે, એ પણ સ્વભાવથી જ છે ને ?

**દાદાશ્રી :** હા એ પરિવર્તન સ્વભાવથી છે. પછી આ તો બુદ્ધિ ઊભી થઈ જાય છે. એનું તોફાન ચાલે છે બધું. ક્રોધ-માન-માયા-લોભ, વ્યતિરેક ગુણો ઉત્પન્ન થાય છે. વ્યતિરેક ગુણો, જે ગુણ આત્મામાં નથી. પુદ્ગલમાં નથી, તે ગુણો ઉત્પન્ન થઈ જાય છે.

## દાદા સાન્નિધ્યમાં વર્તે સમાધિ

**પ્રશ્નકર્તા :** તો દાદાની પાસે બેસવાથી શાંતિ થઈ જાય અને

સંસારભાવ છૂટી જાય છે એ કેવી રીતે બને છે ? એ શક્તિ ખરીને દાદાની !

**દાદાશ્રી :** દાદાની શક્તિ નથી એ. બરફની પાસે બેસીએ એટલે સ્વભાવથી જ ઠંડક લાગે એ બરફની શક્તિ નથી. નહીં તો બરફેય બૂમાબૂમ કરે કે, 'મારે લીધે કેવા તમને ઠંડા કર્યા મેં !' મેર, તું શું ઠંડો કરતો'તો ! તારો સ્વભાવ છે એ તો. એટલે અમારા સ્વભાવથી થાય છે.

અમારામાં એક પરમાણુ વિષયનું નથી. એક પરમાણુ મમતાનું નથી, તો પછી મમતા જ જ્યાં ના હોય, અહંકાર ના હોય ત્યાં શું બીજું હોય ? એટલે જોડે બેસે છે એનું તો કલ્યાણ જ થઈ ગયું ને ?!

## ન વર્ણન થાય 'વ્યવસ્થિત'નું...

**પ્રશ્નકર્તા :** આ વ્યવસ્થિત શક્તિ નિશ્ચેતન ચેતન છે ને ?

**દાદાશ્રી :** આખું જગત એ નિશ્ચેતન ચેતન છે, મિશ્ર ચેતન છે. અને વ્યવસ્થિત શક્તિ બહુ જુદી છે. આ મિશ્ર ચેતનનો એક મોટો ભાગ હોય ને તેમાંથી ઉદય થતું જાય, પાંદડું નીકળતું જાય તે વ્યવસ્થિત શક્તિના આધારે પાંદડું નીકળતું જાય અને નિર્જરા કર્યા કરે પછી પોતે ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું, પાંદડું. શું કહ્યું તમે ?

**દાદાશ્રી :** આમાંથી પાંદડું નીકળતું જાય અને ખલાસ થતું જાય, નિર્જરા થતી જાય ને ખલાસ થતું જાય. વ્યવસ્થિત શક્તિ એને નિર્જરા કરાવ્યા કરે. આ જેમ કશીક વસ્તુ લાવીએ, કેરી લાવીએ પછી બગડ્યા જ કરે છે ને ? વ્યવસ્થિત શક્તિ શું કરે ? બગાડે. તે બગાડતી બગાડતી ખલાસ થઈ જશે પછી.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ એ નિશ્ચેતન ચેતન છે કે શું છે ?

**દાદાશ્રી :** ના, એ તો ચેતન જ નથી. નિશ્ચેતન ચેતનેય નહીં. આ તો જડ છે. જડ શક્તિ છે. નિશ્ચેતન ચેતન તો, એને જગતના લોકો

ચેતન કહે છે. એ લોકોને સમજણ પડતી નથી. એટલે આને જ ચેતન કહે છે. પણ જ્ઞાનીઓ, તીર્થંકરો આને નિશ્ચેતન ચેતન કહેતા ગયા છે. આ મિશ્ર ચેતન લોકોને સમજણ ના પડે એટલે નિશ્ચેતન ચેતન કહ્યું, એ ખરેખર ચેતન નથી આ.

**પ્રશ્નકર્તા :** તો વ્યવસ્થિત શક્તિ જડ પણ કેવી રીતે કહી શકાય ?

**દાદાશ્રી :** એ તો કોમ્પ્યુટર જેવું છે. આપણે જડ જો કહીએને તો લોકો સમજે નહીં. એટલે કોમ્પ્યુટર જેવું કહેવું પડે. સ્વયં સંચાલિત.

**પ્રશ્નકર્તા :** સમજવાનો સવાલ નથી, હકીકતમાં શું છે ?

**દાદાશ્રી :** હકીકતમાં બીજું કશું નથી. આખું કોમ્પ્યુટર જ છે. એમાં ચેતન નથી. જો જડ હોય તો સંચાલિત ના હોય. સ્વયં સંચાલિત છે છતાં ચેતન નથી. છતાં જડ કહેવાય નહીં. એવું છે આ બધું.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત શક્તિ એટલે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ' કહ્યું છે.

**દાદાશ્રી :** એ તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, વ્યવસ્થિત શક્તિ, એ છે તે દેખાવ કરે છે. આપણને ઓળખવી હોય તો શી રીતે ઓળખીએ. ત્યારે કહે, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થવા માંડ્યા એટલે હવે કોનું કામ ? ત્યારે કહે વ્યવસ્થિત શક્તિનું. એ વ્યવસ્થિત કરી આપે.

**પ્રશ્નકર્તા :** આપને પ્રશ્ન પૂછ્યો હતો પહેલાં કે વ્યવસ્થિત શક્તિ એ અચેતન-ચેતન છે ? તો આપે કહ્યું, 'હા' પણ.....

**દાદાશ્રી :** એ તો સહુ સહુની ભાષાના, દરેક માણસના હિસાબે બોલાયું હોય. તેને કશું લેવા દેવા નથી.

**પ્રશ્નકર્તા :** પણ એ જરા એમાં સિદ્ધાંતમાં લોચા પડી જાય ને ?

**દાદાશ્રી :** ના, સિદ્ધાંતમાં ના ગણાય. ગણાય નહીં ને ! એ તો હજુય કહેવાય એવું. કો'કને સમજાવવા માટે એના મનને ફીટ થવા માટે

કહેવું પડે. અચેતન ચેતન કહો, એનું નામ જ જડ કહેવાય. એટલે એને સામાને ફીટ થવા માટે બોલીએ. તેથી કરીને એને એવું ના બોલાય. બધાને સહુ સહુની ભાષામાં બેસી જાય.

**પ્રશ્નકર્તા :** પણ ઊંધું બેસી જાય તો ?

**દાદાશ્રી :** ઊંધું બેસે જ નહીં. સહુ સહુની ભાષામાં બેસે. સમજી જાય એ. કોઈ આને ચેતન સમજે નહીં. ઊંધું ક્યારે બેઠું કહેવાય ? ચેતન સમજી જાય તો ?

**પ્રશ્નકર્તા :** તો વ્યવસ્થિત શક્તિ એ નિશ્ચેતન ચેતન છે ?

**દાદાશ્રી :** ના. એવું નહીં, કોઈને નિશ્ચેતન ચેતન કહીએ, આ આમને કહ્યું, એવી રીતે કોમ્પ્યુટર કહીએ.

**પ્રશ્નકર્તા :** હકીકત શું છે ?

**દાદાશ્રી :** એ જ હકીકત, તમને તમારી ભાષામાં સમજાય એ હકીકત. અમે જોયેલું છે. વર્ણન થાય નહીં. એનું શબ્દમાં વર્ણન થાય નહીં. એનું શબ્દમાં ના હોય વર્ણન. સાકર ગળી છે એમ કહે, તો ગળી એટલે શું ? એમ પૂછે તો શું કહેવું આપણે ? એના જેવી બીજી ચીજ વસ્તુ ના હોય તો શું કહેવું ?

તે એવી રીતે જ કહીએ, નહીં તો તો પછી, એક વાત પેલાને માન્યામાં ના આવેને, સમજણ ના પડે ને એને. એને સમજણ પડે તે ભાષામાં કહેવું પડે. થોડું થોડું રૂપિયે બે આની સમજાયું આપને ?

શુદ્ધાત્મા, કંઈ ખરેખર શુદ્ધાત્મા છે ? તમારી ભાષામાં તમને સમજાવવા. તમે તમારી ભાષામાં સમજી ગયા. ખરેખર તો વસ્તુ જુદી જ છે, પણ એ મોઢે બોલી શકાય એવું નથી, શબ્દથી.

**પ્રશ્નકર્તા :** આ વ્યવસ્થિતનુંય એવું જ છે દાદા.

**દાદાશ્રી :** એવું છે, એટલે દરેકને એની ભાષામાં સમજાય છે. પેલો ઈનડાયરેક્ટ પ્રકાશ, શી રીતે મેળ પડે ? એટલે આ સહુ સહુની ભાષામાં

સમજી જાય છે ને, તે બરોબર છે. તમે તમારી ભાષામાં સમજીને આગળ વધો.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત કોમ્પ્યુટર છે, ઈલેક્ટ્રીક કરન્ટ કોમ્પ્યુટરને ચલાવે છે તો ઈલેક્ટ્રીક પણ જડ છે તેવું વ્યવસ્થિત શક્તિનું છે ?

**દાદાશ્રી :** ના, એવું નથી. 2H + Oનું $H_2O$ એ પરિણામ છે. એ બધી વસ્તુમાં શક્તિ છે. પરમાણુ માત્રમાં શક્તિ છે. નર્યું શક્તિવાળું જ છે જગત. બહુ શક્તિ, જબરજસ્ત શક્તિ છે. મિલનથી ઊભું થયું છે. આ પરમાણુનાં મિલન. એ સમજાવી શકાય એવું નથી. એટલે શબ્દો નથી હોતા, એ આગળ. આગળની ભાષામાં શબ્દો નથી હોતા એટલે, જેને જેવું સમજાય, તેને તેવી ભાષામાં કહીએ અમે, જુદું જુદું. એમ લાગે કે દાદા, અમને આમ કહે છે ને, આમને આમ કહેતા'તા. એવું લાગે તે, એ પેલાને પોતપોતાની ભાષા જુદી હોય છે. એને ફીટ થાય એવું જ બોલવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ વાત ખરી, પણ એક વસ્તુ તો એક્ઝેક્ટ સમજવી જોઈએ ને ? એ વાત નક્કી થઈ જવી જોઈએ ને એક વસ્તુ કે આ વ્યવસ્થિત શક્તિએ જડ જ છે. બીજું કંઈ એમાં છે જ નહીં.

**દાદાશ્રી :** ના, જડ એટલે આવું નહીં. આ જે જડ જુઓ છો ને, આ જડ વિનાશી છે અને પેલું જડ અવિનાશી છે. હા અને પરિવર્તનવાળું છે. સ્વભાવિક પરિવર્તનવાળું. આ જડેય પરિવર્તનવાળું છે, પણ વિભાવિક છે, એટલે આ નાશ થઈને ઊભું રહે. આ જડ અવસ્થા છે, પેલી જડ અવસ્થા નથી.

**પ્રશ્નકર્તા :** આને પુદ્ગલ પર્યાય કહી શકાય. પેલું નિર્ભેળ પુદ્ગલ પરમાણુ, એમ કહો તો ચાલે.

**દાદાશ્રી :** સ્વભાવિક !

આમાં બહુ ઊંડા ઉતરવા જેવું નહીં. આ તો તમારા સમાધાન માટે પૂછવું હોય તો...

**પ્રશ્નકર્તા :** સમાધાન માટે તો જોઈએ ને ?

**દાદાશ્રી :** આનો અર્થ પોતપોતાની ભાષામાં થાય ને, પોતપોતાની ભાષામાં કંઈનું કંઈ થઈ જાય. દરેકની ભાષા જુદી હોય. આખું વાક્ય પાંચ આજ્ઞા જ સમજવાની છે. બીજું કશું સમજવા જેવું છે જ નહીં. બીજું બધું વિકલ્પો છે બધા. વ્યવસ્થિત શક્તિ સમજી લેવાની એક ફેરો. પછી આ પૂછવાનું ખરું. દરેક આને પોત પોતાની બુદ્ધિથી જુવે, અને આ તમને ફીટ થવા માટે મેં તમને કહ્યું હોય, દરેકને અમે જુદું જુદું કહીએ.

**પ્રશ્નકર્તા :** પણ જુદું જુદું આપ ભલે કહો, ભાષા જુદી હોય.

**દાદાશ્રી :** દરેકની ભાષા જુદી હોય.

**પ્રશ્નકર્તા :** પણ મૂળ વસ્તુ તો એક જ હોય ને ?

**દાદાશ્રી :** એક હોય તે પણ એ વસ્તુનું તો વિવેચન જ ના થાય.

**પ્રશ્નકર્તા :** એ વસ્તુનું વિવેચન થઈ શકે એમ નથી ?

**દાદાશ્રી :** થઈ શકે નહીં એટલે શબ્દોથી થઈ શકે એમ નથી. બીજી રીતે સમજાવીએ તમને તમારી ભાષામાં, આમને આમની ભાષામાં એટલે કોઈકને આમાં શું લાગે કે આ શું વિરોધાભાસ કેમનો આવ્યો પાછો ? આપણે આ પાંચ વાક્યો અવિરોધાભાસ હોવા જોઈએ ને 'હું શુદ્ધાત્મા છું' એ આપણને લક્ષમાં આવવું જોઈએ, આટલું જ. આ વાત નિર્વિવાદ.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાનીઓ માટે, આપણાં મહાત્માઓ માટે, એ મોટી વાત છે. પણ કોઈ વખત કોઈને સમજાવવાનો પ્રશ્ન ઊભો થાય છે.

**દાદાશ્રી :** ના, કો'કને સમજાવવાનો પ્રયત્ન જ ના કરો. વ્યવસ્થિતનું તમે, એ સમજાવવાનો પ્રયત્ન જ ન કરો. વ્યવસ્થિત સમજાવી શકાય એવું નથી એ.

**પ્રશ્નકર્તા :** એ પૂછે ત્યારે જવાબ શું આપવો ?

**દાદાશ્રી :** એ દાદા પાસે જાવ, કહીએ, ચાલો દાદા પાસે. વ્યવસ્થિત સમજાવાય એવો પ્રશ્ન નથી. એમાંથી તો એ વિકલ્પો ઊભાં થઈને તેમને

ગૂંચવી નાખશે ઊલ્ટાં. આ વિજ્ઞાનની વાતમાં તો કશું તમારાથી એમ ના કહેવાય કે હું તમને સમજણ પાડું.

**પ્રશ્નકર્તા :** ના, ના. આપણે કંઈ એવો અહમ્ કરવાની વાત નથી, પણ એ પૂછે ને, ત્યારે એ સવાલ ઊભો થાય.

**દાદાશ્રી :** એ પૂછે ત્યારે એને જવાબ આપવો કે આપણે અમુક બાબતમાં આપી શકાય એવાં નોર્મલી હોય એટલા અપાય ને બીજા વધારેના પ્રશ્નો કરે ને, એટલે કહો, જાવ દાદા પાસે.

વ્યવસ્થિત તો બહુ મોટી વસ્તુ છે. વ્યવસ્થિત સમજવું ને એક બાજુ કેવળજ્ઞાન, બે સાથે થાય છે.

અત્યારે વ્યવસ્થિતનો જેટલો અનુભવ થાય છે એવું આ ફળ આપે, એટલું જ જોવાનું આપણે. અનુભવમાં શાંતિ આપે છે કે અશાંતિ થાય છે ? વ્યવસ્થિત તો, એ વ્યવસ્થિત સંપૂર્ણ થાય ત્યારે શી દશા થાય ? કેવળજ્ઞાન થાય.

આ તો તમારે પૂછી પૂછીને સંતોષ લઈ લેવો તમારી મેળે. આ દરેકની જુદી જુદી ભાષા છે. દરેકને જુદું કહેવું પડે છે. તમને આમ કહેવું પડે, બીજાને આમ કહેવું પડે. એને સમજણ પડે એવી રીતે કહેવું પડે. આ ભાઈ પેલા બેઠાં છે ને ! એમને આ બધાંય કરતાં તદ્દન જ જુદું કહું ત્યારે ફીટ થાય. એટલે એવું દરેકનું જુદું જુદું હોય. ફીટ થવા માટે જોઈએ ને, એને ફીટ થવું જોઈએ. એનું મન, બુદ્ધિ બધાને ફીટ થવું જોઈએ. એ બુદ્ધિ એક્સેપ્ટ કરવી જોઈએ. તે બુદ્ધિ અહંકારના પ્રમાણમાં હોય.

**પ્રશ્નકર્તા :** મને અત્યારે ફીટ થઈ ગયું.

**દાદાશ્રી :** એ ફીટ થયું ને પણ એ ફીટ બીજાને ના થાય, તમે બીજાને કહો તો. માટે આ બીજાને કહેવા જેવી વસ્તુ નહીં. આ તો દાદા પાસે તેડી લાવવા. હેંડો, મોક્ષ જોઈતો હોય તો હેંડો દાદા પાસે. બસ, એટલું જ કહેવું ને આપણે તેડી લાવવાં. આ દુઃખમાંથી મુક્તિ મેળવવી

હોય તો હેંડો કહીએ ત્યાં આગળ. અને આ દુઃખ ગમતું હોય તો નિરાંતે રેશમી ચાદર લાવીને સૂઈ જાવ, કહીએ.

**પ્રશ્નકર્તા :** પેલો શબ્દ કહો છો ને, દુઃખનો અભાવ જોઈતો હોય તો ચાલો.

**દાદાશ્રી :** બસ, આખો સંસાર શું કહે છે ? સંસાર દુઃખ ન થાય એવો જ હેતુ ખોળે છે.

**પ્રશ્નકર્તા :** દરેક લોકો સુખને જ ખોળે છે ને.

**દાદાશ્રી :** ના, સુખને નહીં. દુઃખ ન થાય, એ એમને બહુ ગમે છે. દુઃખ ન થાય એવું ખોળે છે. તે આ દુઃખના અભાવવાળું જ્ઞાન છે આપણું.

આ જે તમને વ્યવસ્થિત સમજાયું ને, એ બીજાને સમજાવવા જાય તો મેળ પડે નહીં, પાછું. કેટલીક વાત એમને પહોંચતી નથી. તે એય મારે કહેવી નહીં પડતી. પહોંચી ના શકે. પહોંચી શકે કેમ કરીને ? કયું એમની પાસે એવું સાધન છે કે એ પહોંચી શકે ?

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનની વાતો કેવળ બુદ્ધિથી સમજવાની વાત છે.

**દાદાશ્રી :** હં. એટલે આપણે આપણાં કામ સાથે કામ રાખવું અને વખતે પૂછવું પડે તો વાંધો નહીં, પૂછવાનો વાંધો નથી.

બહારના માણસો એવું જ સમજે ને કે આવું કેમ વિરોધાભાસ બોલ્યા ? અને દરેક ને જુદું જુદું કહીએ અમે. તમને કહીએ જુદું, બીજાને જુદું કહીએ. એનું સમાધાન થાય એટલે બંધ રાખીએ અમે.

આખું જગત જેને આત્મા કહે છે, એને અમે મિશ્રચેતન કહીએ છીએ. હવે બોલો સમજણ શી રીતે પડે ? એને તીર્થંકરોએ મિશ્રચેતન કહ્યું. હવે મિશ્રચેતન કહીએ તો આપણાં લોક શું સમજે ? ના, મહીં અરધું ચેતન જેવાં લક્ષણ દેખાય છે, પણ ચેતન જ નથી. નિશ્ચેતન ચેતન છે. જેમ ભમરડાને એક ફેરો દોરી વીંટી પછી નીચે નાખ્યા પછી ફરે છે, એવું આ ભમરડાની પેઠ ફરે છે. એમાં કોઈ કહેશે, આમાં ચેતન છે, તો

એવું નથી. એટલે તીર્થંકરોને એવી ભાષામાં બોલવું પડે ને ? નહીં તો, તમે પાછા કહેશો, મિશ્રચેતન હોય તો વાંધો નહીં. એટલે ભેગું છે ને મહીં. એ પેલું અરધું તો છે જ.

**પ્રશ્નકર્તા :** થોડું ઘણું તો છે ને એમાં ચેતન !

**દાદાશ્રી :** થોડું ઘણું તો છે જ કહેશે. હવે આમાં આટલુંય નથી ચેતન. તેથી અમે નિશ્ચેતન ચેતન કહ્યું.

**પ્રશ્નકર્તા :** નિશ્ચેતન ચેતન, પણ ત્યાં ચેતનની હાજરી છે એટલે છે ?

**દાદાશ્રી :** હા, ચેતનની હાજરી છે એટલે, નહીં તો કામ જ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** આ એક મોટી વાત છે !

**દાદાશ્રી :** મોટામાં મોટી વાત. એ હાજરી હોય તો જ એ ચાલે. નહીં તો ચાલે નહીં. એમાં પેલું ચેતન કશું કરતું નથી. હાજરી જ, બસ. બીજું કશું કરતું નથી. હવે આને ચેતન માની અને લોક આને સ્થિર કરવા જાય છે 'સ્થિર કરીએ તો જ એ સ્થિર થાય. અસ્થિર થઈ ગયો છે આત્મા, તેને સ્થિર કરીએ.' એટલે સમજવા જેવું સાયન્સ છે બહુ. આ તો ગૂઢ સાયન્સ છે.

**પ્રશ્નકર્તા :** એ ગૂઢતા જ આપની પાસે શોધીએ છીએ અમે.

**દાદાશ્રી :** કહ્યું ને, બધી ગૂઢતા દેખાડી દીધી ને તમને દેખાવું જોઈએ પછી આગળનું બુદ્ધિથી સમજાય આમ.

**પ્રશ્નકર્તા :** હા, દેખાય.

**દાદાશ્રી :** એ તો ક્લીયરન્સ આવતું જાય તેમ તેમ દેખાતું જાય ! દેખાવું જોઈશે ને !

**પ્રશ્નકર્તા :** હાસ્તો.

## તત્ત્વજ્ઞાન સાંભળનારા, સમજનારા ને મેળવનારા કેટલા ?

**પ્રશ્નકર્તા :** એ ફન્ડામેન્ટલ, મૂળ નિયમો જે છે ને, એ નિયમો પ્રગટ કરવા જોઈએ ને. તો પછી બધાંને સમજ પડે ને વધારે.

**દાદાશ્રી :** શેના મૂળ નિયમો ?

**પ્રશ્નકર્તા :** આ ક્રીએશનના, પછી આ માણસના સ્વભાવના. તો પછી માણસ જેમ એક્ઝેક્ટ નિયમ જાણે આમ કરવાથી આમ થાય છે તો એ ખોટું કરતો બીજે દહાડેથી અટકી જાય ને ? જેમ જેમ નિયમોનું જ્ઞાન થાય, એમ એમ માણસ અટકે ને !

**દાદાશ્રી :** એ અમુક જ માણસો અટકે. બધા ના અટકે. ૧૪ લાખ થર છે મનુષ્યોનાં, ફર્સ્ટ લેયર, સેકન્ડ લેયર, થર્ડ લેયર... લેયર શેનાં છે? કે વિચાર ભેદે. આ પાંચ હજાર માણસ ભેગાં થાય ને, વિચારો કંઈક સાધારણ મળતા હોય, સંપૂર્ણ વિચાર તો એક માણસના ભેગા જ ના થાય, પણ થોડા થોડા એડજસ્ટમેન્ટ થતા હોય તો ભેગા થાય, પાંચ-પચાસ-સો. એને એક લેયર કહેવાય. એવાં ૧૪ લાખ લેયર છે.

તેમાં ૫૦ હજાર થર, મારી વાતને સાંભળવાને લાયક છે. સાંભળવાને માટે, સમજવાને માટે નહીં. બીજા તો સાંભળવાને માટેય લાયક નથી. સમજવાને માટે પાંચ-દસ હજાર. પ્રાપ્તિ કરનારા પાછા ઓછાં !

❖❖❖❖❖

# (૭)

# આત્મા : વ્યવહારથી કર્તા-નૈમિત્તિક કર્તા

## અજ્ઞાનથી કર્તા કર્મનો, જ્ઞાનથી અકર્તા

'આત્મા કર્તા છે, ભોક્તા છે' એવું લખ્યું છે, પણ જ્ઞાની પુરુષે તો અકર્તા એવો આત્મા જાણ્યો છે. કારણ કે અજ્ઞાને કરીને આત્મા કર્મનો કર્તા છે, જ્ઞાને કરીને આત્મા કર્મનો અકર્તા છે. એટલે આત્માને અકર્તા જાણે, એને 'જ્ઞાન' થઈ ગયું કહેવાય. જ્યાં સુધી 'હું કરું છું' એમ જાણે છે, ત્યાં સુધી જ્ઞાન થયું નથી. બધા જ 'હું કરું છું' એવું જ જાણે છે. 'સામાયિકેય મેં કરી. પ્રતિક્રમણોય મેં કર્યાં. બધું જ મેં કર્યું, સ્વાધ્યાયેય મેં કર્યો, ઉપદેશ મેં કર્યો. બધું જ મેં કર્યું.' 'મેં કર્યું' એવું બોલવામાં વાંધો નથી, પણ તેવું માને છે હઉ.

**પ્રશ્નકર્તા :** આખી દુનિયામાં બધે માને છે એ પ્રમાણે જ્યાં સુધી અહંકાર છે, ત્યાં સુધી પોતાના હાથમાં સત્તા છે એમ આખી દુનિયા જ માને છે ને !

**દાદાશ્રી :** ના, માને છે એવું નહીં. એમાં તો પાછું અહંકાર છે,

છતાં એટલું સમજી જાય, કારણ કે વિચારક બુદ્ધિ ખરી ને ! તે સમજી જાય કે 'સાલું આ કર્યું કે થયું ? આ કર્યું કે થયું ?!' એમ કરતાં કરતાં છેવટે લખી નાખ્યું, 'ઇટ હેપન્સ' ? અનુભવથી ખોળી કાઢેને, તારણ તો ખોળી કાઢે ને ! કો'ક તો નીકળે ને !

**પ્રશ્નકર્તા :** બહુ ઓછાં.

**દાદાશ્રી :** કો'ક, બહુ જૂજ માણસ. અને આપણે અહીં તો નરસિંહ મહેતા જેવા બોલે કે 'હું કરું, હું કરું એ જ અજ્ઞાનતા'. અને વીતરાગો એ સ્યાદ્‌વાદ કહેવા ગયા, ત્યારે લોકોએ એકાંતિક કરી નાખ્યું.

સ્યાદ્‌વાદ એટલે આત્મા નિજ પરિણામથી નિજ સ્વભાવનો કર્તા છે. અને પર પરિણામથી વિભાવનો, વિશેષભાવનો કર્તા છે. એટલે આત્માને કર્તા સ્થાપન કર્યો તીર્થંકરોએ અને કર્તા છે માટે ભોક્તા સ્થાપન કર્યું, તીર્થંકરોએ. પણ સ્યાદ્‌વાદ છે એ, એકાંતિક નથી. તે લોક એકાંતિકમાં લઈ ગયા, આત્મા કર્તા જ છે. આનાં કરતાં આ વાત એકાંતિક લોકોએ 'આત્મા અકર્તા છે, આ અહંકાર કર્તા છે', એમ સમજવાનું હતું. પણ આ તો ઝાલી પડ્યાં, ઊંધું !

**પ્રશ્નકર્તા :** પણ એવું ન્હોતું લખવું જોઈતું ને ! એ ગેરસમજણ ઊભી કરે છે ને !

**દાદાશ્રી :** એ ગેરસમજ નથી કરતી, સમજનારાએ સમજવી જોઈએ સિમિલી કે અકર્તા છે તે કર્તા શી રીતે હોય ? તે એ કર્તા હોય જ શી રીતે એ ? શું કારણથી આ કર્તા કહેવામાં આવે છે ? તીર્થંકરો ડહાપણની વાત કહેવા ગયા, ત્યારે ઊલટા લોક સપડાયા. બધા જ જૈનો સપડાયા છે. અને બધા જ મહારાજો હઉ ફસાયા છે. આત્માને કર્તા કહે છે.

## ચોપડવાની, ગયા પી

તીર્થંકરોએ શીખવાડ્યું કે આ દવા ચોપડવાની છે એમ કહ્યું. અને બીજી એક પીવાની કહી. તે પીવાની હતી તે આ લોકો ચોપડે છે અને

ચોપડવાની પી જાય છે ! એમાં તીર્થંકરોનો દોષ શો ? ચોપડવાની પી જાય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** લેબલ માર્યું હોય તો ના પીવે ને પછી.

**દાદાશ્રી :** ના, પણ લેબલ મારેલું છે તેનેય આવું પીવે છે.

એવું છે વૈષ્ણવો છે તે આત્માને કર્તા માનતા નથી, શિવધર્મી આત્માને કર્તા માનતા નથી, વેદાંતધર્મી આત્માને કર્તા માનતા નથી, જૈનો એકલા આત્માને કર્તા માને છે. આ છે તે તીર્થંકરોએ કહ્યું કે 'આત્મા વ્યવહારથી કર્તા છે'. બાય રિલેટિવ વ્યુ પોઈન્ટ આત્મા કર્તા છે. તો આપણે પૂછીએ કે સાહેબ પણ રિયલ વ્યુ પોઈન્ટથી, કહો ને ? ત્યારે કહે, રિયલ વ્યુ પોઈન્ટથી કર્તા નથી. હવે લોકો રિલેટિવને બદલે રિયલ સમજી ગયા.

હવે એને જ સ્યાદ્વાદ હું બોલું છું. પણ કઈ અપેક્ષાએ છે તે આ! લ્યો, વેદાંત અપેક્ષાએ ના કહ્યું અને એમ કહ્યું કે આત્મા શુદ્ધ જ છે. હવે એનાથી શુદ્ધ થતું નથી. કારણ કે આત્મા શુદ્ધ છે ને હું દુઃખી શું કરવા થઉં છું ? જો આત્મા શુદ્ધ છે, તો એને દેહ શું કરવા ધારણ કરવો પડે છે, તે અહીં પોતે રહ્યો જ શું કરવા ? શું ભગવાનની ભૂલ કાઢી છે ! આ શું કહે છે તીર્થંકર મહારાજ કે અમુક અપેક્ષાએ શુદ્ધ છે, અમુક અપેક્ષાએ અશુદ્ધ કહે છે ! એટલે આપણે સ્યાદ્વાદ કહ્યું કે માણસ પૂરું સમજણ જો સમજીને આગળ ચાલે, તો ફરી વિરોધાભાસ ઉત્પન્ન ના થાય. એટલે વેદાંતમાં કોઈ માણસ એવું નહીં માને કે 'આત્મા કર્તા છે' એવું. 'આત્મા શુદ્ધ જ છે, અક્રિય છે' એવું સમજે છે.

ત્યારે લોકો શું કહે છે ? ''ભગવાને કહ્યું છે, 'આત્મા કર્તા છે', તમે ના કહો છો ?'' મેં કહ્યું, ''ભગવાને 'કર્તા-ભોક્તા' કહ્યું, પણ એ ચોપડવાની દવા કહી'તી, તમે પી ગયા. શું થાય પછી ?''

**પ્રશ્નકર્તા :** એને સાચું માન્યું ?

**દાદાશ્રી :** માન્યું જ છે ને, સાચું. તેમ જ કહે છે ને, 'હું કરું છું.' બીજો કોઈ કરે છે ? બીજો કોણ કરે ? બીજો કોઈ છે જ કોણ તે ?

ભગવાને આત્મા વ્યવહારથી કર્તા કહ્યો છે. તે લોકોએ નિશ્ચયથી માની લીધો તેની આ મુશ્કેલી ઊભી થઈ છે. અત્યારે આત્માને નિશ્ચયથી કર્તા જ માનવામાં આવે છે. આમ આપણે કહીએ, નિશ્ચયથી ? ત્યારે કહે, 'નિશ્ચયથી અકર્તા છે, પણ વ્યવહારથી કર્તા'. પણ એમના રૂપકમાં 'નિશ્ચયથી જ કર્તા છે' એવું માની બેઠા છે. એટલે કહેશે, 'આ છોડવું પડશે ને આ છોડવું પડશે ને આ છોડવું પડશે'. 'અલ્યા, તેં બાંધ્યું હતું કે તું છોડું છું ? તે બાંધ્યું જ ન હતું, ત્યાં છોડવાનું ક્યાં રહ્યું તે ? ભ્રાંતિ જાય એવું કામ કરજે'.

એટલે છૂટું જ છે. આ તારી ભ્રાંતિ છે કે 'હું જ છું ચંદુલાલ અને હું જ કર્તા છું'. 'હું ચંદુલાલ છું' એ ભ્રાંતિ ગઈ, તો તારે છૂટું જ છે. એટલે 'ભ્રાંતિ કાઢ' કહે છે. ભગવાને ભ્રાંતિ કાઢવાની કહી હતી, તે હવે લોકો કર્મ કાઢે છે. આ છોડે છે ને તે છોડે છે. હવે છોડવાનો અધિકાર પુદ્ગલના હાથમાં છે, વ્યવસ્થિતના હાથમાં. ત્યારે પોતે છોડવા ગયો. ફક્ત પોતાને ભ્રાંતિ કાઢવાનો અધિકાર છે ત્યારે તે કાઢવાનું કરતો નથી.

અલ્યા, મૂઆ તે કર્યું છે શું અત્યાર સુધી, કહે ! વગર કામનો, કરવાનું-કરવાનું ! આ તો તું કહું છું કે 'આ મેં કર્યું'. પણ એ છે તે પૂર્વકર્મ છે ! ત્યારે કહેશે, 'મેં કશું કર્યું જ નથી ?' ત્યારે કહે, 'ના, ભાવકર્મ કર્યું ફક્ત, બીજું તો બધું પરસત્તાના હાથમાં છે'. એ કર્તાપણામાં બીજી કોઈ વસ્તુની જરૂર નથી. સ્વભાવનો કર્તા છે, તેને બદલે વિભાવનો કર્તા થયો, એટલું જ. તેમાં કશું કર્યું નથી. પછી આવ્યું આ, હિસાબ પરિણામ આવ્યું. ભાવકર્મનું રિઝલ્ટ આવ્યું આ ઈફેક્ટ અને ઈફેક્ટ છે તે પારકી સત્તાના હાથમાં છે, પરસત્તા !

## આટલી જ આંટીએ બંધાયા ભગવાન

જગત આખુંય 'નથી કરતા', તેને કહે છે, 'હું કરું છું' અને 'કોણ કરે છે' તેને જાણતો નથી. કઢી પોતે કરતો નથી અને કહે છે, 'હું કઢી કરું છું.' આપણે કહીએ કે 'વ્યવહારથી કહો છો કે ખરેખર ?' 'અરે,

ખરેખર જ હું કરું છું, તો બીજું કોણ કરે છે ?' વ્યવહારથી કહેવાનો અધિકાર છે. વ્યવહાર તો જેવું દેખાય એવું કહેવું પડે ને !

**પ્રશ્નકર્તા :** આ નથી કરતો એને જગત આખુંય કહે છે 'હું કરું છું', એની એ જે માન્યતાની આંટી કાઢવી, એ અહીં જ્ઞાન મળ્યા પછી નીકળે છે બધું.

**દાદાશ્રી :** પણ આંટી નીકળે જ નહીં ને ! એ આંટી નીકળે ત્યારે તો ભગવાન થઈ જાય. એ આંટી જ માયા છે, ભગવાનની માયા બીજી કોઈ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે અહીં તો 'સારું કર્યું' કે 'ખોટું કર્યું' એ કર્તાપદ જ આખું ઊડી જાય છે.

**દાદાશ્રી :** ઊડી જાય, કર્તા ના હોય ને વગર કામનો આપણે કર્તા માનતા હતા ! એ તો સારું છે એટલું બોલે છે કે 'હું શેવિંગ કરું છું'. નહીં તો જોડે એમેય બોલે કે 'વાળ ઉગાડું છું હું' ! કેમ એવું નથી કહેતા, 'હું માથું દુખાડું છું !' 'હું માથું દુખાડું' એવું બોલે ? 'એ એની મેળે દુ:ખ્યું', કહેશે.

**પ્રશ્નકર્તા :** નહીં તો નિમિત્તને પાછું કહેશે 'તેં દુખાડ્યું મારું માથું'.

## આત્મા, વ્યવહારથી કર્તા...

**પ્રશ્નકર્તા :** 'આત્મા કર્તા છે ને ભોક્તા છે', એટલે શું સમજવું ?

**દાદાશ્રી :** એ તો વ્યવહારથી કર્તા છે. નિશ્ચયથી તો સ્વભાવનો કર્તા છે. ખરી રીતે સ્વભાવનો કર્તા છે. વ્યવહારથી લોકોને એમ દેખાય છે કે 'આ મેં કર્યું' ! ખરેખર એવું નથી. પણ વ્યવહારમાં એવું તો કહેવું પડે ને ! અત્યારે અહીંથી જતો હોઉં અને આમ ચાલતાં ચાલતાં કોઈ માણસ મને અથડાયો, તે માણસ નબળો હતો ને પડી ગયો, ને ત્યાં આગળ એ મરી જાય ને પોલીસવાળો મને પકડે ને મને કહે કે, 'તમારું નામ લખાવો.' તો મારે 'એ. એમ. પટેલ' લખાવવું પડે. ત્યાં એવું ના કહેવાય કે 'હું જ્ઞાની છું'. કારણ કે વ્યવહારથી આ કર્મનો કર્તા હું છું.

ખરી રીતે હું આનો કર્તા નથી. એટલે પોલીસવાળો તો વ્યવહાર જુએને, જુએ એવું કહે ને ?

**પ્રશ્નકર્તા :** એટલે એ નૈમિત્તિક કર્તા ને ?

**દાદાશ્રી :** પોલીસવાળો નૈમિત્તિક કશું ગણે નહીં. ત્યાં તો વ્યવહારથી કર્તા જ ગણાય. આવી રીતે ભગવાને આત્માને વ્યવહારથી કર્તા કહ્યો છે. વ્યવહારથી એટલે શું કે રિયલ નહીં, પણ લોકો એમ કહે કે આ તમે કર્યું છે, એવું વ્યવહારથી કહેશે.

લોકો એમ કહે કે આ ચંદુભાઈએ કર્યું. હવે તમને એમ લાગે કે આમાં તો મારી ઈચ્છા નથી. મારું ચિત્ત બીજી જગ્યાએ હતું અને આ દેહથી જે કંઈ એ થયું, એમાં મારી ઇચ્છા નથી. છતાં આ લોકો એમ કહે છે, ચંદુભાઈએ કર્યું. એનું કારણ શું ? ત્યારે કહે કે, 'વ્યવહાર તો એવું જ કહેશે. વ્યવહાર તો જેવું દેખશે તેવું કહેશે'. વ્યવહાર એક્ઝેક્ટ ફીગર આપી શકે નહીં. એટલે વ્યવહારમાં કર્તા છે અને ખરેખર વાત પોતે સમજે તો પોતે અકર્તા છે. એટલે વ્યવહારથી કર્તા કહ્યો, પણ આ તો લોકોએ પોતે કર્તાપણું માની લીધું કે 'હું જ કર્તા છું.' એટલે આ રોંગ બિલીફ બેઠી કે 'હું કર્તા છું'.

એટલે વ્યવહારથી આત્મા કર્મનો કર્તા કહેવાય. સહુ લોક કહે કે ભઈ, આણે કર્યું. તો આપણાથી ના ન કહેવાય. 'હું શુદ્ધાત્મા છું, મેં નથી કર્યું.' એવું ના બોલાય. વ્યવહારને આપણે કબૂલ કરવો જ જોઈએ. પોલીસવાળો કહે કે, 'ચાલો ચંદુલાલ, આ ગુનો કેમ કર્યો ?' ત્યારે કહે કે 'ભઈ, હું શુદ્ધાત્મા છું' એવું ના ચાલે. 'હું ચંદુલાલ છું' એવું કહેવું પડે. એટલે વ્યવહારમાં આપણે કર્તા છીએ અને નિશ્ચયમાં, ખરેખર, ખરી રીતે આપણે કર્તા નથી. વ્યવહારમાં તો હા પાડવી પડે આપણે. કારણ કે પેલાને શું ખબર કે તું ચંદુલાલ છે કે શું છે ? અને એણે જોવાની જરૂરેય શું ?

વ્યવહારથી કર્તાનો ભાવાર્થ શો છે ? એમ માનો ને કે તમારી જોડે આ ભાઈ ઊભા છે, એનો ધક્કો તમને વાગ્યો અને તમારો ધક્કો આમને વાગ્યો, હવે આ વાંધો શું ઉઠાવે ? કે 'ચંદુભાઈ, તમે મને પાડી નાખ્યો.' હવે તમને વાંધો આવ્યો. હવે તમે શું કહો ? કે 'હું તો નિમિત્ત છું, મને

તો આમણે ધક્કો માર્યો તેમાં હું શું કરું ? અને હું તો શુદ્ધાત્મા છું'. એવું ચાલે નહીં ત્યાં આગળ. તમે શુદ્ધાત્મા થયેલા છો એ વાત સાચી. પણ અહીં વ્યવહારમાં જ્યાં આવ્યું, ત્યાં આગળ તમારે કહેવું કે 'ના, હું ચંદુલાલ છું.' એટલે આ લોકોના વ્યવહારથી આનાં કર્તા તમે છો. અંદરખાને તમારે જાણવું કે આ વ્યવહારથી કર્તા, ખરેખર કર્તા નથી ને. નહીં તો તમે લોકમાં એમ કહો કે 'મને શું અડે ! મારે શું લેવાદેવા ? હું તો શુદ્ધાત્મા છું, મને કશું અડે નહીં'. તોય એ માર પડે. આટલું જ વ્યવહાર. તમને સમજાયું, હું શું કહેવા માંગું છું તે ? ત્યાં આગળ અમે કહીએ, 'હા, ભાઈ, મેં કર્યું બા. મારા હાથે થયું છે આ.' અમે જાણીએને, વ્યવહારને તો આપણે ઉથામીએ જ નહીં ને ? વ્યવહારને તો જેવું દેખશે એવું કહેશે. આ વ્યવહારનો ઉકેલ લાવવાનો છે.

વ્યવહારમાં કર્તા એટલે 'હું પોતે કર્તા નહીં' એમ માનવાનું. અને લોકો કહે તો 'હા' કહેવાનું. બોલવા ખાતર બોલવાનું. લોક કહે, 'તમે આ કેમ કર્યું ?' ત્યારે કહે, 'ભઈ ફરી નહીં કરીએ.'

બાકી આપણે કર્તા નથી. આપણે એટલું સમજીએ કે વ્યવહારમાં તો આ જ ભાષા હોય, માટે એ ભાષાને ઉદ્ધતાઈથી આપણે જવાબ ના આપવો જોઈએ, નહીં તો આપણે જ્ઞાની ના કહેવાઈએ, ઉદ્ધત જવાબ આપીએ તો ! એટલે અમારે કહેવાનું કે 'ભઈ, અમારી ભૂલ થઈ, હવે નહીં કરીએ ફરી.' દુનિયા જોડે વાતચીત કરવા માટે અમારે 'એ. એમ. પટેલ' થવું પડે.

એટલે આ વીતરાગ વિજ્ઞાન તો ઓર જાતનું છે, પણ આખું વિજ્ઞાન અવળી બાજુ ખસી ગયું છે, કર્તા ભાગ તરફ. વ્યવહારમાં કર્તા છે, તેનો દુરુપયોગ થયો.

## આત્મા સ્વભાવકર્મનો કર્તા

કર્તાભાવ કોઈનો છૂટ્યો નથી. અને ઊલટું શાસ્ત્રોએ તો એવું સમજાવ્યું છે કે 'આત્મા કર્તા છે, આત્મા ભોક્તા છે.' હવે એ કર્તાપણું શી રીતે છૂટે ?

**પ્રશ્નકર્તા :** પણ એનો ફોડ નથી આપ્યો. 'આ વ્યવહારથી કર્તા છે, વ્યવહારથી ભોક્તા છે' એવું એમાં ક્લિયરન્સ નથી, એટલે લોકો વધારે ગૂંચાયને ?

**દાદાશ્રી :** ના. આમને વ્યવહારથી કર્તા કહો, તોય આમને વ્યવહારની જ ખબર નહીં ત્યાં આગળ પછી શું ગૂંચાવાનું ? ગૂંચાયેલાં જ છે, એમને શું ગૂંચાવાનું ? 'વ્યવહાર શું છે' એ જ ખબર નથી. વ્યવહાર સમજે તો નિશ્ચય સમજે. પણ વ્યવહાર જ સમજણ પડી નહીં ત્યાં શું ? વ્યવહાર જ બધો ગૂંચાયેલો છે અને 'આત્મા ક્યાં છે' તે જ ખબર નથી. એ તો આ મિકેનિકલને આત્મા માને છે અને 'આને સ્થિર કરું તો મોક્ષ થઈ જાય', કહે છે.

**પ્રશ્નકર્તા :** ક્રમિકમાર્ગમાં એ જ છે, પછી બીજું શું કરે ?

**દાદાશ્રી :** ક્રમિકમાર્ગમાં એ છે, એ વાત સાચી છે, એમાં ખોટું નથી. પણ જ્યારે ત્યારે પાછું, અમુક પ્રમાણમાં આવે છેને એટલે છૂટું પડી જાય છે. એટલે ત્યારે વ્યવહાર સમજાય છે. વ્યવહાર ક્યાં સુધી સમજાય છે ? કે જ્યાં સુધી એને બે ભાગ જુદા સમજાય નહીંને ત્યાં સુધી વ્યવહાર બધો ચાલુ જ રહેવાનો. 'વ્યવહારથી કર્તા છે' એ વસ્તુ જ મુખ્ય સમજવા જેવી છે. 'વ્યવહારથી કર્તા છે' એ વાક્ય જો સમજેને, તો બહુ કલ્યાણ કરી નાખે.

આત્મા વ્યવહારથી કર્તા છે, નિશ્ચયથી અકર્તા છે. વ્યવહારથી કર્તા એટલે ડ્રામેટિક્લી કર્તા છે, ખરી રીતે કર્તા નથી.

## નથી આત્મા પ્રેરક કોઈનો

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રની આત્મસિદ્ધિની ગાથા છે.

'હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ ?
જડ સ્વભાવ નહીં પ્રેરણા, જુઓ વિચારી ધર્મ.' એ સમજાવો.

**દાદાશ્રી :** ચેતન જો પ્રેરણા કરે ને, તો પ્રેરક ગુનેગાર છે. એટલે પ્રેરણા કરતો જ નથી ચેતન.

આત્માએ આમાં કશું કર્યું નથી. આ સૂર્યનારાયણ હોય ત્યાં, ને ગધેડાનું ચિત્ર કાપીને ધરીએ તો ભીંત પર ગધેડાનું જ ચિત્ર દેખાય. એમાં સૂર્યનારાયણને શું કરવું પડ્યું ? તેમાં સૂર્યનારાયણ શું કર્તા ને શું નહીં કર્તા ? તે કહી આપો. સૂર્યનારાયણ કઈ અપેક્ષાએ કર્તા ને કંઈ અપેક્ષાએ નહીં ? પોતાનાં અસ્તિત્વની અપેક્ષાએ કર્તા છે. અને બીજી કોઈ અપેક્ષાએ કર્તા નથી. સૂર્યનારાયણ તો જાણતાય નથી કે મૂઆ ગધેડાનાં ચિત્ર ઝાલીને ધરશે. એ કંઈ જાણે છે ? લોક તો જાતજાતનું ધરે એવાં છે ને. હવે અહીં આગળ ગધેડાનું ચિત્રપટ મૂક્યું હોય તો સૂર્યનારાયણ કર્તા છે ? ત્યારે કહે, એ હતા તો થયું. તે હવે આનું જોખમ. આ આવું આત્માને જોખમદારી આવી છે. લોક કહેશે, આત્મા એ કર્યા વગર શી રીતે થાય ?

## ક્યું પુદ્ગલ ક્રિયાવંત ?

તો પછી કર્તા કોણ ? કોઈ કરનાર તો જોઈએ ને, હુ ઈઝ રીસ્પોન્સિબલ ? ત્યારે પુદ્ગલ પરમાણુ કર્તા છે ? ત્યારે કહે પરમાણુ ચોખ્ખા હોય, એ કર્તા હોઈ શકે નહીં. એનોય સ્વભાવ તો ક્રિયાકારી છે. સક્રિય છે સ્વભાવ, પણ કર્તાપણું ના હોય. ત્યાં કહે છે, પુદ્ગલનો છે આ ગુણ. ત્યારે પુદ્ગલ એટલે શું ? એ જે પાવર ચેતનવાળું છે એ પુદ્ગલ કરે છે. આ પાવર ચેતન જેને આપણે મિશ્રચેતન કહ્યું. ખરેખર ચેતન નથી, મિશ્રચેતન છે તે ચેતન જેવું કાર્ય બધું કરે, પણ ચેતન નહીં.

**પ્રશ્નકર્તા :** પાવર ચેતન કહ્યું આપે.

**દાદાશ્રી :** હા, એ આપણી ભાષામાં એ વિજ્ઞાન બહાર પાડ્યું. કારણકે મિશ્રચેતન લોકોને સમજાતું નથી, એટલે આપણે પાવર ચેતન કહ્યું. એનો શો ભાવાર્થ ? કે ભઈ, ચેતનની હાજરીમાં એના સ્પર્શનાથી પુદ્ગલ પણ પાવર ચેતન થાય છે. કેવી રીતે ? ત્યારે કહે, બેટરીમાં સેલ હોય છે તો સેલ આપણા ચાલુ થઈ જાય. પણ પાવર સેલ છે. પાવર ભરેલો ખલાસ થઈ જશે એટલે પાછું બંધ થઈ જશે. એવું આ પાવર ચેતન છે તે પાવર ઊડી જશે એટલે અચેતન પડી રહેશે.

## જ્ઞાન-દર્શન ક્રિયાનો કર્તા...

**પ્રશ્નકર્તા :** 'આત્મા પણ ક્રિયા સંપન્ન છે. સર્વ પદાર્થ ક્રિયા સહિત જ જોવામાં આવે છે. પરિણામ ક્રિયા સહિત, આત્મા પણ ક્રિયા સંપન્ન છે. ક્રિયા સંપન્ન છે માટે કર્તા છે. અનુપચારિક વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે. ઉપચારથી ઘર નગર આદિનો કર્તા છે. અને સ્વભાવ પરિણતિએ નિજસ્વરૂપનો કર્તા છે.' - શ્રીમદ્ રાજચંદ્ર. આ જરા વિસ્તારથી સમજાવો.

**દાદાશ્રી :** હવે કર્તામાં વિવેચન કરીએ કે જો તમે સ્વભાવમાં આવી જાવ, સમ્યક્દર્શનમાં. તો પછી નિજસ્વરૂપનો કર્તા થાય. અને જ્યાં સુધી દેહાધ્યાસમાં છે ત્યાં સુધી તમે છે તે આ સંસારના કર્તા છો.

**પ્રશ્નકર્તા :** તો એમાં આત્મા કર્તા કહેવાય ?

**દાદાશ્રી :** પણ વ્યવહારથી કર્તા કહ્યું છે ને !

**પ્રશ્નકર્તા :** પણ નિજસ્વરૂપનો કર્તા કહ્યો એ કેવી રીતે ?

**દાદાશ્રી :** હા, નિજસ્વરૂપનો કર્તા એટલે ત્યાં બીજા શેનો કર્તા ? પોતાની જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા નિરંતર ચાલ્યા જ કરે છે, પોતાના સ્વરૂપનો કર્તા છે. એટલે જ્ઞાન-દર્શનની ક્રિયાનો કર્તા છે પોતે. કારણ કે દ્રવ્ય-ગુણ-પર્યાય સહિત હોવાથી, પર્યાય ઉત્પન્ન થાય વિનાશ થાય, પર્યાય ઉત્પન્ન થાય વિનાશ થાય. એટલે ત્યાં સિદ્ધ સ્થિતિમાં રહીને પણ આ બધું જ્ઞાન એને ઉદય થયેલું દેખાય પછી નાશ થયેલું દેખાય, પર્યાયો જ દેખાય બધા.

**પ્રશ્નકર્તા :** એટલે એ દ્રષ્ટા છે, પણ કર્તા કેમ કહેવાય ?

**દાદાશ્રી :** નિજસ્વરૂપનો કર્તા, આ લોકોને સમજાવવા માટે બોલવું તો પડે ને ! બીજો કોઈ શબ્દ તો મૂકવો પડે ને ! પછી પોતે તે રૂપ થશે ત્યારે સમજી જશે કે શું કહેવું છે. તે પણ ત્યાં સુધી કંઈક એને સંકેતિક તો કહેવું પડે ને ! તે આ સંકેતિક ભાષા છે.

એટલે અનુપચારિક વ્યવહારથી એ આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે. અનુપચારિક વ્યવહાર એટલે શું ? આ આઠ કર્મો, એ જે દેહ બંધાઈ ગયો છે, એમાં તમે કોઈ જાતનો ઉપચાર કરેલો ખરો ? કે આંખો કરવા માટે, કાન કરવા માટે કોઈ ઉપચાર કરવો પડેલો ? નહીં કરવો પડેલો ને ! આ વ્યવહાર અનુપચારિક છે. અનુપચારિક વૈજ્ઞાનિક વ્યવહાર છે આ. ઉપચાર નથી કર્યો, પણ કોઈએ કંઈક તો કર્યું ને ! ત્યારે કે આ વૈજ્ઞાનિક વ્યવહાર છે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. એટલે અનુપચારિક વ્યવહારથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે. એટલે આઠ પ્રકારના કર્મોનો કર્તા છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય, વેદનીય, નામ, ગોત્ર ને આયુષ્ય એનો કર્તા છે.

ઉપચારથી ઘર, નગર આદિનો કર્તા છે. ઉપચારથી કોઈ માણસ ઘડો બનાવતો હોય, તો આપણે કહીએને કે આ કુંભારે જ ઘડો બનાવ્યો ! ના કહીએ ? આ ભાઈએ ઘર બાંધ્યું. આ કડિયાએ અમારું ઘર બાંધી આપ્યું, ઉપચારથી.

**પ્રશ્નકર્તા :** એટલે ઉપચારથી એટલે વ્યવહારથી.

**દાદાશ્રી :** ઉપચાર એટલે વ્યવહાર તો ખરો. આ ઉપચારિક વ્યવહારથી આ અને અનુપચારિક વ્યવહારથી આ. ઉપચારિક વ્યવહાર એટલે એને કામ ઉપચાર કરતો આપણે જોયો. અને આ અનુપચારિક ઉપચાર કરતો કોઈએ જોયો નથી. તો આ શી રીતે થયું ? ત્યારે કહે વૈજ્ઞાનિક રીતે અને પેલો ઉપચારથી તો આપણે જોઈ શકીએ છીએ કે ઘર બાંધવા માંડ્યું એણે. ઉપચારથી આપણે જોઈએ છીએ કે બેને દાળ, ભાત, રોટલી, શાક બધું બનાવી લીધું. એ ઉપચાર વ્યવહારથી કર્મનો કર્તા છે.

હવે સ્વભાવ પરિણતિએ નિજ સ્વરૂપનો કર્તા છે, આ સ્વપરિણતિ એનાથી નિજસ્વરૂપનો કર્તા થાય અને પરપરિણતિથી, અનુપચારિક વ્યવહારથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા થાય અને પરપરિણતિથી, ઉપચારથી ઘર-નગર આદિનો કર્તા થાય. પરપરિણતિ એટલે કરે છે બીજો અને પોતે કહે 'હું કરું છું આ', એ પરપરિણતિ કહેવાય. એક મિનિટ પણ સ્વપરિણતિમાં આવે ત્યાંથી એનો મોક્ષમાર્ગ ખુલ્લો થઈ ગયો.

અત્યારે સાધુ-આચાર્યો કહે કે તમારી પરિણતિ બદલો. તો સાહેબ, બદલું એટલે ક્યાં જઉં ? તમારી પરિણતિ ક્યાં બદલાઈ છે, એ મને કહો. ત્યારે મહારાજેય પરપરિણતિમાં છે. એ કઈ પરિણતિ બદલવાની કહે છે ? કે આ અશુભ પરિણતિ છોડો અને શુભ પરિણતિ કરો. હવે એને ખરેખર પરિણતિ નથી ગણાતી, પણ છતાં આ પરિણતિનો નીચો અર્થ લાવ્યા. બે જ પ્રકારની પરિણતિઓ એક સ્વપરિણતિ ને પરપરિણતિ. બીજે પરિણતિ ના વપરાય. પરપરિણતિ અજ્ઞાનીને હોય, સ્વપરિણતિ જ્ઞાનીને હોય. પરિણતિ, બીજે ડાઉન અર્થ વપરાય નહીં, છતાંય વપરાય છે, અત્યારે તો એ ચાલુ જ છે.

## કેવી કરામત સંયોગી પરમાણુઓની !

આ બધાં સંયોગોનું દબાણ છે. તેમાં જરાક દબાણ થાય ને હંમેશા, ત્યારે એની અસર થાય, ઈફેક્ટ થાય. અન્ઈફેક્ટીવ હોવાં છતાં ઈફેક્ટ થાય. ત્યારે આત્મા તો જ્ઞાનની બહાર કોઈ દહાડો ગયો જ નથી, ક્રિયામાં તો ગયો જ નથી. પોતાનો સ્વભાવ જ્ઞાન છે, તે જ્ઞાન વિભાવિક થયું.

આપણે ઘણાં ફેરા નથી થતું ? કે ચક્કર ચઢે ને પછી બેભાન થઈ જઈએ ? તમારું નામ શું ? તમારું નામ શું ? પૂછે. ત્યારે લોક કહે છે 'તે ભાન-બાન નથી'. તો આ એની અસરો આટલી બધી કરે છે. તો આ તો કેવડી મોટી અસર થયેલી છે. આત્મા ઉપર કે કેવું દબાણ આવ્યું હશે, ભયંકર. અને તે પણ સંયોગો બધાં કેવાં છે ? કે જેવું ભગવાનનું જ્ઞાન થાય, તેવું ત્યાં આકાર થઈ જાય, સંયોગી પરમાણુના ગુણ એટલાં બધાં સુંદર છે કે જેવું એમનું જ્ઞાન થાય એવો અહીં આકાર થઈ જાય છે.

હવે આ અજાયબી જ્ઞાની પુરુષે જોયેલી, વર્લ્ડ શી રીતે સમજી શકે ? જ્ઞાની પુરુષે એવું તે શું જોયું જ્ઞાનમાં ? કે આત્માને અકર્તા કહ્યો ? તો કોણ કર્તા ? ત્યારે કહે, એ કેવી રીતે થાય છે, એ જોયું. આ ક્રિયા કેવી છે, તે એમણે જોયું. ત્યારથી સચોટ થઈ ગયું કે સંસારનો કર્તા આત્મા નથી. આત્મા એનાં જ્ઞાનનો કર્તા છે. તે વિભાવિક જ્ઞાન, સ્વાભાવિક

જ્ઞાનનો કર્તા છે. એનો પ્રકાશનો જ કર્તા છે. એ બહાર કોઈ દહાડો ગયો નથી. હવે એ જ્ઞાની પુરુષે જોયેલું. ત્યારે અહીં તો જેને ત્યાં જાય ત્યારે કહેશે, આત્માએ ના કર્યું તો કોણે કર્યું ? આત્માએ જ કર્યું ને, દાખલાં આપે, દાખલા ને દલીલો સાથે. તે આ અજ્ઞાન બધું ભરેલું. હવે આમાં શી રીતે જ્ઞાની થાય માણસ ?

## પ્રેરક છે પાવર ચેતન

એટલે પાવરની પ્રેરણા છે, આ ચેતનની નથી. જો ચેતનની પ્રેરણા હોત તો ચેતન બંધાય.

**પ્રશ્નકર્તા :** પાવર અને ચેતન બે જુદા જુદા છે ?

**દાદાશ્રી :** જેમ સૂર્ય અને અહીં આગળ ઊર્જા ઉત્પન્ન થાય ને એટલું જુદું છે, સૂર્યને લઈને ઊર્જા ઉત્પન્ન થાય, એટલું જુદું છે પાવર. એમાં સૂર્યનું કંઈ કર્તાપણું નથી. બીજી વસ્તુ ભેગી થઈ એટલે ઊર્જા ઉત્પન્ન થાય. જો તમે અહીં મોટો કાચ મૂકી દો જાડો તો એ કાચના આધારે, બીજી વસ્તુ ભેગી થઈ એટલે એનાથી બધું સળગે નીચે. એમાં સૂર્યને કંઈ લેવાદેવા નથી. આ વસ્તુ બીજી ભેગી થઈ તે એને લીધે છે. એ ખસેડી લો એટલે કશું નથી પાછું. હવે ખસે શી રીતે ?

**પ્રશ્નકર્તા :** 'આત્મા સ્વભાવકર્મનો કર્તા છે, અન્યથા અકર્તા છે.' એ સમજાવો.

**દાદાશ્રી :** હા. પોતાનો સ્વ સ્વભાવનો, સ્વભાવ કર્મનો કર્તા છે. બીજા કોઈ કર્મ કરતો નથી આત્મા. આ પ્રકાશ જેવો આત્મા છે. એ પોતાનો સ્વભાવ કરે, આ લાઈટ હોય એ પોતાનો સ્વભાવ કર્મનો કર્તા છે. અજવાળું આપે બહુ ત્યારે. એ કંઈ આપણને અહીં આગળ જમાડે નહીંને આમ મોંઢામાં કે પંખો ના નાખેને ! પંખો તો ફેરવે ત્યારે પવન આવે. આ લાઈટ પંખો ના નાખે ?

**પ્રશ્નકર્તા :** ના નાખે.

**દાદાશ્રી :** કેમ ?

**પ્રશ્નકર્તા :** એ એનો સ્વભાવ.

**દાદાશ્રી :** તેવું આ આત્મા આવું ખાય પીવે નહીં. આવું તેવું કશુંય કરે નહીં.

**પ્રશ્નકર્તા :** એ સ્વભાવ કર્મનો કર્તા એટલે ?

**દાદાશ્રી :** પોતાના સ્વભાવ, મૂળ જે સ્વભાવ, સ્વભાવિક સ્વભાવ. આ તો વિભાવ કર્મનો કર્તા કહ્યો છે. ભગવાને સંસારમાં કર્તા કહ્યો ને વિભાવ કર્મનો કહ્યો. બહુ ઊંડુ લાગે છે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આત્માનો સ્વભાવ હોય છે, પોતાનો સ્વરૂપ સ્વભાવ. સંસારનો કર્તા કહ્યો ભ્રાંતિથી કહ્યો. તો જ્યાં સુધી ભ્રાંતિ છે ત્યાં સુધી આ સંસારનો કર્તા છે, જ્યારે ભ્રાંતિ જાય ત્યારે સ્વરૂપનો કર્તા છે, પોતાના સ્વભાવનો કર્તા છે. અન્યથા અકર્તા છે. કોઈ બાબતમાં કર્તા છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** પોતે કશું કરતો જ નથી !

**દાદાશ્રી :** કશું આવું કરે નહીં. આ જે કરીએ છીએને, આપણે કહીએ છીએ કે 'આમ કર્યું, તેમ કર્યું.' એ આત્મા કરે નહીં.

**પ્રશ્નકર્તા :** અનુભવ વગર સમજાય એવું નથી.

**દાદાશ્રી :** અનુભવ માટે તો અહીં આવવું પડે.

## આત્મા નિશ્ચયથી અકર્તા, પુદ્ગલ વ્યવહારથી અકર્તા

હવે વ્યવહારથી આત્મા કર્તા છે, નિશ્ચયથી અકર્તા છે. ત્યારે કહે છે, તો કર્તા કોણ ? તો પછી બીજી ત્રિરાશી મુકો. નિશ્ચયથી અકર્તા છે, તો નિશ્ચયથી કર્તા કોણ ? વ્યવહારથી કર્તા કહેવાય છે. ત્યારે બીજી ત્રિરાશી મૂકો કે પુદ્ગલ વ્યવહારથી અકર્તા છે અને નિશ્ચયથી કર્તા છે.

આ સોલ્યુશન એલજીબ્રામાં કરાવે છે. એ જોયું છે કે નહીં ! આ સમજમાં આવ્યું ?

**પ્રશ્નકર્તા :** સમજવાનો પ્રયત્ન કરું છું.

**દાદાશ્રી :** એટલે આનો ખરેખર કર્તા કોણ છે ? કે પુદ્ગલ છે. પણ એવું જ્ઞાનીએ જાણવું જોઈએ અજ્ઞાનીને કહેવાય નહીં. અત્યારે હું જ્ઞાની હોઉં તોય પણ અહીં આગળ બહાર જઉં અને કોઈ માણસને જરાક મારી ઠોકર વાગી અને એ માણસે પોલીસવાળાને ખબર આપી કે આ ભાઈએ મને ઠોકર મારી, એટલે પોલીસવાળો મને પૂછે કે કેમ તમે ઠોકર મારી ? તો મારાથી એવું ના કહેવાય કે જ્ઞાની છું અને આ ઠોકર તો આ પુદ્ગલે મારી છે. ત્યાં મારે એમ કહેવું પડે કે ભઈ મેં જ ઠોકર મારી છે. આ વ્યવહાર છે. નિશ્ચયથી એવું નથી, નિશ્ચયથી પુદ્ગલ જ કર્તા છે. પણ વ્યવહાર છે એટલે મારે એમ વ્યવહારમાં કહેવું જ પડે, નહીં તો લોક કહેશે, તમે જ્ઞાની એટલે છૂટી ગયા કંઈ ? અહીં બતાવો, તમારું નામ લખાવો. એના કરતાં આપણે જ ડાહ્યા થઈને કહી દઈએ કે હું એ. એમ. પટેલ છું અને મારો આ ગુનો થયેલો છે. અંદર તમેય એમ જાણો કે દાદાનો કશો ગુનો નથી, પણ અહીં લખાવું તો પડે જ ને ! વ્યવહાર છે ને ! એટલે વ્યવહારથી કર્તા છે.

જ્ઞાનીને એમ લાગે કે 'હું કર્તા નથી', પણ અજ્ઞાનીને તો એમ જ લાગે ને કે 'આ કર્તા છે'. એટલે વ્યવહારથી કર્તા નથી, છતાંય કર્તા કહેવું પડે આપણે. કારણ કે વ્યવહારથી કહે છે, એ નિશ્ચયથી કહેતો નથી. નિશ્ચયથી અકર્તા જ છે.

## વ્યવસ્થિત એટલે જ પુદ્ગલ કર્તા

જ્ઞાનદશામાં આત્મા અકર્તા છે. અજ્ઞાનદશામાં આત્મા કર્તા છે. આત્મા વ્યવહારથી કર્તા છે, નિશ્ચયથી અકર્તા છે. એટલે પુદ્ગલ વ્યવહારથી અકર્તા અને નિશ્ચયથી કર્તા છે. મૂળ કર્તા પુદ્ગલ છે તે આત્મા નૈમિત્તિક કર્તા છે.

નિશ્ચયથી તો અક્રીય અકર્તા છે, વ્યવહારથી આત્મા કર્તા છે, ત્યારે

કહે, નિશ્ચયથી કર્તા કોણ ? એ આપણે પાડ્યું છે કે નિશ્ચયથી કર્તા પુદ્ગલ છે. અને વ્યવહારથી પુદ્ગલ કર્તા નથી. પુદ્ગલ એટલે વ્યવહારથી જે પુદ્ગલ છે, બધાં ભેગા થયેલા તે કર્તા છે. શરૂઆતમાં તો વ્યવહારના લોકોને ધર્મ આપવાનોને, એટલે આત્મા કર્તા છે એમ કહેવું જ પડે. નહીં તો કહેશે કે ક્રોધ કર્યો, તે કહે, મેં નથી કર્યો. હોય ભ્રાંતિ અને નથી કહે તે ચાલે નહીં. જો જ્ઞાન હોય ને તમે કહો કે 'મેં નથી કર્યો', તે વાત ચાલે. કારણ કે તમને છે તે 'ચંદુભાઈ' ગુસ્સો કરે, તો તમને એની પાછળ હિંસક ભાવ ના હોય, અને પેલા અજ્ઞાનીને તો હિંસક ભાવ જ હોય, ચોખ્ખો જ ક્રોધ હોય, તન્મયાકાર ક્રોધ. હવે એ કહેશે 'હુંય નથી કરતો' એવું બોલે. એટલે કર્તા જ છે. જે જે ક્રિયા કરે, એનો કર્તા એ છે, જ્યાં સુધી જ્ઞાન ના થાય ત્યાં સુધી. એટલે અકર્તા થયો, જ્ઞાન થયા પછી. આપણને જ્ઞાન થયું એટલે 'આપણે' અકર્તા ભાવે છીએ.

**પ્રશ્નકર્તા :** તો પુદ્ગલ કર્તા છે ?

**દાદાશ્રી :** આ તો તમને એટલા માટે કહીએ કે અત્યારે કોણ કર્તા છે આનો ? તો રીઝલ્ટ છે, આત્માનું કશું કરવાપણું રહ્યું નથી. એ આધારી શબ્દ છે.

**પ્રશ્નકર્તા :** તો ખરેખર કોઈ કર્તા નથી.

**દાદાશ્રી :** ખરેખર, તો જગતનું પુદ્ગલ જ કર્તા છે. પણ એવું બોલાય એવું નથી. આજે કોઈ એક્સેપ્ટ નહીં કરે બહાર. તેને સમજાય નહીં ને દહાડો વળે નહીં. એ તો કહે, 'હું છું તો કર્તા છું.'

## વ્યવસ્થિતની પ્રેરણાથી પુદ્ગલ કર્તા

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે પેલું 'પુદ્ગલ નિશ્ચયથી કર્તા છે' એ સમજાયું નહીં. કારણ કે જ્ઞાન લીધા પછી આપણે માનીએ છીએ, 'વ્યવસ્થિત શક્તિ કર્તા છે'. 'પુદ્ગલ કે આત્મા કર્તા નથી', એમ અમે સમજ્યા છીએ અને આપે હમણાં કહ્યું કે 'નિશ્ચયથી પુદ્ગલ કર્તા છે.' એ નથી સમજાતું.

**દાદાશ્રી :** તમે વ્યવસ્થિત કર્તા છે એવું જ માનો છો ? સો ટકા એવું માનો છો ? તો વ્યવસ્થિત કર્તા એ જ પુદ્ગલ કર્તા. વ્યવસ્થિતમાં ચેતન કોઈ સત્તા નથી, બધા સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થાય છે. એમાં કોઈ ચેતન સત્તા નથી હોતી. એ જ માનો છે ને તમે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આત્મા કર્તા માનતા નથીને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એટલે પુદ્ગલ કર્તા માનો છો એ કરેક્ટ થઈ ગયું ને ? આ તો બધું જગત આખુંય આત્માને કર્તા માની બેઠા છે, 'હું કર્તા છું જ, હું કરું છું તો જ થાય છે.' વ્યવસ્થિત એ જ છે તે પુદ્ગલ કર્તા છે. ભેગું થવું અને વિખરાઈ જવું એનું નામ વ્યવસ્થિત, અને તે જ પુદ્ગલ છે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ છે. એટલે નિશ્ચેતન-ચેતનને ?

**દાદાશ્રી :** હા, નિશ્ચેતન-ચેતનની જ વાત હોય આ બધું. પુદ્ગલ એટલે આ જે પરમાણુ છે ને એ પરમાણુ જુદા છે. અને આ પુદ્ગલ એ તો વિભાવિક પુદ્ગલ છે. પેલા પરમાણુ સ્વભાવિક પુદ્ગલ છે. તો આ આંખે જેટલું દેખાય છે, આ કાને સંભળાય છે, આ જેટલું અનુભવાય છે. એ બધું વિભાવિક પુદ્ગલ છે. આમાં સ્વભાવિક પુદ્ગલ તો તમને જોવામાંય નથી આવતું. એટલે વિભાવિક પુદ્ગલની વાત છે. એ જ નિશ્ચેતન-ચેતન છે.

આપણું પહેલાં પાનાનું વાક્ય હોયને, તે આઠસો પાનમાં એનું એ જ વાક્ય એને હેલ્પ કરતું હોય, એ વિરોધાભાસ ના હોય. એક અક્ષરેય કોઈ જગ્યાએ, એનું નામ વિજ્ઞાન કહેવાય. એને એમ લાગે ખરું કે આ આજે દાદાએ એમ કેમ કહ્યું, 'આ પુદ્ગલ નિશ્ચયથી કર્તા છે ?' પણ જો એ વાત આમ સમજવા જાય તો તરત સમજી જાય, પછી ફીટ થઈ જાય. એટલે પ્રશ્ન ઊભા થાયને તે આપણે પોતે પોતાની મેળે મૂકવા કે આ આવું કેમ બને તો પછી તમને પોતાને જ સોલ્યુશન થાય.

'વ્યવસ્થિત એ જ નિશ્ચયથી પુદ્‌ગલ કર્તા છે', એવું જો જગતને સમજમાં હોતને તો આજ જગતની તો દશા બહુ ઊંચી હોય. પણ એ સમજમાં બેસે એવી વસ્તુ નથી. અને તે એ જ્ઞાન ખુલ્લુંય થયું નથી. અત્યાર સુધી એક જ પ્રકારનું જ્ઞાન ચાલ્યું આવે છે કે આત્મા વ્યવહારથી કર્તા છે. બસ, નિશ્ચયથી કોણ કર્તા છે ? એવું તપાસ જ નથી કરવામાં આવેલી અને તે બધું કોઈએ ખુલ્લુંય નથી કર્યું. તેથી કરીને તીર્થંકરોના જ્ઞાનમાં બધું હતું. પણ તમે પૂછો તો જવાબ નીકળે ને ? પૂછો જ નહીં તો શેનો જવાબ મળે ?!

પુદ્‌ગલ કર્તા ક્યારે કહેવાય ? જ્ઞાની થયા પછી. એ પહેલાં ના કહેવાય. તે તો સાધુ-આચાર્યો બોલે કે પુદ્‌ગલ કર્તા છે, એટલે ઊંધે રસ્તે ચાલે બધાં. જ્ઞાન થયા પછી આજ્ઞામાં રહે, પછી બધું પુદ્‌ગલ કર્તા. પછી તમારી જોખમદારી નથી, એમ કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલ તો વ્યવસ્થિતની પ્રેરણાથી પુદ્‌ગલ કર્તા બને છે ને ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિતની પ્રેરણાથી. આમ દેખીતું આપણને પુદ્‌ગલ કર્તા લાગે. પણ વ્યવસ્થિતના એવીડન્સથી છે.

**પ્રશ્નકર્તા :** આત્માની હાજરી હોય તો જ બને, નહીં તો બને નહીં.

**દાદાશ્રી :** આત્માની હાજરી ના હોય તો કશું થાય નહીં.

**પ્રશ્નકર્તા :** આત્માની હાજરી વગર સ્વયં પુદ્‌ગલ એકલું કર્તા બની શકે નહીં ?

**દાદાશ્રી :** નહીં.

**પ્રશ્નકર્તા :** આત્માની હાજરીની જરૂર છે.

**દાદાશ્રી :** આત્માની હાજરી હોય તો જ. અને પુદ્‌ગલ કર્તા એટલે શું ? પરિણામ, આપણે પરિણામ કહીએ છીએ, આપણે પુદ્‌ગલ કર્તા

કહેતા નથી. આપણી ભાષામાં બહાર લોકભાષાનું બોલીએ છીએ. બાકી પરિણામ છે, આ રિઝલ્ટ છે. આપણા કોઝિઝનું આ પરિણામ છે તેમાં પછી બીજું શું પૂછવાનું રહ્યું ?

વ્યવસ્થિતને આ લોકો છે તે ભગવાન કહે છે, આપણા દેશના લોકો, બધા ફોરેન-બોરેન બધાય કે એ જ કર્તા છે અને પછી છે તે રાગ-દ્વેષ ચીતર્યા.

આ બધું પુદ્ગલ કરી રહ્યું છે, અને આ લોકો માને છે કે હું કરું છું. એ 'હું'ય પુદ્ગલ છે. એટલું બધું પુદ્ગલ કરી રહ્યું છે. એ પુદ્ગલની કરામત તીર્થંકરો અને જ્ઞાની સિવાય કોઈનેય ના સમજાય. ક્રમિક માર્ગના જ્ઞાનીઓનેય એ કરામત ના સમજાય. કરામત એ તો અમે જોયેલી હોય, પણ એ વર્ણન ના કરી શકાય. એનો આકાર, એની રીત, અમે એ જોયેલી હોય પણ તેનું વર્ણન થાય નહીં ને ! એ અવર્ણનીય વસ્તુ છે. શબ્દોની તો સીમા છે, પણ આ તો અસીમ વસ્તુ છે.

'કરે છે કોણ એ સમજે, તો ઊકલે કાયમી કોયડો;
કરામત પુદ્ગલની બાજી, સ્વભાવિક જ્ઞાનનેત્રે જો.'

સ્વભાવિક જ્ઞાનનેત્રે એટલે દિવ્યદૃષ્ટિથી જો, કે આ કોણ કરે છે તે જો પછી, કહે છે. આ બધી પુદ્ગલની બાજી છે. આ કરામત જે છે, તે પુદ્ગલની છે.

## જ્ઞાની સમજાવે પુદ્ગલની કરામત

પુદ્ગલની કરામત એટલે શું ? ઘડી પહેલાં કશુંય ના હોય, ને અરધા કલાકમાં તો અહીં ધુમ્મસ, ધુમ્મસ, ધુમ્મસ થઈ જાય. તે કોણ કરવા આવ્યું ? કોઈ વચ્ચે આવ્યું ? એવું તમે બહાર કશે નથી જોયું ? પછી આ વાવાઝોડાં કોણ કરાવે છે ? ત્યારે આપણા લોક આ ભગવાને કર્યું તેથી થાય છે, એવું કહે છે. ના એવું નથી. એટલે મારું કહેવાનું કે આત્મા અક્રિય છે, પુદ્ગલ ક્રિયાકારી છે. ક્રિયાકારી એટલે સ્વભાવ જ પુદ્ગલનો ક્રિયાકારી છે. આમ બરફ પડતો હોયને, તો કોઈ જગ્યાએ મહાવીર ભગવાનનું સ્ટેચ્યુ જેવું થઈ જાય, મહાવીર ભગવાનની મૂર્તિ છે

એવું હઉ દેખાય. હવે આ કોણે બનાવ્યું ? એ પુદ્ગલની કરામત છે બધી !

જો મહીં રસોડામાં વઘાર કર્યો, અને ઉડે એટલે આ મહાત્માઓ શું કરે ?

**પ્રશ્નકર્તા :** ઉધરસ ખાય ને !

**દાદાશ્રી :** અલ્યા, આ કોણે આવું કર્યું ? પેલો માણસ તો વઘાર કરે છે, એમાં અહીં શું થયું ?

**પ્રશ્નકર્તા :** વઘાર પેલો કરે છે, છીંક અહીંયા આવે છે.

**દાદાશ્રી :** તું તારા કામમાં છું, એ એના કામમાં છે, આ કર્યું કોણે ? રાજાનો છોકરો હોય તે ઉધરસ ખાય અને જ્ઞાનીય ઉધરસ ખાય, જુઓ તો ખરા આ દુનિયા ! હવે વઘાર કરનારની ઈચ્છા નથી કે આ લોકોને ઉધરસ ખવડાવવી છે. ખાનારને ઈચ્છા નથી. આ પુદ્ગલની કરામત છે બધી.

પુદ્ગલ વસ્તુ સમજાય એવી નથી. એ તો 'જ્ઞાની' વગર બીજા કોઈ ના સમજી શકે. પુદ્ગલની કરામત ઓર જાતની છે, જુઓને. એક પુદગલે આખા જગતને મુંઝાવી માર્યું છે ! વીતરાગોનું એક જ વાક્ય સમજે તો ઉકેલ આવે. પુદ્ગલમાં જ ક્રિયા છે, આત્મામાં કોઈ ક્રિયા નથી. જગતને અહીં જ ભ્રાંતિ પડી જાય છે કે શી રીતે આ ચાલે છે ? જગત જેને આત્મા માને ત્યાં એક અંશ આત્મા નથી. આત્મા તો જ્ઞાનીઓએ જુદો જોયો છે, જુદો જાણ્યો છે, જુદો અનુભવ્યો છે ! આત્માને ક્રિયાવાન કહ્યો, ત્યાંથી જ ભ્રાંતિ ઊભી થઈ ગઈ ! 'આત્મા અકર્તા છે' એવું ભાન થાય ત્યારે સમકિત થયું કહેવાય.

## નૈમિત્તિક કર્તામાં કોણ કોણ ?

અત્યારે બધે જ, બધા ત્યાગીઓ-સાધુ-આચાર્યો, બધા 'આત્મા કર્તા છે' કહે છે. હવે એ છૂટે નહિ ત્યાં સુધી ભ્રાંતિ છૂટે નહિ અને જોઈએ છે જ્ઞાન, જ્ઞાનનો પ્રકાશ કરવો છે, ભ્રાંતિ છોડવી નથી, ભ્રાંતિ પર પ્રીતિ

છે. 'હું કર્તા છું' એવી પ્રીતિ જ છે. 'હું કર્તા જ.' 'આ કોઈ કરે છે કે હું કરું છું ?' એ જો વિચાર્યું હોત તોય આગળ વધત. 'આ કોઈ કરે છે કે હું કરું છું', ના ખબર પડે ? તું વ્યવહારથી કર્તા માનું છું કે નહીં માનતો ?

**પ્રશ્નકર્તા :** વ્યવહારથી માનું છું.

**દાદાશ્રી :** વ્યવહારથી માનું છું ને ? હા, 'વ્યવહારથી કર્તા ના માનવું' તેય મિથ્યાત્વ અને 'હું નિશ્ચયથી કર્તા છું' તેય મિથ્યાત્વ છે. 'હું કર્તા છું' એ ભાન મિથ્યાત્વ છે.

**પ્રશ્નકર્તા :** (૧) જીવાત્મા અને આત્મામાં ફેર શો ? (૨) આત્મા નૈમિત્તિક કર્તા છે, આત્મા કર્તા નથી. (૩) વ્યવસ્થિત કર્તા છે ? કે વ્યવસ્થિત નૈમિત્તિક કર્તા છે ? (૪) પુદ્ગલ કર્તા છે કે પુદ્ગલ નૈમિત્તિક કર્તા છે ? આ સમજાવો.

**દાદાશ્રી :** જે પોતાની જાતને કર્તા માને છે એ જીવાત્મા છે. જે પોતાની જાતને કર્તા માનતો નથી એ આત્મા છે, એ સમજાયું તમને ?

**પ્રશ્નકર્તા :** હા, એ આમ સમજાયું છે પણ દાદા, ઘણા પૂછે છે.

**દાદાશ્રી :** એટલે જવાબ આવી રીતે આપવો. પોતાની જાતને એમ માને છે કે 'હું જ આ કરું છું', એ જીવાત્મા સ્થિતિમાં છે, કહીએ. અને આ હું કર્તા નથી, બીજી કોઈ શક્તિ કરે છે, તેનાથી પર છે તે આત્મા છે. 'હું કર્તા નથી', એ ભાન થવું જોઈએ, એ ગપ્પું ના ચાલે.

**પ્રશ્નકર્તા :** હા, એનું ભાન પોતાને થવું જોઈએ.

**દાદાશ્રી :** કર્તા કોણ છે એનો ખ્યાલ આવ્યો હોય તો જ, 'હું કર્તા નથી', એમ બોલાય. જીવાત્મા કર્તા છે એ રિલેટિવ સત્ય છે. આત્મા અકર્તા છે એ રિયલ સત્ય છે. હવે આત્મા કર્તા ક્યારે થાય ? વિભાવ, વિશેષભાવમાં હોય તો, એ સંસારી દશામાં એ આત્મા કર્તા છે. આગળ આવી ગયુને.

**પ્રશ્નકર્તા :** હા, જીવાત્મા.

**દાદાશ્રી :** જીવાત્મા એ કર્તા કહેવાય. 'આત્મા કર્તા છે' એવું બોલાય નહીં. નોધારું ના બોલાય. 'જીવાત્મા કર્તા છે' એવું બોલાય. હવે અજ્ઞાન દશામાં 'આત્મા કર્તા છે' એમ કહે તોય ચાલે. અજ્ઞાન દશામાં આત્મા કર્તા છે.

પછી બીજું વાક્ય 'આત્મા નૈમિત્તિક કર્તા છે, આત્મા કર્તા નથી' આત્મા નૈમિત્તિક કર્તા છે, એટલે આ પુદ્‌ગલના નિમિત્તથી ભેગું થયેલું છે ને, એટલે કર્તા ગણાય છે એ. અને ભેગું ના થયું હોય તો એ નૈમિત્તિક કર્તાય ના ગણાય. આ નિમિત્તને લઈને કર્તા ગણાય છે. આત્મા કર્તા નથી, એ રિયલ સત્ય છે.

પછી 'વ્યવસ્થિત કર્તા છે' એય ક્યારે કહેવાય કે અહંકાર ગયા પછી કહેવાય. અહંકાર ગયા પછી જે ક્રિયા થાય છે એટલે એમાં કર્તા વ્યવસ્થિત છે. અહંકાર જીવતો હોય ત્યાં સુધી છે તે વ્યવસ્થિત કહેવાય નહીં.

'વ્યવસ્થિત નૈમિત્તિક કર્તા છે ?' એ આમાં આવતું નથી જેની અંદર, એમાં 'નૈમિત્તિક કર્તા'ની જરૂર જ ના હોય વ્યવસ્થિતમાં, વ્યવસ્થિત પોતે જ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે, બધું નિમિત્ત એમાં ભેગું મળેલું જ છે, એ પોતે જ નિમિત્ત છે.

પછી 'પુદ્‌ગલ કર્તા છે' એ સાપેક્ષ વાત છે, સાપેક્ષ એટલે રિલેટિવ વાત છે કે પુદ્‌ગલ કર્તા છે. જો પુદ્‌ગલ કર્તા હોય તો આ હઉ કરવા માંડે. પણ તેમાં જે પુદ્‌ગલમાં આત્માનો પાવર ભરેલો છે....

**પ્રશ્નકર્તા :** એટલે ચાર્જ થયેલું પુદ્‌ગલ ?

**દાદાશ્રી :** હા, ચાર્જ થયેલું. ચાર્જ થયેલું પુદ્‌ગલ કર્તા છે.

'પુદ્‌ગલ નૈમિત્તિક કર્તા છે' એ શબ્દ ના હોય. કારણ કે પુદ્‌ગલ પોતે જ બધી વસ્તુઓની ભેગી થયેલી વસ્તુ છે.

## નથી કોઈ કર્તા, ને નથી થયું કર્તા વગર જગત

અમે ખુલ્લું જેમ છે તેમ કહીએ છીએ કે ઉપર કોઈ બાપોય નથી રચનારો, આ જગતને બનાવનારો ઉપર કોઈ બાપો છે નહીં. છતાં કર્તા વગર થયું નથી જગત. કર્તા કોને કહેવાય ? સ્વતંત્ર પાવરવાળો. આમ ભાવના કરે બધું ઊભું થઈ જાય, બધું તૈયાર. એને કર્તા કહેવાય. એટલે આ જગતનો કોઈ કર્તા છે નહીં ખરેખર અને કર્તા વગર થયું નથી. શું કહું છું ? તો પછી બે વાક્યો શી રીતે સાથે રહી શકતા હશે ?

**પ્રશ્નકર્તા :** એ સમજવું પડશે.

**દાદાશ્રી :** હા, એટલે આ જગત કોઈએ કર્યું નથી. અને કર્તા વગર થયું નથી. પેલા ભાઈનો ધક્કો એમને વાગ્યો ને, એમનો ધક્કો તમને વાગ્યો. આમને જોખમદાર તરીકે પકડે, એમાં એમનો શું ગુનો ?

**પ્રશ્નકર્તા :** એમનો ગુનો નથી.

**દાદાશ્રી :** ધક્કો બીજી જગ્યાએથી આવ્યો છે, એમાં આમનો શો દોષ બિચારાનો ? એવી રીતે આત્મા, ભગવાન પોતે સપડાયા આમાં ! કો'કના ધક્કાથી, તમને સમજ પડીને ?

ભગવાન નૈમિત્તિક કર્તા છે આનો. નૈમિત્તિક એટલે પોતે સ્વતંત્ર કર્તા કોઈ છે નહીં. સ્વતંત્ર કર્તા હોત તો બંધાત. નૈમિત્તિક કર્તાથી બંધાયો, પણ નિમિત્તથી છૂટી જશે. નિમિત્તથી કર્તાપણું થયું છે અને નિમિત્તથી પાછો છૂટી જશે. પણ જો સ્વતંત્ર કર્તા હોત તો છૂટવાનો વારો જ ન્હોતો.

## નથી ગુનેગાર નૈમિત્તિક કર્તા

આ જગતમાં કોઈ કર્તા પાક્યો જ નથી. ચોવીશ તીર્થંકરો થયા, મહાવીર ભગવાન થયા પણ કોઈ કર્તા પાક્યો નથી. નહીં તો સ્વતંત્ર કર્તા કહેવાય. આ તો નૈમિત્તિક કર્તા છે.

એટલે આ જગતમાં કોઈ કર્તા છે નહીં. બધું નૈમિત્તિક કર્તા છે અને

તમેય કર્તા નથી. તમે નૈમિત્તિક કર્તા છો. આના નિમિત્તથી આમ થયું. બાકી નૈમિત્તિક કર્તાને ગુનેગાર કહેવાય નહીં. કોઈએ કશું જ કર્યું નથી આ જગતમાં. બધું નૈમિત્તિક કર્તા છે. સ્વતંત્ર કર્તા હોત તો બૂમો પાડત કે 'હું માલિક છું.' કોઈથી માલિકપણું ના થાય આ જગતમાં. આવું નૈમિત્તિક બળ છે. કર્તા હોય તો તો માલિક થયો અને માલિક થયો ત્યાં આગળ મોક્ષ કે કશું હોય નહીં. આ બધું ધૂળધાણી થાય. મોક્ષ એટલે કોઈ ઉપરી નહીં. મારો કોઈ ઉપરી નથી. તો તમારોય ઉપરી કોઈ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે નૈમિત્તિક કર્તામાં જે કર્તા હોય, એ એમ માને કે 'હું નિમિત્ત છું.' નૈમિત્તિક કર્તા છે, એવું જે જાણતો હોય, એ એમ માને કે બીજા ઘણાં કારણોને લીધે આ વસ્તુ થઈ રહી છે, તેમાંનો હું પણ એક કારણ છું એમ.

**દાદાશ્રી :** હા, એ તો પોતાની જાતને ખ્યાલ જ હોય ને કે 'હું નિમિત્ત છું' અને લોકો મને કહે કે 'દાદા, તમે આમ કર્યું ને તેમ કર્યું,' પણ હું તો જાણું ને કે 'હું નિમિત્ત છું.' કર્તા થાય તેને કર્મ બંધાય.

અકર્તા કોનું નામ કહેવાય ? કે જે થઈ રહ્યું છે, પાર્લામેન્ટરી પદ્ધતિમાં તેને 'જુએ ને જાણે' એનું નામ અકર્તા. અકર્તા થઈ જાય તો થઈ રહ્યું, ખલાસ થઈ ગયું.

એકુંય કામ સ્વતંત્ર કરેલું હોય તેમ લાગે છે ? આ તો બધાએ ભેગા થઈને કર્યું. જે ભેગા થઈને બધા કરે એને પ્રારબ્ધ કહેવાય અને સ્વતંત્ર કરે એ પુરુષાર્થ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપે સમુદ્ર અને સૂર્યની વરાળનો દાખલો આપ્યોને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આ જે કમળ ખીલે છે ચંદ્રની હાજરીમાં તો એ ચંદ્રથી ખીલે છે કે કમળ પોતે ખીલે છે કે કમળની ક્રિયાવર્તી શક્તિથી ખીલે છે ?

**દાદાશ્રી :** ના, બેઉ ભેગા થયાં તે નૈમિત્તિક ભાવથી. ના ભેગાં થાય તો ના થાય. ચંદ્રને લઈને દરિયો ચઢે છે ને, જુઓ ને. એવું બધું આ

નૈમિત્તિક ભાવ છે, આ જગતમાં આ જગતનો કોઈ કર્તા છે જ નહીં. એક સેન્ટ પરસેન્ટય ! અને કર્તા વગર થયું નથી.

જો સાચો કર્તા હોત તો રોફ મારત કે 'મેં આ બનાવ્યું છે. તમે બેસી જાવ. શું સમજો છો તમારા મનમાં ?' આ તો નૈમિત્તિક કર્તા ! આ વર્લ્ડમાં કોઈ એવો જન્મ્યો નથી કે જેનાથી મૂછ ઉપર હાથ દેવાય.

**પ્રશ્નકર્તા :** આ આંગળી હું હલાવું છું ને ?!

**દાદાશ્રી :** 'હું' ને કોણ હલાવે છે ? આ તમને કહી દઉં ટૂંકામાં ? આ વર્લ્ડમાં કોઈ જન્મ્યો નથી અગર કોઈ જન્મશે નહિ, કે જેને સંડાસ જવાની સ્વતંત્ર શક્તિ હોય. અને જો છાતીઓ કાઢીને ફર્યા કરે છે ? મેર ચક્કર, સંડાસ જવાની શક્તિ નથી, શું મોટા...

**પ્રશ્નકર્તા :** તો સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે ગુરુના નિમિત્તની જરૂર તો પડે ને ?

**દાદાશ્રી :** નિમિત્ત વગર તો કશું ક્રિયા થાય નહિ. નિમિત્ત વગર થાય તો જાણવું પહેલાં નિમિત્ત મળેલું હોવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** તો નિમિત્તથી થાય ને નિમિત્ત વિના થાય નહિ ?

**દાદાશ્રી :** હા. નૈમિત્તિક કર્તા ! એટલે કર્તા નથી ખરેખર, નિમિત્ત માત્ર છે !

## કઈ રીતે પ્રકૃતિનું કર્તૃત્વ

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ કરે છે એવું કહો છો, તો પ્રકૃતિ છે તે પુદ્ગલમાં આવે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો આ પ્રકૃતિ કરે છે એવું કહેવાય. તો આત્મા નીકળી ગયા પછી તો પ્રકૃતિ કરવાની નથી. તો પછી પ્રકૃતિ કરે છે એ કેવી રીતે જોવાનું ?

**દાદાશ્રી :** પ્રકૃતિ નિશ્ચયથી કરે છે, વ્યવહારથી નથી કરતી.

**પ્રશ્નકર્તા :** આત્માની હાજરી છે તો જ પ્રકૃતિ ઊભી થાય ને ?

**દાદાશ્રી :** આત્માની હાજરી વગર તો કોઈ દહાડો પ્રકૃતિ રહેતી જ નથી. આત્મા ના હોય તો પ્રકૃતિ ઉડી જશે.

**પ્રશ્નકર્તા :** અને આત્મા ના હોય તો ભાવ પણ ઉત્પન્ન થતાં નથી ને ?

**દાદાશ્રી :** ભાવ ઉત્પન્ન થતાં નથી.

**પ્રશ્નકર્તા :** કર્તૃત્વપણું, પોતાના સ્વરૂપમાંય નથી અને પ્રકૃતિમાંય નથી, કોઈ જગ્યાએ નથી ?

**દાદાશ્રી :** કર્તૃત્વપણું પ્રકૃતિમાં છે. હા, એ સ્વભાવ છે એનો. આમાં નથી, સ્વરૂપમાં નથી. આત્મામાં નથી, આત્મા અક્રિય છે. પ્રકૃતિમાં જે પુદ્‌ગલ પરમાણુ છે તે ક્રિયાવાન છે, સક્રિય છે પોતે. તેથી આ ચાલ્યું બધું ગાડું ઊંધું. 'કરે છે કોણ' એ સમજે તો ઊકેલ આવે.

## નોખું અસ્તિત્વ, પુરુષનું - પ્રકૃતિનું

**પ્રશ્નકર્તા :** પ્રશ્ન મારો એવો છે કે પ્રકૃતિ અને પુરુષ, ચંચળતા અને શિવ એ બે વસ્તુ જુદી છે ?

**દાદાશ્રી :** હા જુદી છે. જે પુરુષ છે એ કાયમને માટે અચળ જ છે અને અત્યારે પણ અચળ છે અને આ પ્રકૃતિ છે એ સચર છે. એટલે સચરાચર જગત કહ્યું. 'પ્રકૃતિ એ મિકેનિકલ છે' એવું તમને લાગે છે ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ મિકેનિકલ જ છે.

**દાદાશ્રી :** માટે એ ચંચળ કહ્યું અને પ્રકૃતિનું આ મિકેનિકલપણું કોઈ દહાડોય છૂટે નહીં. પણ તમારી જે રોંગ બિલીફ છે અને રોંગ બિલીફથી પ્રકૃતિમાં હુંપણાનો આરોપ થયો છે, કે 'હું આ છું, ચંદુલાલ તે જ હું છું.'

જે તમે નથી ત્યાં હું છું, એવો આરોપ કરવામાં આવ્યો છે એનાથી જગત ઊભું રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** જો પ્રકૃતિ ચંચળ છે, મિકેનિકલ છે તો પછી પ્રકૃતિ એ નાશવંત હોવી જોઈએ ?

**દાદાશ્રી :** પ્રકૃતિ નાશવંત જ છે અને એ ક્ષણે ક્ષણે વિનાશી છે. ક્ષણે ક્ષણે આયોજન થઈ રહ્યું છે ને ક્ષણે ક્ષણે વિનાશ થઈ રહ્યો છે !

**પ્રશ્નકર્તા :** તો તો પુરુષ અને પ્રકૃતિ બેઉનું અસ્તિત્વ માનવું પડશે.

**દાદાશ્રી :** હા અસ્તિત્વ છે જ. પણ પ્રકૃતિનું અસ્તિત્વ રિલેટિવ છે અને વિનાશી છે. જ્યારે પેલું પુરુષનું અસ્તિત્વ રિયલ છે અને અવિનાશી છે.

## પ્રકૃતિ કોના આધારે ?

**પ્રશ્નકર્તા :** તો પ્રકૃતિનું અસ્તિત્વ કોઈના ઉપર ડીપેન્ડેડ છે ?

**દાદાશ્રી :** એવું કોઈના ઉપર ડીપેન્ડેડ નથી. પણ એ રીલેટિવ છે.

**પ્રશ્નકર્તા :** રીલેટિવ એટલે કોનાં કોનાં આધારે પ્રકૃતિનું અસ્તિત્વ છે ?

**દાદાશ્રી :** એવું છે ને, મહીં અંદર બધા બહુ જાતના આધાર છે, એક બે આધાર નથી, અનંત આધાર છે બધા. એટલે પ્રકૃતિ એ સામસામી આધારે કરીને બનેલી છે. વાયુના આધારે પિત્ત રહેલું છે ને પિત્તના આધારે કફ રહેલો છે. કફના આધારે આમ રહેલું છે. હાડકાના આધારે આ શરીર રહેલું છે અને શરીરના આધારે આ હાડકા રહેલાં છે. એટલે જાતજાતનું આ આધારી સંબંધ છે અને એને બહારેય આધાર છે. પણ બહારનાં જોડે એને લેવાદેવા નથી, પણ એ તો ભ્રાંતિથી એમ માને છે કે મારે આ સંબંધ છે.

## 'જ્ઞાન', સ્વભાવમાં, વિભાવમાં

**પ્રશ્નકર્તા :** આ પ્રકૃતિ અને પુરુષ, બેઉ એકબીજા જોડે સંકળાયેલાં છે, એમાં પુરુષને મુક્ત થવાનું છે, તો એ કેવી રીતે મુક્ત થાય?

**દાદાશ્રી :** પુરુષ અને પ્રકૃતિ સંકળાયેલા નથી. બે સામિપ્યભાવમાં છે અને આ સામિપ્યભાવમાં હોવાથી પોતાના 'જ્ઞાન'માં એને વિભ્રમતા ઉત્પન્ન થાય છે. કારણ કે પુરુષ જ્ઞાનમય છે. તે એને વિભ્રમતા ઉત્પન્ન થાય છે કે 'આ કોણે કર્યું ?' પછી 'મેં કર્યું' કહેશે અને ખરેખર આ બધુંય પ્રકૃતિ કરે છે. બાકી 'જ્ઞાન' બદલાય છે એટલે પ્રકૃતિ ઉત્પન્ન થાય છે અને જ્ઞાન સ્વભાવમાં આવી જાય એટલે પ્રકૃતિ નાશ થઈ જાય. અત્યારે આ જ્ઞાન વિશેષભાવમાં છે અને એ સ્વભાવમાં આવી જાય તો પ્રકૃતિ નાશ થઈ જાય.

## કોણ કર્તા પ્રકૃતિનો ?

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ જડ છે તો તેને કર્તૃત્વ શક્તિ કોણ આપે છે ?

**દાદાશ્રી :** ના, આ પ્રકૃતિ એ તદ્દન જડ નથી. એ નિશ્ચેતન-ચેતન છે અને નિશ્ચેતન-ચેતન એ કંઈ અચેતન નથી.

**પ્રશ્નકર્તા :** એને નિરંતર બદલાતી કહી શકાય ?

**દાદાશ્રી :** એ તો બદલાયા કરે છે, પણ આ પ્રકૃતિ એ નિશ્ચેતન-ચેતન છે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચેતન-ચેતન એટલે કઈ શક્તિ કહી શકાય ?

**દાદાશ્રી :** નિશ્ચેતન-ચેતન એટલે ડિસ્ચાર્જ ચેતન છે. કોઈ પણ વસ્તુ 'આપણે' ચાર્જ કરી હોય તો પછી ડિસ્ચાર્જ એની મેળે થાય કે ના થાય ? એમાં 'આપણે' કશું કરવું પડે ? એટલે આ બધું ડિસ્ચાર્જ છે, ઈફેક્ટિવ છે અને ઈફેક્ટિવ શક્તિને હું નિશ્ચેતન-ચેતન કહું છું. ઈફેક્ટિવમાં ચેતન નહીં હોવા છતાં ચેતન જેવું દેખાય એટલે નિશ્ચેતન-ચેતન કહું છું.

## સ્વરૂપ જ્ઞાન પછી ચાર્જ બંધ

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને કોઈ ચાર્જ કરે છે ? ને ચાર્જ કરતું હોય તો તે બંધનમાં આવેલો ગણાય.

**દાદાશ્રી :** તમે આ ચંદુભાઈ માનો છો, એ જ ચાર્જ કરે છે. અને પછી ચંદુભાઈ જ બંધનમાં આવ્યા છે. આ જ્ઞાન મળી જાય, સ્વરૂપનું ભાન થઈ જાય, તો પછી 'તમે' ચાર્જ કરતા બંધ થઈ ગયા. એટલે પછી એકલું ડિસ્ચાર્જ હોય. તે ડિસ્ર્ચાજ તો બંધ કરી શકાય નહીં. ઈફેક્ટિવ હોય તો એ ઈફેક્ટ તો કોઈ બંધ કરી શકે નહીં. નવું ખાવાનું વખતે બંધ કરી દે, પણ ખાધું તેનું શું થાય ? સંડાસ ગયા વગર ચાલે ? એટલે આ 'જ્ઞાન' જેને આપેલું છે, એ બધાનું ચાર્જ બંધ થઈ ગયું છે.

## પ્રતિષ્ઠા કરી થયો પ્રતિષ્ઠિત આત્મા

અજ્ઞાનતાથી પ્રતિષ્ઠિત આત્મા ઊભો થાય છે. એ પ્રતિષ્ઠા કર કર કરે છે 'દેહમાં જ હું છું' એવું અત્યારે માને છે, ને તેથી તેવું નવું સ્વરૂપ ઊભું થઈ રહ્યું છે. બાકી આ આત્મા છે જ નહીં. આત્મા, તો આમાં કોઈ કામ જ નથી કરતો. આત્મા ફક્ત લાઈટ આપ્યા કરે છે. એ લાઈટના આધારે આ બધું ચાલી રહ્યું છે. બાકી આત્મા કંઈ પણ કરતો નથી. આત્મા તો ભાવેય નથી કરતો ને અભાવેય નથી કરતો. આત્મા સ્વભાવમય જ છે. દરેક વસ્તુ પોતપોતાના સ્વભાવમાં જ છે. સોનું સોનાના સ્વભાવમાં રહે, સોનું બીજા ગુણધર્મ ન બતાવે. એવું આત્માએ પોતાના ગુણધર્મ ક્યારેય છોડ્યા નથી, છોડતોય નથી ને છોડશેય નહીં.

તો આ મશીનરી કેવી રીતે ચાલે છે ? આત્મા ચલાવે ? ના. આત્મા તો ખાલી પ્રકાશ જ આપે છે. તેનાથી આ 'મશીનરી' 'ચાર્જ' થઈ જાય છે. ને ચાલે છે. આ 'લાઈટ'ની હાજરીમાં અહીં કૂદાકૂદ કરી એ પગ ઊંચા-નીચા કરીએ, તેમાં 'લાઈટ' શું કરે છે ? 'લાઈટ'ની તો ખાલી હાજરી જ છે, એવી રીતે આ ચેતન કશું જ કાર્ય નથી કરતું, આ વાત જગતના લક્ષમાં નથી.

આ તો 'અક્રમ વિજ્ઞાન'થી બધું ખુલ્લું થઈ ગયું છે. 'મેં' જે 'આત્મા' જોયો છે ને 'આના' જેવો જોયો છે, કશું જ કામ ના કરે એવો અને એની હાજરીથી અહીં બધી ક્રિયાઓ ચાલ્યા કરે.

## વીતરાગોની આગવી શોધ

કાર્ય કરનારી શક્તિ બીજી છે. એને શાસ્ત્રકારોએ પરસત્તા કહી છે. સ્વસત્તા જ સેલ્ફ રિયલાઈઝ થયા પછી આવે. ત્યાં સુધી સ્વસત્તા આવે નહિ, પરસત્તામાં છે. આત્મજ્ઞાન થયા પછી બધું થાય. અનાદિકાળથી આ જ ભ્રાંતિ પેસી ગઈ છે તે ભ્રાંતિ કાઢતાંય બહુ ટાઈમ લાગે. કારણ કે એટલું, બધું નિકટવર્તી છે આ કે પોતાને ખબર ના પડે. 'આ હું કરું છું કે બીજો કોઈ કરે છે ?' એ અત્યંત નિકટવર્તી છે. એટલે આ વીતરાગોનું સાયન્સ છે. બહુ ઊંચી શોધખોળ છે ને, ગૂઢાર્થ કેવો ? અત્યંત ગુહ્ય !

એ સમજવા જેવું છે આ, સમજવું તો પડશે જ ને ! તમને કેમ લાગે છે ? સાર તો કાઢવો પડશે ને, નહીં કાઢવો પડે ? એટલે આ સાર કાઢવા માટે છે, આપણે આમાં સત્ય કરાવવું નથી. જે સત્ય છે તેને જ સત્ય રાખવું છે. કે સત્ય મારું છે એવું મારે કરાવવું નથી. મારું સત્ય હોતું જ નથી. સત્યનું સત્ય હોય છે.

હવે આ રિયલ અને રિલેટિવનો ભેદ પાડવો, તે જ્ઞાની પુરુષ સિવાય બીજા કોઈનું કામ જ નહીં ને !

❖❖❖❖❖

## (૮)

# ક્રમબદ્ધ પર્યાય

### વસ્તુના પર્યાયો ક્રમબદ્ધ પણે

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં ક્રમબદ્ધ પર્યાય વિશે કહ્યું છે. ક્રમબદ્ધ પર્યાય એટલે શું ? વિગતથી જરા એ સમજાવો.

**દાદાશ્રી :** આ ઘડો માટીનો બનેલો હોય છે, ઘડો નહીં જોયેલો આપણે અહીં ?

**પ્રશ્નકર્તા :** હા, ઘડો જોયેલો.

**દાદાશ્રી :** હવે એ છે તે પુદ્ગલ છે ને ! એમાં ચેતન છે નહીં. હવે એ પુદ્ગલના દરેકને ક્રમબદ્ધ પર્યાય હોય. એટલે શું ? કે આ ઘડો હવે પછી ધીમે ધીમે જુનો થતો જશે. પર્યાયથી જુનો થઈને ઘસાતો જશે, આમ થતો જશે, તેમ થતો જશે એ પછી આવી અવસ્થા થશે, આવી અવસ્થા થશે. એમ કરતાં ભાંગી જશે ભાંગી જઈને પછી ઠીકરા થશે, ઠીકરાં પછી ઘસાતાં, ઘસાતાં, ઘસાતાં, ઘસાતાં, પછી ફરી માટી થશે. ઠેઠ માટી સુધીના પર્યાય, એ ક્રમબદ્ધ પર્યાય છે એના. અને માટીમાંથી ઘડો

તૈયાર થયો તેય ક્રમબદ્ધ પર્યાય છે. અક્રમ ના થઈ શકે. એકદમ જ કોઈ કહે, 'માટી આમ કરીને નાખો બા.' તો વળે નહીં એ. એનું મૂળ સ્વરૂપે ના આવે, આપણે દળી નાખીએ પછી માટી થાય નહીં. તમને સમજાય છે હું શું કહેવા માગું છું તે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ક્રમબદ્ધ એટલે શું ? નિયમથી એક છોકરો ઘૈડો થાય છે તે ક્રમબદ્ધ પર્યાયથી કે અક્રમથી ?

**પ્રશ્નકર્તા :** હા, ક્રમબદ્ધ પર્યાયથી, ક્રમ પ્રમાણે થાય !

**દાદાશ્રી :** હવે પચાસ વર્ષનો થયા પછી આપણે કહીએ કે હવે આ છોકરો જવાન થશે, એ આશા ખોટી છે. એટલે એ ક્રમબદ્ધ પર્યાય એટલે, એનો ક્રમ હોય એ પ્રમાણે થાય.

આ મોટા મોટા મકાન હોય છે, રાજમહેલો. તે બાંધે છે ત્યારે કેવા હોય છે ? અને બસો-ત્રણસો વર્ષ પછી તોડે, ત્યારે કેવા હોય છે ?

**પ્રશ્નકર્તા :** તોડે ત્યારે ખંડેર જેવા જર્જરિત થઈ ગયેલા હોય અને બાંધો ત્યારે ભવ્ય હોય, આલીશાન !

**દાદાશ્રી :** એ બાંધે ત્યારે ભવ્ય થઈ જાય, ત્યારથી ક્રમબદ્ધ પર્યાયમાં ગયું. એ છેવટે આ થવાનું એટલે મકાન ઉત્પન્ન થાય છે ને છેવટે જીર્ણ થઈને તૂટી જાય છે તે ક્રમબદ્ધ પર્યાય !

આપણે શાકભાજી લાવ્યા પછી એનું રૂપ વધતું જાય ? કે ઘટતું જાય ?

**પ્રશ્નકર્તા :** ધીરે ધીરે ખરાબ થતું જાય ને !

**દાદાશ્રી :** એ ક્રમબદ્ધ પર્યાય છેવટે નાશ થઈને ઊભો રહે.

ક્રમબદ્ધ પર્યાય તો દરેક વસ્તુને લાગુ થાય છે. આ લોખંડ લાવીએ ત્યારથી જુનું થવા માંડે, કાટ ચઢ્યા કરે ધીમે ધીમે, ખવાયા કરે. આ મન છે એ ક્રમબદ્ધ પર્યાયને આધીન છે.

**પ્રશ્નકર્તા :** એ ક્રમબદ્ધ પર્યાય પુદ્‌ગલને માટે જ છે ને !

**દાદાશ્રી :** ના, બધાને માટે.

**પ્રશ્નકર્તા :** આત્મા માટે પણ ક્રમબદ્ધ પર્યાય વપરાય ?

**દાદાશ્રી :** હા, પર્યાય તો ક્રમબદ્ધ જ છે. એ દરેકમાં ક્રમબદ્ધ પર્યાય હોય. આત્માનાય ક્રમબદ્ધ પર્યાય હોય. ત્યારે કોઈ કહે, 'ક્રમબદ્ધ ના કહો તો શું અક્રમ છે ?' જેવા સંજોગો, એ પ્રમાણે પર્યાય ઊભા થાય એટલે ક્રમબદ્ધ કહેવા પડે. અને સંજોગો ક્રમિકના આધારે છે. સંજોગો ક્રમ છે. એટલે આત્માના પર્યાય સંજોગના આધારે જ થાય ને !

## વ્યવસ્થિત અને ક્રમબદ્ધ પર્યાય

**પ્રશ્નકર્તા :** હવે એ રીતે પર્યાય ક્રમબદ્ધ આત્માના પણ હોય, તો આત્માનો એક વખત મોક્ષ તો થઈ જ જાયને એ રીતે !

**દાદાશ્રી :** ના, વિશેષ પર્યાયમાં ઊતરે છે ને ! એ વિભાવિક કહે છે. વિભાવ એટલે જેને વ્યતિરેક ગુણ કહેવાય છે. એનાથી વ્યતિરેક પરિણામ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** ક્રમબદ્ધ એ તત્ત્વને લગતું છે અને વ્યવસ્થિત છે એ સંસારને લગતું છે. એવુ છે ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત જુદી વસ્તુ છે. ક્રમબદ્ધ પર્યાય દરેક તત્ત્વ પોતાના ક્રમબદ્ધ પર્યાય સાથે જ છે. એવું કહેવા માંગે છે. અને આ વ્યવસ્થિત શક્તિ છે ને એ તો પૌદ્‌ગલિક શક્તિ છે. અને આ વિભાવિક પુદ્‌ગલ છે ને તે ક્રમબદ્ધ નથી. સ્વભાવિક જે છે એટલું જ ક્રમબદ્ધ છે.

**પ્રશ્નકર્તા :** બાકી વિભાવિક થયા એ નહીં.

**દાદાશ્રી :** ક્રમબદ્ધ નથી. ક્રમબદ્ધ હોય તો કશું કરવાનું જ ના રહ્યું ને ! ક્રમબદ્ધ પર્યાય તત્ત્વને લાગુ છે. વિભાવિક તત્ત્વોને નહીં, શુદ્ધ તત્ત્વને લાગુ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા શુદ્ધ તત્ત્વ છે એને એ ક્રમબદ્ધ પર્યાય લાગુ પડે.

**દાદાશ્રી :** હા, હવે આ જ્ઞાન પછી તમે શુદ્ધાત્મા થયા એટલે ક્રમબદ્ધ પર્યાય ઉત્પન્ન થવાના હવે. આ જે જૂના પર્યાયો છૂટી ગયા પછી ક્રમબદ્ધ પર્યાયમાં જ આવી ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે અક્રમ રહે નહીંને પછી ! અક્રમ ના થઈ શકે ?

**દાદાશ્રી :** અક્રમ ના થઈ શકે. અક્રમ હોય જ નહીં. અક્રમ તો ફક્ત આ એકલું જ ભેદ વિજ્ઞાન જાણતા હોય, તો અક્રમ આત્મા આપી શકે, ભેદવિજ્ઞાની હોય તો. અક્રમ એટલે શું ? ક્રમ-બમ નહીં, લિફ્ટમાં સીધું જ !

**પ્રશ્નકર્તા :** તો વચ્ચેનું બધું જતું રહે ? વચ્ચેના બધાં સ્ટેશન ?

**દાદાશ્રી :** ઉડી જાય બધાં. સરળ રસ્તો પણ આ હોય નહીંને બધો, કાયમ માટે હોતો નથી. આ અમુક ટાઈમે દસ લાખ વર્ષે એક ફેરો નીકળે છે આ. તે કોઈ પણ નિમિત્ત બની જાય એમાં. પણ લાખો માણસો મોક્ષે ચાલ્યા જાય.

## ન ભરોસો અહંકારીનો

**પ્રશ્નકર્તા :** આપે જે ક્રમબદ્ધ પર્યાયનો દાખલો આપ્યો, ઘડાનો ને ઠીકરાંનો ને માટીનો, એ તો જડ વસ્તુના ક્રમબદ્ધનો આવ્યો, મિશ્ર-ચેતનનું શું ? મિશ્રચેતનનું કેવું હોય, ક્રમબદ્ધ પર્યાયમાં ?

**દાદાશ્રી :** એનું આવું ને આવું જ બધું. ડખલ કરનારો રહ્યો નહીં ને તો બધું ક્રમબદ્ધ પર્યાય જ છે. પણ ડખલ કરે છે. એટલે ફેરફાર થઈ જાય છે. ડખલ કરનારો જીવતો છે. ડખલ કરનારો હોય ખરો ?

**પ્રશ્નકર્તા :** હોય ને ! અહંકાર હોય ને !

**દાદાશ્રી :** એ જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી ક્રમબદ્ધ પર્યાય કહેવાય જ નહીં. ડખલ છે એની. એનો ડખો થઈ જાય પછી. ચાલીસ

વર્ષનું મકાન થઈ ગયું હોય, પછી એ રંગ-રોગાન કરીને મૂઓ નવું કરી આપે. આ બધી હરેક વસ્તુ ક્રમબદ્ધ પર્યાયમાં જ હોય છે. સ્થાવર, જંગમ બેઉ, એટલે તત્ત્વો અને અવસ્થા બે જ ક્રમબદ્ધ પર્યાયમાં હોય છે. તત્ત્વ ક્યું નથી ? ત્યારે કહે છે, 'ભ્રાંતચેતન !'

**પ્રશ્નકર્તા :** એ ક્રમબદ્ધ નથી ?

**દાદાશ્રી :** હા, દેહાધ્યાસ ! દેહાધ્યાસ કહો, પણ એ ક્રમબદ્ધ નથી.

**પ્રશ્નકર્તા :** એ શું દાદા, એ ન સમજાયું. એ જરા સમજાવો.

**દાદાશ્રી :** અહંકાર છે એટલે અહંકાર આમેય કરી શકે અને આમેય કરી શકે. આ દેહાધ્યાસ છે ત્યાં સુધી. અહંકારરહિત થયો એટલે ક્રમબદ્ધ પર્યાયમાં આવે છે.

## જ્ઞાયક થયા પછી જ ક્રમબદ્ધ પર્યાય

**પ્રશ્નકર્તા :** બધા છ એ છ દ્રવ્યનાં બધાં પર્યાયો ક્રમબદ્ધ છે. એમ અમે સમજીએ છીએ.

**દાદાશ્રી :** વાત તદ્દન સાચી છે. પણ એ ક્યારે ? જ્યારે તું જ્ઞાયક થયા પછી. અત્યારે તો તું પોતે જ જ્ઞેય છું ને તું આ ક્રમબદ્ધ પર્યાય કહું, તે ઊંધે રસ્તે ચાલ્યું એ ! બાકી એ તો એમ કહેતા'તા કે જ્ઞાયક થયા પછી જ ક્રમબદ્ધ પર્યાય હોય ! પણ તેનું લોકોને કંઈ પડેલી નથીને ! જ્ઞાયક જ થઈ ગયો છે, એમ માની લીધું.

**પ્રશ્નકર્તા :** જે માણસને સાક્ષાત્કાર થયો છે, એ જ આ ક્રમબદ્ધ પર્યાય સમજી શકે છે. એવું પણ કહ્યું છે.

**દાદાશ્રી :** હા, સાક્ષાત્કાર થયો એ સમજી શકે છે પોતે અને જેને આત્માનો સાક્ષાત્કાર નથી થયેલો તેને માટે કામનું જ નથી. એટલે આ ઉપદેશ આપવા જેવી ચીજ ન્હોય. આ તો ખાનગી રીતે જેને જેને સાક્ષાત્કાર થયો હોય, એને સામાસામી ચર્ચા કરવાની જરૂર ! બીજું, ઉપદેશ આ પબ્લિકને આપવાની જરૂર નહીં. પબ્લિક ગાંડી થઈ જાય !

## છે ખુલ્લો પુરુષાર્થ એમાં

**પ્રશ્નકર્તા :** કેવળી ભગવાન એક રાજાને કહે કે તારે ત્રણ ભવ પછી મુક્તિ થશે. અને સાધુને કહે આંબલીનાં પાન જેટલા ભવ પછી તારી મુક્તિ થશે. એનો અર્થ એ થયો કે બાકી રહેલાં તમામ ભવની તમામ પર્યાયો નિશ્ચિત ક્રમબદ્ધ જ હોય તો પછી પુરુષાર્થથી એક પણ ભવ ઓછો થઈ શકે નહીં. સ્વપુરુષાર્થનું પ્રયોજન શું ?

**દાદાશ્રી :** ક્રમબદ્ધ એટલે શું ? એકથી દશ સુધી હોય, તે એકડો આવ્યો, એટલે બગડો જ આવે. બગડા પછી ત્રગડો, ત્રગડા પછી ચોગડો આવે, ચોગડા પછી દશ ના આવે, પાંચડો જ આવે. એનું નામ ક્રમબદ્ધ પર્યાય. ક્રમબદ્ધ પર્યાય એટલે એવું નિશ્ચિત નથી આ. એ પર્યાયો ક્રમબદ્ધ, જે પર્યાય તમને આવીને ઊભો રહ્યો, પછી, ૪૮ આવ્યો એટલે હવે તમારે જાણવું કે ૪૫ નહીં આવે, ૪૯ આવશે. આમ સમજ પડે છે ને ? એટલે ક્રમબદ્ધ પર્યાયનો અર્થ લોકો નિશ્ચિત છે, આવું માની બેઠા છે. તો તો પછી ભગવાનનું બધું જ્ઞાન બધું નિષ્ફળ જાય અને પુરુષાર્થ ખુલ્લો છે. ગુસ્સો કરે છે કે નથી કરતાં લોક ?

**પ્રશ્નકર્તા :** કરે છે.

**દાદાશ્રી :** અને પછી પસ્તાવોય કરે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે આ ખુલ્લું છે હજુ તો, આ છે તે ભ્રાંતિનોય પુરુષાર્થ છે અને ભ્રાંતિનો પુરુષાર્થ એ અહંકારનો પુરુષાર્થ, અને પછી જ્ઞાની પુરુષ પ્રકૃતિ જુદી કરી આપે તો સ્વપુરુષાર્થ ઉત્પન્ન થાય. તે સ્વપુરુષાર્થ પરાક્રમ સહિત હોય ! એટલે પુરુષાર્થ ખુલ્લો છે.

## નથી સહેલું આત્મરૂપ થવું

**પ્રશ્નકર્તા :** પોતે સ્વપદમાં આવી જાય, આત્મા રૂપ થઈ જાય પછી જ એને આ ક્રમબદ્ધ પર્યાય લાગુ પડે છે ને !

**દાદાશ્રી :** હા, એ આત્મા રૂપ થઈ જાય, પછી ક્રમબદ્ધ પર્યાયમાં આવે કારણ કે એ આત્મા, આત્મા બોલે છે, એટલે એ આત્મારૂપ થઈ ગયા એવું માને આ લોકો. આત્મારૂપ થવું એ સહેલી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** પોતાની મેળે તો થઈ શકાય નહીં ને ?

**દાદાશ્રી :** ના. અને એ ક્રમિક માર્ગના જ્ઞાનીઓ પાસે આત્મા પ્રાપ્ત થયો તોય આત્મારૂપ કહેવાય નહીં. ક્રમિક માર્ગના જ્ઞાની, એય આત્મારૂપ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ કેમ ના કહેવાય, જ્ઞાનીઓ આત્મારૂપ ?

**દાદાશ્રી :** આત્મારૂપ થયા પછી કરવાનું ના હોય કશું ! ત્યાં સુધી ક્રમિક માર્ગના જ્ઞાનીય આત્મારૂપ કહેવાય નહીં. આત્મારૂપ થવું સહેલું નથી બા ! આ જ્ઞાન તમને મળ્યું એટલે તમે આત્મારૂપ થઈ ગયા. એટલે તમે જાણો કે આ વસ્તુ બીજે બધે હશે દુનિયામાં !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની કે તીર્થંકર મળે તો જ આત્મારૂપ થઈ શકે, નહીં તો કેવી રીતના થવાય ?

**દાદાશ્રી :** તીર્થંકરો એકલા જ આત્મારૂપ. જ્ઞાનીઓ જો આત્મારૂપ થયેલા હોય તો આગળ કશું કરવાનું રહેતું નથી એમને, અકર્તા ! અંધકાર હોય ત્યાં થોડું અજવાળું કહેવાય. તેથી કંઈ દહાડો ના કહેવાય. કોલેજમાં બીજા વર્ષમાં ભણતો હોય તો કે એ ભણેલો માણસ છે પણ.....

**પ્રશ્નકર્તા :** ગ્રેજ્યુએટ ના કહેવાય.

**દાદાશ્રી :** એવું આ આત્મા ના ગણાય. આત્મા જાણ્યા પછી કશું કરવાનું ના હોય. તમને નથી લાગતું ?

**પ્રશ્નકર્તા :** લાગે છે.

**દાદાશ્રી :** એટલે આમ કરતાં કરતાં વાતને સમજવાની છે આપણે, ઈન શોર્ટકટ. કૃપાળુદેવે કહ્યું છે ને કે જડ જડ સ્વભાવે પરિણામ પામે, ચેતન ચેતન સ્વભાવે પરિણમે, સમજી લીધાં પછી પણ. અને એ દશા

એમને આવે ત્યારે એને કહીએ કે ક્રમબદ્ધ પર્યાય જ છે આ બાજુ. એટલે ક્રમબદ્ધ પર્યાય કહે છે તેય સ્વભાવમાં પરિણામ પામ્યા પછી કહેવાય. ગમે તે માણસ ક્રમબદ્ધ પર્યાય ન કહી શકે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાયક સ્વભાવમાં આવે તે પહેલાં ક્રમબદ્ધ પર્યાય....

**દાદાશ્રી :** ના બોલાય, ના બોલાય. જોખમ છે, બહુ જોખમ. સર્વ સામાન્ય થઈ જાય તો જોખમ છે બહુ. એટલે બધા જ બોલે છેને એ. બધા જ ક્રમબદ્ધ પર્યાય બોલે છે. મેં કહ્યું, ના બોલાય આ. મોટી જવાબદારી છે ક્રમબદ્ધ પર્યાય બોલે તો.

એટલે વાત સાચી કહી છે, કે જ્ઞાયક સ્વભાવમાં આવ્યા પછી ક્રમબદ્ધ પર્યાય છે. એક વાક્ય એમનું તદ્દન સાચું છે અને એ જવાબદારીવાળું વાક્ય છે અને લોકો જ્ઞાયક સ્વભાવમાં આવી ગયો છું એ માની લે છે, એ ભૂલ છે. એટલે મૂળ તત્ત્વ ભેદાયું નથી. મૂળ ભેદાય તો કામ થાય.

## એનો હેતુ શો ?

આત્મજ્ઞાન થયેલું હોયને, તેને માટે ક્રમબદ્ધ પર્યાય કંઈક કહેવું હોય તો કહેવાય. ક્રમબદ્ધ પર્યાય એટલે તું ચિંતારહિત થઈ અને તું આત્મામાં રહે. પણ આત્મજ્ઞાન ના થયેલું હોય તેને ક્રમબદ્ધ પર્યાય કેમ કરીને કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એ તો જ્યાં સુધી જ્ઞાયકભાવમાં સ્થિર ના થાય ત્યાં સુધી.

**દાદાશ્રી :** હા, એ તો જ્ઞાયક તો શબ્દ જ હજુ બોલતાં નહીં આવડતો ! એટલે આત્મજ્ઞાન ના થાય ત્યાં સુધી બધું નકામું છે. આ પુસ્તકો બધાં આત્મજ્ઞાન થયા ઉપરનાં છે, પણ એ શું જાણે છે કે આ બધાંને આત્મજ્ઞાન થઈ ગયું છે. જ્ઞાન બધાને થઈ ગયું છે એવું માને છે. મને થયું હોય તેથી હું બધાને માની લઉં, એનો શો અર્થ છે ?

એવું છે ને, આ છે તે શાસ્ત્રો, એ બધાં શું કહેવા માંગે છે ? કે

આત્મજ્ઞાન કરો ! એટલું જ કહેવા માંગે છે. ત્યારે આ લોકો શું કહેવા માંગે છે ? આત્મજ્ઞાનની ઉપરનું કરો. જે કોઈએ ના કહ્યું હોય, એ જ કહેવા માંગે છે. જ્ઞાયક થયા પછી ચિંતા છે જ નહીં. એને ક્રમબદ્ધ પર્યાય હોય કે ના હોય, જરૂર જ નથી હોતી ને ? અને શાસ્ત્ર એવું કશું કહેતું નથી. એ આત્મજ્ઞાન ભણી લઈ જાય છે. પણ આ તો લોકોએ ક્રમબદ્ધ પર્યાય ખોળી કાઢ્યું ને ! પણ હવે શું થાય એમને ! સહુ સહુને માનવાનું, સહુની જુદી વાત ! કોઈની માન્યતાને આપણાથી નાય ના કહેવાય ને !

આત્મજ્ઞાન થયા પછી ક્રમબદ્ધ પર્યાય એ બરોબર છે, પણ ત્યારે એને જરૂર નથી હોતી. કારણકે એ પોતે સમ્યક્ દર્શન થયાં પછી કોઈ વસ્તુની એને ઈચ્છા જ નથી હોતી. આત્માનો કેમ પુરુષાર્થ કરવો એટલી જ ઈચ્છા હોય છે, જાણવાની કશી ઈચ્છાઓ નથી રહેતી. એટલે વચ્ચે વગર કામનું ઊભું કર્યું છે આ, અણસમજુ લોકો ઊંધે રસ્તે ચઢે છે આથી. કારણકે જ્ઞાનીને જ અપાય આ શબ્દ.

જ્ઞાયક જ પોતાની જાતને માને છે કે 'હું જ્ઞાયક છું'. અલ્યા પણ શેના જ્ઞાયક ? આ ચક્ષુજ્ઞાયક છો ? તેય પાછા ઊંડા ઉતરેલાં છે કે આ આંખે દેખાય છે એ ખોટું છે. પણ રહે કેવી રીતે આ બધું ? માણસનું કેટલુંક ગજું ! આટલું બધું તોફાનની ઝાળ છે ને તેની સામે આટલું બધું માણસનું શું ગજું ? અને અહંકાર તો ઊભો જ રહ્યો છે. એક બાજુ જ્ઞાયક થવું છે, એક બાજુ અહંકાર ઊભો છે એ બે શી રીતે ભેગા રહી શકે ? એ શા માટે જ્ઞાયક ને ક્રમબદ્ધ પર્યાયને બધું આપે છે ? કે પછી આગળનો અગ્રશોચ ને આગળનું વિચારવાનું, ચિંતા બીજું બધું બંધ થઈ જાય, તો કંઈક આત્માનો અનુભવ થાય. એવા હિસાબે આ કરવા માંગે છે ! પણ અહંકાર ઊભો છે ને, ત્યાં સુધી આત્માનો અનુભવ શી રીતે થાય ? અને કર્મો નિરંતર બંધાયા જ કરે, રાત્રે-દિવસે બંધાયા જ કરે. કરનારો ઊંઘી ગયો હોય તોય એ બંધાયા કરે કારણ કે મારે ઊંઘી જવું છે એમ કરીને સૂઈ ગયો છે ને !

**પ્રશ્નકર્તા :** એ અહંકારથી સૂઈ ગયો છે.

**દાદાશ્રી :** હા, સૂઈ ગયો છે એટલે પછી કર્મ બંધાયા જ કરે આખી રાતેય.

## ગુણો સહવર્તી ને પર્યાય ક્રમવર્તી

આ લોકો તો શું કહે છે ? કે જ્ઞાયક થયા પછી આ પુસ્તકો વાંચવાનાં છે. પણ જ્ઞાયક થયા પછી તો જાણવાનું કશું રહેતું નથી. જ્ઞાયક થઈ ગયો એટલે આ જગત ક્રમબદ્ધ પર્યાય છે કે શું છે, એ બધું એને સમજાઈ જાય છે. બધા પર્યાયો ક્રમવર્તી જ છે, આ તો બધાને લક્ષમાં જ હોય ને.

એવું છે, આ જ્ઞાનમાં આગળ વધેલા હોયને એ બધું જાણે કે ગુણો છે એ સહવર્તી છે અને પર્યાયો બધા ક્રમવર્તી છે. આ તો કંઈ નવી વાત નથી, આપણા સાધુ-આચાર્યો હઉ આ વાત જાણે છે ! એટલે જો આ દરેકને માટે સાચી વાત હોય તો કોઈનેય વિરોધાભાસ ના થાય.

## ભગવાન મહાવીરની વાણી પૂર્વ પ્રયોજીત

**પ્રશ્નકર્તા :** ભગવાન એમ કહે છે ને કે આ જીવ અભવિ છે તો એ કેવી રીતે કહે છે ?

**દાદાશ્રી :** હા, અભવિ એ તો કોને કહેવાય છે કે જે પોતાના પુનર્જન્મને બિલકુલ સમજી જ ના શકે. એ બધા જ અભવિ.

**પ્રશ્નકર્તા :** તો એ અભવિ છે એમ કહ્યું પણ અભવિ એ અંધકાર એટલે પ્રકાશમય ભગવાન એ અંધકારને પણ જોઈ શકે છે ને ?

**દાદાશ્રી :** ના, જોઈ શકતા નથી. એ પોતે સમજી શકે છે કે આ અંધકારમાં છે. પણ ભગવાન અંધકારને જોઈ શકતા નથી.

**પ્રશ્નકર્તા :** પછી એ જીવનું આગળનું કશું દેખાય નહીં ભગવાનને ?

**દાદાશ્રી :** ના, કશું જ નહીં, કારણ કે અંધકાર જ છે અત્યાર સુધી. ફક્ત સમ્યક્‌ત્વિ જીવોને જ ભગવાન જોઈ શક્યા છે અને આની ઇતિહાસ પણ સાબિતી પૂરે છે કે જો અંદર ઊંડા ઉતરશો તો તમને લાગશે કે આ બધું સમ્યક્‌ત્વિ જીવોને માટે જ છે.

અત્યારે આ જે શોધખોળ કરી છે કે ક્રમબદ્ધ પર્યાયની પણ એ માત્ર સમ્યક્ત્વિ જીવોને માટે જ છે. બીજા લોકોને માટે તો એ લોકો ઊંધે રસ્તે ચઢી જાય, પછી તો એ ઊઠે જ નહીં ને ! જ્યાં સુધી અહંકાર છે, એ અહંકારી માણસને 'ક્રમબદ્ધ પર્યાય' અપાય નહીં. છતાંય આપવું હોય તો જેને સમ્યકત્વ થયું હોય જે ડાહ્યો છે, દૃષ્ટિવાળો છે, તેને માટે વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** તો જે દૃષ્ટિવાળો છે, એનું તીર્થંકરો બધું જોઈ શકે ને ?

**દાદાશ્રી :** હા, બધું જોઈ શકે. એના સો ફેરાના પર્યાય બદલાવાના હોય તોય જોઈ શકે.

**પ્રશ્નકર્તા :** સમજો કે અહીં મહાવીર સ્વામી બેઠા છે અને હું એમની સામે બેઠો છું અને હું એમને પૂછું કે, ભગવાન મારું શું થશે ? મારા કેવા કેવા ભવો થશે ? હું કયે ભવે મુક્તિ પામીશ ? તો ભગવાન એ ન કહી શકે ?

**દાદાશ્રી :** હા, ભગવાન કહી શકે. કારણકે ત્યાં આગળ એ ભગવાનને મળ્યો છે. ભગવાનને મળ્યો છે ત્યાંથી જ એની દૃષ્ટિ બદલાયેલી છે. એટલે ભગવાન કહી શકે એટલે ભગવાન કેટલાકને કહી શકે ને કેટલાકની આગળ મૌન રહેશે.

**પ્રશ્નકર્તા :** જેમની દૃષ્ટિ ન બદલાઈ હોય તો ભગવાન ન કહી શકે ?

**દાદાશ્રી :** મૌન રહે. છતાં ભગવાનનું મૌન રહેવું અને બોલવું બેઉ પૂર્વકર્મના ઉદયને આધીન છે ! તીર્થંકર ગોત્રનો કર્મનો ઉદય છે. એ ઉદય, ઉદયાસ્તવાળો છે. એટલે એમની વાણી એ પોતાના તાબામાં નથી ! એક અક્ષરેય બોલવું પોતાના તાબામાં નથી ! તો પણ એ ફૂલ(પૂર્ણ) છે અને અમારી વાણી પણ એવી છે, છતાં અમારી વાણીમાં થોડીક કચાશ છે. ભગવાનની વાણી સંપૂર્ણ પૂર્વપ્રયોગી છે.

પૂર્વપ્રયોગી છે એટલે જ તો અમે કહીએ છીએ ને કે આ ટેપરેકોર્ડ છે. ભગવાનનો જેની જોડે છે તે હિસાબ હોય ને પેલો નિમિત્ત પૂછે એટલે

બધી વાત નીકળીય જાય અને ખુલાસો થઈય જાય. એવુંય બને કે પેલો પૂછે ને વાત નાય નીકળે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા અત્યારે જૈનશાસ્ત્રમાં એમ માન્યતા પ્રવર્તે છે કે તીર્થંકરો, કોઈ પણ, ક્યારે પણ, બધું જે બનનાર હોય તે કહી શકે.

**દાદાશ્રી :** હા, એ બધી માન્યતા છે જ ને !

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીરની વાણીને આપે કહ્યું કે આ પૂર્વ પ્રયોજીત છે તો એમની વાણી પણ જેટલી નીકળવાની હોય એટલી જ નીકળે ને ના નીકળવાની હોય એટલી ના નીકળે, તો આ છે તો પૂર્ણ નિશ્ચિત થઈ ગયું ને ?

**દાદાશ્રી :** ભગવાનની વાણી તો એવી જ હોય એ તો ઉદયાસ્ત વાણી છે. લોકોની ઉદયાસ્ત વાણી નથી. લોકો અહંકાર સહિત છે. જ્યાં સુધી સમ્યક્ત્વ થયુ નથી ત્યાં સુધી અહંકાર સહિત છે. એટલે આમ વાણીમાં ફેર થાય છે. બાકી ભગવાનની વાણી તો બિલકુલ એક્ઝેક્ટ જ નીકળે ને !

**પ્રશ્નકર્તા :** હા, પણ એ જે નીકળે છે, એ પૂર્વપ્રયોજીત હોય ને ?

**દાદાશ્રી :** પૂર્વપ્રયોજીત જ છે, એને પૂર્વપ્રયોગી જ કહેવાય છે. એમાં કશું એમની પોતાની ડખલ હોય નહીં કોઈ જાતની.

**પ્રશ્નકર્તા :** હા, પણ પૂર્વપ્રયોજીત જ હોય તો એ નિયતિવાદ જ થયો ને ?

**દાદાશ્રી :** ના, નિયતિવાદ કોને માટે છે ? ફોર હુમ (for whom) ? વર્લ્ડને માટે નહીં. ભગવાન મહાવીરનું આખું જીવન જ નિયતિવાદ હતું. આખું જીવન હંડ્રેડ પરસેન્ટ નિયતિવાદ હતું. માટે કંઈ બધું આખા જગતને માટે નિયતિવાદ નથી. સમ્યક્ત્વિ જીવોને ઓછું નિયતિવાદ હોય છે અને મિથ્યાત્વીને નિયતિવાદ છે જ નહીં. અમુક અંશે જ હોય છે પાંચ કારણો પૂરતું જ. એટલે વાતને જો સમજવી હોય તો આનો આંકડો મળે, નહીં તો આનો પાર નહીં આવે. એવું જો નિયતિવાદ જ હોય તો

તીર્થંકરોને ઉપદેશ આપવાનું કારણ જ હતું નહીં. આપણે પણ ડખો કરવાનું કારણ જ શું હતું તે ? જ્યાં સુધી અહંકાર છે અને તેય પાછો ફરજિયાત અહંકાર છે. ભગવાન મહાવીર બોલે તોય એ અહંકાર ના જાય કારણ કે ફરજિયાત અહંકાર છે. એ પછી આટલા ધર્મો સુધી ડેવલપ થતો થતો થતો થતો થતો પુણ્ય ને પાપ કરતો કરતો એના ફળો ભોગવતો ભોગવતો ભોગવતો જ્યારે છેલ્લા પર્યાય ઉત્પન્ન થવાના થાય ત્યારે સમ્યક્ત્વ થાય છે. એટલે ત્યાં સુધી આમાં અહંકારનો ડખો છે. નહીં તો એય નિયતિ.

**પ્રશ્નકર્તા :** તો એ નિયતિ જ થયું ને ?

**દાદાશ્રી :** ના. નિયતિ એકલી નથી. કાળ પાકે એટલે શું કહે છે કે નવ્વાણું આવ્યા પછી જ સો આવશે. પણ નવ્વાણું આવતા સુધીમાં તો શું નું શુંય કરી નાખે ત્યાં નિયતિ નથી. આ બધી બહુ ઝીણી વાત છે. એને માટે વિચારણા માંગી લે છે. જેટલી અમારી જોડે વાતચીત થાયને એની પર ખૂબ વિચારણા કરવાની જરૂર છે. નિયતિ જ કહેવામાં આવે તો તો શાસ્ત્રો કે કશાની જરૂર જ ના રહેત ને ! એ ક્રમબદ્ધ પર્યાય એકલો જ કહેવામાં આવે કે આ એકલું જ માની લો તો પછી આ શાસ્ત્રો, ભગવાન બધું ઉડાડી જ મેલ્યું કે ભગવાનની શાસ્ત્રોની શી જરૂર હતી !

ભગવાને જ કહ્યું છે કે અજ્ઞાની શું ના કરે એ કહેવાય નહીં. એવું ભગવાન જાતે શબ્દ બોલ્યા છે. વાત તો સમજવી પડેને ! બહુ ઝીણી વાત છે આ !

## ન દેખાય અંધારું પ્રકાશને કદિ

**પ્રશ્નકર્તા :** અજ્ઞાની 'વ્યવસ્થિત'ની બહાર જઈ શકે ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત તો કેવું છે ? ડિસ્ચાર્જ એકલું જ વ્યવસ્થિત છે, ચાર્જ વ્યવસ્થિત નથી.

**પ્રશ્નકર્તા :** નવું ચાર્જીંગ ગમે તે થાય.

**દાદાશ્રી :** ગમે તેવું થઈ જાય. કો'કે સળી કરી કે નવી જ જાતનું.

**પ્રશ્નકર્તા :** જેને સમકિત હોય એ નવી જાતનું ચાર્જીંગ ન કરે ?

**દાદાશ્રી :** ના થાય. થાય નહીં ને ! કર્તાપણું છૂટ્યું ને ! કર્તાપદ છૂટ્યું ને ! એટલે ડિસ્ચાર્જ એકલું રહ્યું. તે ભગવાન જોઈ શકે, એનાં શું પર્યાયો છે તે, પણ આના તો દેખાય જ નહીં ! એ ભગવાન તો શુદ્ધ ઉપયોગ એટલે પ્રકાશ અને અહંકાર એટલે અંધારું. પ્રકાશ અંધારાને જોઈ શકે જ નહિ. પકડી શકે જ નહિ કોઈ દહાડો. અંધારાને કાં તો પ્રકાશ થવું પડે કાં તો અંધારું ત્યાં પ્રકાશ હોય નહીં. એટલે બધું અવળું ઠોકી બેસાડ્યું લોકોએ. આત્મજ્ઞાન સિવાય નિવેડો નથી.

## ભૂત, ભવિષ્ય જાણે તે કાળ વર્તમાન જ

**પ્રશ્નકર્તા :** સર્વજ્ઞ ભગવાન ભૂતકાળના ને ભવિષ્યકાળના બધાય પર્યાય જાણે ?

**દાદાશ્રી :** વર્તમાનમાં બધા પર્યાયને જાણે એવું. કૃપાળુ દેવે આનો બહુ સારો અર્થ કર્યો છે. એક સમયે આ પર્યાય આવા હતા તે પણ જાણે ને આ પર્યાય આવા થશે એવું પણ જાણે, સાવ આવા થઈ ગયા એવુંય જાણે.

એટલે એ સર્વજ્ઞ બધું જે જાણે છે એક કાળે તો તે ભવિષ્યકાળ ને ભૂતકાળ રહ્યું જ નહીં પછી, વર્તમાન કાળ જ છે બધું.

**પ્રશ્નકર્તા :** હા, એમને માટે વર્તમાન કાળ છે.

**દાદાશ્રી :** એટલે વર્તમાન કાળમાં ભવિષ્યકાળ દેખી શકે નહીં, એટલે પછી એમણે કહ્યું કે આવી રીતે દેખાય, તીર્થંકર ભગવાને, કે આ ઘડો આજે જોયો તે મૂળ આવી રીતે હતો. તેમાંથી આમ થયું, તેમાંથી આમ થયું, આમ પર્યાય થતા થતા માટી થઈ જશે. એવી રીતે જીવો છે, એટલે બધા પર્યાયને જાણે એ.

**પ્રશ્નકર્તા :** તીર્થંકર સર્વ જીવના સર્વ વસ્તુના પર્યાયને જાણે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** જેનામાં ઉપયોગ મૂકે એ બધાને જાણેને ?

**દાદાશ્રી :** એમણે વસ્તુ જોઈ કે બધા પર્યાય કહી આપે, હવે પહેલા કેવા પર્યાય હતા ને હવે પછી ! ઉપયોગ જ હોય, કેવળજ્ઞાન એટલે શુદ્ધ ઉપયોગ, કમ્પ્લીટ શુદ્ધ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** પણ એ તો બીજા ઉપર તો ઉપયોગ ના હોય ને ? પોતાના સ્વભાવમાં હોય.

**દાદાશ્રી :** એ જ સ્વભાવ !

**પ્રશ્નકર્તા :** પણ એ બધાના પર્યાય પ્રતિબિંબ થાય ?

**દાદાશ્રી :** પણ એ જ કેવળજ્ઞાન સ્વભાવ, સર્વ પર્યાયને જાણવા એનું નામ શુદ્ધ ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** એ ખરું બરાબર, પણ કોના જાણે, ક્યા વખતે !

**દાદાશ્રી :** એ જાણવાનો પ્રયત્ન ના હોય એટલે એ જાણે ફક્ત. સહજસ્વભાવે બધાં પર્યાય આમ હતા એવું જાણે ને આમ થશે એવું જાણે પછી બીજો એનો અર્થ કરવા જઈએ, તો બધો ઊંધો થઈ જાય.

## દેખાય બધું જ કેવળજ્ઞાન આધારે

**પ્રશ્નકર્તા :** તીર્થંકરો ભાખે છે કે અમુક વ્યક્તિ આટલા ભવો પછી આ જન્મમાં આવો થશે તો એ ક્યાં આધારે ભાખે છે ?

**દાદાશ્રી :** સમકિતનો સિક્કો વાગ્યા પછીની વાત છે. સમકિતનો સિક્કો ના વાગે ત્યાં સુધી કશું વળે નહીં. સમકિતનો સિક્કો વાગ્યો હોય તેનું ડિસાઈડેડ થઈ જાય પછી. થોડું સમજાય છે ?

તીર્થંકરો એ કેવળજ્ઞાનના આધારે કહે છે અને તે કેવળજ્ઞાની એકલા જ કહી શકે. બીજા કોઈ કહી શકે નહીં. અને તે સમ્યક્દર્શન ઉપરનાનું જાણી શકે. બીજાનું ના જાણી શકે. બીજું તો અંધારું જ છેને, અહંકારનું અંધારું છે. પ્રકાશને જ જોઈ શકે, અંધારાને જોવાનું રહ્યું જ નહીં ને !

સમ્યક્દર્શનવાળાનું તો અમુક અમુક આવું થઈ જાય એ વાત બધી કહી આપે કે અમુક અવતાર આ થશે. આટલા અવતાર થશેને આટલા અવતાર પછી મોક્ષે જશે. એ બધું કહે. પણ પેલા અજ્ઞાનીનું ના કહેવાય. છતાં પણ જગત નિયમથી વ્યવસ્થિત રૂપે છે એટલે એવું કહી શકે આમ હતું અને આમ થશે.

**પ્રશ્નકર્તા :** એ અજ્ઞાનીનું પણ કહી શકે.

**દાદાશ્રી :** હા, આમ હતું ને આમ થશે, એવું અજ્ઞાનીનું પણ જાણીને કહી શકે અને પરદેશનો જીવ હોય તો ના કહે, ફોરેનનો હોય તો, કારણ કે એને તો પુનર્જન્મ ખ્યાલમાં નથી આવ્યો એટલે તો એને અભવ્ય કહ્યા.

**પ્રશ્નકર્તા :** અભવ્ય જીવનું કંઈ નક્કી ન હોય ?

**દાદાશ્રી :** એય ડેવલપ થવાના ધીમે ધીમે, બધું ડેવલપ જ થઈ રહ્યું છે. આ જગત જ આખું ડેવલપ થયા કરે છે અને આગળ વધ્યા કરે છે. નવા જીવ અવ્યવહારમાંથી વ્યવહારમાં આવ્યા કરે છે અને વ્યવહારથી આગળ નીકળ્યા કરે છે એવું પ્રવાહ રૂપે ચાલ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ એ પ્રવાહ કેવળજ્ઞાનીને તો દેખાય ને ?

**દાદાશ્રી :** હા, પણ એ પ્રવાહને જાણે. દેખાય નહીં, પણ જાણે અને આ સમ્યક્દર્શનથી આગળના ભાગનું દેખાય.

**પ્રશ્નકર્તા :** આ દેખાય અને પેલું જાણે ?

**દાદાશ્રી :** પેલું જાણે એ દેખાય નહીં. અને આ દેખાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે આને લાઈટ થઈ ગયું છે.

**દાદાશ્રી :** હા, સમ્યક્દર્શનવાળાને લાઈટ થઈ ગયું છે એટલે આગળ એનો હિસાબ ચોક્કસ થઈ ગયો. આટલો જ હિસાબ થશે. એ દ્રવ્યનો હિસાબ ચોક્કસ થઈ ગયો.

અને બીજા તો કેટલાય અવતાર, અનાદિકાળથી છેને એટલે એ કહી શકે કે આમ આમ હતું ને આમ થશે અને અત્યારે આ સ્થિતિમાં છે. જેમ પેલા ઘડાનો પર્યાય જુએ તેવી રીતે આ જીવના પર્યાય જુએ.

હા, બધાય ચોવીસ તીર્થંકરોના, ચક્રવર્તીઓના, જેને સમક્તિ થયા એ બધાના પર્યાયો બોલ્યા છે. અહંકારી, તે ઘડીમાં શું કરે એ કશું કહેવાય નહીં, એ તો ગાંડુ જીવતું ચેતન !

## એય છે ક્રમબદ્ધ પર્યાય

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શન પ્રાપ્ત થયા પછી જ છે તો જીવ ક્રમબદ્ધ પર્યાયમાં આવે છે, ત્યાં સુધી એને માટે ક્રમબદ્ધ પર્યાય નથી. તો એવો પ્રશ્ન ઊભો થાય છે કે જીવ અગિયારમાં ગુંઠાણે જાય તોય પાછો પડે છે. પહેલા મિથ્યાત્વ ગુંઠાણામાં આવીને ઊભો રહે છે. તો કે એ ત્યાં આગળ પછી ક્રમબદ્ધ પર્યાય ક્યાં રહ્યો એમ ?

**દાદાશ્રી :** એ ક્રમબદ્ધ પર્યાય જ છે બધા. અગિયારમેં ગુંઠાણે જઈને પાછો પડે છે ને, તેય ક્રમબદ્ધ પર્યાય છે. અને આ બીજા બધા ક્રમ નથી. એ જે અગિયારમાં ગુંઠાણા ઉપર ચઢી અને પાછો આવે છે, એય ક્રમબદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા :** એના ક્રમમાં એવી રીતે જ આવેલું છે ?

**દાદાશ્રી :** હા, ક્રમબદ્ધ.

**પ્રશ્નકર્તા :** તો પછી અનંત વિશ્વ ક્રમબદ્ધ જ છે. એમ માનવામાં શું વાંધો છે. ?

**દાદાશ્રી :** ના, વિશ્વ ક્રમબદ્ધ નથી. ક્રમબદ્ધ માને ને, તો પછી અહંકારનું શું થાય ? ક્રમબદ્ધમાં અહંકાર ના હોય.

**પ્રશ્નકર્તા :** તો મોક્ષે જ જાય સીધો.

**દાદાશ્રી :** ના, એ તો મોક્ષે સીધો ન જાય પણ ક્રમે ક્રમે મોક્ષે જાય.

## પરદ્રવ્યને જોતાં જ સમકિત

બધું ક્રમબદ્ધ પર્યાય છે એવું કહે, તેને કહીએ કે આંખો બંધ કરીને ચાલો જોઈએ બા ! એટલે જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી પુરુષાર્થ છે. પુરુષાર્થ નહિ કરે તો દહાડો નહિ વળે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતામાં તો ભ્રાંત પુરુષાર્થ કરવાનો ને ?

**દાદાશ્રી :** હા, ભ્રાંત પુરુષાર્થ જ ને ! એ પુરુષાર્થ, ભ્રાંત પુરુષાર્થ છે. સાચો પુરુષાર્થ તો હોય નહિ ને ! પણ ભ્રાંતમાંય ભ્રાંત પુરુષાર્થ હોય ને ! નહિ તો આગળ ખસે શી રીતે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી પુરુષાર્થ નહિ કરવાનો ?

**દાદાશ્રી :** ખરો પુરુષાર્થ જ ત્યાર પછી શરૂ થાય ને ! ત્યાર પછી શુદ્ધ ઉપયોગ એ જ પુરુષાર્થ. અત્યાર સુધી શુભાશુભ ઉપયોગ હતો.

આ તો શું થયું ? અજ્ઞાનીનેય કહી દીધું, ક્રમબદ્ધ પર્યાય છે. પાછી એ વાત પર પૂરી શ્રદ્ધા હોય, પણ કોઈ રસ્તા ઉપર બંધ આંખે ચાલતો નથી. બંધ આંખે ચાલે તો હું જાણું કે ક્રમબદ્ધ પર્યાય સમજે છે આ ! પણ આ તો એને શંકા છે એટલે આ વાતો બધી માથાફોડ છે. એ કોને હેલ્પ કરે જે જ્ઞાયક થયેલો હોય ! પણ જ્ઞાયક થાય ત્યારે એને જરૂર જ નથી !

## દ્રવ્ય જ્ઞાન વિના, ન મળે દ્રવ્ય દૃષ્ટિ

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય પર દૃષ્ટિ થાય ત્યારે ક્રમબદ્ધ પર્યાય છે જ એમ ખબર પડે.

**દાદાશ્રી :** ખબર પડે, પણ દ્રવ્ય પર દૃષ્ટિ થાય નહીં, તો ત્યાં સુધી ધારણા છે બધી. દ્રવ્ય જાણ્યા વગર દ્રવ્યદૃષ્ટિ કેવી રીતે થાય તે ? તમે એમ ને એમ દ્રવ્યદૃષ્ટિ કરો કહે, વડોદરાની દૃષ્ટિ કરો, પણ વડોદરા જોયું તો છે નહીં તમે, તો શી રીતે થાય ? દ્રવ્યદૃષ્ટિ તો આત્મા જોયા સિવાય દ્રવ્યદૃષ્ટિ ક્યાંથી હોય ? દ્રવ્ય જાણી શકાય એવું નથી, દ્રવ્ય જાણવું એટલે

આત્મજ્ઞાન જાણવું. અને આત્મજ્ઞાન એ કેવળજ્ઞાનની નજીકની વસ્તુ છે. તે આ દ્રવ્યદૃષ્ટિ થાય શી રીતે ? દ્રવ્યદૃષ્ટિ એટલે આત્મા લક્ષમાં રાખી મૂકવાનો કે 'હું શુદ્ધાત્મા છું.' એ દૃષ્ટિ લક્ષમાં રાખીને આ બધું કામ કરો, પણ તે કંઈ મૂળ વસ્તુ લક્ષમાં આવ્યા સિવાય કામ કરવાનું, એવું ફીટ જ ના થાય ને ?!

**પ્રશ્નકર્તા :** અને મૂળ વસ્તુ આવ્યા પછી રહેતું નથી.

**દાદાશ્રી :** હા, મૂળ વસ્તુ આવ્યા પછી રહેતું નથી. પછી વ્યવસ્થિત થઈ જાય છે. દ્રવ્ય જો સમજાય નહીં ત્યાં સુધી ઉકેલ ના આવે ને !

બાકી આ તો પોતે જ પરદ્રવ્ય છે. એ ખબર નથી ને, એમને. પોતે જ પરદ્રવ્ય છે. પોતે સ્વદ્રવ્ય જાણે, તો તો વાત જુદી છે. અત્યારે તો પોતે જ પરદ્રવ્ય છે.

આ શું કહે છે ? 'પરદ્રવ્યની સામે જોતાં જ સમકિત થાય' એટલે આ જાણે કે આ બહાર જોઉં છું એ બધું પરદ્રવ્ય છે. અલ્યા પણ તું પોતે જ પરદ્રવ્ય છે.

**પ્રશ્નકર્તા :** પોતે જ એટલે પોતાનો દેહ કે આત્મા ?

**દાદાશ્રી :** એ જેને જેને પોતાની સેલ્ફ માને છે એ જ પરદ્રવ્ય છે. એને એ પોતાની જાત માને છે.

**પ્રશ્નકર્તા :** પોતે જ પરદ્રવ્ય કેવી રીતે ? સમજણ ના પડી કંઈ.

**દાદાશ્રી :** જ્યાં સુધી આ હું જોનાર છું અને આ સમયસાર હું વાંચું છું; એટલે કરું છું ને જાણું છું, બે અભેદ હોય, બે ભેગું થાય એને તીર્થંકરો સ્વીકાર કરતા નથી. બીજા લોકો ભલે કરે. જેને ભૂખ હોય તે ગમે તે ખોરાક લેતો હોય. પણ તીર્થંકરો સ્વીકાર કરે નહીં. તીર્થંકરો તો શું કહે છે ? કે 'ચંદુભાઈ પરદ્રવ્ય છે. એટલે ચંદુભાઈ ઉપર છે તે એ જોયા કરશો, પરદ્રવ્યને જોશો તો સમકિતી થશો.' પણ અત્યારે પોતે જ પરદ્રવ્ય છે.

આ તો કહેશે, 'હું તો જાણું ને દેખું. આ હું કરનાર નથી.' અલ્યા,

પણ કરે છે કોણ ? એ નક્કી થયા સિવાય 'હું કર્તા નથી' બોલાય નહિ. કરે છે કોણ, એ ગુનેગાર જડ્યા સિવાય 'હું કર્તા નથી' એવું બોલાય નહીં. માટે કર્તા જ છે પોતે. જ્યારે 'કરે છે કોણ' ઓળખાશે ત્યારે કર્તાપણું છૂટશે, ત્યારે કર્મ છૂટશે.

પોતે પરદ્રવ્ય, ક્યારે મુક્ત થાય ? જ્યારે ભ્રાંતિ જાય ત્યારે. અને એ જ કરવા માટે આ શાસ્ત્રો છે બધું. એટલે આ વાતો લોકો પોતે લઈ પડ્યા છે.

## સમકિતીનાં લક્ષણો ખપે પછી

આ તો ક્રમબદ્ધ પર્યાયની શોધખોળ કરી છે કે ક્રમબદ્ધ પર્યાય એટલે વસ્તુ એના ક્રમબધ્ધ પર્યાયથી જ ઉકલે છે, કહે છે. એટલે એમાં કશો ભો રાખવા જેવું નથી એટલે બધું એની મેળે આવ્યા કરશે, તમારે કશું કરવાનું નહીં અને હું શુદ્ધાત્મા છું એમ તમે ખાલી બોલ્યા કરજો, કહે છે, કરવાનું કશું નહીં. અલ્યા પણ શુદ્ધાત્મા થયા સિવાય શુદ્ધાત્મા શી રીતે બોલાય ? હું તો આનો વેવાઈ છું, કહેશે. ત્યારે વેવાઈ થઈ ગયો. એટલે એ તો થવું પડે શુદ્ધાત્મા ! એટલે છે તો ક્રમબદ્ધ પર્યાય જ જગત, પણ પહેલું ભાનમાં આવવું જોઈએને. ભાનમાં આવે તો ક્રમબદ્ધ પર્યાય જ છે. સમકિત થયા પછી જ ક્રમબદ્ધ, નહીં તો નહીં. એટલે આ આખો કેસ બફાઈ ગયો છે. એટલે લોકોએ વગર સમકિત થયે આત્મજ્ઞાન, આત્મજ્ઞાન બોલે ! કઠોરતા ગઈ નહીં, સરળતા ઉત્પન્ન થઈ નહીં, નમ્રતા આવી નહીં અને આત્મજ્ઞાન, આત્મજ્ઞાન બોલે, એ વીતરાગોનું કહેલું નથી એ. આત્મજ્ઞાનનું લક્ષણ શું ? ત્યારે કહે સરળતા હોય, નમ્રતા હોય, હાય-હાય ના કરતો હોય, સંતોષ હોય. એટલે આ બધા લક્ષણો હોવા જોઈએ. એ લક્ષણો ઉત્પન્ન થયા સિવાય ક્રમબદ્ધ પર્યાય માન્યો તેથી ઊંધું ચાલ્યું.

અને ક્રમબદ્ધ પર્યાય માન્યા પછી જો કદી મહીં લક્ષણ ઊભા થાય કે ઋજુતા-મૃદુતા આવે તો જાણજો કે આ માર્ગ સાચો છે. નહીં તો ઊંધે રસ્તે ચાલી રહ્યા છે.

હું તો એટલું કહું છું કે તમે તપાસી જુઓ કે તમારામાં કઠોરતા

ઘટી છે ? મૃદુતા-ૠજુતા એ બધા ગુણો ઉત્પન્ન થયાં છે ? સહજ ક્ષમા કરવાનો ગુણ ઉત્પન્ન થયો છે ?

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાનને મેળવવાનો રસ્તો જેમ આપે પ્રયોગ કરીને મૂક્યો છે, એમ ત્યાં તો એવું કંઈ હતું જ નહીં ને ? એટલે એમાં મૃદુતા ને ૠજુતા ક્યાંથી આવે ?

**દાદાશ્રી :** હા, આવે જ નહીં ને ! એટલે મૃદુતા-ૠજુતા આવે તો માર્ગ સાચો છે. અકડાઈ વધતી હોય તો જાણવું કે માર્ગ ખોટો છે. જો જરાક સળી કરી હોય ને તો ખોદી નાખે આપણું, અક્કડ ! આ ખીચડીને નીચે ઉતારીને પાંચ મિનિટ રહેવા દે ને, તો સિદ્ધ થાય છે. તો આ જ્ઞાન સિદ્ધ થવું જોઈએ ને ?

આપણા મહાત્માઓને તો મૃદુતા-ૠજુતા આવે છે બધાને, કારણ કે સરળ ને સમભાવી માર્ગ છે. હા, સહજ, સમભાવી માર્ગ છે. ચિંતા રહિત માર્ગ. એમને ચિંતા હઉ થાય અને પાછો કહે છે, અમને આત્માનું જ્ઞાન થઈ ગયું !

## અવિનાભાવિ પાંચ સમવાય કારણો

ભગવાનને બધું ક્રમબદ્ધ પર્યાય છે એવું કહેતા શું વાંધો હતો ? ભગવાન ચોખ્ખું ના કહેત કે ભઈ, આ ક્રમબદ્ધ પર્યાય જ છે. તેથી ભગવાને કહેલું કે એકલી નિયતિ નથી. દરેક કર્મ થતી વખતે આ પાંચ કારણો ભેગા થશે તો જ કર્મ થશે. નહીં તો કર્મ જ નહીં થાય. ભગવાને કેટલી ડહાપણવાળી વાત લખી.

એટલે આ તો અજ્ઞાનીને કહ્યું કે ક્રમબદ્ધ પર્યાય છે, તેઓનું નિયતિ થઈ ગયું. હવે નિયતિ એકલી તો કશું કામ જ કરે નહીં. હેલ્પ કરે નહીં. એવું છે આ બધું અવિનાભાવી છે. એક હોય તો બીજું હોવું જોઈએ. ના હોય તો ચાલે નહીં. એટલે પ્રારબ્ધ, પુરુષાર્થ, નિયતિ, કાળ, સ્વભાવ એ બધું જ સાથે હોવું જોઈએ.

ધીમે ધીમે ક્ષણે ક્ષણે વિવેક જાગવો જોઈએ. પહેલો વિવેક જાગવો

જોઈએ, પછી ધીમે સદ્‌વિવેક જાગે, સદ્‌વિવેક. ધીમે ધીમે વિનય જાગે, પરમ વિનય જાગે એમ. જેમ જેમ આ અથડાતો કૂટાતો, કૂટાતો આવે તેમ જાગવું જોઈએ. ફોરેનર્સને અત્યારે જ્ઞાન આપીએ, એમાં ફળે નહીં કશુંય. આ તો અમથું લોકો કહે એટલે આપણે આપીએ. અગર તો કો'ક જીવ છે તે અહીંથી ગયો હોય, અને ત્યાં જન્મ્યો હોય ને એ બને તે વાત જુદી છે, બાકી ફળે નહીં. કારણ કે વિવેક જાગ્યો નથી ને હજુ કેટલાક અવતાર અથડાય, ત્યાર પછી આની જરૂર. બે વરસના છોકરાને પૈણાવીને છોકરાની આશા રાખીએ એના જેવી વાત. એવી રીતે ક્રમે ચાલે છે.

**પ્રશ્નકર્તા :** પાંચ સમવાય કારણો ભેગા થાય એટલે ક્રમબદ્ધ પર્યાય કહેવાય ?

**દાદાશ્રી :** પાંચ સમવાય કારણો ભેગા થાય ત્યારે કાર્ય થાય. એ ક્રમબદ્ધ પર્યાય ના કહેવાય.

આ ક્રમબદ્ધ પર્યાય અવિનાભાવી છે. એટલે એ શું કહે છે કે પુરુષાર્થ, પ્રારબ્ધ, નિયતિ, સ્વભાવ, કાળ એ અવશ્ય હોય તો જ ક્રમબદ્ધ પર્યાય હોય અને પુરુષાર્થમાં હોય તો જ ક્રમબદ્ધ પર્યાય શરૂ થયો. નહીં તો, પુરુષાર્થમાં ના હોય તો ક્રમબદ્ધ પર્યાય બંધ થઈ ગયો. માટે, આ અવિનાભાવ છે. માટે ક્રમબદ્ધ પર્યાય માનશો નહીં.

તમને સમજાય છે થોડું ઘણું ?

**પ્રશ્નકર્તા :** સમજાયું.

**દાદાશ્રી :** પુરુષાર્થ, કાળ, પૂર્વકર્મ, સ્વભાવ, નિયતિ એ બધું અવિનાભાવિ હોય જ.

અને એ બધું માન્ય કરવું પડશે. માટે જો છે તે ક્રમબદ્ધ પર્યાય એકલા કહેશો ને તે તો અહંકાર કરે કે મારે લીધે જ ચાલે છે આ બધું અને આ તો દુનિયા કેવી છે કે કોઈ કોઈનો આધાર જ નથી, આ તો બધું સમુચ્ચય કારણથી છે.

**પ્રશ્નકર્તા :** તો અવિનાભાવિનો અર્થ જરા સમજાવો.

**દાદાશ્રી :** આ ન હોય તો આ હોય જ નહીં.

ક્રમબદ્ધ પર્યાય જો માનવા હોય તો આ અવિનાભાવિ એટલે આ પુરુષાર્થ ને એ બધા માનવા જ પડશે જોડે. સમકિત થયા પછી તો ક્રમબદ્ધ પર્યાય હોય જ. એના માટે કશું બાધ નથી. જો ક્રમબદ્ધ પર્યાય એકલા હોતને તો ભગવાન જોઈ શકે, આ તો જોડે જોડે અવિનાભાવિ શું છે ? પુરુષાર્થ છે, પ્રારબ્ધ છે, સ્વભાવ, નિયતિ અને કાળ.

ફક્ત ભગવાન તો ક્રમબદ્ધ પર્યાય એકલા જ જોઈ શકે. ઠોકાઠોક બધું ક્રમબદ્ધ પર્યાય હોતા હશે ? ભગવાને ક્રમબદ્ધ પર્યાય કહ્યા તે જુદા, લોકો સમજ્યા જુદા, ચોપડવાની પી જાવ, તેમાં એ ભગવાન શું કરે બિચારા.

## ફેર છે એમાં ને વ્યવસ્થિતમાં

**પ્રશ્નકર્તા :** ક્રમબદ્ધ પર્યાય અને વ્યવસ્થિતમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** ક્રમબદ્ધ પર્યાય તો તમારી ભાષામાં તમને સમજણ પાડું કે એકાવન લખ્યા હોય ને પછી ક્રમબદ્ધ પર્યાય જાણવાં હોય તો પછી બાવન, ત્રેપન, ચોપ્પન, પંચાવન, છપ્પન, સત્તાવન એ બધાં ક્રમબદ્ધ પર્યાય. અને કો'ક ઊંધી ખોપરીનો માણસ હોય, તો પચાસ, ઓગણપચાસ, અડતાલીસ, સુડતાલીસ એ બધાં ક્રમબદ્ધ પર્યાય. હવે ક્રમબદ્ધ પર્યાય અને આ વ્યવસ્થિતમાં બહુ ફેર છે તે. આ વ્યવસ્થિત એ તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. એ ક્રમબદ્ધ પર્યાય નથી.

**પ્રશ્નકર્તા :** એવું મારાં મગજમાં બેસી ગયું છે, કે વ્યવસ્થિત અને ક્રમબદ્ધ પર્યાય બન્ને એક જ છે.

**દાદાશ્રી :** ના, એ એક તો બધાને લાગે ખરું, એક. એ તો ક્રમબદ્ધ પર્યાય જેણે લખ્યું છે ને, તેણે એકવચનનું બહુવચન કર્યુ છે. એકવચન સ્વરૂપે હતું ક્રમબદ્ધ પર્યાય શબ્દ, તેનો બહુવચન કરીએ તો શું થાય કોર્ટમાં ? કોર્ટમાં તો શું ન્યાય થાય એનો, એકવચનનું બહુવચન કરીએ તો ?

**પ્રશ્નકર્તા :** ખોટું થાય ને.

**દાદાશ્રી :** તે એ બધું ખોટું થયું છે આ બધું ક્રમબદ્ધ. એ મૂળ પુરુષ જે છે, તે જુદું કહેવા માંગે છે ને લોકો જુદું સમજ્યાં છે.

પણ એ ક્રમબદ્ધ પર્યાય લોકો સમજ્યાં છે તેવું નથી. ક્રમબદ્ધ પર્યાય એટલે શું ? કે પુદ્‌ગલ એનાં ક્રમબદ્ધ પર્યાયને જ ભજવાનું છે. હવે દારૂ પીતો હોય તેનાં શું ક્રમબદ્ધ પર્યાય ? ત્યારે કહે, છોડવાનાં પર્યાયને ભજશે કે કાં તો વધુ પીવાના પર્યાયને ભજશે. પણ ક્રમબદ્ધ પર્યાયને ભજશે. એકદમ નહીં કૂદી જાય. આ જે છોડી દે છે તે ક્રમબદ્ધ પર્યાય ત્યાંથી અટકાવી ફરી પાછું શરૂ થાય છે. એ એની મેળે ખરી પડવું જોઈએ. ક્રમબદ્ધ પર્યાય થતાં થતાં જેમ એક ગરગડી ઉપર દોરો વીંટેલો હોય તે આપણે દોરો ખેંચખેંચ કરીએ ને, ગરગડી કૂદાકૂદ કરે, પણ જ્યારે દોરો ખલાસ થાય ત્યારે ગરગડી ને એ બેઉ છૂટા પડી જાય, એવી રીતે ક્રમબદ્ધ પર્યાય છૂટા પડી જાય છે. અને વ્યવસ્થિતને લેવાદેવા નથી. વ્યવસ્થિત એટલે એક્ઝેક્ટ વ્યવસ્થિત જ છે અને અનુભવમાં આવે તેવી વાત છે.

**પ્રશ્નકર્તા :** જે મુક્ત થયેલા પુરુષ માટે ક્રમબદ્ધ પર્યાય કહે છે અને આ વ્યવસ્થિત આપ જે કહો છો, તો પછી બન્ને એક છે ?

**દાદાશ્રી :** પણ પેલાં ક્રમબદ્ધ પર્યાય એને સમજ નહીં પડે અને વ્યવસ્થિત સમજ પડશે. વ્યવસ્થિત એને સમજ પડશે કે મારું અવસ્થિત હતું તે જ વ્યવસ્થિત થયું છે. ગયા અવતાર મનની મહીં, મનનાં વિચારોમાં પોતે ભળ્યો, એટલે અવસ્થિત થયો અને એ અવસ્થિત કોમ્પ્યુટરમાં જાય છે અને કોમ્પ્યુટરમાંથી વ્યવસ્થિત થઈને પાછું આવે છે. આ તો એક્ઝેક્ટનેસ છે. પેલુંય ખોટું નથી. આત્મજ્ઞાન હોય તેને માટે બરોબર છે. પણ તે ક્રમબદ્ધ પર્યાય એ કાયમની ચિંતા નહીં મટાડી દે. અને આ વ્યવસ્થિત તો તમને સમજાશે કે ભાઈ, મારો હિસાબ છે તે જ આવે છે, આ બીજું કશું આવતું નથી ! ને પેલાં ક્રમબદ્ધ પર્યાય તો મનમાં ગોટાળો કે આમ થશે કે તેમ થશે, એ કંઈ કલ્પનામાં ઠેકાણું ના પડે.

ક્રમબદ્ધ પર્યાય શબ્દ બોલે, તેમાં શું લોકોને શું લાભ થાય ?

**પ્રશ્નકર્તા :** કશુંય નહીં, શબ્દ સાંભળ્યો.

**દાદાશ્રી :** અને આ તો વ્યવસ્થિત બીજે દહાડે અમલમાં આવી જાય તરત. આ જ્ઞાન મળે છે ત્યારે એ પોતે શુદ્ધાત્મા છે ભાનમાં આવી જાય છે. વ્યવસ્થિત કર્તા છે, તરત સમજી જાય. અને કામ કર્યા જ કરે છે અને વ્યવસ્થિતના જ્ઞાનથી પછી ચિંતા કરતો નથી. વરીઝ કરતો નથી ને કામ ચાલ્યા કરે છે. અને કર્મ બંધાતું નથી. ચાર્જ થતું નથી. ક્રોધ-માન-માયા-લોભ થતાં નથી. 'હું કરું છું' એવું ભાન હોય તો જ કર્મ ચાર્જ થાય ને !

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવહારમાં સમજવા માટે વ્યવસ્થિત સારું.

**દાદાશ્રી :** વ્યવસ્થિત બહુ સુંદર. વ્યવસ્થિત એનું એક્ઝેક્ટલી બીજે દા'ડે છે તે ભવિષ્યકાળના વિચાર કરવાનો એ સ્કોપ જ ના રહ્યો ને ! અગ્રશોચ બીજે દા'ડેથી બંધ જ થઈ જાય ! અને એ બંધ કરવા માટે જ છે તે એ આપ્યું છે આ ક્રમબદ્ધ પર્યાય, પણ બંધ થાય નહીં. એ ગૂંચવાડો રહે છે. ક્રમબદ્ધ પર્યાય એટલે કેવા પર્યાય હશે ને કેવા નહીં ? ગૂંચવાડો રહે. અને આ તો બધું એક્ઝેક્ટનેસ આવી ગયું.

પણ આપણે ક્રમબદ્ધ પર્યાય કહીએ તો એને સંતોષ ના થાય. ઈન્કમટેક્ષવાળાનો કાગળ આવ્યો, આપણે જમવા બેઠા હોય, 'વ્યવસ્થિત' કહીને મૂકી દેવાનું. ક્રમબદ્ધ પર્યાય બોલીએ, તે એનો અર્થ સમજાય નહિ તે ઘડીએ. એટલે આ ક્રમબદ્ધ પર્યાય માસ્તર માટે છે, માસ્તર જો પાસ થયેલા હોય તો એમને વાંધો નથી. પણ છોકરાંને એમ ના કહેવાય કે ક્રમબદ્ધ પર્યાય છે. છોકરાંએ તો વાંચીને પાસ થવાનું છે.

આ વ્યવસ્થિત જે છે, અને ક્રમબદ્ધ પર્યાય જે કહે છે ને, તે એક નથી. આ વ્યવસ્થિત તો વૈજ્ઞાનીક વસ્તુ છે. ક્રમબદ્ધ પર્યાય જુદી વસ્તુ છે. લોક સમજ્યા છે જુદું.

**પ્રશ્નકર્તા :** જે બનવાનું છે એ બન્યા કરશે. ક્રમબદ્ધ છે. જે થવાનું છે એમ જ થવાનું છે. આપણે કંઈ ફેરફાર કરી નથી શકવાના. એ સાચું ?

**દાદાશ્રી :** ના. એવું ક્રમબદ્ધ નથી. આ ક્રમબદ્ધ તો જુદી વસ્તુ છે. આ તો ઊંધો ભાવ કર્યો હોય તો ઉંધી રીતે ઊકલે, છતો ભાવ કર્યો હોય તો છતી રીતે ઊકલે.

ક્રમબદ્ધ એટલે શું ? એક વસ્તુ પોતાના સ્વભાવથી જ ચાલે એક જ બાજુ. શાસ્ત્રની વસ્તુ જુદી છે. લોકો પોતાની ભાષામાં સમજી જાય. આ તો આપણા કર્મોના જ ફળ એટલે કડવું મીઠું આમ-તેમ આવ્યા, તે આ વ્યવસ્થિત. ક્રમબદ્ધ પર્યાય એટલે શું ? એક માટીમાંથી ઘડો થવો, તે બધા ક્રમબદ્ધ પર્યાયથી થાય. હવે આ વસ્તુ એવી નથી, આ તો તમારા જેવા કર્મો કર્યા છે. તેવી રીતે જ નિર્જરા થવાની. ઊંધી રીતે કર્મ કરેલું, ઊંઘી રીતે નિર્જરા. છતી રીતે કર્મ કરેલું, છતી રીતે નિર્જરા. એટલે આમાં તમારું આ તો.

## ન બોલાય, એવું નોંધારું

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે. આ હું તમને ખુલાસો કરું, ક્રમબદ્ધનો એવો અર્થ જ બેસાડેલો કે જે સમયે, જે ક્ષેત્રે, જે કંઈ થવાનું છે એ થવાનું છે. વાય યુ વરી ?

**દાદાશ્રી :** ના, એવો અર્થ ના કરાય. એનો અર્થ ખોટો થાય છે. એનો આ રીતે જો કોઈ અર્થ ઘટાવે ને તો માણસ ધર્મ ચૂકી જાય અને અધર્મેય ચૂકી જાય, બન્ને ચૂકી જાય. વ્યવસ્થિતનો કહેવાનો ભાવાર્થ છે કે જેવી રીતે થયેલું છે તેવી રીતે ફળ આપશે. પણ કેટલાક લોકો એવું કહે છે કે બનનાર છે એ બનનાર છે ને બનનાર છે એ ફરનાર નથી અને ફરનાર છે એ બનનાર નથી. જે થવાનું છે તે બધું નિશ્ચિત જ ને ! એવું બધું ના કરાય. એ બધું તો ખોટી વસ્તુ છે બધી ! તો પછી નિરાંતે સુઈ રહેને, તો પછી બનનાર છે એમ કહી અને બંધ આંખે ગાડીઓ ચલાવીએ તો શું વાંધો ?

**પ્રશ્નકર્તા :** જે બનવાનું છે એ તો બનવાનું જ છે. છોકરો નાપાસ થવાનો તે એને તો આપણે કંઈ બદલી ના શકીએ, તો આપણે ગમે એટલું કહીએ તોય એમાં શું બદલાવાનું ?

**દાદાશ્રી :** એ આપણે મરવાનું તો છે જ. તો પછી દોડવાની શી જરૂર ! છોને ગાડીઓ આવે ને જાય. નિશ્ચિત છે એવું નોંધારું ના બોલાય. નિશ્ચિત તમે બોલો, એટલે મરવાનું તો નિશ્ચિત છે, તો પછી ઉઘાડી આંખે શું કરવા ફરો છો ! બંધ આંખે બધે ફરો ને.

**પ્રશ્નકર્તા :** નોંધારું એટલે શું કહેવા માગો છો ?

**દાદાશ્રી :** નોંધારું એટલે એવું નિશ્ચિત છે એમ બોલીને એવું ના વર્તાય. થઈ ગયા પછી નિશ્ચિત કહેવાય. પહેલું ના કહેવાય, છોકરો મરી ગયો એટલે કહેવું કે નિશ્ચિત છે. મરતાં પહેલાં જો નિશ્ચિત કહેને તો દવા-દારૂ કશું ના થાય. એમાં પોલ વાગે.

**પ્રશ્નકર્તા :** કોઈ દહાડો મરવાનું તો ખરું જ ને, માંદા પડ્યા તો ?

**દાદાશ્રી :** એમ નહીં, પણ દવા-દારૂ ના થાય, એ તો આપણે જીવવાનો છે એમ માનીને દવા-દારૂ કરવાની. પેલા જ્યોતિષે કહ્યું કે આ હવે છ મહિના સુધી જીવવાના છે. પણ આપણે ઘણું જીવવાના છે એમ માનીને દવા-દારૂ કરવી.

**પ્રશ્નકર્તા :** એ બરાબર.

**દાદાશ્રી :** નિશ્ચિત ના કહેવાય. નોંધારું ના બોલાય. ભયંકર દોષ બેસે. નિશ્ચિત હોય એટલે તો પછી ઓફિસમાં બૉસ જોડેય લડે. જે થવાનું હશે એ થવાનું જ છે.

કોઈ પણ સંજોગમાં નિશ્ચિત કહેશો તો એ કાર્ય નહીં થાય અને પ્રયત્નય બંધ થઈ જશે. એટલે બનનાર છે એ બનનાર છે એવું બોલવાથી આ હિન્દુસ્તાનની દશા જ ઓર થઈ ગઇ છેને બધી. આ વ્યવસ્થિત બહુ જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** ઊંધો અર્થ કર્યો આ બધો.

**દાદાશ્રી :** એ સમજાયું નહીં તેથી, ઊંધો અર્થ કર્યો જાણી જોઈને

કોઈ કરે નહીં. પોતાથી ઘણા માણસો અવળે રસ્તે ચાલે તો પાપ લાગે. પણ સમજણમાં ના આવ્યું તેથી એવું થઈ જાય.

આ તો કઢી જેવી થશે એવી ખરી, એમ કહીને કઢીમાં નાખ્યું બધું. નાખીને અહીં આગળ પત્તા રમવા બેસી ગયાં, તો એને વ્યવસ્થિત ના કહેવાય. સાવધાનીપૂર્વક કઢી બનાવો અને પછી બગડી જાય, તો તમારો દોષ નહીં,

જેને કર્મનું દેવું છે. એને આવું ક્રમબદ્ધ પર્યાય કહેવાય જ નહીં. દેવાં વગરના માણસને, એ તો કોઈ એને કર્મ છે જ નહીં, તેને આ ક્રમબદ્ધ પર્યાય છે. અને આ 'જ્ઞાન' મળ્યા પછી શુદ્ધાત્મા પદ મળ્યું. તમને કર્મ રહિત બનાવ્યા, તેથી તમને વ્યવસ્થિત. માટે તમને કહ્યું કે ભય રાખશો નહીં હવે. જેવા સંજોગે જે ભાવ કર્યા છે તેવા સંજોગે એ ભાવ ઉકલે છે. એમાં કોઈનું ચાલે એવું છે નહીં. અને આત્માની હાજરીમાં થશે એટલે હલકાફૂલ થઈને ચાલ્યા જશે. સૂર્યનારાયણની હાજરીમાં ગમ્મે એવી ટાઢ હોયને, તો ?

**પ્રશ્નકર્તા :** ઊડી જ જાય.

**દાદાશ્રી :** એટલે બહુ સમજવા જેવું છે. પોઈન્ટ ટુ પોઈન્ટ સમજવા જેવું છે.

અને આ તો બધા હિન્દુસ્તાનના લોકોને ખ્યાલમાં જ છે કે આ જે જન્મ થાય છે તે છુટકારો થઈ જ રહ્યો છે, એ તો ખ્યાલમાં જ છે એમાં આ તો ઊલટું ગૂંચવે છે.

## ન હોય એવું પૂર્વનિશ્ચિત

**પ્રશ્નકર્તા :** આપણું ભ્રમણ સંસારમાં કેટલાં ભવ સુધીનું નક્કી થયેલું હોય ?

**દાદાશ્રી :** કશું નક્કી ઠેકાણું નહીં. ઠેકાણા વગરનું છે બધું. એ બધું આ નક્કી થયેલું હોય જ નહીં કશું.

એટલે હિન્દુસ્તાનમાં આવ્યા પછી માણસમાત્ર ગૃહિત મિથ્યાત્વિ

છે. ક્રમબદ્ધ પર્યાયનો અર્થ શું કે આ પુદ્ગલ આવી રીતે ફરતું ફરતું ફરતું, આવી રીતે જ ફરતું ફરતું એની ડીઝાઈનપૂર્વક નીકળશે. પણ ગૃહિત મિથ્યાત્વ થયા પછી, આ તો ડીઝાઈનનું ઠેકાણું નહીં. ગૃહિત મિથ્યાત્વનો અર્થ જ એવી ડિઝાઈન આમાં નીકળે કે એનું ઠેકાણું જ ના હોય.

## ગૃહિત મિથ્યાત્વે અટકાવ્યું નૈસર્ગિક

નૈસર્ગિક મિથ્યાત્વ હોત તો ક્રમબદ્ધ ચાલ્યા કરત. આ તો ગૃહિત મિથ્યાત્વ છે. આજે ઉત્તરમાં માઈલ ચાલે, કાલે પૂર્વમાં ચાલે, પરમ દહાડે પૂર્વમાંથી ફરી પાછો દક્ષિણમાં ચાલે. એટલે આમ આ બધું ગૃહિત મિથ્યાત્વ છે ને ત્યાં સુધી આ ક્રમબદ્ધ ના લાગુ થાય. જો પેલું હોયને નૈસર્ગિક, તો ક્રમબદ્ધ ચાલ્યા કરે. આ સમજાયું ? એટલે ક્રમબદ્ધ કરીને લોકો એમ જ જાણે કે હવે આ જ્યારે આત્માની મુક્તિ થવાની હશે ત્યારે થશે. ક્રમબદ્ધ આવી રીતે મૂકવામાં આવ્યું છે એ ન ચાલે. ગૃહિત મિથ્યાત્વ હોય છે કે નથી હોતું ?

**પ્રશ્નકર્તા :** હોય છે.

**દાદાશ્રી :** જગતમાં ગૃહિત મિથ્યાત્વ જ છે બધે. ગૃહિત મિથ્યાત્વ એટલે મિથ્યાત્વ ઊલ્ટું ગ્રહણ થયું બીજા પાસેથી !

નૈસર્ગિક હોય ને, કોઈની પાસે ગ્રહણ જ ન કરે તેને કુદરત હેલ્પ કરે બધું. કારણ કે ગ્રહણ કર્યું ન હોય કોઈ ફેરો એને કાઢવાનું જ ન હોયને એવું ! આ તો જેની પાસે જાય એટલે નવું આપે પાછું !

જે મનુષ્ય નૈસર્ગિક જીવન જીવતો હોય, બીજા કોઈનું જ્ઞાન પ્રાપ્ત ન કરતો હોય. એની ક્રમબદ્ધ અવસ્થાઓ છે. આ તો આની પાસેથી આ જ્ઞાન લઈને આવે, આની પાસે આ જ્ઞાન લઈને આવે, એને ગૃહિત મિથ્યાત્વ કહેવાય છે. એટલે જે કોઈની પાસેથી જ્ઞાન સ્વીકારે નહીં અને નૈસર્ગિક રહી શકતો હોય, તો ક્રમબદ્ધ પુદ્ગલનાં પર્યાય છે ને ક્રમબદ્ધ ચેતનના પર્યાયો, એને મોક્ષે લઈ જાય.

હું શું કહેવા માંગું છું એ પોઈન્ટ આપને, પહોચ્યું થોડું ઘણું ? ગૃહિત મિથ્યાત્વ એટલે લોકોએ જે શીખવાડ્યું કે આમ કરો, તેમ કરો, આની પાસેથી શીખ્યો, પેલાની પાસે શીખ્યો. બધો માલ પોતે ભરભર જ કર્યો. હવે એ ખાલી કરવા માટે આ બધી ભાંજગડ છે. એને ખાલી કરવું રહ્યું ને ? નહીં તો તો સીધેસીધું હોય, ડાયરેક્ટ ક્રમબદ્ધ જ. પણ તે હવે આનું ભર્યુ એટલે શું થાય બીજું ? આ મુશ્કેલી ને !

**પ્રશ્નકર્તા :** એટલે પ્રશ્ન એવો મૂળ થાય છે કે પુરુષાર્થ ભાગ રહ્યો કે ના રહ્યો ?

**દાદાશ્રી :** પુરુષાર્થ આને માટે કરવો પડે છે. નહીં તો તો પેલો સહજ પુરુષાર્થ રહ્યા કરે છે. ક્રમબદ્ધ પર્યાયમાં તો સહજ પુરુષાર્થ હોય. એમાં આ માથાકૂટ ના કરવી પડે, આ તો જો માથાકૂટ કરવી પડે છે, કારણ કે બીજાનું ગ્રહણ કર્યું એણે. બીજાનો માલ ગ્રહણ કર્યો એટલે ગૃહિત મિથ્યાત્વ થયો. અને આખું જગત ગૃહિત મિથ્યાત્વમાં જ ફસાયું છે.

## આપનું એ શું ક્રમબદ્ધ પર્યાય ગણાય ?

**પ્રશ્નકર્તા :** આ જે સાક્ષાત્કાર થયો તે પણ ક્રમબદ્ધ પર્યાયમાં એટલે કે આપને જે જ્ઞાન થવાનું હતું, સુરત સ્ટેશનમાં, એય ક્રમબદ્ધ પર્યાયમાં કહેવાય ?

**દાદાશ્રી :** ના, વ્યવસ્થિત. ક્રમબદ્ધ પર્યાય તો લેવાદેવા જ નથી. ક્રમબદ્ધ પર્યાય જુદી જ વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત તે શું છે ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત એવું કહે છે કે આગળ જે પ્રીન્ટ થયું' તું ને, તેની આ ફિલમ ચાલુ છે. એટલે નવી ફિલમ આવવાની નથી. જે પ્રીન્ટ થયેલી છે ને તે જ ફિલમ આવવાની. વ્યવસ્થિત એટલે ગયા અવતારે આ બધું થયેલું ત્યાં આગળ, તે યોજના રૂપે થાય છે, ત્યાં યોજના રૂપે જ્ઞાન થયેલું છે, એ આ રૂપક રૂપે થાય છે.

**પ્રશ્નકર્તા :** આપે જે કંઈ સાધના કરેલી કે આગલા જન્મે, એનાં ફળ સ્વરૂપે એ દિવસે થયું ?

**દાદાશ્રી :** તેથી આ મેં કહ્યું કે 'ધીસ ઈઝ બટ નેચરલ'. લોકો અમને કહે છે, કેવી રીતે ? ત્યારે મેં કહ્યું, નકલ કરવા જેવી ચીજ નથી આ. હું તને કહું કે આ રીતે થયું, તું નકલ કરવા માડું, તો એવું નથી. આ ધીસ ઈઝ બટ નેચરલ. કેટલાય અવતારોના બધા સંજોગો બધાં ભેગાં થયા છે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન કોઈને ઓચિંતું નથી થઈ જતું ?

**દાદાશ્રી :** ઓચિંતું તો આ દુનિયામાં કોઈ ચીજ થતી જ નથી. એક્સિડન્ટ આ દુનિયામાં હોતો જ નથી. આ તો ભ્રાંતિથી એક્સિડન્ટ દેખાય છે. એક્સિડન્ટ એટલે શું ? 'એન ઈન્સિડન્ટ હેઝ સો મેની કોઝીઝ, એન્ એક્સિડન્ટ હેઝ ટુ મેની કોઝીઝ'. (બનાવ ઘણાં કારણોથી થાય, અકસ્માત ઘણાં ઘણાં કારણોથી થાય) એક્સિડન્ટ જેવી વસ્તુ જ નથી. આ તો આ લોકોને એમ લાગે, ઓચિંતું ! ઓચિંતું કોઈ વસ્તુ બને જ નહીં આ દુનિયામાં.

**પ્રશ્નકર્તા :** એક વસ્તુ કાર્યકારણથી થાય છે અને બીજું સાહજિક થઈ જાય છે.

**દાદાશ્રી :** કારણ વગર સાહજિક કશું થાય એવું જ નથી. એ બધું કારણ વગર કોઈ પણ કાર્ય થઈ જતું નથી. કારણ-કાર્ય સિવાય આ જગતમાં કોઈ ચીજ બનતી નથી.

**પ્રશ્નકર્તા :** તો એ આપની પાસે આવવું અથવા તો જે લોકો આવે તે નિશ્ચિત હતું, માટે આવે છે ને બીજા લોકો નથી આવતા.

**દાદાશ્રી :** હા નિશ્ચિત હતું, નક્કી હતું, એમ ને એમ તો અવાય એવું છે જ ક્યાં ? ગપ્પું નથી આ. નક્કી હતું ને પાછું પ્રોજેક્ટ થયેલું હતું. આ એમ ને એમ નથી. નક્કી આખું પ્રોજેક્ટ થયેલું હતું. તેથી આજે રૂપકમાં આવે છે. હા. એટલે આ ક્રમબદ્ધ પર્યાય નથી આ !

# નથી એકાંતે કશું

**પ્રશ્નકર્તા :** તમને ક્રમબદ્ધ પર્યાયની જાણકારી હોય તો પછી પાંચમો આરો, છઠ્ઠો આરો એ આપણને બરાબર ખ્યાલ આવે અને આપણને એમાં મદદરૂપ થાય છે.

**દાદાશ્રી :** ના, પણ એ જરૂર નથી આપણે. પાંચમા આરો ને છઠ્ઠો આરો, આપણે શી જરૂર ? આપણે મોક્ષે જવા સાથે કામ છે કે બીજું કામ છે ? બધું જગત જ આખું ક્રમબદ્ધ છે. ચોથા આરા પછી પાંચમો આવશે, પાંચમા આરા પછી છઠ્ઠો આવશે. ક્રમબદ્ધ મોક્ષને માટે કોઈ હેલ્પ કરતું નથી. ક્રમબદ્ધને જો મોક્ષને માટે લઈ જવું હોય તો શું થાય છે ? એ પછી છે તે નિયતિમાં જતો રહે છે. એકલી જ નિયતિ થઈ ગઈ. પ્રારબ્ધ, પુરુષાર્થ બધું ઉડી ગયું. ભગવાનના કહેલા બધા શબ્દો ઉડી જાય છે. એકલું જ ક્રમબદ્ધ પર્યાય હોય તો તો પછી તીર્થંકરોનાં પાંચ સમવાય કારણ બધું ઉડી જાય છે. બધું શાસ્ત્ર જ ઉડી જાય છે. બધું નિયતિ જ થઈ ગયું !!

આ તો કહેશે, ક્રમબદ્ધ પર્યાય છે બધું ! પછી રહ્યું જ શું ત્યાં આગળ ! ક્રમબદ્ધ પર્યાય હોય તો વાંચવાની શી જરૂર ? તમારે ત્યાં શા હારૂ આવીએ ? તમારા દર્શન કરવાની જરૂર શું અમને ?! પણ માણસને ખબર પડે નહીંને !!

અનાદિકાળથી માર્ગ જ પામ્યો નથી અને માર્ગ સરળ છે, છતાં સરળની પ્રાપ્તિ નથી. એ તો જે જ્ઞાની પુરુષ ડુંગર ઉપર રહીને ડુંગરનું વર્ણન કરે છે, તે જ્ઞાની પુરુષના બધા દાખલા તમને વ્યવહારમાં કામ લાગે અને તે દવા ચાલે તમારી. બાકી શબ્દોની લખેલી કોઈ દવા ચાલે નહીં. શાસ્ત્રની દવા એ છે તે શબ્દોની લખેલી. અગર તો નીચેથી ડુંગરનું, અધવચ્ચે ડુંગરનું વર્ણન કરવામાં આવેલું, પણ એ ફળ આપે નહીં.

❖❖❖❖❖

# (૯)
# પાંચ સમવાય કારણો-નિયતિ...

## નિયતિ વ્યવસ્થિતનો અન્ય પર્યાય ?

**પ્રશ્નકર્તા :** મેં હમણાં એક પુસ્તક વાંચ્યું. એમાં જેને આપણે વ્યવસ્થિત કહીએ છીએ. એને એ લોકો નિયતિ કહે છે. એય કહે છે કે ઉપર ભગવાન જેવું કોઈ બાપોય છે જ નહીં. પણ નિયતિ શબ્દ વાપરે છે. તો નિયતિ અને વ્યવસ્થિત...

**દાદાશ્રી :** એમાં બહુ ફેર.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિતને લોકો નિયતિ સમજી લે છે.

**દાદાશ્રી :** એ ના પાડું છું, નિયતિ નથી આ. આ વ્યવસ્થિત નિયતિ નથી.

**પ્રશ્નકર્તા :** બન્નેમાં ફેર શું ? વ્યવસ્થિત અને નિયતિ એ બેમાં ફેર શું છે ?

**દાદાશ્રી :** બહુ ફેર, નિયતિ તો પછી આ શરીર ઉપરથી માલિકીપણું ઊઠાવી લેવું પડે આપણે. પછી શરીર જે જે ક્રિયા કરે એ બધી નિયતિ

બિલકુલ માલિકીપણાના દાવા વગર, શરીર પછી ખાય-પીવે, વઢંવઢા કરે, મારંમારા કરે, તે બધું નિયતિ. માલિકીપણું હોય ત્યાં સુધી આવું ના કરે. તે નિયતિ નહીં, આ વ્યવસ્થિત છે આ તો.

**પ્રશ્નકર્તા :** નિયતિ અને વ્યવસ્થિત એની વચ્ચે બહુ ગડમથલ થાય છે. સમજાતું નથી બરાબર.

**દાદાશ્રી :** વ્યવસ્થિત છે ને બધા કોઝિઝ ભેગા થાય, ત્યારે વ્યવસ્થિત કહેવાય. નિયતિ એ એક જ કોઝ છે. એવા બીજા કોઝીઝ ભેગા થાય ત્યારે વ્યવસ્થિત થાય.

**પ્રશ્નકર્તા :** નિયતિ માટે એમ કહે છે કે જે થવાનું છે તે થવાનું છે, બધાનું નિર્માણ થઈને આવ્યું છે. બરાબર ! વ્યવસ્થિત બી એમ જ કહે છે કે આપણે ચિંતા નહીં કરવાની, કુદરત, કુદરતનું કામ કરશે.

**દાદાશ્રી :** ના. આ વ્યવસ્થિત એવું કહેતું જ નથી. વ્યવસ્થિત તો શું કહે છે ? થયા પછી, બની ગયા પછી વ્યવસ્થિત કહો.

**પ્રશ્નકર્તા :** હા, પણ બન્યું એ તો યોગાનુબંધથી જ થવાનું છે.

**દાદાશ્રી :** હા. પણ વ્યવસ્થિત એટલે શું, થયા પછી કહો. ગજવું કપાતાં પહેલાં વ્યવસ્થિત બોલાય જ નહીં આપણાથી. એટલે ગજવું કપાયા પછી વ્યવસ્થિત કહેવાય. અને નિયતિ શું કહે છે કે કાર્યનું, આનું નિર્માણ થયેલું છે, પણ એવું નથી. બીજા એવાં બધા સંયોગો ભેગા થાય ત્યારે કાર્ય થાય. નિયતિ થાય તો તો પછી એ તો થઈ રહ્યું ને, ખલાસ થઈ ગયું ને ! વ્યવસ્થિત તો બહુ વસ્તુ સમજવાની છે.

**પ્રશ્નકર્તા :** નિયતિ અને વ્યવસ્થિત, બન્ને વચ્ચે આમ શું તફાવત છે ? એનો વિશેષ ફોડ પાડશો ?

**દાદાશ્રી :** બહુ ફેર છે. વ્યવસ્થિત ચેન્જ થઈ શકે. વ્યવસ્થિત બદલાયા કરે. નિયતિ બદલાય નહીં. એક જ ધારી હોય. નિયતિ એટલે એક ડિસાઈડેડ પોલીસી, એ ત્રણેય કાળ એક જ જાતની પોલિસી પોલિસીમાં ફેર નહીં.

## એક સરખી પ્રવહે એ નિયતિ

**પ્રશ્નકર્તા :** નિયતિ ઉત્પન્ન કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** નિયતિ છે જ, કુદરતી રીતે નિયતિ જ છે. નિયતિ તો આ વહેણ છે બધું આ.... આ મનુષ્યો વહેણમાં ચાલી રહ્યા છે, પ્રવાહમાં. તે નિયતિનાં પ્રવાહમાં છે.

**પ્રશ્નકર્તા :** આપ સમસરણ કહો છો એ ?

**દાદાશ્રી :** સંસાર એટલે સમસરણ. સમસરણ માર્ગ એટલે શું ? નિરંતર વહેતો. વહેતો એટલે નિયતિના આધારે વહેતો. અને નિયતિમાં ફેરફાર ના થાય. વ્યવસ્થિતમાં ફેરફાર થાય. જ્ઞાને કરીને સમજણ પડે ને ત્યારે અવસ્થા બદલાય તેમ વ્યવસ્થિત બદલાય. જેટલું સમજણ પડે એટલું, જેમ અવસ્થા બદલાતી જાય તેમ વ્યવસ્થિત બદલાતું જાય. અને નિયતિ તો તેની તે જ, સમધારણ, એક સરખી જ વહ્યા કરે.

**પ્રશ્નકર્તા :** તો નિગોદમાંથી જીવ આવે, એકેન્દ્રિયમાં આવે, પછી એની પ્રગતિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એની મેળે જ, સહજ, સ્વભાવિક રીતે જ થયા કરવાની. એ વ્યવસ્થિતના નિયમથી બધું થયા જ કરવાનું. ફક્ત અહીં હિન્દુસ્તાનમાં આવ્યા પછી એ વ્યવસ્થિતને નિયતિ જ કહેત, જો કદિ વ્યવસ્થિત કાયમ વ્યવસ્થિત જ રહેતું હોત. તો એ નિયતિ કહેવાત. એટલે કાયમ વ્યવસ્થિત નથી રહેતું. આ હિન્દુસ્તાનમાં આવ્યા પછી અહીંથી બધા વિચારો ફરે છે. અને પછી આમ ચાર ગતિઓમાં જાય છે. એટલે વ્યવસ્થિત કહેવું પડ્યું. બધા કારણો ભેગા થાય ત્યારે વ્યવસ્થિત થાય, નહીં તો નિયતિ જ કહેવાય.

નિયતિ એટલે એની મેળે પધ્ધતસર કુદરત જ એને લઈ જાય ઠેઠ મોક્ષે. કુદરતી રીતે જ એકેન્દ્રિય થાય, બેઈન્દ્રિય થાય, ત્રાણઇન્દ્રિય થાય. પણ આ બધું હિન્દુસ્તાનમાં મનુષ્યો માટે ચાર ગતિ છે.

**પ્રશ્નકર્તા** : કારણકે ડેવલપમેન્ટ અહીં વધારે છે.

**દાદાશ્રી :** અહીં તો ઊંધી ગતિ બાંધતા વાર જ ના લાગે ને ! દાનત જ ઊંધી ગતિનીને ! એ તો ત્યાં આગળ નિયતિ શું કરે બિચારી?

**પ્રશ્નકર્તા :** આ તો જે સંસારની અંદર પરિભ્રમણમાં કોઈપણ એક આપણે આત્મા લઈએ, એક આત્મા નિગોદમાંથી નીકળ્યો તો શું લઈને નીકળ્યો ? પછી નીકળ્યો ત્યારે તો એનું બધું લઈને નીકળ્યો હોય, પહેલેથી જ એનું બધું નક્કી જ હોય, નિશ્ચિત ?

**દાદાશ્રી :** ના. એ નક્કી ના હોય, નક્કી હોય તો તો નિયતિ કહેવાય. નિગોદમાંથી નીકળ્યો ત્યાર પછી આ જીવોને આગળ લઈ જવામાં નિયતિની શક્તિ છે. આ પ્રવહન થયા કરે છે. તે વ્યવહાર રાશિમાં પેઠો, નામ પડ્યું ત્યારથી વ્યવહાર રાશિમાં આવ્યો. તે વ્યવહારમાંથી ધીમે, ધીમે, ધીમે પ્રગતિ કરતું કરતું, તે નિયતિ જ કરાવડાવે છે. નિયતિ કામ કરે છે. પણ ફક્ત અહીં મનુષ્યમાં આવ્યા પછી છે તે અહંકાર ઊભો થાય છે.

**પ્રશ્નકર્તા :** તો નિગોદમાંથી નીકળે ત્યારે શું હોય ? કંઈ ન હોય.

**દાદાશ્રી :** કશું જ નહીં. અહંકાર-બહંકાર કશું ના હોય. આ બધા નર્યા ગુલાબ છે, બટાકા છે, બીજું પછી બેઈન્દ્રિય, ત્રણઈન્દ્રિય એમ થતો થતો બધા જીવો ડેવલપ થાય છે.

**પ્રશ્નકર્તા :** એ બધા શુદ્ધાત્મા છે ?

**દાદાશ્રી :** એ શુદ્ધાત્મા જ છે. શુદ્ધ, પણ ગુલાબને એને પોતાને ભાન નથી. પણ એ ગુલાબમાંથી એને કશું પુરુષાર્થ કરવો ના પડે. એની મેળે આગળ વધ્યા જ કરે. એ નિયતિ જ વધારે.

**પ્રશ્નકર્તા :** પણ નિગોદમાંથી નીકળવાનું મન કેમ થયું ?

**દાદાશ્રી :** મન થવાનું હતું જ નહીં. મન જ ન્હોતું ત્યાં આગળ. મન તો આ મનુષ્યમાં આવ્યા ત્યારે જ મન થયું. આ બીજી પાંચ ઈન્દ્રિયોમાં આવ્યા ને તે પાંચ ઈન્દ્રિયોમાં મનુષ્યો સિવાય જે બીજા છે,

એમનું લિમિટેડ મન છે. અને આ મનુષ્યોને છે તે અન્‌લિમિટેડ મન છે. અને મન આવ્યું એટલે બીજા કર્મો ભેગાં થયાં. તેય પાછું છે તે જેને જેવા જેવા સંજોગો મલ્યા તેવા, જો વિપરીત સંજોગો મળે એટલે, એને જો કુસંગ મળે ત્યારે ઊંધો ચાલે, ત્યારે નર્કગતિમાં જાય. સત્સંગ મલે ત્યારે છતો ચાલે, ત્યારે દેવગતિમાં જાય. મનુષ્યમાં આવ્યા પછી છે તે અહંકાર ઊભો થયો કે બધું આ નર્કગતિમાં હઉ જઈ આવે, સાતેય નર્કમાં ભોગવી આવે પોતાની સ્વતંત્રતા ઊત્પન્ન થઈને. નિયતિમાં સ્વતંત્રતા ના હોય, કોઈ કર્મ કરવાનું પોતાને સ્વતંત્ર રાઈટ ના હોય. અને અહંકાર તો કહેશે 'પછી જે થવાનું હશે તે થશે. પણ આપણે તો કરવાના જ'.

**પ્રશ્નકર્તા :** પણ એને આ નિયતિમાં ડખો કરવાનું કેમ મન થયું ?

**દાદાશ્રી :** આ જોઈને બધું. લોકોને ડખો કરતાં જોયાં એટલે પછી 'હુંય આવું કરું', કહેશે.

**પ્રશ્નકર્તા :** એટલે કોઈ એક આત્મા મનુષ્ય દેહ પહેલી વાર ધારણ કરે, એ પહેલાં એણે લાખ ચોરાશીના ફેરા પૂરા કરી જ લીધા હોય ને ?

**દાદાશ્રી :** બધે ફરીને જ આવેલો છે. એકેન્દ્રિયમાંથી બેઈન્દ્રિય થયો તે ધીમે, ધીમે, ધીમે, ધીમે અને એકેન્દ્રિયમાંથી બેઈન્દ્રિય એમને એમ જ નથી થતાં પાછા. એ પાંચ ઈન્દ્રિયોવાળા, ચાર ઈન્દ્રિયોવાળા, ત્રણ ઈન્દ્રિયોવાળા એકેન્દ્રિય ને ભોગવે છે. હવે ફૂલ છે તે આપણે તોડ્યાં, એટલે ફૂલ છે તે કમાયું, તે એની ગતિ ઊંચી ગઈ, અને આપણે દસ ટકા ખોટ ગઈ, પણ આપણે છે તે બીજી કમાણી વધારે થઈ થોડીક એટલે ફૂલનેય ફાયદો થયો, આપણનેય ફાયદો થયો, હવે આ બધું કોને માટે છે? વચલા વેપારીઓને બધું આ અને છેલ્લે મોક્ષે જવાનું હોય તે ઘડીએ આ ન હોવું જોઈએ, તે અવતારમાં છેલ્લા દસ પંદર વર્ષ આવું ના હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** લાભાલાભ નહીં જોવાનું ત્યાં.

**દાદાશ્રી :** ત્યાં તો અલાભ નામેય કરવાનો જ નહીં, પછી એ તો

સંપૂર્ણ લાભમાં જ આવ્યા. અહીં જ્યાં સુધી વચલો માર્ગ છે ત્યાં સુધી લાભાલાભ જોવાનું ને !

**પ્રશ્નકર્તા :** પણ એનો અર્થ એવો થાયને કે આપણે એ કેવી રીતે ગોઠવાયેલું એ જાણી શકીએ એમ નથી.

**દાદાશ્રી :** બધું જાણી શકીએ. આ પઝલ બધું સોલ્વ થયું છે. હું જાણીને બેઠો છું અને તમને સોલ્વ કરી આપું છું. એ 'પોતે કોણ છું' એવું જ્ઞાન થાય, ભાન થાય ત્યારે છૂટે. એ પ્રતિતિ બેસે, લક્ષ બેસે, અને અનુભવ થાય ત્યારે છૂટે એ, નહીં તો ત્યાં સુધી છૂટે નહીં.

**પ્રશ્નક**ર્તા : એટલે અનુભવ વગર કંઈ થાય જ નહીં ?

**દાદાશ્રી :** અનુભવ વગર કામનું જ નહીં. અનુભવ વગરની વાત જ બધી ખોટી. સાકર ગળી છે, ગળી છે, ગળી છે. પણ આપણે પૂછીએ કે ગળી એટલે શું ? ત્યારે શું કહે એ ? શી રીતે જવાબ આપે એ? જ્યાં સુધી ખાધી નથી ત્યાં સુધી કામનું જ નહીંને !

## નિયતિમાં નથી પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ, નિયતિ દ્વારા નિશ્ચિત થયેલો જ છે કે કેમ ?

**દાદાશ્રી :** નિયતિ દ્વારા નિશ્ચિત થયેલો પુરુષાર્થ તો છે જ. એની કંઈ ભૂલ નથી પણ તે પાછું નિયતિ શું છે, એને એક્ઝેક્ટ સમજવું પડે, નિયતિ શબ્દ બોલવાથી કંઈ સમજાયું કહેવાય નહીં. 'નિયતિ શું છે' એ સમજવું જોઈએ.

જીવો નિરંતર મોક્ષ તરફ વહ્યા જ કરે છે. તેમાં પુરુષાર્થ નિયતિના દ્વારા નિશ્ચિત થયેલો છે. એ વાતમાં તો ભૂલ નથી, પણ મનુષ્યમાં પુરુષાર્થ ઊંધો કરવાની પણ શક્તિ છે જ. મનુષ્ય જન્મમાં અહંકાર છેને, તે અહંકારની વચ્ચે ફાચર ના હોત, તો તો વાંધો ન્હોતો. પણ ઈગોઈઝમ છે ને એટલે નિયતિનેય ફેરવી નાખે છે. મનુષ્ય સિવાય બીજા બધા નિયતિમાં છે. મનુષ્યો એકલા માટે નિયતિમાં પુરુષાર્થ નથી.

**પ્રશ્નકર્તા :** મનુષ્યમાં પુરુષાર્થ નિયતિ દ્વારા નક્કી થયેલું નથી એમ આપ કહો છો ?

**દાદાશ્રી :** નક્કી થયેલું છે. પણ પોતે અહંકારી છે ને એટલે પાછો ઈગોઈઝમ કરે છે, ઈગોઈઝમ નિયતિના વિરૂદ્ધ છે. નિયતિમાં ઈગોઈઝમ સંભવે નહીં. આ ઈગોઈઝમ કરે છે. એવું આપને જોવામાં આવે છે. કોઈ જગ્યાએ ?

**પ્રશ્નકર્તા :** અહમ્ તો વ્યાપેલો જ છે ને બધે !

**દાદાશ્રી :** ના, એ મનુષ્યો એકલામાં જ છે. બીજી જગ્યાએ અહમ્ નથી. બીજે જે અહમ્ દેખાય છે. એ ડિસ્ચાર્જ અહમ્ છે અને અહીં તો ચાર્જ ને ડિસ્ચાર્જ બન્ને અહંકાર દેખાય છે. અહીં આગળ મનુષ્યમાં કર્મ બાંધી શકે છે, એ ચાર્જ અહંકાર છે. અને જે એનું ફળ ભોગવવું પડે છે તે ડિસ્ચાર્જ અહંકાર છે. અને મનુષ્ય સિવાય બીજી ઈતર યોનિઓમાં બધાં ત્યાં આગળ ડિસ્ચાર્જ અહંકાર છે. અહીં ચાર્જ ને ડિસ્ચાર્જ બન્ને અહંકાર છે, એ બન્ને અહંકાર જાય તો મુક્તિ થાય.

**પ્રશ્નકર્તા :** અહમ્ કાઢે તો ફેરવી શકે છે એમ નક્કી થયું ને ?

**દાદાશ્રી :** હા અહમ્ કાઢે તો ફેરવી શકે છે. બધું ફેરવી શકે.

**પ્રશ્નકર્તા :** અહમ્ એવી રીતે નક્કી થયું છે કે અહમેય એના ટાઈમે જ જાય ?

**દાદાશ્રી :** ના, એવું નથી. એના જો સંજોગો ભેગા થઈ જાય, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, આ તમે મને ભેગા થઈ ગયા, તો હું તમને અહંકાર તમારો દૂર કરી આપું એક કલાકમાં જ, સંજોગો અનુસાર છે. સંજોગો ભેગા થઈ જાય તો કામ થઈ જાય. પુરુષાર્થ એનો, પુરુષ થયા પછી રિયલ પુરુષાર્થ ઉત્પન્ન થાય, ઈગોઈઝમ જાય તો અમુક હદ સુધીનો ઈગોઈઝમ ચાલ્યો જાય, જે ઈગોઈઝમ ઓબસ્ટ્રક્ટ કરતો હોય કોઈને, એવો ચાલ્યો જાય ત્યારે રિયલ પુરુષાર્થ ચાલુ થઈ જાય છે.

નિયતિ તો છે જ, નિયતિની બહાર તો જગત હોતું જ નથી. પણ આ મનુષ્યો એકલાં જ છે તે, આમને જ હોસ્પિટલો જોઈએ છે, આ બધા

બાકી કોઈ લોકોને હોસ્પિટલ કશું છે નહીં. આમને જ ગટરો-બટરો બધાની જરૂર છે. ચિંતા વરીઝ, આર્તધ્યાન ને રૌદ્રધ્યાનના કારખાના કાઢેલાં છે. એવું કાઢ્યું છે ખરું ? આર્તધ્યાન ને રૌદ્રધ્યાનના કારખાનાં કોઈએ નહીં કાઢ્યાં હોય ?!

**પ્રશ્નકર્તા :** છે જ, બધામાં છે.

**દાદાશ્રી :** લ્યો, એ જો બંધ થઈ જાય, તો નિયતિમાં આવે. એ સંયોગો જ ભેગાં થાય છે. એ બધા સંયોગો જ એને કરાવડાવે છે આવું બિચારાંને. પોતાના હાથમાં સત્તા નથી, છતાં પોતે કહે છે કે 'હું કરું છું.' હવે જો હુંપણું ના હોત તો કર્તાભાવ ના હોત, 'હું કરું છું' એવું ભાન, એવો અહંકાર ના હોત તો નિયતિ લઈ જાત મોક્ષે.

## બન્ને વચ્ચે ડિમાર્કેશન

નિયતિ જોયેલી ખરી તમે ?

**પ્રશ્નકર્તા :** આપણે આ જોયા તો કરીએ છીએને હમણાં.

**દાદાશ્રી :** કેવી રીતે જુઓ છો, નિયતિ કેવી રીતે દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** પુદ્ગલને આપણે જોયા જ કરીએ છીએ એ નિયતિ જ છે ને !

**દાદાશ્રી :** ના, ના, ના. એવું નથી. એ તો જ્ઞાતા-દ્રષ્ટા ભાવ છે. એ જ્ઞાયક સ્વભાવ છે ને, એ તો આત્માનો સ્વભાવ છે. એમાં નિયતિને કશું લેવાદેવા નહીં. નિયતિ તો સ્વભાવિક રીતે છે જ. નિયતિમાં જ બધું આવી જાય. પણ નિયતિ ને વ્યવસ્થિત એ બે જુદી વસ્તુ છે.

બાકી એકલી નિયતિનો અર્થ લોકોએ શું કર્યો કે આપણે ભય રાખવાનો નહીં. જે ફાવે એવું કરવું (!) તોય મોક્ષે જવાય એ નિયતિ. નિયતિ એટલે કુદરત જ મોક્ષે લઈ જાય છે આપણને. આપણે શી ભાંજગડ તો પછી ?

**પ્રશ્નકર્તા :** તો એ વ્યવસ્થિત જ થયું ને ?

**દાદાશ્રી :** ના, એ વ્યવસ્થિત નહીં. વ્યવસ્થિત તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગાં થયાં ને પરિણામ આવ્યું તે.

વ્યવસ્થિત એ નિયતિ નથી. નિયતિ એ હોય તો તો પછી એ આગ્રહ થઈ ગયો કે ના, આમ જ હોય. હવે આ બધા સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. બધાં સંજોગો ભેગા થાય ત્યારે કાર્ય થાય અને નિયતિ તો આમાનું એક સંજોગ છે. એટલે વન સાઈડેડ નથી આ વ્યવસ્થિત. નિયતિ એ વન સાઈડેડ છે.

વ્યવસ્થિત જુદું છે, પણ નિયતિમાં નથી. લોક પાછું નિયતિ ભણી લઈ જાય. પણ ના, વ્યવસ્થિત છે, છતાં નિયતિમાં નથી.

**પ્રશ્નકર્તા :** નિયતિ અને વ્યવસ્થિત આ બન્નેની ડિમાર્કેશન લાઈન બતાવો ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત ને નિયતિને લેવા દેવા નથી. વ્યવસ્થિતમાં નિયતિ આવી જાય છે. નિયતિમાં વ્યવસ્થિત નથી આવતું

**પ્રશ્નકર્તા :** એ જરા દ્રષ્ટાંત આપીને વધારે બધાને સ્પષ્ટ થાય તેવું સમજાવોને !

**દાદાશ્રી :** આપણે કોઈ પણ પ્રશ્ન કોમ્પ્યુટરમાં નાખવાની જે તૈયારી કરીએ, હવે તેમાં નિયતિ ને પુરુષાર્થ ને એ બધાનો સાથ હોય, ત્યારે એ પ્રશ્ન તૈયાર થાય. એ પ્રશ્ન તૈયાર થયોને કોમ્પ્યુટરમાં નાખ્યો, એટલે કોમ્પ્યુટર જે ફળ આપે છે, તે વ્યવસ્થિત છે. કોમ્પ્યુટર જે આપે છે ને તેમાં કોઈ બીજી કોઈની ડખલ નથી. એ વ્યવસ્થિત છે. એને અમે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કહ્યું.

**પ્રશ્નકર્તા :** નિયતિ તો ખાલી જ્ઞાની પુરુષને જ દેખાય એટલે બધા જ્ઞેયો ઝળકે ત્યારે જ દેખાય, નિયતિ ?

**દાદાશ્રી :** ના. નિયતિ બહુ જુદી વસ્તુ છે. નિયતિ જ્ઞેય નથી. નિયતિ દ્રશ્ય છે.

## નિયતિ છે નિશ્ચિત, પણ નથી બધાં માટે

નિયતિ હોયને તો પછી બંધ આંખે ગાડીઓ ચલાવામાં વાંધો નથી. અને વ્યવસ્થિત શું કહે છે ઉઘાડી આંખે ગાડીઓ ચલાવો અને સાવધાની-પૂર્વક ગાડી ચલાવો અને પછી એક્સિડન્ટ થયો તે વ્યવસ્થિત. અને નિયતિવાળો શું કહે છે, નિયતિ જ છે બધું. એટલે બધાં નિયતિવાળાને હું કહું છું કે બંધ આંખે ચલાવોને ભઈ !

**પ્રશ્નકર્તા :** આ નિયતિ છે તે એમ જ કહે કે આમ બનવાનું જ, એમાં તમારે કંઈ ચિંતા કરવાની છે જ નહીં. તમારે કશું કરવાનું નથી. અને દાદા જેને વ્યવસ્થિત કહે છે, એટલે આમ સરખાપણું લાગે.

**દાદાશ્રી :** ના, નિયતિ એટલે શું, નિયત જ થઈ ગયેલું છે આ, એવું કહેવા માંગે છે. એમાં કંઈ ફેરફાર નથી થાય એવો તો પછી પુસ્તકોની શું જરૂર, જ્ઞાનીની શી જરૂર, દેરાસરની શી જરૂર ? એટલે વ્યવસ્થિત તો શું કહે છે કે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સીસ ભેગા થયા. ત્યાં જે અથડાયું તે ઘડીએ શું ભેગું થયું ? તે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સીસ છે. તે કોઈનો દોષ નથી, આ વ્યવસ્થિત છે. કોઈનો દોષ જોઈશ નહીં. નહીં તો વેર વધ્યા કરશે અને તું સંસારમાંથી બહાર નીકળીશ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ નિયત એટલે ડિસાઈડેડ ને ! નિયત એટલે શું ? પ્રિડિટરમિન્ડ ? ડિસાઈડેડ ઈન એડવાન્સ ?

**દાદાશ્રી :** નિયત થયેલું. ડિસાઈડેડ ! નિયતિ એટલે એની મેળે થયા કરશે, કશું પછી કરવાનું નહીં. આ ટેબલ પર જમવા જઈશ નહીં, કશું કરવાનું નથી. આ તો આપણે કહીએ ને કે ટેબલ ઉપર જમવા ના જઈશ. ત્યારે એ તો ત્યાં જાય છે. એને કહીએ પાણી ના પીશ, ત્યારે ઝટ ત્યાં જઈને પી આવે છે. ત્યારે અલ્યા, આ ઓફીસમાં જવાનું કે નહીં જવાનું ?

કોઈની જોડે આ સરખામણી કરવા જેવી વસ્તુ જ ન હોય. આ

સીમીલિમાં લેવા જેવી વસ્તુ જ ન હોય. સહુ સહુની ભાષામાં બોલે. સમજણ ના પડે એટલે બધું બેસાડી દે છે કે આના જેવું છે, આના જેવું છે. આ પુસ્તકમાં આવ્યું તેના જેવું છે. હોય નહીં આ તો, આ તો અપૂર્વ વાણી. પૂર્વે પરંપરામાં આવી ના હોય એવી આ વાણી ! જગતમાં કોઈ જગ્યાએ હોય જ નહીં. એક અક્ષરેય ના હોય આમાંનો. વન પર્સેન્ટ ના હોય !

## અહંકારીઓથી ન બોલાય નિયતિ

તીર્થંકરોએ સમજણપૂર્વક કહેલું છે, કે અહંકાર છે, ત્યાં સુધી અમારે નિયતિ કહેવાય નહીં.

અહંકારથી ત્રણ વસ્તુ રહ્યા કરે છે, સ્વભાવ, પુરુષાર્થ અને પ્રારબ્ધ. નિયતિ ચોથું અને પાંચમું કાળ તો આમ છે તો આ સ્વભાવ, પ્રારબ્ધ ને પુરુષાર્થ ને એ છે તો તેથી કાળ મુકેલો. નહીં તો નિયતિ તો એની મેળે ચાલ્યા જ કરે. પછી રહ્યું જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** ના, પણ એ તો એવી રીતે તો નિયતિ કામ કરે, એવી તો વાત જ નથી. કારણ કે બધુ અંદર ભેગું થાય છે. સ્વભાવ પણ આવેલો હોય છે. એનું પ્રારબ્ધ પણ આવેલું હોય છે. પુરુષાર્થ પણ આવેલો હોય છે. એ પણ બધુંય એક બીજાના આધારે કાર્ય થાય છે, જેમ આપે કીધું છે ને વ્યવસ્થિત છે બધું !

**દાદાશ્રી :** ના, પણ વ્યવસ્થિત તો આપણે જેને જ્ઞાન મળ્યું છે ને એ કહી શકાય. જેને દૃષ્ટિ સમ્યક્ થયેલી હોય તેને કહેવાય. જેની મિથ્યા દૃષ્ટિ હોય તેને કેમ કહેવાય ? એનો ભરોસો શું મિથ્યાદૃષ્ટિનો ?

**પ્રશ્નકર્તા :** પણ એ કરી શકે કંઈ ? કરવાની તાકાત ખરી એનામાં ? કંઈ પણ કરવું હોય કોઈને, આપે જ્ઞાન ન આપેલું હોય તો ?

**દાદાશ્રી :** મહાવીર ભગવાને કહ્યું કે મિથ્યાદૃષ્ટિ શું ના કરે, કહે છે.

**પ્રશ્નકર્તા :** એ ગમે તે કરે પણ વ્યવસ્થિત હોય એમ જ થાયને, પછી બીજું કંઈ થાય જ નહીં ને ?

**દાદાશ્રી :** ના. એવું અમે વ્યવસ્થિત કહ્યું નથી.

**પ્રશ્નકર્તા :** તો તો પછી એક માણસ ગમે એ કરી શકે, આ દુનિયાની અંદર એક અહંકારી માણસ ગમે એ કરી નાંખે.

**દાદાશ્રી :** કરે જ છે ને !

**પ્રશ્નકર્તા :** એ ક્યાં કરી શકે છે ? નથી જ કરી શકતા.

**દાદાશ્રી :** એવું કાર્ય કરવાની પોતાના હાથમાં સત્તા જ નથીને, આ પરસત્તા છે. કાર્ય કરવાની પરસત્તા છે. પણ કોઝીઝ પોતાના સત્તામાં ખરાંને !

## પાંચ સમવાય કારણો

**પ્રશ્નકર્તા :** પાંચ સમવાયમાં વ્યવસ્થિત શક્તિ તે એમાં સમાય છે કે વ્યવસ્થિત શક્તિ અલગ છે ?

**દાદાશ્રી :** પાંચ સમવાય જુદા છે, અને આ વ્યવસ્થિત તો જુદી વસ્તુ છે. સમવાયમાં તો પુરુષાર્થ અને પ્રારબ્ધ બન્ને આવ્યા. અહીં પુરુષાર્થને એવું તેવું ના હોય. એટલે આ જુદી વસ્તુ છે વ્યવસ્થિત. પુરુષાર્થ જ્યાં હોય ત્યાં નવા કર્મ બંધાય, અને વ્યવસ્થિતમાં કર્મ બંધાય નહીં. આ સમવાય હોય ત્યાં કર્મ બંધાય. સમવાયમાં કર્મ બંધાય. સમવાય તો એવું કહેવા માંગે છે કે આ પાંચ કારણો ભેગા થશે તો જ કાર્ય થશે, નહીં તો નહીં થાય, એટલું જ કહેવાનું. બીજું કશું કહેવા માંગતા નથી. પણ સમવાયમાં અહંકાર હોવાથી ક્રમિકમાર્ગમાં છે, એટલે એ અહંકાર તે કર્મ બાંધે. આપણે અહીં વ્યવસ્થિતમાં કર્મ બાંધવાના નહીં, જે છે એને ઉકેલે છે.

**પ્રશ્નકર્તા :** સમવાયમાં કર્મનો અભાવ પણ આવે છે ને !

**દાદાશ્રી :** હા, એ તો આ છે તે કર્મ અને કર્મનો અભાવ બેઉ ખરું

છે. પણ વસ્તુ સ્થિતિમાં પાંચ ભેગા થાય તો કાર્ય થાય. પણ તે અહંકાર હોવો જોઈએ, કહે છે. તે આમાં પુરુષાર્થ છે નહીં વ્યવસ્થિતમાં.

**પ્રશ્નકર્તા :** કર્મ બાંધતી વખતે પણ પાંચ સમવાયો છે અને કર્મ છોડતી ભોગવતી વખતે પણ પાંચ સમવાયો છે.

**દાદાશ્રી :** હા, પણ તોય વ્યવસ્થિત છે તે આ સમવાય ન્હોય. એ સમવાય ભોક્તાનો સમવાય જુદો છે અને કર્તા-ભોક્તાનું બેઉનું ભેગું સમવાય જુદું છે. ભોક્તાનું સમવાય નિર્જીવ છે અને કર્તા-ભોક્તાનું સજીવ અને નિર્જીવ બન્ને સમવાય છે. એટલે આ જુદું છે, આ વ્યવસ્થિત જુદું છે બધાનું. એ સમજાય છે ? આ વ્યવસ્થિતમાં સમવાય કારણો આવી જાય.

## ફેર, પૂર્વકર્મ અને નિયતિમાં

**પ્રશ્નકર્તા :** પાંચ કારણોથી કાર્ય થાય છે, કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકર્મ અને પુરુષાર્થ. હવે પૂર્વકર્મ અને નિયતિ એ બે શું છે એમ ? એ બેય એક જ છે કે જુદા જુદા છે ?

**દાદાશ્રી :** જુદા જુદા છે ત્યારે ભગવાને જુદા લખ્યા છે. જુદા છે માટે જુદા લખ્યા.

**પ્રશ્નકર્તા :** તો આ નિયતિ અને પૂર્વકર્મ એ સંબંધી હવે આપ સમજાવો. એ બે જુદા કેમ છે ?

**દાદાશ્રી :** નિયતિ કુદરતી પ્રવાહ છે. આ જીવમાત્ર પ્રવાહમાં જ છે નિરંતર, એ પરિવર્તનશીલ જ થયા કરે, અને પૂર્વકર્મ પોતે અહંકારે કરીને ડખલ કરેલી છે. ચાલુ પ્રવાહમાં પોતે ડખલ કરી, અહંકારે કરીને. એનું નામ પૂર્વકર્મ.

**પ્રશ્નકર્તા :** પણ પ્રવાહ એ જીવને કેમ લાગે-વળગે છે ?

**દાદાશ્રી :** જીવ પ્રવાહમાં જ છે એ.

**પ્રશ્નકર્તા :** હા, પ્રવાહમાં છે. પણ પૂર્વકર્મ એને નડે છે એમ આપણે કહીએ છીએ.

**દાદાશ્રી :** પૂર્વકર્મ આપણે કરીએ છીએ તો નડે છે. ડખલ ના કરીએ તો કશું વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** ના, ના. એટલે કે એ સુખ-દુઃખની લાગણી અનુભવે છે જીવ. શુભકાર્યથી શુભકર્મ અને અશુભથી અશુભ એમ.

**દાદાશ્રી :** એ તો જીવ હોય છે ત્યાં સુધી. પછી લાગણી અનુભવે નહીં. સુખ-દુઃખ ક્યાં સુધી ? 'હું ચંદુભાઈ છું', ત્યાં સુધી સુખ-દુઃખની લાગણીઓ અનુભવે. 'હું ચંદુભાઈ' ગયું તો થઈ રહ્યું. એક ફેરો તમે આત્મારૂપ થઈ ગયા એટલે થઈ રહ્યું. એક સેકન્ડ પણ 'હું આત્મા છું' એવું એને ખ્યાલ બેઠો, તો થઈ રહ્યું, ખલાસ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** એટલે એ તો જાણે સમજાય એવું છે, હવે નિયતિ જે છે એ જીવને શું અસર કરે છે ?

**દાદાશ્રી :** એ તો કામ કર્યા જ કરે છે. નિરંતર એ બાજુ પ્રવાહમાં લઈ જ જાય છે, આગળ એ જો વચ્ચે ડખલ ના હોત ને તો મોક્ષે સીધું લઈ જાત.

**પ્રશ્નકર્તા :** જીવે કંઈ કરવા જેવું ખરું કે નહીં ?

**દાદાશ્રી :** કશું કરવા જેવું હતું જ નહીં. પણ આ બુદ્ધિ ઊભી થઈને એટલે અહંકાર ઊભો થાય છે. અને અહંકાર ઊભો થાય છે તે આ ડખલ કરે છે. જો બુદ્ધિ ના વપરાય તો કલ્યાણ થઈ જાય, પણ બુદ્ધિ વપરાયા વગર રહે નહીં ને, એ બુદ્ધિ છે તો. આ મારા જેવાને બુદ્ધિ જતી રહી હોય ત્યાર પછી વાંધો નહીં. તે પ્રવાહમાં જ આવ્યો. પ્રવાહ એટલે ઉદય કર્મને આધીન. ઉદય કર્મને આધીન એકલું જ રહેવું એનું નામ પ્રવાહમાં. એ મોક્ષે જાય સીધો. પણ ઉદય કર્મને આધીન થઈને રહેતો નથીને, પોતે સળી કરે પાછો. એ પ્રવાહ જે છે તે નિયતિનો છે, એટલે આ મારામાં બુદ્ધિ જતી રહી એટલે હવે મારે મોક્ષે ના જવું હોય તોય જવું પડે.

**પ્રશ્નકર્તા :** તો નિયતિ એ ઊંચે જ લઈ જાય કે નીચે પણ લઈ જાય ?

**દાદાશ્રી :** ના, નિયતિ નીચે લઈ જતી નથી, એ તો અહંકારની ડખલ છે બધું. નિયતિ તો આગળ જ લઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ નિયતિ એટલે કર્મની નિર્જરાને !

**દાદાશ્રી :** ના, નિયતિ તો એને આગળ લઈ જાય એટલું જ. કર્મ કરાવડાવે એ, અને ભોગવડાવે, નિર્જરાય કરાવડાવે એ. પણ આપણી ડખલ ના હોય તો. આપણી પાકી ડખલ, હું કમાયો. આ વર્લ્ડમાં કોઈ કમાયેલો ખરો ? સંડાસ જવાની શક્તિ હશે કોઈને આ દુનિયામાં ? એ ડખલ કરી.

**પ્રશ્નકર્તા :** એટલે નિયતિએ શું કર્યું ? એણે શક્તિ આપી, સંડાસ જવાની શક્તિ આપી ?

**દાદાશ્રી :** નિયતિ કરી રહી છે. તમારું સંડાસ-બંડાસ. તમારે કશું કરવાની જરૂર જ નથી, નિયતિ જ બધું કામ કરી રહી છે. સવારમાં ઊઠાડે છે તે નિયતિ, ઊંઘાડે તે નિયતિ, બધું નિયતિ જ કરી રહી છે. માણસે કશું કરવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** તો પૂર્વકર્મ કરી રહ્યું છે એમ નહીં કહેવાય ?

**દાદાશ્રી :** પૂર્વકર્મ તો, પૂર્વકર્મ બોલવાનું ને, એ જોખમ છે. બોલવાનું નહીં, પૂર્વકર્મને આધીન રહેવાનું તમારે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે એ જ કહું છું કે પૂર્વકર્મને આધીન રહેવાનું એ તો આપણે સમજીએ છીએ. પણ એમાં નિયતિ એ શું કરે છે ?

**દાદાશ્રી :** હા, પણ આધીન રહેવાનું. પછી સળી ના કરો તો વાંધો નહીં. પૂર્વકર્મના આધીન રહોને, એ નિયતિમાં આવ્યાં, અને પૂર્વકર્મના આધીન ના રહો, અને ડખલ કરો તો તમે ડખલમાં પેઠા. ડખલ કર્યા વગર રહે નહીં આ લોકો, નહીં ? ચા મોળી આવી તો તમે શું કરો ? પૂર્વકર્મના આધીન ચા મોળી આવી આ, રોજ સરસ આવે છે, તો પછી તમે શું કરો તે ઘડીએ ? 'અલ્યા શું કરો છો, તમારામાં

ભાન નથી ચા તો મારી મોળી આવી', એ આ ડખલ કરી કે પાછો સંસાર વધ્યો !

એટલે કૃપાળુદેવે કહ્યું કે 'જીવતા મરે તો ફરી મરવું ના પડે.' એ નિયતિના હાથમાં ગયું. જીવતા મરી જવું જોઈએ. પ્યાલા ફૂટ્યા પણ મહીં કશી અસર ના થવી જોઈએ. લાખ રૂપિયાનું ગજવું કપાયું પણ એ અસર ના થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ દરેકે દરેક જીવને નિયતિ પ્રમાણે કાર્ય કરવાનું એટલે એને કંઈ કરવાનું હશે બીજું સંસારમાં !

**દાદાશ્રી :** નિયતિ પ્રમાણે કરે તો તો બહુ સારું. ડખલ ના કરે તો, પણ ડખલ કર્યા વગર રહે નહીં ને. અજ્ઞાનની ભ્રાંતિવાળો છે ને ! ભ્રાંતિ છે એટલે એ ડખો કરે છે.

કૃપાળુદેવે કહ્યું છે કે જ્ઞાની પુરુષ ઉદય કર્મને આધીન રહે. એનો અર્થ શું તમને સમજાય છે ? પોતાપણું ના હોય. અને આ પૂર્વકર્મ ને પુરુષાર્થ બે પોતાપણું છે.

પોતાપણાથી આ નિયતિ બગડે છે, નહીં તો મોક્ષે જ જાય સીધો. ત્યાંથી નીકળ્યો કે સીધો મોક્ષે જ ચાલ્યો જાય. પણ પોતાપણું આવે છે ને ! જોયેલું કે નહીં પોતાપણું ! પાંચ લાખ કમાયો કે છાતી કાઢીને ફરે અને ખોટ ગઈ ત્યારે ભગવાને ઘાલી. માય સ્ટાર્સ આર નોટ ફેવરેબલ, મારો ઉદયકર્મ, નસીબ અને કમાયો ત્યારે ઉદયકર્મ નથી બોલતો !

**પ્રશ્નકર્તા :** નિયતિ, કર્મ અને પ્રારબ્ધ, એક છે કે જુદું ?

**દાદાશ્રી :** જુદું જ છે. સંસારનો જે અનાદિ પ્રવાહ છે તે નિયતિમાં જ રાખે છે. પણ કર્મ વચ્ચે આવ્યું તેથી જીવ મોક્ષે જતો નથી. કર્મ વચ્ચે ના હોત તો બધાં નિયતિને આધારે મોક્ષે જાત. કર્મ જુદું છે અને પ્રારબ્ધ એ કર્મનું ફળ છે. મનુષ્ય ના હોત તો નિયતિ એને મોક્ષે જ લઈ જાત. મનુષ્યો અંતરાય છે. મનુષ્યમાંથી અધોગતિમાં જઈ શકે છે, ઊર્ધ્વગતિમાં જઈ શકે છે ને મોક્ષમાંય જઈ શકે !

## ફરે પ્રારબ્ધ, ફરે ન નિયતિ

**પ્રશ્નકર્તા :** એટલે આ કુદરતને જ્યાં સુધી લાગતું-વળગતું છે ત્યાં સુધી નિયતિ અને આ મનુષ્યોનાં ચક્કરમાં આવ્યા પછી તે પ્રારબ્ધ કહેવાય ? ત્યાં આગળ નિયતિ ના રહે ? મનુષ્યો કર્તાપદમાં આવ્યા પછી નિયતિ ના રહે ? ત્યાં પછી પ્રારબ્ધ આવે ?

**દાદાશ્રી :** પ્રારબ્ધ તો પોતે અહીં આગળ જે કર્યું ને, ડખો કર્યો તેનું ફળ આવ્યું. સ્ટેશને ગયો ને સ્ટેશન ભેગું થયું. અને કહે, સૂઈ રહ્યો તો સ્ટેશન ભેગું ના થયું. નિયતિ વસ્તુ જુદી છે, ફેરફાર જ ના થાય એનું કોઈ, આઘું પાછું જ કોઈ કરી શકે નહિ.

**પ્રશ્નકર્તા :** તો પ્રારબ્ધમાં ને નિયતિમાં, બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** બહુ ફેર.

**પ્રશ્નકર્તા :** એ સમજાતું નથી જરા.

**દાદાશ્રી :** પ્રારબ્ધ તો રીએકશન છે. એકશન કરેલું ને, તેનું રીએકશન આવ્યું. નિયતિ રીએકશન નથી. નિયતિ તો ભવિતવ્યતા છે. પ્રારબ્ધમાં ને એમાં બહુ ફેર.

કેટલાંક માણસો કામ ઓછું કરે અને ફળ બહુ ઊંચું મળી જાય, તો એ ભવિતવ્યતા, એને નિયતિની મદદ હોય છે. હા. એ પ્રારબ્ધનું નથી ત્યાં આગળ. પ્રારબ્ધનું તો અમુક જ ફળ મળવું જોઈએ. જ્યારે આને બહુ ઊંચું મળ્યું તે, ત્યાં નિયતિ કહેવાય. નિયતિ વન ઓફ ધ કોઝ વ્યવસ્થિતમાં. વ્યવસ્થિતનાં જે કારણો છે એમાંનું એક કારણ છે નિયતિ. તે નિયતિ હોવું જ જોઈએ, પ્રારબ્ધ-પુરુષાર્થ બધું હોવું જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** પ્રારબ્ધને વ્યવસ્થિતનું વન ઓફ ધી ફેકટર છે એવું ના કહેવાય ? એક સંયોગ ના કહેવાય ?

**દાદાશ્રી :** પ્રારબ્ધ અને બધા સંયોગો ભેગા થાય ત્યારે વ્યવસ્થિત થાય. આ નિયતિ એમાં સંયોગ પણ વ્યવસ્થિત મોટું, નિયતિ નાનું.

આપણે સાધારણ કહીએ કે, વ્યવસ્થિત હશે તો થઈ રહેશે. પણ નિયતિ હશે તો થઈ રહે, એવું ના બોલાય આપણાથી.

## જુદાં છે નિયતિ અને ક્રમબદ્ધ પર્યાય

**પ્રશ્નકર્તા :** નિયતિ અને ક્રમબદ્ધ પર્યાય એક જ છે ?

**દાદાશ્રી :** ના. નિયતિ અને ક્રમબદ્ધ પર્યાય એક છે નહીં, બે જુદા છે. એ વાત જ જુદી છે. નિયતિ તદ્દન જુદી છે અને બિલકુલ સગાઈ જ નથી એને. તેને આ લોકો ઝાલી બેઠા છે ! નિયતિ એ બિલકુલ તદ્દન, નિયતિ વસ્તુ અમે તમને કહીએ, એ તો સમજવું આ લોકોનું કામ જ નહીં; કોઈ આચાર્ય મહારાજનું કામ નહીં, નિયતિ શું છે તે ! નિયતિ બોલે ખરા, પણ સરખામણી કરે આની જોડે, ક્રમબદ્ધ પર્યાયની જોડે વ્યવસ્થિત જોડે, પ્રારબ્ધ જોડે, પણ ના થાય. એ અજોડ વસ્તુ છે નિયતિ તો. કશું જ ચાલે નહીં ત્યાં આગળ ! આ બધું કલ્પિત. નિયતિ કલ્પિત નથી. એ વસ્તુ છે. પણ એને જાણવા માટે શબ્દ મૂક્યો છે કલ્પિત.

નિયતિ તદ્દન જુદી વસ્તુ છે, એ તો કુદરતી છે અને પ્રારબ્ધ, ક્રમબદ્ધ પર્યાય, એ તો આપણે કલ્પિત ગોઠવેલા છે અને પેલી ગોઠવણી છે, પણ કુદરતી છે એ વસ્તુ, નિયતિ !

## સમુચ્ચય કારણોમાંનું 'એ' એક કારણ

**પ્રશ્નકર્તા :** આપશ્રી એ કહ્યું કે જીવનમાં બધું 'વ્યવસ્થિત' ગોઠવાયેલું છે. તો પછી જે તે વ્યક્તિનો મોક્ષ પણ અમુક સમયે નિશ્ચિત હોય કે નહીં ? કે પછી તેનાં માટે મનુષ્યની પોતાની આગવી શક્તિ જોઈએ ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત તો છે જ જગત, પણ આપણે સ્કૂલમાં ભણવા જવું અને પછી વાંચીએ. અને પછી નાપાસ થઈએ એનું નામ વ્યવસ્થિત. પણ વાંચીએ જ નહીંને, પછી નાપાસ થઈએ એ વ્યવસ્થિત ના કહેવાય. આપણે આપણું કામ કર્યે જવાનું, અને જો મોક્ષ મળે તો સાચો, ના મળે તો કંઈ નહીં, એટલે એવું નથી, કે તમારે મોક્ષને માટે દોડધામ કરવાની.

જો સહેજાસહેજ મળી આવે, તો પ્રાપ્તિ કરવી. નહીં તો ત્યાં જંગલોમાં દોડધામ કરવાની જરૂર નથી. આપણી ફરજો બજાવવાની છે.

**પ્રશ્નકર્તા :** જે ક્ષેત્રે, જે સમયે જે કંઈ થવાનું છે એ થાય છે જ. તો પછી એમાં શુદ્ધાત્માનું શું કાર્ય રહ્યું ?

**દાદાશ્રી :** એ ખોટી વાત છે.

**પ્રશ્નકર્તા :** એટલે કે બનવાનું છે એ નિશ્ચિત હોય છે ને ?

**દાદાશ્રી :** નિશ્ચિત હોતું જ નથી. અનિશ્ચિતેય હોતું નથી. નિશ્ચિતમાં રહે ત્યારે નિયતિ થઈ જાય પછી. આ ફેડરલ કોઝ છે. આપને સમજાયું?

**પ્રશ્નકર્તા :** નથી બેસતું. કારણ કે જે થવાનું છે તે થવાનું જ છે. પછી એમાં શુદ્ધાત્માનું શું ?

**દાદાશ્રી :** તો પછી આ બધી સ્કૂલો ને આ બધું શેને માટે ? ધર્મ શા માટે ? ઉપદેશ શા માટે ? આ તો નિયતિ એકલું થઈ જાય પછી.

**પ્રશ્નકર્તા :** તો એકલું નિયતિવાદ નથી ?

**દાદાશ્રી :** નહીં, નહીં. નિયતિવાદ હોત તો પછી જોઈતું'તુ જ શું ? કશું કરવાનું જ નથી રહેતું ને ! એવું નથી. આ બધું સમુચ્ચય કારણથી બનેલું છે.

**પ્રશ્નકર્તા :** પણ પુદ્ગલનું પરિણમન થાય છે, જે પર્યાયોમાં થાય છે એ તો નિયતિવાદ પ્રમાણે જ થાય છે ને ?

**દાદાશ્રી :** ના, નિયતિવાદ પ્રમાણે નહીં. નિયતિને એને લેવાદેવા નથી. નિયતિ વન ઓફ ધી મેમ્બર ઓફ ધ પાર્લામેન્ટ (સમુચ્ચય કારણોમાંનું એક કારણ) છે. અને પુદ્ગલ તો સ્વાભાવિક છે. પુદ્ગલની અવસ્થાઓ થાય છે. ને અવસ્થાઓ સ્વાભાવિક બદલાયા કરે છે. નિયતિવાદને કશું લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્ગલની અવસ્થાને કોઈ બદલાવી શકે નહીં ?

**દાદાશ્રી :** પુદ્ગલ બદલાયા કરે, નિરંતર બદલાયાં જ કરે છે.

**પ્રશ્નકર્તા :** તો આત્મા પુદ્ગલની સ્થિતિને બદલાવી શકે ?

**દાદાશ્રી :** નહીં, એ તો સ્વભાવથી જ બદલાય છે, એમાં આત્મા કશું ના કરી શકે.

**પ્રશ્નકર્તા :** આ કર્મો, પુદ્ગલે જે કર્મો બાંધેલા છે. તેમાં આત્મા કંઈ ફેરફાર કરી ના શકે ?

**દાદાશ્રી :** ના, કશું ના કરી શકે. દરેક પોત પોતાના સ્વભાવમાં છે. પુદ્ગલ પુદ્ગલના સ્વભાવમાં છે. આત્મા આત્માના સ્વભાવમાં છે. બેઉ જુદા જુદા પોતપોતાના સ્વભાવમાં છે. ભ્રાંતિથી આવું ભાસે છે એને કે 'હું કરું છું' એટલું જ. બાકી કશું કર્તા નથી. પોતે કશું કર્તા નથી.

કયા વાક્યોનો ખુલાસો થયો તમને ? કંઈ ખુલાસો થયો તમને ?

**પ્રશ્નકર્તા :** નિયતિવાદ ને ક્રમબદ્ધ બધું ચાલે છે આ. તમારું કહેવાનું છે કે આવું નથી એમ ?

**દાદાશ્રી :** આ છે તે સમુચ્ચય કારણોથી છે. નિયતિવાદ એક એમાંનું કારણ છે. પાર્લામેન્ટરી પદ્ધતિ છે. એમાં નિયતિવાદ એક મેમ્બર છે. એ કંઈ બધું નથી ચલાવતા.

**પ્રશ્નકર્તા :** બધું ચાલતું નથી ?

**દાદાશ્રી :** ના, ના. બધું ચાલતું નથી. તો તો કરવાનું કશું રહેતું નથી ને ! આ તો પદ્ધતિમાં એક મેમ્બર છે.

**પ્રશ્નકર્તા :** પણ પૂર્ણપણે નહીં ?

**દાદાશ્રી :** ના. પૂર્ણ સત્તા નહીં, પૂર્ણ સત્તા કોઈની છે જ નહીં. આ વર્લ્ડમાં કોઈ એવો જન્મ્યો નથી કે જેની સત્તા હોય. આત્માનીય સત્તા નથી ને પુદ્ગલનીય સત્તા નથી. કોઈની સત્તા જ નથી. સત્તા એકની હોત તો ઈગોઈઝમ કરત. આ તો કોઈ ઈગોઈઝમ કરી શકે એમ છે જ

નહીં. અને આ જેટલા ઈગોઈઝમ કરે છે એ તો ભ્રાંતિ છે ખાલી. જ્યાં પોતે નથી, જ્યાં પોતે કર્તા નથી, ત્યાં કહેશે 'હું કરું છું' એવી ખોટી રોંગ બિલીફ છે આને !

**પ્રશ્નકર્તા :** એટલે આ ક્રમબદ્ધ પર્યાય જે ચાલે છે એ આખી ખોટી વસ્તુ થઈને ?

**દાદાશ્રી :** ક્રમબદ્ધ પર્યાયમાં જ છે તો આ પાર્લામેન્ટરી પદ્ધતિ આવી જાય છે, એ શબ્દની અંદર જ આવી જાય છે. ક્રમબદ્ધ એટલે જ પાર્લામેન્ટરી પદ્ધતિ. નિયતિવાદ હોત તો એકલું નિયતિવાદ બોલવું જ પડત.

**પ્રશ્નકર્તા :** ક્રમબદ્ધને જ નિયતિવાદ બોલવું પડેને ?

**દાદાશ્રી :** ના, ના, ક્રમબદ્ધ તો એનો નિયમ એવો છે કે, નિયતિવાદને ને ક્રમબદ્ધ એને લેવા દેવા નથી. ક્રમબદ્ધ એટલે શું કે પુદ્‌ગલ એની રીતે ક્રમે ક્રમે એનું જે ક્રમબધ્ધ થયું છે તે ક્રમબદ્ધના આધારે ચાલે અને આત્માય ક્રમબદ્ધ પર્યાયમાં છે ! પુદ્‌ગલના ક્રમબદ્ધ પર્યાય છે એમાં નિયતિને લેવાદેવા નથી. નિયતિ બન્નેને ભેગાં થયા પછી સ્પર્શે છે.

## અનાદિથી વહેતો કુદરતી પ્રવાહ...

**પ્રશ્નકર્તા :** માણસને આ કેમ આવે છે ને જાય છે. એને આવું કેમ થાય છે. કયું તત્વ છે જે એને એ કરે છે ?

**દાદાશ્રી :** એ પોતે જાણતો નથી, કે પ્રવાહમાં પોતે વહી રહ્યો છે એટલે જેટલું ગયું એટલું દેખાય છે અને નવુ આવે એ દેખાતું નથી. જેમ ગાડીમાં બેઠેલો માણસ જેટલુ ગયું એટલુ જ દેખે. પછી નવું આવે એ દેખાય નહીં, એવી રીતે આ વહી રહ્યો છે. જગત એટલે અનાદિ પ્રવાહ. અનાદિ પ્રવાહમાં વહી રહ્યો છે અને ખરેખર પોતે વહી રહ્યો નથી એ પ્રવાહ એને લઈ જાય છે. પણ જ્ઞાતા-દ્રષ્ટા પોતે છે. એટલે પ્રવાહ જ્યાં સુધી બંધ થાય ત્યાં સુધી એને આમ ઉપાધિ રહેવાની એટલે આ પ્રવાહ બંધ થાય ત્યારે એને મોક્ષ કહે છે.

અનાદિ પ્રવાહ છે આ. અને તે કુદરતી પ્રવાહ છે. એને નિયતિ કહેવામાં આવી. નિયતિનો પ્રવાહ છે આ. હવે આ પ્રવાહમાં તો ચંચળતા હોય. અને પોતે ચંચળ થયો માટે ચંચળ થયુ. પ્રવાહ બંધ થઈ જાય, પોતે સ્થિર થયો કે બધું સ્થિર થઈ જાય. પ્રવાહમાં જે જ્ઞાન હોય, તે રિલેટિવ જ્ઞાન હોય, ઉત્પન્ન થાય, વિનાશ થાય, ઉત્પન્ન થાય વિનાશ થાય.

અને જો પ્રવાહ પૂરો થઈ રહ્યો તો રિયલ જ્ઞાન થયુ. ત્યાં પોતે જ, રિયલ જ્ઞાન પોતે છે અને રિલેટિવ જ્ઞાન કલ્પના છે. વાત ટૂંકી છે. સમજવાની જરૂર છે એટલે કંઈ પથ્થરથી તાળાં ઊઘડે નહીં પથ્થર માર-માર કરીએ તો તાળાં ઊઘડે ?

**પ્રશ્નકર્તા :** તૂટી જાય એ તો, ઊઘડે નહીં.

**દાદાશ્રી :** એ તો કૂંચી જોઈએ.

## અહંકાર રઝળાવે પ્રવાહમાં

નિયતિ એટલે પ્રવાહ. આ જગત પ્રવાહમાં છે, તે પ્રવાહ તો ચાલુ જ છે. એ પ્રવાહથી તો આગળ વહી રહ્યો છે એ પાછું જ્ઞાન એને મળી રહ્યું છે, એમ કરતાં કરતાં મોક્ષે જાય છે. અહંકાર તો ફક્ત એને રઝળાવે ચાર ગતિઓમાં.

**પ્રશ્નકર્તા :** એ દાદા રઝળાવતાં રઝળાવતાં એને પછી વ્યવહારિક જ્ઞાન થાય છે ને કે આ રઝળ્યો હતો. અહીંયા રઝળ્યો હતો ત્યાં રઝળ્યો હતો.

**દાદાશ્રી :** એ વ્યવહારિક જ્ઞાન જ એને પછી સમભાવમાં રાખે ને !

**પ્રશ્નકર્તા :** એ જ જ્ઞાનીપુરુષ પાસે લઈ આવે કે હવે આ બધું રઝળવું નથી.

**દાદાશ્રી :** એય કેટલી પુણ્યૈ હોય ત્યારે મને ભેગો થાય છે. ભેગો જ કેવી રીતે થયો !

**પ્રશ્નકર્તા :** ભેગો થઈને પાછો પામે.

**દાદાશ્રી :** હા પામે.

**પ્રશ્નકર્તા :** નહીં તો નય પામે.

**દાદાશ્રી :** પામ્યા પછી એ ભૂલી જાય, બીજે દહાડે આવવાનું ભૂલી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે અમુક માણસને અમુક જ્ઞાન થાય છે, કોઈની સમજણ ઓછી છે, કોઈની સમજણ વધારે છે, એ બધું. એ શેના આધારે ? એ નિયતિ ખરી કે નહીં ?

**દાદાશ્રી :** નિયતિ તો મૂળમાં છે જ. બીજુ સંજોગો કામ કરે છે. એ સંજોગોમાં નિયતિ તો છે જ. પણ બીજા સંજોગો ભેગા થઈને કાર્ય થાય. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સમાં નિયતિ આવી ગયું.

## સંઘર્ષ ગતજ્ઞાન ને વર્તજ્ઞાન વચ્ચે

નિયતિ એટલે શું ? ત્યારે કે પ્રવાહ રૂપે જેમ આ નદી વહેતી હોય ને, તેમ વહ્યા જ કરવું, વહ્યા જ કરવું. તે આ જીવ માત્ર વહ્યા કરે છે. તેથી હું કહું છું ને કે ગયા અવતારમાં તમે અગિયારમા માઈલમાં હતા, અત્યારે તમે બારમાં માઈલમાં આવ્યા. વહેણમાં હોવાથી અગિયારમાં માઈલમાં તમે જે જોયું હતું, જે સ્થિતિમાં હતા, ત્યાં તમને જે પ્રતીતિ બેઠી હતી, શ્રદ્ધાઓ બેઠી હતી, તે ડુંગરાળ દેશમાં. અગિયારમાં માઈલમાં ડુંગરા હતા અને બારમા માઈલમાં છે તે આંબાની કેરીઓની વાડીઓ બધી. હવે ડુંગરાળ દેશમાં તમે નક્કી કરેલું કે આપણે તો આ ઝુંપડું હોય ને એનાથી બધું ચલાવી લેવું. અને ચોરીઓ કરીને ખાવું. હવે બારમા માઈલમાં તમે આવ્યા ત્યારે ચોરીઓ કરીને ખાવાનું તમારું ચાલુ થયું. કારણ કે ત્યાં તમે પ્રતીતિ કરેલી, એ પ્રતીતિનું પરિણામ અહીં આગળ આવે. કારણ કે યોજના રૂપે હતી. યોજના બીજા અવતારમાં જ રૂપકમાં આવે. યોજનાને કોઝિઝ કહેવાય છે. અને રૂપકમાં આવે એ કાર્ય કહેવાય, ઈફેક્ટ કહેવાય. તે આ બીજા અવતારમાં આવે ત્યારે પેલો છે

તે ચોરીઓ ત્યાં આગળ કરે, અલ્યા આ સરસ ખાવા પીવાનું છે આટલી બધી મૂઆ ચોરીઓ શું કરવા કરું છું ? ત્યારે કે એની બેસી ગયેલી છે શ્રદ્ધા.

હવે ત્યાં ઘર્ષણ મહીં થયા કરે એને પોતાને. લોક કહેશે, અલ્યા વાડીઓ છે, બધું જ છે, આ શું ચોરીઓ કરવાની ? શા હારુ ? એને પોતાને સમજાય કે સાલું આ ખાલી ખોટું કરું છું. એટલે મનનું ઘર્ષણ રહ્યા કરે કે આ જૂનું મન છે એ ડિસ્ચાર્જ થઈ રહ્યું છે તે અને નવું જે ચાર્જ થઈ રહ્યું છે, બેના જ્ઞાનમાં ફેર છે. પેલું પેલા જ્ઞાનના આધારે છે અને આજના જ્ઞાનમાં આ છે. એટલે જ્ઞાનનું આ ઘર્ષણ છે બધું. બધું જ્ઞાનથી ઊભું થયેલુ છે. મનુષ્ય માત્રને સંઘર્ષણ છે. એ આ જ્ઞાનને લઈને ડિફરન્સ ઓફ નોલેજ. પ્રતીતિ જ્ઞાન પેલું છે જે આજે રૂપકમાં છે અને જાણેલું જ્ઞાન આજનું આ છે.

એક માણસ સાહેબ હોય મોટો, હવે એની બઈ વઢ વઢ કર્યા કરે. 'તમારા બધા ભઈબંધે બંગલા બાંધ્યા, તમે એકલા મોટા હરિશ્ચંદ્ર થઈ ગયા છો, તે આપણે આ એની એ જ ઓરડીમાં રહીએ ! અત્યારે આ પગારમાં પૂરું થતું નથી'. ત્યારે પેલો શું કહે ? 'તે આપણે દોષ કરીને શું કામ છે તે ? તું અમથી માથાકૂટ કરે છે. આપણે ગાડું ચલાયને આસ્તે કરીને !' ત્યારે કહે, 'બધાએ બંગલા બાંધ્યા, લ્હેર કરે છે અને તમે એકલા આવા રહ્યા !' તે પેલી રોજ કોચ કોચ કરે એટલે એનું જ્ઞાન ફરી ગયું. એની શ્રદ્ધા ફરી ગઈ કે સાલુ આ લાંચ લેવા જેવું તો ખરું જ. એટલે એક દહાડો બહુ હિંમત કરી કે હવે લેવું જ. તે એક જણને કહે છે, તું આવજે, હું તને કાઢી આપીશ પરમિટ. એટલે પેલો તો બે હજાર લઈને ગયો. બે હજાર સાહેબને આપવા માંડ્યો. એ આને ગભરામણ થઈ પરસેવો છૂટ્યો જોતાની સાથે. પછી પાછું સાહેબના મનમાં પેલી લાલચ ખરીને પછી, રોજ પેલી કચ કચ કર્યા કરે તે આખું પ્રતીતિ જ ફેરવી વાળે. પછી કહે, તું આ ખાનામાં મૂકી દે ટેબલના. ટેબલના ખાનામાં મૂકી ને થોડીવાર થઈને તે પાછી ગભરામણ, ગભરામણ. પછી પોતે છે તે પેશાબ કરવા ગયો, તે ઘડીએ પેલાને કહે છે, તું ખાનામાંથી હમણે લઈ જા, પછી આવજે. કહે છે. આ લાંચ

લેવાનું ના થયું. તે મૂઆ નહીં થાય, પ્રતીતિમાં જ નથી આ. આખી જીંદગી આંકડોય, એક પૈસો લેવાશે નહીં ને મરી જઈશ ઊલ્ટો વગર કામનો. અને નવી પ્રતીતિ ભરે છે પાછો કે આમ કરવું જોઈએ. એટલે આવતા ભવમાં લાંચિયો થશે મૂઓ.

અને અહીં જે લાંચ લે છે એ અગિયારમાં માઈલમાં એણે એ ડિસાઈડ કર્યું હતું એ આધારે એ લાંચ લે છે, તે દહાડે કંઈ હતું નહીં, એટલે કહે છે લાંચ તો લેવી જ જોઈએ, એ આધારે એ લાંચ લે છે પણ પાછું મનમાં શું કહે છે, 'સાલુ આ લાંચ લેવામાં શું ફાયદો છે ? આ તો આપણો અવતાર બગાડે છે.' એટલે આવતા ભવમાં પાછું લાંચ લેતો નથી.

આ ઘર્ષણ, બે જ્ઞાનનું ઘર્ષણ નિરંતર થયા કરે માણસને. આ બે ઘર્ષણ ચાલ્યા જ કરે. એટલે હવે શું કરવું ? ત્યારે કહે છે, જૂનું જો ખોટું હોય તો એના પરનો પ્રેમ છોડી દેવો. થયા વગર તો રહેવાનું નથી, પણ એની ઉપરનો પ્રેમ છોડી દો કે આ ન હોવું જોઈએ. જે થાય એ જોયા કરવું. સમભાવે નિકાલ કરી નાખો. કારણ કે લાવ્યો છું એ તો પછી એનો કંઈ નિકાલ તો કરવો જ પડશે ને આમ. એમ ને એમ ક્યાં સુધી દુકાનમાં મૂકી રાખીએ ?

વિજ્ઞાન છે આ બધું અને વિજ્ઞાનને જાણ્યા સિવાય છૂટાય નહીં. કોઈ રસ્તે વિજ્ઞાન જાણ્યા વગર છૂટાશે નહીં. કારણ કે શેના આધારે પેલો લે છે અને શાને આધારે પેલો નથી લેતો ? અને લઈને આવતા ભવની પ્રતીતિ એમ નક્કી કરે છે કે લેવા જેવું તો નથી જ આપણે. અને મોજ કરે છે પણ લેવા જેવું નથી એમ કરીને પોતાની જાતને સુધારે છે. પેલો લેવા જેવું છે એમ કરે છે અને મોજ કરતો નથી. એમ કરીને તે પોતાની જાતને બગાડી રહ્યો છે.

આ પરિણામ છે અને આ કોઝ છે. કોઝ જ્યારે પરિણામમાં આવશે ત્યારે તમારી ક્રિયા થશે. ત્યાં સુધી ક્રિયા નહીં થાય, માટે કોઝને મજબૂત કરી દો. એ આવતા ભવમાં પરિણામ એક્ઝેક્ટલી આવી જાય.

અને એ જ પ્રમાણે હું ચાલ્યો છું અને આ બધું જોયેલું જ છે મેં એ પ્રમાણે. કારણ કે મારો નાનપણમાંથી એક સ્વભાવ હતો કે દરેક કાર્ય કરું એનું મને પરિણામ દેખાયા વગર રહે જ નહીં. છોકરા બધા ચોરી કરતા હોય, તો મારું મન લલચાય ખરું કોઈ વખત, કે આ એક કરવા જેવી ચીજ છે. પણ મને તરત પરિણામ ભય દેખાયા જ કરે એટલે મૂળથી જ પરિણામ જડે, એટલે કશું કંઈ ચોંટવા દીધું નહીં. પરિણામ મને જોડે હોય છે. આનું પરિણામ શું આવશે એ મારી સાથે હોય છે, દરેક વાતમાં.

**પ્રશ્નકર્તા :** એટલે એનો સાર એ થાય કે અભય થવા માટે પરિણામની પ્રતીતિ થવી જોઈએ.

**દાદાશ્રી :** બસ, બસ. અભય થવા માટે પરિણામના લક્ષમાં રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ જે ભાવ થઈ જાય છે આપણાં, પરિણામો જોઈને કે બધાં લાંચ લેતાં હોય, અને એક માણસથી ના લેવાતી હોય ત્યારે એને બધાને જોઈને એવો ભાવ થઈ જાય છે કે મારે લેવી છે, તો એ કઈ ભૂલના આધારે થઈ જાય છે ?

**દાદાશ્રી :** એ બધા ઘરના દબાણ હોયને.

**પ્રશ્નકર્તા :** પણ આ ભાવ ક્યારે ન થાય ? એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** એ તો ન થાય એને માટે તો, એની પોતાની એમ મજબૂતી જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** પણ એવી કઈ ભૂલ કે જે ભાવ થઈ જાય છે.

**દાદાશ્રી :** ના, એ જ્ઞાનની ભૂલ છે કે આ ખરું જ્ઞાન છે કે પેલું ખરું જ્ઞાન છે, ખરાં જ્ઞાનનું ડિસિઝન નથી એને.

અજ્ઞાનતાને લઈને ભાવ થાય છે. કારણ કે એને એમ લાગે છે કે આ દુનિયામાં આવું નહીં કરું તો મારી દશા શું થશે ? એટલે પોતાનાં

જ્ઞાન ઉપરેય નિશ્ચય તૂટી ગયો છે એનો. પોતાનું જ્ઞાન ખોટું છે એવું જાણે છે એ. હવે આ જ્ઞાન કેવું છે કે મોક્ષનું જ્ઞાન નથી. આ વ્યવહારનું જ્ઞાન છે. અને તે ટેમ્પરરી રૂપે હોય છે. બદલાયા જ કરે નિરંતર, સંજોગોવશાત્.

જગત ક્રમમાં છે પણ અહંકાર એટલો અંધકાર છે. અંધકારમાં અથડાય છે. શી રીતે ? જેમ આ નદી નર્મદાજી એક જગ્યાએથી વહે છે, તે ભેખડમાં આવે એટલે ભેખડને પાણી ખૂબ અથડાય, ને ભેખડમાંથી પથ્થરો પડે છે. એ પથ્થરો પડવા એને જો કદી આપણે નિગોદમાંથી, અવ્યવહારમાંથી જીવ વ્યવહારમાં આવે એમ ગણીએ, તો ત્યાંથી જ બિગિનિંગ ગણાય. એ પથ્થરોને શું કહેવાય છે કે એ પોતાની શક્તિથી કામ થતું નથી, એ નદીના વહેણ છે તે આ બાજુ ખેંચે છે, પેલી બાજુ ખેંચે છે, એમ અથડાતાં, અથડાતાં, અથડાતાં એ પથ્થરો આગળ ખસે છે. એ પોતાના બળે કરીને અથડાતા નથી. પછી એમાં મોટા ભેગા મોટા હોય, નાનાં ભેગા નાના હોય, એ પ્રમાણસર બધું હોય, એમ કરતાં કરતાં જ્યારે અહીં આગળ આવે છે, ભાડભૂજ, ત્યારે ગોળ થઈ જાય છે. ત્યારે લોકો એને શાલિગ્રામ તરીકે પૂજે છે. એટલે આ ગોળ થવું એ સમકિત છે. એ સમ્યક્ત્વ થયા પછી નિયતિ ભાગમાં આવે છે.

ગયા અવતારમાં નવમા માઈલ ઉપર ઊભો હોય તો આ અવતારમાં અગિયારમા માઈલ ઉપર આવ્યો હોય. આ બધાં જીવમાત્ર છે તે પ્રવાહ રૂપે છે. જેમ આ નર્મદાજી આમ પાણી વહ્યા જ કરે, એવી રીતે આ જીવ વહ્યાં જ કરે છે. તે આપણે આ કશું કરતાં નથી. એ વહેણ જ આપણને તેડી લાવે છે આગળ. આ આગળ આગળ વહ્યા કરે છે. નિયતિનું કામ છે આ બધું, નિયતિ. પણ વન ઓફ ધ ફેકટર છે, નિયતિ પોતે કર્તા તરીકે નહીં. કર્તા તરીકે આ જગતમાં કોઈ ચીજ નથી. તેમ કર્તા વગર થયું નથી આ જગત. પણ નૈમિત્તિક કર્તા છે ! સ્વતંત્ર કર્તા કોઈ નથી, સ્વતંત્ર કર્તા હોય તો બંધનમાં આવે. નૈમિત્તિક કર્તા, બંધનમાં નહીં આવે.

## નદીમાં પથરા અનેક અને શાલિગ્રામ ?

**પ્રશ્નકર્તા :** આ બ્રહ્માંડ એની મેળે ચાલ્યા જ કરે છે.

**દાદાશ્રી :** હા, ચાલ્યા કરે છે. પણ એવું છે ને આ જગત પ્રવાહમાં જ ચાલ્યા કરે છે. અનાદિ પ્રવાહથી જ ચાલ્યા કરે છે. નિરંતર ક્ષણ અટક્યા સિવાય પ્રવાહ ચાલુ જ રહ્યો છે. આપણને પ્રવાહ કયો દેખાય છે? વ્યવહાર પ્રવાહ આપણને દેખાય છે. બીજો પ્રવાહ આપણે દેખી શકીએ નહીં. એ વ્યવહાર પ્રવાહ બધા ઈન્દ્રિયગમ્ય છે અને પ્રવાહ નિરંતર વહ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** સૃષ્ટિના ક્રમની કેટલીક વાત સમજમાં નથી આવતી. એ કે અમે તમારી પાસે આવ્યા અને અમને આપની પાસેથી આત્મજ્ઞાન થયું, પણ બીજા લોકોને કેમ નથી થતું ?

**દાદાશ્રી :** ના, બધા લોકોને માટે નથી. આ આખી જે સૃષ્ટિ છે તે પ્રવાહ રૂપે છે, પ્રવાહરૂપે એટલે જે દરિયાનો જ્યાં જોઈન્ટ છેને, ત્યાં આવે એટલે પાણીને મુક્તિ, બીજું બધું આવશે તેમ તેમ મુક્તિ થતી જશે. આ જગત આખુંય પ્રવાહરૂપે છે એટલે બધાનું ના થાય એકદમ.

**પ્રશ્નકર્તા :** હા, પણ કેટલાક જે એ પ્રવાહના કણો કિનારા ઉપર પહોંચે છે અને કેટલાક મધદરિયાની વચ્ચે, આનું શું કારણ ?

**દાદાશ્રી :** એ બધું સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે છે. આ બધું જગતમાં એક પરમાણુ પણ ચેન્જ થઈ શકે એમ નથી.

**પ્રશ્નકર્તા :** આ પ્રવાહ વહેતો જ જાય છે, જેમ આ પ્રવાહમાંથી પથરા આમ બાજુમાં જુદા પડતા જાય, એમ કયા જીવ ક્યાં ક્યાં પહોંચવાના છે એ વ્યવસ્થિત હોય, તો એ પ્રવાહથી જે પથ્થરો જુદા પડતા હશે એમાંય કોઈ વ્યવસ્થિત નહીં કામ કરતું હોય ?

**દાદાશ્રી :** બધું વ્યવસ્થિત જ ગોઠવાયેલું છે, આ તો આપણી દૃષ્ટિ બદલેલી છે ને અને આ મારું-તારું કરવા ગયા ને એટલે આ પેલું વ્યવસ્થિતનું જ્ઞાન અલિપ્ત થઈ ગયું. એ એક્ઝેક્ટનેસ છે બધું !

**પ્રશ્નકર્તા :** અમુકને સંજોગ આવે તો શાલિગ્રામ બને ને બીજા

એવા ને એવા રહે, તો પછી એ કેવી રીતે નક્કી થતા હોય ? એની પાછળેય કોઈ બળ તો કામ કરતું હશે ને ?

**દાદાશ્રી :** બધું વ્યવસ્થિતનો નિયમ. વ્યવસ્થિતના નિયમ આગળ કંઈ પણ આગળનું કશું ફેરફાર થાય એવું નથી. બધા જ પથરા હોય, કો'ક શાલિગ્રામ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો પ્રશ્ન એવો છે કે અમુક પથ્થર જ શાલિગ્રામ થાય અને અમુક નથી થતો એનું ક્યું કારણ ?

**દાદાશ્રી :** એ તો પછી એની પાછળ બધા વ્યવસ્થિત કોઝિઝ, એના નિયમોને બધું. એટલે આ જડ અને ચેતન બન્નેને માટે વ્યવસ્થિત લાગુ છે. એકલું ચેતનનું વ્યવસ્થિત નથી.

**પ્રશ્નકર્તા :** અમુક જીવ બે જન્મે છૂટી જાય, અમુક જીવ જન્મોજન્મ ચાલે.

**દાદાશ્રી :** હા, એવું બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ જે છૂટશે એ નક્કી વ્યવસ્થિત છે એની પાછળ ?

**દાદાશ્રી :** હા, પણ વ્યવસ્થિત બોલાય નહિ આપણે પહેલેથી. પહેલેથી આપણે કહીએ, વ્યવસ્થિત બોલીએ ને તો સંજોગો બધા ફેરફાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હજુ એ સમજાતું નથી કે આ પ્રવાહમાં જે બધા જીવો આવતા હોય છે. એમાં અમુક જ જીવોને કેમ મોક્ષ પ્રાપ્તિ થાય છે, અમુકને નથી થતી એની પાછળ કયાં સંજોગો કારણભૂત થાય છે ? શું એનું કારણ છે ?

**દાદાશ્રી :** બીજું નહીં, આ વ્યવસ્થિતનું જ કારણ છે અને તે પાછા નિયમને આધીન છે. કશું આપણે અમુકને થઈ જાય છે અને અમુકો રહી જાય છે એવું નથી કશું, નિયમ છે જોડે. નિયમ એક પછી બે, બે પછી ત્રણ અને ત્રણ પછી પીસ્તાળીસ આવે ને એટલે જગત એકસેપ્ટ કરે

નહીં. કુદરતેય એક્સેપ્ટ ના કરે, ત્રણ પછી ચાર જ જોઈશે. એટલે બધું આ નિયમથી છે. પાછું સહેજેય ગપ્પું નથી.

**પ્રશ્નકર્તા :** એટલે જે જીવ છૂટે છે, એ જીવે એને પહેલાં કંઈ સત્કર્મો કર્યા હશે તે એને કામ લાગે છે ખરાં, છૂટવા માટે અત્યારે ?

**દાદાશ્રી :** એ સત્કર્મો નહીં, એ ટાઈમીંગ છે. એના નિયમના આધીન છે એ છૂટે છે ને તે જ રસ્તે આપણે ચાલીએ છીએ. એ રસ્તે જ ચાલીને ગયેલા ત્યાં આગળ, જે આપણે વિતાડીએ છીએ, એમને વિતીને જ ગયા છે આ બધું. એટલે બધાનું એવું છે કંઈ કોઈ એકદમ ઓચિંતું કોઈ ઈનામ મળતું એવું નથી આ જગત. બધું નિયમથી છે, એક્ઝેક્ટનેસ છે.

**પ્રશ્નકર્તા :** ત્યાં આપણે જ્યારે એમ કહીએ છીએ કે આ બધું વ્યવસ્થિત નક્કી થઈને જ આવેલું છે. આપણું કરેલું કંઈ કામમાં લાગવાનું નથી તો પછી જ્યારે એક માણસ કોઈ સત્કર્મો...

**દાદાશ્રી :** નક્કી થઈને આવેલું નથી.

**પ્રશ્નકર્તા :** આ જન્મોમાં જે કંઈ બનવાનું છે.....

**દાદાશ્રી :** આ પ્રારબ્ધવાદની વાત નથી.

**પ્રશ્નકર્તા :** નિયતિ એટલે પ્રિડિટરમાઈન્ડ, પૂર્વ નિશ્ચિત કહેવાય.

**દાદાશ્રી :** ના. એવું નિશ્ચિત નથી.

**પ્રશ્નકર્તા :** આ જન્મમાં આપણું જે કંઈ બનવાનું છે તે આપણે નક્કી કરીને જ આવેલા છે તે જ બનવાનું છે.

**દાદાશ્રી :** નક્કી એટલે શું કર્યું છે તમે, તમે જે પરીક્ષા આપી હતી ને તેનું આ પરિણામ છે. હવે ફરી પરીક્ષા આપી રહ્યા છો તો તમને આ પરિણામ સારું ના લાગતું હોય તો સારી પરીક્ષા આપો, એવું કહે છે. આ અત્યારના દુઃખદાયી પરિણામ લાગતાં હોય તો હવે સુખદાયી કેમ થાય એવી પરીક્ષા આપો એટલે કોશિશ કરવામાં આવે

છે અને આ ઈફેક્ટ છે. તે કોઝિઝનું ફળ છે આ. એટલે કોઝિઝ તમારા હાથની વાત છે.

**પ્રશ્નકર્તા :** એ જ આપણા કંઈક શાસ્ત્રો એમ કહે છે કે 'કોણ માણસ કઈ ઘડીએ છૂટશે' એ પણ કુદરત જ નક્કી કરે છે એ વાત બરાબર બેઠી નહીં. તો એ પણ જીવના હાથમાં જ ગઈને એ વાત ?

**દાદાશ્રી :** એવું છે ને, નક્કી કશું હોતું નથી અને છતાં નિયમમાં છે. જો નક્કી કહેવાયને તો આ લોકોનું મન જુદી જાતનું થઈ જાય. નક્કી બોલાય નહીં એમ. શાસ્ત્રોએ જે કહ્યું છે ને તેનો અર્થ લોકોને એની અસર પડી ગઈ છે અને આપણા સંતોએ એ આગળ શું કહ્યું, 'વો સબ હો જાયેગા, પ્રારબ્ધ મેં હૈ તો હો જાયેગા.' તેથી આ હિન્દુસ્તાનની દશા ભૂંડી થઈ ગઈ. પ્રારબ્ધ એવું ના બોલાય. એ તો એમ જ કહેવું પડે, ભઈ ઉઘાડી આંખે ગાડી ચલાવો અને સાવધાનીપૂર્વક ચલાવો પછી અથડાય એ પ્રારબ્ધ.

અત્યારે એમ ને એમ પ્રારબ્ધ માની બેઠા છે તેને લીધે તો આ દેશની આ પરિસ્થિતિ થઈ છે. ને પ્રારબ્ધ અને પુરુષાર્થનો ભેદ આ દેશમાં લગભગ હજારો વર્ષથી નથી. એનો ભેદ, લાઈન ઓફ ડીમાર્કેશન વચ્ચે, એ ભેદ હું આપવા બેઠો છું.

પુરુષ થયા પછી પુરુષાર્થ શરૂ થઈ જાય, એની દ્રવ્યદૃષ્ટિ થઈ એટલે પુરુષાર્થ શરૂ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ દ્રવ્યદૃષ્ટિ થવી એ પણ એક આપણા હાથની વસ્તુ નથી ને !

**દાદાશ્રી :** એ હાથની વસ્તુ નથી. ત્યાં સુધી પ્રકૃતિના આધીન છે. એ દ્રવ્યદૃષ્ટિ શેને આધીન છે ? કે અહીંથી પથ્થર ગબડ્યા, તે બધાં આમથી આમ જાય ને, આમથી તેમ જાયને, ઘસાય, માંહ્યોમાંહ્ય ટકરાઈ ટકરાઈ ને ઘસાય, ટકરાઈ ટકરાઈ, માંહ્યોમાંહ્ય ટકરાય. જેમ આ જીવમાત્ર ટકરાય છે ને, પેલો પેલાને કરડે છે ને પેલો પેલાને મારે છે ને ! એમ ટકરાતાં, ટકરાતાં, ટકરાતાં, ટકરાતાં ગોળ થાય જ્યારે, ત્યારે સમકિત થાય એને. એટલે ત્યાં સુધી પુરુષાર્થ નથી.

નિયતિમાં આવી જાય ક્યારે ? કે જ્યારે ક્ષાયક સમ્યક્દર્શન થઈ જાય ત્યાર પછી નિયતિમાં આવે. ત્યાં સુધી નિયતિમાં ના આવે.

**પ્રશ્નકર્તા :** તો પછી વ્યકિતનું સ્વતંત્ર કર્તૃત્વ છે કે નહીં ?

**દાદાશ્રી :** નથી, સ્વતંત્ર કર્તૃત્વ ક્યારે થાય છે. ? ક્ષાયક સમ્યક્દર્શન થયા પછી થાય પુરુષ ને પ્રકૃતિ બે જુદા પડી જાય, ત્યાર પછી પુરુષાર્થ ખરો ઉત્પન્ન થાય છે, ત્યારે સ્વતંત્ર. આ તો બધું પરતંત્ર છે. નિમિત્તનો ધક્કો છે. નિમિત્તમાં હોય તો થાય નહીં તો ના થાય.

**પ્રશ્નકર્તા :** હવે જે પુરુષાર્થ કહેવાય છે. એ નિયતિમાં આવી જાય?

**દાદાશ્રી :** ના. નિયતિમાં આવી જાય તો બીજો શબ્દ લખવાની જરૂર જ નથી.

**પ્રશ્નકર્તા :** ક્ષાયક સમ્યક્ત્વ પ્રયત્નથી આવે કે આવવાનું હોય ત્યારે જ આવે ?

**દાદાશ્રી :** પ્રયત્ન તો દરેકમાં જરૂર. પ્રયત્ન વગર તો ચાલતું જ નથી. પ્રયત્ન વગર તો કશું થાય જ નહીં. તું શું કહું છું પ્રયત્ન વગર કરે તો ચાલુ એકદમ થઇ જાય ?

**પ્રશ્નકર્તા :** પ્રયત્ન કર્યા છતાં આવવાનું હોય ત્યારે જ આવે ?

**દાદાશ્રી :** હા, તોય છે તે આવવાનું હોય ત્યારે જ આવે. પણ છતાં પ્રયત્ન કરવાથી એ નજીક થાય. પ્રયત્નો કરતો દેખાય તો આપણે જાણીએ કે આનું નજીક આવશે. માટે ગાડી ઉપડી હોય તો રાજકોટ આવે ખરું. ગાડી ઉપડી હોય અને પછી વચ્ચે બ્રેકડાઉન થઈ ગયેલું હોય તોય પણ એ રાજકોટ આવશે. એટલે પ્રયત્ન હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** હમણા એમ કહ્યું કે ક્ષાયક સમ્યક્ત્વ પહેલા પુરુષાર્થ છે જ નહીં, અથવા પુરુષાર્થ જેવું નથી તો એ પહેલા આપણે પ્રયત્ન એક્ચ્યુઅલી પ્રયત્ન ગણાય કે કર્મ અનુસાર જ થયા કરે ?

**દાદાશ્રી :** કર્મના અનુસારમાં અહંકારરૂપી પુરુષાર્થ છે. અહંકાર છેને ત્યાં સુધી પુરુષાર્થ છે. પણ એ ભ્રાંત પુરુષાર્થ કહેવાય છે. અને બીજા નિમિત્તો આને આધીન છે. પોતાનું સ્વતંત્ર નથી તોય એ ભ્રાંત પુરુષાર્થ કહેવાય છે. પોતે કરતો નથી છતાં માને છે કે મેં કર્યું.

**પ્રશ્નકર્તા :** જ્યારે જેનું સમકિત થવાનું હોય એ પ્રમાણે જ થાય ને ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં. એ તો પથરા બધા ભેગા જ બધા દોડે ! બધા ભેગા જ આવે.

**પ્રશ્નકર્તા :** આ તો આપણે પથરાની વાત કરી છે એટલે. આપણે માણસોની વાત કરીએ તો સાથે હોય છતાંય કોઈને...

**દાદાશ્રી :** એ ભવિતવ્યતા કહેવાય. કોઈની ભવિતવ્યતા હોય ને કોઈની ભવિતવ્યતા ના હોય. કોઈ છે તે ગોળ થતાં થતાં તૂટી ગયો, તો રહી જાય.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ નિયતિવાદ એટલે શું ?

**દાદાશ્રી :** જે ખરેખર નિયતિવાદ છે, એ વસ્તુ જ્યારે આ જ્ઞાનમાં કામ કરે ત્યારે સમ્યક્ નિયતિવાદ કહેવાય, નહીં તો નિયતિ કહેવાય. નિયતિ એટલે એના હિસાબસર થયા જ કરે, ભવિતવ્યતા જે હોયને તે રીતે થયા જ કરે. પણ બીજા કારણો ભેગા થઈ અને એકલું નિયતિવાદ કામ કરતું નથી. બીજા ફેડરલ કોઝિઝ છે એ બધા કારણ ભેગા થઈને કાર્ય થાય છે.

## વિશ્વ છે કુદરતી સંચાલન

**પ્રશ્નકર્તા :** આ વિશ્વ જે છે જગત, એમાં છ સનાતન તત્ત્વો છે, એ બધાય તત્ત્વો પોતપોતાના સ્વભાવમાં છે. આ બધા તત્ત્વો કઈ શક્તિથી કાર્યમાં આવે છે ? અને આ બધું ચલાવે છે એમાં શું રહસ્યવાળું તત્ત્વ જે આ બધું ચલાવે છે ? દાખલા તરીકે કર્મોનું ચાર્જ થવું, ડિસ્ચાર્જ થવું,

એક પરમાણુને અહીંથી ત્યાં જવું, વિસ્ફોટ થવો, આ બધાને નિયતિમાં રાખવા, આ કોમ્પ્યુટરની જેમ બધું કામ કરે છે, પણ એની અંદર સેન્ટર શું છે એનું ? આ ચાલવાનું ?

**દાદાશ્રી :** કશું છે નહીં, આ બધું બુદ્ધિના ખેલ છે.

**પ્રશ્નકર્તા :** પણ આમ જોઈએ વસ્તુ સ્થિતિમાં તો આ બધું છે જ ને ! આ બધું બને જ છે ને, એવું !

**દાદાશ્રી :** એ જ બુદ્ધિથી દેખાય છે. નિયતિ એટલે પ્રવાહ. પ્રવાહમાં વહેતો માણસ. હવે અહીંથી આપણે વહ્યા અને સેન્ટ્રલ સ્ટેશન પહોંચતા પહેલાં કંઈક ઝંપલાઈ ગયા, એમાં છૂટવાનાં પ્રયત્ન, ઝંપલાવાનું, એ બધું પછી એમાં રિએકશન ઉત્પન્ન થાય. બધા રિએકશનો જ છે. બીજું છે જ નહીં. અહીંથી તમે કંઈક જતા હો ને રસ્તામાં કંઈ દવાખાનાં ભેગાં થાય, બીજું ભેગું થાય. ના થાય બધું ?

**પ્રશ્નકર્તા :** થાયને !

**દાદાશ્રી :** એ પછી આગળ લગ્ન ભેગાં થાય. ભેગું કેમ થયું ? ત્યારે કે પરિવર્તન છ તત્ત્વોનું.

## ગોશાલકનો નિયતિવાદ

**પ્રશ્નકર્તા :** મહાવીર સ્વામી ભગવાનને, એ વખતમાં ગોશાળો હતો. ગોશાળાએ જે નિયતિવાદ પકડ્યો'તો, કે જે નિયતિમાં હશે એ જ થશે એ કોઈ અટકાવી નહીં શકે, તો એમાં આપનું શું કહેવું છે ?

**દાદાશ્રી :** એમાં શું કહેવાનું હોય ? એ તો ખોટું પકડ્યું, એનું નુકશાન થયું બધું લોકોને, એકલાં એક કારણ ઉપર લઈ જઈએ તો માણસો માર ખઈ જાય બધાં. ભગવાને કહ્યું જુદું ને એ સમજ્યો જુદું. એનો માર ખાધો પછી. એકાંતિક ના કરાય આ બધું. અનેકાંત વસ્તુને એકાંતિકમાં ના લઈ જવાય અને એકવચનની વસ્તુને બહુવચન ના કરાય. જે થવાનું છે તેય જોઈ શકે છે અને તો તો પછી નિયતિ જ કહી દેવાનો વાંધો શો હતો ?

ગોશાળો છે તે મહાવીર સાથે શિષ્ય તરીકે સાત વર્ષ સાથે રહ્યો. ત્યાર પછી એક વખત બહારગામ વિહાર કરતાં કરતાં ગયા. તે એક ખેતરમાંથી ભગવાન મહાવીર ને એ બેઉ જતા હતા. ત્યારે ભગવાન મહાવીરે આ વ્યવસ્થિત છે, એ વ્યવસ્થિત શબ્દ નહીં કહેલો, પણ એને બદલે બીજો કોઈ એવો શબ્દ આપેલો કે જે વ્યવસ્થિત સમજાય. નિશ્ચિત જેવો જ શબ્દ આપેલો.

એટલે એક ખેતરમાં રહીને જતા હતા ત્યારે ગોશાળાએ કહ્યું કે 'હે ભગવાન ! આ તલનો છોડવો છે, એમાં આ ઝીંડવામાં કેટલાં દાણા થશે.' એટલે ભગવાને કહ્યું કે 'ભઈ, સાત'. એટલે ભગવાન જેમ આગળ ગયા ને, ત્યારે પેલાએ તલનો છોડવો ફાંસી નાખ્યો. એટલે ધીમે રહીને પાછળ આમ ઊખાડી નાખ્યો અને પછી આમ ફેંક્યો. આમ ફેંક્યો ઊખાડીને, પછી ભગવાન જોડે ચાલવા માંડ્યો. હવે ત્યાં આગળ એ તો દસ દહાડા રહીને પછી પાછા આવતા હતા. ત્યારે તે જ ખેતરમાં રહીને તેડી લાવ્યો પેલો ગોશાળો કે આ રસ્તો સારો છે આપણે. પછી ત્યાં આગળ એ ખેતર આવ્યું, અને એ છોડવો હતો, ત્યાં આગળ એણે ધ્યાન રાખેલું કે આ ઝાડની નીચે છોડવો હતો. એટલે પછી કહે છે, 'ભગવાન, પેલો તલનો છોડવો તો મેં ફાંસી નાખ્યો હતો. હવે એના દાણા શી રીતે થશે ? એટલે તમારું જ્ઞાન ખોટું પડે છે'. ત્યારે ભગવાને કહ્યું કે 'તે અહીં ફાંસ્યો. ને ફેંક્યો તે પેલો આડો ઊગી રહેલો છે'. એમાં દાણા કાઢીને જોયા. તો એક્ઝેક્ટ મળ્યા. એટલે પછી આ જ્ઞાનનું તુંબડું લઈને ફર્યા કરતો હતો. કશું બનવાનું એટલું જ બનશે. માટે 'ખઈ-પીને મજા કરો, ધર્મ-બર્મ કશું કરવાની જરૂર જ નથી. બનવાનું હશે તેટલું જ બનશે', કહે છે.

**પ્રશ્નકર્તા :** ભગવાને પેલા ગોશાળાને પેલા તલના છોડની વાત કરીને, કે આમાં સાત દાણા નીકળશે, તો આ એમણે જે એનો આગલો પર્યાય કહ્યો. નિયતિવાદની વાત જે થઈને, તો એની આગળના બધા પર્યાય કહ્યા, તો એ તલનો છોડ ક્યાં સમકિત પામેલો હતો ? છતાં એમણે એના....

**દાદાશ્રી :** તલના છોડને સમકિત પામવાની જરૂર જ નથી. આ

વસ્તુ શું છે. આપણે આ દાખલો લો ને કે ભઈ આ ભગવાન બધું જોઈ શકતા હોય આ બધા મનુષ્યોને, તો પછી નિશ્ચિત થઈ ગયું જગત. ભૂતકાળ ભવિષ્ય બધા મનુષ્યોનું નિશ્ચિત. એટલે નિયતિ થઈ ગઈ. તો પુરુષાર્થ કરવાની જરૂર અત્યારે ? પછી આ દેરાસર ને મંદિરની બધાની જરૂર જ નહીંને ! એટલે આ વસ્તુ વાત સમજવાની. બહુ ઝીણી વાત છે. આ લોકોનું કામ નહીં આમાં. આમાં હાથ ઘાલે છે તેય કામ નહીં લોકોનું, બહુ જ ઝીણી વાત છે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન જે છે એની શક્તિ અનંત છે. બધું જોઈ શકે છે. દા.ત. તરીકે એક જ્યોતિષ છે તો આયુષ્યનું એમ કહે કે આનું છે તો ત્રીસ વર્ષનું છે. પણ કેવળજ્ઞાનના...

**દાદાશ્રી :** કેવળ જ્ઞાનની શક્તિ અનંત છે. બધું જોઈ શકે છે પણ શેને જોઈ શકે છે ? જે થવાની વસ્તુ છે તેને જોઈ શકે છે નહીં થશે તે જોઈ શકશે કે થવાની વસ્તુ તે જોઈ શકશે ? જો જગત બધું આખું જોઈ શકતા હોય તો નિયતિ ભગવાને કહેવાની જરૂર હતી, કે નિયતિ જ છે આ બધું. તમારે કશું મહીં ડખલ કરવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** સમકિત નથી થયું ત્યાં સુધી પોતે પુરુષાર્થ કરવો જ જોઈએ. એવી ભગવાનની જે વાત છે એ તદ્દન બરાબર છે.

**દાદાશ્રી :** પુરુષાર્થ શેને માટે, હવે જ્યારે જે બનવાનું છે એ બનવાનું છે. પછી હવે જરૂર જ ક્યાં રહી ! ભગવાને જોયું કે ભઈ આ આનું આ થવાનું છે. ચંદુભાઈ જન્મતાંથી આવા થશે, આમ થઈ જશે પછી આપણે કરવાનું કશું રહ્યું જ નહીં ને ?

એટલે એ ફક્ત ભગવાને સમકિતી જીવોનું બહાર પાડ્યું છે. ભગવાને જેટલું ખુલ્લું કર્યું છેને એ સમકિતી જીવોનું બહાર પાડ્યું છે. સમકિતી જીવો એટલે હદમાં આવી ગયો. અહંકાર એનો ખલાસ થયો. અહંકારવાળાને તો કોઈ કહી શકે જ નહીં. કારણ કે અંધારું એ તો, ઈગોઈઝમવાળું બિલકુલ અંધારું. અને તેને લઈને આ ભગવાનને આ કહેવું પડ્યું કે આ પુરુષાર્થ ને પ્રારબ્ધને બધું કહેવું પડ્યું. નહીં તો પછી બનવાનું હોય તે બની જાત તો પછી વાંધો જ શો હતો ?!

**પ્રશ્નકર્તા :** તો તો પછી પાંચ સમવાય કારણો છે એ ના હોય.

**દાદાશ્રી :** હા, ના હોય ને. એટલે આ ભગવાને બહુ સરસ કહી છે વાત. કે સમકિતી જીવનું બધું એ કહી શકે. અને આમાં જો નિયતિ નથી ? એમ પૂછયું લોકોએ ભગવાનને, સાહેબ નિયતિ જ છે આ બધું જગત ? ત્યારે કે ના, નિયતિ નથી. કાળ, સ્વભાવ, નિયતિ, પ્રારબ્ધ અને પુરુષાર્થ, આ બધું છે અને તો જ કોઈ કાર્ય થાય. નહીં તો કાર્ય નહીં થાય, કહે છે.

**પ્રશ્નકર્તા :** એવો આપણો અહીં આ મનુષ્યજીવનમાં એવો આત્મા હોય જેને ખાલી નિયતિ જ હોય બસ, બીજું બધું ખલાસ થઈ ગયું હોય તે નિયતિ જ એને મોક્ષે લઈ જતી હોય, નિયતિવાળો.

**દાદાશ્રી :** પછી કરવાનું જ રહ્યું નહીં ને !

**પ્રશ્નકર્તા :** કંઈ નહીં. પણ એવો પુરુષ હોય ખરો સંસારમાં ?

**દાદાશ્રી :** કોઈ ના હોય, એક પણ ના હોય. આ હિન્દુસ્તાનમાં જન્મ્યો એટલે અથડાયા જ કરવાનો.

**પ્રશ્નકર્તા :** તો એ કયાં બીજા ક્ષેત્રમાં હોય ?

**દાદાશ્રી :** બધા ક્ષેત્રોમાં આવું અથડામણ, અથડામણ, અથડામણ કરતો ઉપર ચઢવાનો. કારણ કે જ્યાં સુધી 'પોતે કર્તા છે' એવું ભાન છે ત્યાં સુધી અથડાયા જ કરવાનો.

**પ્રશ્નકર્તા :** દરેક જીવને માટે નક્કી જ હશે ને કે આટલા ભવ કરશે. કરોડ ભવ કરશે કે બે કરોડ કરશે કે ફલાણી સાલમાં અને ફલાણી તરીકે જ હશે, એવું ડિસાઈડેડ ખરું કે નહીં ?

**દાદાશ્રી :** એ ડિસાઈડેડ જો જાણે તો ભવ લાંબા થાય.

**પ્રશ્નકર્તા :** એ લાંબા થાય શી રીતે ? નક્કી થયેલું હશેને પૂર્વમાં ?

**દાદાશ્રી :** ના, પણ લાંબા થઈ જાય. એ નિમિત્ત બન્યું, ડિસાઈડેડ જાણ્યું કે આમ જ છે હવે, એટલે પછી થઈ ગયું. ચેલાયો (બહેકી જવું), મન ચેલાયા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** ના, પણ એ ડીસાઈડેડ શું છે, એ જાણવાની તો કોઈની તાકાત છે જ નહીં.

**દાદાશ્રી :** એ કહે છે ને કે નક્કી જ છે. તો પછી થઈ રહ્યું. ચેલાયું, ઊલ્ટું અવળું ચાલ્યો જાય.

**પ્રશ્નકર્તા :** ના. પણ એય ચેલાવાનું કે જે પુરુષાર્થ માંડવાનો, એ બધું લઈને જ આવે છે ને ? એ પોતાનો પુરુષાર્થ કર્યા વગર રહેવાનો જ નથી તો ચેલાય શી રીતે ? અને ચેલાવાનો છે એ ચેલાવાનો જ છે.

**દાદાશ્રી :** તોય એ નથી બોલાય એવું.

**પ્રશ્નકર્તા :** અત્યારે બે જીવ છે, એક જે ચેલાતો નથી ને સ્થિર છે. અને તમે કહો કે ચેલાય, ગમે તેટલા લોક કહે ચેલાય, તો એ નહીં ચેલાય અને જે ચેલાવાનો છે એને ગમે એટલા દંડા ઠોકશો તોય એ ચેલાયા વગર રહેવાનો નથી, પ્રકૃતિ છે ને !

**દાદાશ્રી :** હા, પણ જ્ઞાન મળે તો ફરીય જાય પાછો. એવું છે ને કે અમુક હદ સુધી નક્કી બધું આ. પછી આગળ હિન્દુસ્તાનમાં આવ્યા પછી નક્કી નથી. પહેલાં નક્કી છે બધુંય.

**પ્રશ્નકર્તા :** અહીં ભઈ વકરી જાય છે.

**દાદાશ્રી :** હા, હિન્દુસ્તાનમાં આવ્યા પછી કંઈનું કંઈ કરી નાખે. અહંકાર જાગ્યો ને, 'હું કર્તા છું.'

**પ્રશ્નકર્તા :** છૂટે તોય હિન્દુસ્તાનમાં આવ્યા પછી જ છૂટે ને.

**દાદાશ્રી :** છૂટવાનો ખરો પણ તે અહીં ભવ વધારી દે ને ! 'હું

કર્તા થયો', એનું ભાન થયું ને એને ! પેલું તો ભગવાન કરે છે ને બધું ભગવાનની બધી ભાંજગડ હતી. અહીં આવ્યો એટલે 'કર્મ કરું છું હું, આ કર્મ મારા અને હું કર્તા છું.'

**પ્રશ્નકર્તા :** હિન્દુસ્તાનમાં આવ્યા પછી એનું વ્યવસ્થિત ફરી ગયું આખું ચકરડું !

**દાદાશ્રી :** હા, બધું ફરી ગયું.

**પ્રશ્નકર્તા :** તો ઋષભદેવ દાદાએ ભરતરાજાના પુત્ર મરિચીને કહેલુંને કે એ ચોવીસમાં તીર્થંકર થશે, તે એ જ્ઞાનથી જ કહેલું કે આટલો આડો ચાલશે, આમ થશે ?

**દાદાશ્રી :** એવું કહ્યું ને એણે સાંભળ્યું તેથી અવતાર વધી ગયા. એ તો પછી નર્કે જઈ આવ્યા, બધું બહુ જાતનું જઈ આવ્યા. એ બધું હતું નહીં. તે આ સાંભળ્યા પછી થઈ ગયું.

## નથી આધાર કોઈ એક પર...

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનને આપણે એમ કહીએ છીએ કે ત્રણેય કાળનું જ્ઞાન એક સમયમાં થઈ જાય, તો પછી નિયતિવાદ જ થઈ જાયને ?

**દાદાશ્રી :** ના, નિયતિવાદ એ વન ઓફ ધી કોઝિઝ છે. જે બધાં કોઝીઝ હોવાં જોઈએ, તેમાં એ વન ઓફ ધી કોઝીઝ છે. નિયતિવાદ એ ખોટું નથી, તેમ એ પ્રતિનિધિ પણ નથી. બધાં કોઝિઝ ભેગા થાય, સમુચ્ચય કોઝિઝ બધાં ભેગાં થઈને પ્રતિનિધિ થાય છે. એટલે જો નિયતિ એકની પર પડે તો માણસ કંઈનો કંઈ રખડી મરે. પુરુષાર્થ એકલા પર પડે તોય કંઈનો કંઈ રખડી મરે. પ્રારબ્ધ એકલા ઉપર પડે તોય કંઈનો કંઈ રખડી મરે. સ્વભાવ ઉપર પડે તોય, કાળ ઉપર પડે કે ભવિતવ્યતા ઉપર પડે તોય કંઈનો કંઈ રખડી મરે, એ બધી રખડી મરવાની બાજીઓ છે.

નિયતિ એટલે ઈફેક્ટ, તમારે કંઈ કરવું ના પડે. નિયતિ જ મોક્ષે

લઈ જાય પછી. પણ અજ્ઞાનીને એકલી નિયતિ હોય નહીં, ત્યાં તો પૂર્વકર્મ-પુરુષાર્થ-સ્વભાવ-કાળ એ હોય બધું. એટલે નિયતિવાદ ચાલે નહીં ! પુરુષાર્થ કરે તો નિયતિ ખસે, નહીં તો નિયતિ ખસે જ નહીંને ! નવ્વાણું માઈલ ઉપર હોય તો નવ્વાણું માઈલથી આગળ ખસે જ નહીં. જો પુરુષાર્થ કરે તો નવ્વાણું માઈલથી ખસે આગળ ને સોમો માઈલ થાય. નહીં તો નિયતિ અટકી રહે. પણ લોકો કહે છે નિયતિ લોકોને પુરુષાર્થ કરાવડાવે છે. એય અવળી સમજણ છે. નિયતિ કરાવતું નથી. નિયતિ તો જડ શક્તિ છે. જડ શક્તિ ચેતનને ચેતવે એવું બને નહીં.

એકલું પુરુષાર્થના આધીન નથી. એકલું પુરુષાર્થને આધીન હોય તો નિયતિ-કાળ-પ્રારબ્ધ પાછું એ બધા એને જવા ના દે એટલે બધાં કારણો ભેગા થાય છે આવા. એ કારણો ભેગા થાય તેથી કાર્ય થાય. એ તો ફક્ત જ્ઞાન પ્રકાશ પામ્યા પછી બધું નિયતિ જ રહે છે.

**પ્રશ્નકર્તા** : આ કોઝીઝ ઓટોમેટિક હોય છે ?

**દાદાશ્રી :** કોઝીઝમાં પોતાનો વોટ છે, ઓટોમેટિક નહિ, ઓટોમેટિક હોત તો તો પછી નિયતિમાં જાત. પણ આમાં તમારો વોટ છે. જેમ વિટો પાવર હોય છેને માણસનો, એટલો વોટ છે તમારો આ પાર્લામેન્ટમાં, કે 'ના, એવું નથી કરવું, આપણે આમ કરવું છે.' છતે રસ્તે જવું હોય તો જઈ શકાય છે એટલો તમને અધિકાર છે.

અમને લોક પૂછે છે કે આ બધું નિયતિ છે ? તે અમે કહ્યું કે, નિયતિય છે ને અનિયતિ છે. નિયતિ સમજ્યાં પછી નિયતિ છે, નહીં તો અનિયતિ છે. જ્ઞાન સિવાય નિયતિની સમજણ ના પડે. મોંઢે બોલ્યાથી ના સમજાય. નિયતિ તો આખું જ્ઞાન સમજાય તો જ સમજણ પડે.

નિયતિ શબ્દ બહુ ઊંચો છે. સંસારીનાં હાથમાં પકડાવવા જેવું નથી. એ તો પ્રગટ અગ્નિ છે. પેલો પૂછે નિયતિને આધીન છે ? તો અમે કહીએ, નિયતિને આધીન છે ને અનિયતિને આધીન છે. ત્યારે સંસારી એક જ વાત પકડી લે.

એટલે કોઈ માણસ એવું નહીં કહી શકે કે આ જગત આમ જ

છે. આ અમેય વ્યવસ્થિત કહીએ છીએને તે વ્યવસ્થિત એક્ઝેક્ટ વ્યવસ્થિત છે. પણ તે વ્યવસ્થિત ક્યે ભાવે છે કે જેટલાં સમ્મુચય કોઝ હતાં, તેનું આ રૂપ છે. એટલે અમે કરેક્ટ વ્યવસ્થિત કહીએ છીએ. એનું નામ આપણે વ્યવસ્થિત આપ્યું. સમ્મુચય કોઝ છે. બાકી નિયતિ એનું એ જ, જેમ ખાટલાનો પાયો તેમાંનો એક પાયાનું નામ ખાટલો નહીં, ચાર પાયાનું નામ ખાટલો !

## સમજૂતિ, સમવાય કારણોતી

**પ્રશ્નકર્તા :** એ પાંચ સમવાય, એ શબ્દ કોઈ દાખલો આપીને સમજાવો ને !

**દાદાશ્રી :** સમવાયનો અર્થ સમુચ્ચય થાય છે, ફેડરલ થાય છે. બધા કારણો ભેગા થાય એને સમવાય કહેવાય. પાંચ સમવાય કારણો ભેગાં થાય ત્યારે કાર્ય થાય. એ પાંચ સમવાય કારણો એટલે કાળ, નિયતિ, સ્વભાવ, પ્રારબ્ધ અને પુરુષાર્થ, આ પાંચ ભેગા થાય ત્યારે એક કાર્ય થાય.

આ પાંચ સમવાય છે તે એકમેકના આધારે રહેલા છે. જો નિયતિ એકલું હોય તો આપણે કશું કરવાનું જ રહ્યું નથી ! પુરુષાર્થેય કરવાનો છે, પ્રારબ્ધેય ભોગવવાનું છે. સ્વભાવ-કાળ-નિયતિ એ બધું પાંચે પાંચ છે. આ પ્રવાહ નિયતિ તરીકે આમ ચાલ્યો જ જાય છે. પણ પ્રવાહમાં સ્વભાવ-કાળ-પુરુષાર્થ એ બધું એનું મહીં હરકત કરે છે. એકલી નિયતિ હોય તો આપણે કશું જ કરવાનું ના હોય. નિયતિ છે પણ જો કોઈ કહેશે કે ભઈ, ના, એકલો પુરુષાર્થ છે. તોય ખોટી વાત છે. એકલો કાળ છે તોય ખોટી વાત છે. એકલો પૂર્વકર્મ છે તોય ખોટી વાત છે. બધું પાંચ ભેગુ ત્યારે કાર્ય થાય.

નિયતિ એટલે એની મેળે જ દુનિયા ચાલ્યા કરે છે તે. પુરુષાર્થ જેવી કશી વસ્તુ નથી એવું માનવાવાળા એકાંતિક. એની મેળે જ ચાલે છે, એવું માનવાવાળા કહે છે, પુરુષાર્થ જેવી વસ્તુ જ નથી. એને નિયતિ કહ્યું. એટલે ખોટું છે એવું ભગવાન કહે છે. ત્યારે કોઈ કહે,

પ્રારબ્ધ જેવી વસ્તુ જ નથી. તો કહે, તો એય ખોટું છે. પછી કાળ અને સ્વભાવ. સ્વભાવ એટલે શું ? કે 'ભઈ કેરી ક્યાં મળે' ? ત્યારે કહે છે, 'જે ઝાડનો સ્વભાવ હોય કેરી આપવાનો ત્યાં મળે.' હા, આપણે લીમડા પાસે બેસી રહીએ, આખું વર્ષ તોય કેરી મળે ? તો આપણે ક્યાં જવું પડે ? કેરી આપવાનો સ્વભાવ કોનો છે ? એ લોકોને પૂછીએ તોય કહે કે આ આંબાના ઝાડમાં છે, એટલે સ્વભાવ નક્કી થઈ ગયો !

પછી આપણે કેરી લેવા ત્યાં જવાનું. આપણે કહીએ આંબાને કે 'કેરી આપ'. ત્યારે કહે, 'અત્યારે તું શાનો આવ્યો છે ?' દિવાળી ઉપર કેરી મળતી હશે મૂઆ ?

**પ્રશ્નકર્તા :** ના મળે.

**દાદાશ્રી :** એટલે કહે છે જૂન મહિનામાં આવ. એટલે કાળ ભેગો થાય. નહીં તો કેરી મળે ?

**પ્રશ્નકર્તા :** ન મળે.

**દાદાશ્રી :** એટલે આ કાળ, સ્વભાવ. સમજ પડીને ? નિયતિ એટલે આંબાને મોર તો આવે, ત્યાં ઓચિંતું કંઈ એવું આવ્યું, વાવાઝોડું તો બધો મોર ખરી પડે ને કેરી બેસે નહીં એ ત્યારે. એટલે પછી આપણે જઈએ ને કહીએ 'કેરી કેમ નથી આપતો ?' ત્યારે કહે, 'નિયતિ આડી આવી.' હવે અત્યારે નિયતિ બરોબર રેગ્યુલર હોય, સ્વભાવ રેગ્યુલર હોય, કાળ રેગ્યુલર હોય ને કેરી આવી હોય. ત્યારે પુરુષાર્થ કરવા માંડ્યો આપણે લેવા સારું. કૂદકા મારીએ પણ હાથમાં ના આવે ત્યારે કહે 'શું વાંધો છે ?' ત્યારે કહે, 'પ્રારબ્ધ નથી.' પછી એક જણ આવ્યો એકદમ દોડતો. 'અલ્યા, શું જોઈએ છે ? કહેને !' ત્યારે કહે, 'આ કેરી મારે તોડવી છે.' તોડી આપે એટલે પ્રારબ્ધ ભેગું થઈ ગયું.

એ જાણે કે હું આમ કરી નાખું ને તેમ કરી નાખું. કશું વળ્યું નહીં ને ! મનમાં આવે એવું કરી નાખે. પણ તે મહીં થવું જોઈએ ને, ટાઈમ પાકવો જોઈએ ને કાળ પાક્યા વગર કેરી આપે આંબો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આંબો શું કહે ? કેરી મળશે તો અહીં જ, બીજી જગ્યાએ નહીં, પણ તે કાળ પાકે ત્યારે. એટલે આ પાંચ સમવાય કારણો. સમજ પડીને ?

**પ્રશ્નકર્તા :** આ પાંચ સમવાય કારણો અને જ્ઞાની મળવા એને શું સંબંધ છે ?

**દાદાશ્રી :** બધોય સંબંધને વળી. આ પાંચ કારણો વગર તો જ્ઞાની પુરુષ ભેગા જ ના થાય ને ! અજ્ઞાની ભેગો ના થાય ને ! ગજવા કાપનારો ભેગો ના થાય ને !

## અહંકાર ઊતારી પાડે, નિયતિ-ટ્રેકમાંથી

**પ્રશ્નકર્તા :** નિયતિ એટલે પ્રવાહ. હવે 'પ્રવાહ એટલે શું ?' એ સમજાવો.

**દાદાશ્રી :** ગાડી ઉપડે ને તો દરેક સ્ટેશને એક્ઝેક્ટ એના ટાઈમમાં હોય, બધું હોય. એટલે મુંબઈ આવે ત્યારે એને નિયતિ કહેવાય. એ ડખોડખલ થઈ એટલે નિયતિ ઊડી. એટલે આ ગાડી નિયતિવાળી છે એવું કહે છે.

**પ્રશ્નકર્તા :** એ ડખોડખલ કરવાની સત્તા કોની ?

**દાદાશ્રી :** અહંકારની.

**પ્રશ્નકર્તા :** ઉત્ક્રાંતિવાદનો જે નિયમ છે એ નિયતિ ઉપર આધાર રાખે છે ?

**દાદાશ્રી :** હા, નિયતિ ઉપર આધાર રાખે છે.

**પ્રશ્નકર્તા :** એટલે મનુષ્યમાં આવ્યા પછી એ નિયતિ રહેતી નથી ને ! માનવદેહ ધારણ કરે પછી નિયતિ રહેતી નથીને એને ?

**દાદાશ્રી :** નિયતિ તો રહે. નિયતિ ના રહે એવું નથી બનતું. નિયતિ તો બધાય કારણોમાં હોય જ, પણ મનુષ્યમાં આવ્યા પછી ભાવિભાવ રૂપે હોય છે.

**પ્રશ્નકર્તા :** ભાવિભાવ રૂપે રહે છે, એ સમજણ ના પડી !

**દાદાશ્રી :** કઈ બાજુ જશે તે ભાવિભાવ ઉપરથી ખબર પડે. પોલીસવાળો 'ચંદુભાઈ'ને ધોલ મારે તો તે ઘડીએ 'તમે' એ નિકાલ કરી નાખે, એ ભાવિભાવ ખલાસ થઈ જાય અને જો કહેશે હવે ફરીવાર કોઈ વાર આવશે તો હું જોઈ લઈશ, એ ભાવિભાવ નવો ઊભો કર્યો !

## નિયતિ ઉપરથી નૈયત

નિયતિ તમે જોયેલી હશે, એ નિયતિ ?

**પ્રશ્નકર્તા :** ક્યાંથી કેવી રીતે જુએ ?

**દાદાશ્રી :** નહીં તો શી રીતે આવડા મોટા થયા, આટલા બધા રૂપિયા ભેગા કર્યા છે, તોય નિયતિ જોયેલી નહીં ? એક માણસ મને કહે છે. મારે નિયતિ જોવી છે. મને દેખાડો કહે છે.

તમને એક દાખલો આપું. એક ભઈની પાસેથી પચાસ હજાર રૂપિયા લઈ ગયો હોયને, પછી પૈસા જતા રહ્યા પેલાના એટલે મનમાં એમ થયું કે હવે શી રીતે આપીશું ? તે જતા રહ્યા ત્યાં સુધી આપવાનો ભાવ હતો. અને પછી પૈસા ખલાસ થઈ ગયા એટલે થોડા અરસામાં એણે નક્કી કર્યું કે હવે શું આપવું-લેવું છે, મેલોને છાલ, કહેશે ! અને પછી કમાયો. પેલું શું આપવું-લેવું છે એ રહ્યું ઠેઠ જોડે. જે અભિપ્રાય બાંધ્યોને તે જોડે રહ્યો. ત્યાર પેલો પૈસા માંગતાવાળો શું કહે, હં, પૈસા આવ્યા તોય નિયત જ ખોટી છે તમારી. એ નિયતિ. સમજ પડીને ? પૈસા આવ્યા તોય તમારી નિયત બૂરી છે, એવું કહે છે કે નહીં કહેતાં ?

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** નૈયત એટલે શું ? ભાવિભાવ. ભવિષ્યમાં જે થવાનું છે તેનો ભાવ આજે કરીએ. આપવા નથી એ જે ભાવ કર્યો તે...

**પ્રશ્નકર્તા :** પણ એ જે તમે કીધુંને, એને માટે શબ્દ દાનત.

**દાદાશ્રી :** દાનત. પણ આ નિયતિ શબ્દને લીધે તમને આ નિયતિ તમારે જાણવું છે ને એ નિયતિ આમાં વપરાય છે કે તારી નૈયત બરોબર નથી.

એટલે આ શું કહેવા માંગું છું ત્યાં આગળ કે ભલે પૈસાની ખોટ ગઈ, આમ તેમ થયું, પણ છતાં હવે શી રીતે આપીશું તે વખતે, એવો મુકાબલો નહીં કરવાનો કે હવે શું આપવું છે ?! તે ઘડીએ એમ જ રાખવું કે મારે પૈસા આપી દેવા છે. મરતાં સુધી આપણે, ન અપાય તેનો વાંધો નથી, પણ પૈસા મારે આપી દેવા છે જ્યારે આવે ત્યારે. એ વૈજ્ઞાનિક રીત છે.

નૈયત બગડે એ નિયતિ છે. નિયતિમાં એણે નિયત બગાડી. એનો ધક્કો, માર ખાવો પડશે હવે. નિયત જો બગડે નહીં તો સીધો મોક્ષે ચાલ્યો જાય, કોઈ પણ વાતમાં નિયત બગાડે નહીં, નિયતિનો દુરુપયોગ ના કરે તો !

નિયતિ હંમેશા ભાવિભાવ રૂપે હોય, ભૂતભાવરૂપે ના હોય. અત્યારે કોઈ પણ માણસે એક માણસનું ખૂન કર્યું પણ છતાં એને ભાવ આવે છે, ભાવિભાવ આવે છે કે ખૂન ક્યારેય ન કરવું જોઈએ હવે. એ ભાવિભાવ આવતા ભવમાં છે તે એનું ફળ આવશે. એ નિયતિનું છે. નિયતિના આધીન એને છે તે હવે ખૂન ના કરવું જોઈએ, એ આવશે.

**પ્રશ્નકર્તા :** નિયતિ એટલે આ કર્મ અને આ એનું ફળ. એ નિશ્ચિત છે, ચોક્કસ છે. અને એ એને ભોગવવાનું એ એની નિયતિ છે.

**દાદાશ્રી :** નહીં, કર્મનું ફળ જે છે ને એ તો સ્વભાવિક છે. જેમ માણસે વાંચ્યું ના હોય. અને સ્વભાવિક રીતે નાપાસ થાય, એમાં નિયતિની શી જરૂર ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ સ્વભાવિક છે. અત્યારે બધાની નૈયત જ બગડી ગઈ ને ! નૈયત નહીં બગડેલી ?

**પ્રશ્નકર્તા :** બગડી ગયેલી !

**દાદાશ્રી :** હવે એ જ નિયતિ, આ નિયતિનો દુરુપયોગ થયો તેનો માર પડવાનો હવે. એય વળાંક માર્યો. કેટલાંય અવતાર એનો વળાંકો ખાધો. નૈયત બગડી કહેશે. હવે અનુભવીઓને પૂછીએ કે 'સાહેબ ત્યારે કરવું શું, નૈયત ના બગાડીએ તો ! કારણ કે અહીં પહોંચી વળીએ એવું નથી.' ત્યારે કહે, 'પહોંચી ના વળાય એવું હોય તો બધાને કહી દે. કે સાહેબ, જરા પહોંચી વળાય એવું નથી, પણ મારે આપવાના છે.'

'તારી નૈયત ના બગડી, તો તારો નંબર ફર્સ્ટ', કહેશે. નૈયત ના બગાડીશ. આ નિયતિ તો મોટામાં મોટી ગજબની વસ્તુ છે ને એને જ જો તું આમ સમજી અને ના બગાડીશ. પણ લોકો જાણે નહીં ને ! લોકો જાણે કે આ મોટામાં મોટી વસ્તુ, એવું જાણે નહીં ને !

**પ્રશ્નકર્તા :** ના જાણે ત્યારે જ બગડે ને !

**દાદાશ્રી :** હા, જો નિયતિ મેં દેખાડીને તમને ? તમે જોઈને નિયતિ ?

**પ્રશ્નકર્તા :** હા, દેખાડી દાદા.

**દાદાશ્રી :** વ્યવહારમાં ચાલુ હોય છે, પણ ખબર ના પડે.

**પ્રશ્નકર્તા :** દાદાના જ્ઞાનથી બહુ મોટો ફાયદો થઈ જાય છે કે વળાંક લઈ લે ને, સીધી નિયતિમાં જ ચાલ્યો જાય.

**દાદાશ્રી :** સીધી નિયતિમાં જતો રહે છે. એટલે વળાંક ના આવે. એટલે કરોડ રૂપિયાનું નુકસાન થયું હોય તો બધાને કહે, 'ભઈ, હું તમને દૂધે ધોઈને પૈસા આપીશ.' લોકો તો ગાળો દે, નૈયત બગાડીનેય ગાળો નહીં દેવાનાં ?

**પ્રશ્નકર્તા :** લોકો તો ગાળો દેવાનાં જ છે.

**દાદાશ્રી :** માટે તું એનો આ ટાઈમ પસાર કરી નાંખને ! તારો ભાવ, તારી નૈયત નહીં બગડેલી હોય. પેલા સાનમાં સમજી જશે કે 'ભાઈની દાનત સાચી છે', એમ કહેશે. એ સમજી જાય કે ના સમજી જાય કે દાનત સાચી છે ? એ દાનત સાચી તો કલ્યાણ થઈ જાય.

## નૈયત અચ્છી તો બરક્ત બડી

તું જે કરે છે એમાં કશી બરકત આવે ખરી ? કોને બરકત કહે છે આપણા લોકો ?

**પ્રશ્નકર્તા :** સફળ થાય બધું એને બરકત કહેવાય ?

**દાદાશ્રી :** ના. ગમે એવી સફળતા થતી હોય, ગમે એવું ધાર્યું થાય, તોય બુમ પાડે, 'દાદા, જો કહીએ સો મિલતા હૈ મગર ખુદા કી બરકત નહીં હૈ !' ત્યારે ખુદા શું કહે છે, 'નૈયત અચ્છી રખ તો બરકત હો જાયેગી.'

**પ્રશ્નકર્તા :** નૈયત એટલે નીતિ ?

**દાદાશ્રી :** નીતિ તો એનો એક ટૂકડો નૈયતનો.

**પ્રશ્નકર્તા :** અંદરનો ભાવ ?

**દાદાશ્રી :** હા, એવા ભાવ. એને જ નિયતિ કહેવાય છે. નિયતિ ઉપરથી નૈયત થયું છે. એટલે કો'ક ગાળો ભાંડે પણ એ માણસ શું કરે ? એ ક્યારેય પણ એને દુઃખ ન થાય એવો ભાવ રાખે એ નિયતિ કહેવાય. નૈયત કહેવાય અને ચોરી નહીં કરનારનોય ભાવ, નૈયત કહેવાય, વિકારી નહીં થવું એ બધા નૈયત કહેવાય અને થવું એ વિરોધી કહેવાય. પછી બરકત રહે નહીંને ! એ પ્રમાણે ન થવું. આપણે રૂપિયા લેતા પહેલા ભાવ થાય તે લેતાં પહેલાં એ વિચાર કરે કે સાલુ લઈશું ખરા પણ આપીશું ક્યારે ? માટે જેને માનતો હોય ને, 'હે દાદા ભગવાન, મને એને વહેલામાં વહેલી તકે પાછા આપવાની શક્તિ આપો' અને પછી લેવા. એ નૈયત સારી કહેવાય. તેને પછી આપણા લોક દાનત કહે, બીજું બધું કહે, પણ મૂળ નૈયત છે.

કોઈને ના અપાયા હોય, તોય મનમાં એવી ભાવના રાખવી કે ક્યારે અપાય. આપણને એમ લાગે કે અહીં પૈસા નાખવા જેવા છે દાન કરવા જેવું છે, તોય આપણાથી ના અપાય તો મનમાં ભાવના રાખવી. ના અપાય તો તેનો વાંધો નહિ. પણ ભાવ જ ના રાખે તો ? બીજ નાખીએ નહીં તો ઊગે કેમનું ? આ તો બીજ નાખીએ, કોઈ ફેરો ધૂળ આવીને ભેગી થઈ અને ઊગી એ નીકળે. બીજ જ ના નાખીએ તો ? એ નિયતિ કહેવાય છે, નૈયત એટલે બરકત, આપણી હોય બરકત અમે કહીએને ભઈ અમારી બરકત છે બરકત તો જોઈએને !

એટલે અમે વ્યાપારીઓને પહેલું શીખવાડીએ કે નૈયત બગડે નહીં એટલું સાચવજે. તો તું સુખી થઈ જઈશ. એ જ્ઞાન તું સાચવી રાખજે. ભલે દુઃખી થઈ જઉ. ગમે તે થયું. આપવા છે એવું નક્કી રાખજે. એટલે અપાઈ જશે. પૈસા બધાય જતા રહે, દેવું થઈ ગયુ હોય તોય આપવા છે એવું નક્કી રાખજે.

## નિયતિ, પુરુષાર્થ અને પ્રારબ્ધના સંબંધો

**પ્રશ્નકર્તા :** હવે પુરુષાર્થથી નિયતિને ખસેડી શકાય ? કે નિયતિને ભોગવવી જ પડે ?

**દાદાશ્રી :** કશું નહીં, પુરુષાર્થનું જોરેય ના ચાલે અને નિયતિનું જોરે ના ચાલે, કોઈનું જોર ના ચાલે. બધું જ છે તે નોર્માલિટીમાં રહેવું જોઈએ. જો પુરુષાર્થ બિલોનોર્મલ થયો તો બધું બિલોનોર્મલ થશે. નોર્માલિટી જોઈએ. પુરુષાર્થને માનતો હોવો જોઈએ પણ પુરુષાર્થમાં એબવનોર્મલ ના થઈ ગયેલો હોવો જોઈએ. એટલે આ કરો આમ એટલે થાય જ, એવું તેવું ના બોલવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** ના, પણ નોર્મલ રહીને કરે, નોર્મલ રહીને પુરુષાર્થ કરે, તો નિયતિને ખસેડી શકાય ?

**દાદાશ્રી :** નહીં, કોઈ ખસે નહીં.

**પ્રશ્નકર્તા :** તો આમાં નિયતિ જે છે તે તો એટલે એનું નામ જ નિયતિ છે એટલે કે એને ભોગવ્યા વગર છૂટકો જ નથી ?

**દાદાશ્રી :** છૂટકો જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે પુરુષાર્થ એમાં કંઈ કરી શકે નહીં ?

**દાદાશ્રી :** પુરુષાર્થ કશું કરી ના શકે. નિયતિના સ્વભાવ આગળ પુરુષાર્થ ના કરી શકે. પુરુષાર્થના સ્વભાવ આગળ નિયતિ ન કરી શકે. પુરુષાર્થ પોતાનું કર્મફળ આપે પાછું, તેમાંય છે તે પુરુષાર્થ કશું કરી શકે નહીં. અને નિયતિય કશું કરી શકે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે નિયતિની પાછળ અને પુરુષાર્થની પાછળ આ બધાની પાછળ કર્મ તો ખરુંને, કર્મ અને એનું ફળ ?

**દાદાશ્રી :** કર્મફળ તો મળ્યા જ કરવાનું ને ! અને પુરુષાર્થ એટલે કર્મ.

**પ્રશ્નકર્તા :** એ કર્મનું જે ફળ છે તેને આધારે પુરુષાર્થ થાય.

**દાદાશ્રી :** હા, ફળમાંથી બીજ પડે પાછું. ફળમાંથી બીજ અને બીજમાંથી ફળ એમ ચાલ્યા જ કરે

**પ્રશ્નકર્તા :** એમાંથી જ નિયતિ બંધાય ?

**દાદાશ્રી :** ના, નિયતિ સ્વતંત્ર વસ્તુ છે

**પ્રશ્નકર્તા :** એટલે નિયતિ માણસને અસર કરે એ વાત ચોક્કસ. તો કર્મ અસર કરે અને નિયતિ અસર કરે એ બે જુદા ?

**દાદાશ્રી :** જુદા, જુદા. બન્નેની અસર જુદી જ.

**પ્રશ્નકર્તા :** તો કર્મની અસર અને નિયતિની અસર, એ બે કેવી રીતે જુદી પડી ?

**દાદાશ્રી :** એક માણસ છે તે દેવું થઈ ગયું છે. તે મનમાં ખરાબ વિચાર આવે છે કે હવે શું આપવું લેવું છે ? પણ પછી બીજો વિચાર

એને જોર કરે છે કે નહીં, બધું આપવું જ છે. એટલે આપવું છે એમાં એનો નિશ્ચય છે. હવે પોતાને બહુ ચોકસાઈ છે કે આપવું છે, છતાંય પણ એ કર્મફળ આપવા દેતું નથી. નિશ્ચય છે છતાં નથી આપવા દેતું. એક બાજુ કર્મફળ આપવા દેતું નથી, એક બાજુ નિયતિ આપવું છે, એવું રહે છે. એ બન્નેય સાથે ચાલે. પણ છેવટે નિયતિ એનું ફળ આપ્યા વગર રહેશે નહીં. નિયતિને જો સુધારવી હોય તો ભાવિભાવ છે તે ફેરફાર કરો, સારો કરો.

'એ ભાવિભાવ શું છે' એટલું એ નિયતિનું કામ છે. આજે તમે લોકોને ગાળો દો છો, નુકસાન કરો છો, પણ તમારે અત્યારે ભાવિભાવ શું છે, ત્યારે કહે, ના. હવે ભવિષ્યમાં ગાળ દેવી જ ના જોઈએ અને આમતેમ એ બધું ડીસિઝનમાં આવી ગયું. એ જ છે તે નિયતિનું કામ છે.

**પ્રશ્નકર્તા :** આ નિયતિ શેના આધારે બંધાય છે ? દરેક માણસની નિયતિ સરખી હોય કે દરેકની અલગ અલગ હોય ? એનો આધાર શું ?

**દાદાશ્રી :** બંધાયેલી જ હોય એ. એને શેના આધારે પરખાય ? તો કે ભાવિભાવ શું આવે છે એનો ?

**પ્રશ્નકર્તા :** એના આધારે નિયતિ બંધાય ?

**દાદાશ્રી :** પરખાય. બંધાયેલી તો છે જ, પારખવી હોય તો આની નિયતિ કેવી છે, ભવિષ્યમાં રૂડું ફળ આવે એવું છે કે એનું ખરાબ ફળ આવે એવું છે, તો એના ભાવિભાવ ઉપરથી ખબર પડે.

## નથી કોઈ કોઈને આધીન

**પ્રશ્નકર્તા :** હવે આ નિયતિવાદ, પુરુષાર્થ, પ્રારબ્ધ આ બધું વ્યવસ્થિતને જ આધીન છે ?

**દાદાશ્રી :** કોઈ કોઈના આધીન નથી. પુરુષાર્થના આધીન હોય તો આંબા પર કેરી લેવા જાવ તો ના મળી. કેમ પાછા આવ્યા ? કારતક મહિનો હતો.

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ તો જોઈશે જ ને ? પછી જ થવું હોય એ થાય.

**દાદાશ્રી :** એ બરોબર છે. પુરુષાર્થ જોઈએ. પુરુષાર્થથી આપણને ખબર પડે કે આ માણસ શાક લઈને આવશે, પછી ના આવે તો વાત જુદી છે. એ પછી વ્યવસ્થિત ! એટલે અમે કહીએ છીએને કે ભઈ પુરુષાર્થ પહેલો પછી વ્યવસ્થિત બોલો. આ વ્યવસ્થિત તો અમે બહુ ઊંચા સાયન્ટિસ્ટોને માટે કહીએ છીએ. એટલે એનો પુરુષાર્થ તો એની મેળે હોય જ, સ્વભાવિક રીતે હોય અને આ અણસમજુ લોકોને તો પુરુષાર્થ કરવો જ પડે.

**પ્રશ્નકર્તા :** પણ પાંચ જે સમવાય કારણો છે એમાં મુખ્ય પુરુષાર્થ છે. પુરુષાર્થ એ પ્રાધાન્ય છે, કારણ કે પુરુષાર્થ હોય તો જ કાર્ય થાય, નહીં તો ના થાય !

**દાદાશ્રી :** એ તો નીચલા થરવાળા માટે કહ્યું છે ભગવાને, ઉપલા થરવાળા માટે નથી કહ્યું, જ્યાં સહજ છે ને ત્યાં આગળ પુરુષાર્થની જરૂર જ નથી. ત્યાં તો પુરુષાર્થ સાચો રિયલ હોય અને પેલું પુરુષાર્થ ને પ્રારબ્ધ બેઉ ભેગું લખ્યુ છે એ તો નીચલા થરવાળાને લખ્યું છે, જેને જ્ઞાન ના હોય તેને માટે.

નિયતિ એમાં એક વન ઓફ ધ ફેકટર, વન ઓફ ધ મેમ્બર ઓફ ધ પાર્લામેન્ટ. આમાં સ્પેસની પણ જરૂર. તમે આ જગ્યાએ બેસો ત્યારે મારી વાત સાંભળી શકશો, ટાઈમની જરૂર અને બીજાં એવાં અનેક કારણો છે કે જેના આધારે આપ મને ભેગા થયાં છો. ગુહ્ય કારણો, તે બુદ્ધિ ન પહોંચી શકે એવાં. એટલે હું, ઓન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કહું છું. પણ આ તો ગુહ્ય. એટલે બુદ્ધિથી પણ ના સમજાય કે આવું કેમ બને છે ! એટલે આ નિયતિ નથી.

આ અનુભવની વાણી કહેવાય. શાસ્ત્રમાં આવું બધું લખેલું ના હોય ને મેળ પડે નહીં આપણો. આત્મા પ્રાપ્ત થાય એવો નથી, કરોડો ઉપાયે, કરોડો અવતારે, આત્મા પ્રાપ્ત ના થાય. અને સાધુ-મહારાજને પૂછવા જાવ ત્યારે કહેશે, 'ભઈ, આ તો શું ત્યાગ કર્યો છે, હજુ કેટલાય

અવતાર સુધી ત્યાગ કરીશું, તોય આત્મા પ્રાપ્ત થાય એવો નથી.' સહેલી વસ્તુ નથી એ. અનંત અવતારથી છીએ. આ કંઈ બે-પાંચ અવતારથી છીએ આપણે ? અનંત અવતારથી ભટક ભટક કરીએ છીએ. ત્યારે શું આવી દશા કોઈ દહાડો ઉંચે નહીં ગઈ હોય ? ત્યારે કહે, 'તીર્થંકરની પાસે બેસી રહ્યો છે ! તોય આ બૂઝયો નથી મૂઓ. આ ચોવીસી થયા કરે છે ને, તેમાં જઈને બેસી રહ્યા, સાંભળે બધુંય, પાછો હતો તેવો ને તેવો.' કારણકે ભગવાને કહ્યું, 'ભઈ, એમાં તીર્થંકરનો દોષ નથી ને એ જીવનોય દોષ નથી. એનો કાળ પાક્યો નથી તેથી.' એ તો કાળેય પાકવો જોઈએ, નહીં તો ના થાય.

**પ્રશ્નકર્તા :** આ કાળ પાકવો એય બધું નિશ્ચિત ?

**દાદાશ્રી :** નિશ્ચિત ખરું, પણ નિશ્ચિત આ રીતે નહીં. નિશ્ચિત ખરુંય ખરું, પણ નિશ્ચિત નહીં એય નહીં. તેથી અમે વ્યવસ્થિત કહીએ છીએ ને, કે કામ કરે જાવ. તમે કામ કરો. એ નિશ્ચિત કહેતો હોય તો બગડી જાય. નિશ્ચિત એકલું જો બનવાનું હોય બધું, તો તમે અહીં આવો જ નહીં. અહીં આવો ખરા પણ તમારા ભાવ કેવા હોય ? ના ગયા હોત તોય શું છે ? એવો ભાવ કરે. એ ભાવ બગાડી નાખો, બધા ભાવ બગડી જાય.

જ્ઞાની પુરુષ તો જેવું છે એ કહેશે, એ પ્રમાણે ચાલો. બાકી કાળ પાક્યા વગર કશું થાય નહીં. આ જેટલા ઝાડ છે ને તે કોઈને બે મહિને ફળ આવે, કોઈને ચાર મહિને ફળ આવે, કોઈને છ મહિને ફળ પણ બાર મહિને એમને તો બધાને ફળ આવી જ જાય. એના ઉપરથી આપણને ખબર પડે કે વરસ સાચું છે, કુદરતેય પણ કબૂલ કરે છે કે ગયે સાલ જેઠ મહિને કેરીઓ હતી તે આ સાલ જેઠ મહિનામાં પાછી કેરીઓ આવી. વરસ દહાડા સાચી વસ્તુ છે ને ! કુદરત કબૂલ કરે છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે બધાં માટે કાળની મુખ્ય જરૂર છે. કાળ સ્વતંત્ર રીતે કામ કરે છે.

**દાદાશ્રી :** હા, અને કાળ જો મુખ્ય વસ્તુ હોય તો કાળ બધા ઉપર

રોફ પાડે કે 'હું છું તો તમે બધા છો.' એટલે કાળનેય કહે છે કે 'તું ના હોય તો ચાલે એવું છે. તું રોફ ના મારીશ !'

**પ્રશ્નકર્તા :** કાળના આધીનેય નહીં.

**દાદાશ્રી :** એટલે વ્યવસ્થિતના આધીન કહે છે. બધા આપણે ભેગા થઈએ કામ થઈ જાય. કાળને કહે છે બધા આપણે ભેગા થઈએ. વ્યવસ્થિતની પેઠ તો બધું કામ થઈ જશે. એટલે કાળને આધીન હોય, ત્યારે તો પછી છે તે કશું કરવાનું જ શું રહ્યું ? કાળ પાકશે ત્યારે મોક્ષ થશે જ એનો !

**પ્રશ્નકર્તા :** પછી અજ્ઞાનના ભાવે કર્મ બંધાય, તો એનું શું કરવું ?

**દાદાશ્રી :** એ તો બંધાયા જ કરવાના, એટલે ભાન નથી ને આવું બોલે, કાળ પાકશે તો મોક્ષ થશે. એવું અવળું બોલે તેથી અવળાં કર્મ બંધાય ને અવળાનું ફળ છે તે ઊલટું અવળું જ થાય.

એટલે કાળ જ્યારે પાકે ત્યારે આપણને એવા મોક્ષે જવાના સાધનો બધા, શાસ્ત્રો એવા મળી આવે, જ્ઞાની પુરુષ મળી આવે. એટલે આ લોકોય હતા ને હુંય હતો. પણ તે કાળ પાક્યો નથી, તો કામ ના થાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે એનો અર્થ એ થયો કે આપ જે વાત કરો છો, અમે બધાં સાંભળીએ છીએ, એ વાતમાંથી કો'કને સ્પર્શ થાય, કો'કને ન થાય એવો સંભવ ખરો કે નહીં ?

**દાદાશ્રી :** ખરો, ખરો ને. દરેકને સ્પર્શ જુદો જુદો થાય.

**પ્રશ્નકર્તા :** પોતાની યોગ્યતા પ્રમાણે.

**દાદાશ્રી :** યોગ્યતા પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** એ યોગ્યતા ક્યાંથી આવી ? પૂર્વજન્મના સંસ્કારથી.

**દાદાશ્રી :** હા, પૂર્વજન્મના સંસ્કાર. અને કેટલાક તો ઊંચામાં ઊંચી

યોગ્યતા ધરાવતા હોય. પણ અંતરાય કર્મ હોય. અંતરાય કર્મ તે ના થવા દે. એટલે યોગ્યતા-બોગ્યતા બધું એકલું કામ કરતું નથી. બધી બહુ જાતનાં કારણો છે. અનેક કારણો છે, એટલે કારણોનો કંઈ હિસાબ નથી.

## વર્લ્ડ છે પાર્લામેન્ટરી પદ્ધતિ

ઘણાં લોકોએ શોધખોળ કરી. મને કહે છે, 'નિયતિ ચલાવે છે' મેં કહ્યું 'હોવે, આ નિયતિ ચલાવે છે એટલે સૂઈ જા ને, ઘેર !' નિયતિ ચલાવવાવાળા (!!) એટલે તો તો નિયતિ રોફ મારે કે મારે લીધે ચાલે છે. પુરુષાર્થ નહિ, પ્રારબ્ધ નહિ, નિયતિ નહિ. ત્યારે કાળ કહે છે, 'મારે લીધે બધું.' ના, તારે લીધે શું ? આ બધામાં તું હઉ ભેગો થઉં ત્યારે ! કોઈનું ઈગોઈઝમથી ચાલે એવું છે. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ !

યોજના કરેલી હોય ને, તે પછી નિયત જ હોય, એવું નથી આ. એમાં તો લોકોએ માર ખાધો, નિયતિવાળાએ નિયતિમાં માર ખાધો, નિયતિ નથી એમ કહેનારા એય માર ખાધો. નિયતિ એ પોતે વન ઓફ ધી એવીડન્સ છે. એને તરછોડાય નહીં આપણાથી, તેમ માલિકેય ના બનાવાય એને અને જો માલિક બની બેસે તો પછી એય મૂછો ઉપર આમ હાથ દે. હું જ છું, કહેશે. એટલે નિયતિ જો એકલી જોવા જઈએને, તો નિયતિ ઇગોઈઝમ કરે કે આ મારે લીધે જ ચાલે છે એમ. તો એને ભગવાન કહેવો પડે આપણે. એવું કોઈને ભગવાન કહેવો પડે એવું આ જગત જ નથી. અને ભગવાનથીય મૂછ ઉપર હાથ દેવાય એવું નથી. તો તો ભગવાનેય રોફ મારે કે અમારે લીધે આ બધું ચાલે છે, કહેશે. ઓહોહો...! આ વર્લ્ડ તો પાર્લામેન્ટરી પદ્ધતિ છે ! આ જગતમાં કોઈ એવી ચીજ નથી કે જે ઇગોઈઝમ કરે. આત્મા પણ ઈગોઈઝમ ન કરી શકે, આ 'હું ચલાવું છું.' ભગવાન પણ એવો નથી કે હું ચલાવું છું, કહી શકે. ઇગોઇઝમવાળો કોઈ છે જ નહીં આ જગતને ચલાવનારો. નૈમિત્તિક છે ભાવ. એ છે તે નિયતિ ખરી, પણ નિયતિ વન ઓફ ધ ફેક્ટર છે. આવાં કેટલાં ફેક્ટર ભેગાં થાય, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગાં થાય, ત્યારે કામ થાય.

## ત્યારે સમજાશે જગત

આ મહીં દરિયામાં માછલાં લઢે ને, તે લાખો માછલાં મરી જાય છે.

**પ્રશ્નકર્તા :** હા, અંદર અંદર લઢાઈ થાય તો મરી જાય. એ કુદરતી નિયમ જ ગણાય ને !

**દાદાશ્રી :** હા, કુદરતનો ક્રમ છે.

**પ્રશ્નકર્તા :** તો આ લોકો જે અણુબોંબ બનાવે એ કુદરતનો ક્રમ જ છે ને ?

**દાદાશ્રી :** એવું ના બોલાય. તો તો પછી લોકો આ જજમેન્ટમાંથી ઊડી જશે. પછી જજમેન્ટ જ ના રહ્યું ને !

**પ્રશ્નકર્તા :** એવું બોલાય નહીં, પણ એવું સમજાય ખરું !

**દાદાશ્રી :** એ સમજવા માટે બીજી રીતે સમજવું જોઈએ. એ બહુ ઊંડી રીતે સમજવું જોઈએ. એકલું જો કુદરત હોયને, તો નિયતિથી આ જગત ચાલે છે એમ કહી દેત.

**પ્રશ્નકર્તા :** એકલું કુદરત હોય તો.

**દાદાશ્રી :** હં. તો તો નિયતિ જ એને ચલાવે છે એમ કહી દેત. ત્યારે કે નિયતિ એક આધાર છે, કંઈ એકલી નથી કરતી એટલે કોઈને અહંકાર કરવાની જગ્યા જ નહીં રહી. કોઈ એમ ના કહી શકે કે મારા લીધે આ ચાલે છે.

**પ્રશ્નકર્તા :** હા. એટલે આ જે પ્રજા છે અત્યારે, એ પ્રજાએ આગલા ભવમાં એવા ભાવ કર્યા હોય એટલે આ પરિસ્થિતિ ઊભી થઈ છે, એનો અર્થ એમ સમજવું ?

**દાદાશ્રી :** એવું જ બધું.

**પ્રશ્નકર્તા :** તો તો એનો કોઈ ઉપાય નહીં.

**દાદાશ્રી :** આ જે બને છે એ કરેક્ટ છે. પોતાના સાત છોકરા જીવ્યા તોય કરેક્ટ અને સાતેય મરી ગયા તોય કરેક્ટ. એવું જે જાણે છે તે આ જગતને સમજે છે. ત્યાં ઓડિટ કરે છે એ સમજતો નથી.

**પ્રશ્નકર્તા :** આ મારા પ્રશ્નો અત્યારે કર્યા એ ઓડિટ જેવા થઈ ગયા. એટલે એ ઓડિટ નહીં કરવું જોઈએ.

**દાદાશ્રી :** આ તો વાત કરું છું. અત્યારે તો ઓડિટ કાઢીને જ સમજવાની જરૂર છે ને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ સમજણ લાવવા માટે છે તે ઓડિટ કરવું પડશેને ! એકદમ બોલી ગયા કે થઈ ગયા એવું કંઈ ચાલે ?

**પ્રશ્નકર્તા :** ના.

## પાંચ કારણો વ્યવસ્થિતમાં નિમિત્ત

**પ્રશ્નકર્તા :** સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, અને કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, પુરુષાર્થ, પ્રારબ્ધ એમાં શું ફરક ?

**દાદાશ્રી :** એ બધા નિમિત્ત, એ નિમિત્ત હોય તો કાર્ય થાય, નહીં તો કાર્ય ના થાય. વિસર્જનમાં એ નિમિત્ત છે. પણ વિસર્જિત નિમિત્ત છે અને પાછું, સર્જનમાં સર્જિત નિમિત્ત હોય છે એના એ જ. એ જ સંયોગો, કાળ, સ્વભાવ, ભાવ બધું બાઝે તો કાર્ય થાય નહીં તો ના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવસ્થિત શક્તિ આપ કહો છો તે એક જ ને !

**દાદાશ્રી :** એક જ ! એ જ વિસર્જન શક્તિ છે, એ જ વિસર્જન કરી રહ્યું છે !

પાંચ સમવાય સમજાય નહીં. એટલે કેટલા બધાં કોઝિઝ હોય છે સમવાયમાં. એટલે લોકોને કોઝિઝ કહીએ તો સમજણ પડે. પાંચ સમવાય તો જ્ઞાનીઓ સમજી શકે. લોકોને તો આ બહુ કોઝિઝ છે. આ સ્પેસ, કાળ,

બીજા કોઝિઝ ભેગાં થાય પુનર્જન્મના, આ બધું ભેગું થાય ત્યારે કાર્ય થાય. એટલે એ વ્યવસ્થિત શક્તિ.

સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સમાં બધા જ નિયમો આવી જાય છે. નિયતિ પણ વ્યવસ્થિતમાં સમાઈ જાય છે.

આ જગતને ચલાવનાર કો'ક છે અને પોતે કહે છે કે 'હું ચલાવું છું.' આખો સંસરણમાર્ગ વ્યવસ્થિત શક્તિથી ચાલે છે. વ્યવસ્થિત શક્તિ એ બધાને એક્ઝેક્ટ ફેઝમાં રાખે છે. વ્યવસ્થિત એ નિરંતર વિસર્જન કરે છે. તેથી બધાનું કાર્ય ચાલે છે. કારખાનાવાળાંઓનાં કારખાનાં ચાલે છે. દુકાનોવાળાંની દુકાનો ચાલે છે. સર્જન એક બીજી જ વસ્તુ કરાવે છે. તે ફક્ત જ્ઞાની જ જાણે છે. નિયતિ નામની શક્તિ સર્જન કરાવે છે પણ તે ફક્ત જ્ઞાની જ જાણે છે, કોઈના લક્ષમાં આવે તેવી નથી.

જગતને ભ્રાંતિ છે. તેથી આત્મા કર્તા દેખાય છે. બીજા શબ્દમાં કહેવું હોય તો ભ્રાંતિથી આત્મા કર્તા-ભોક્તા છે. મૂળ આત્મા તો વ્યવહારથી પણ કર્તા-ભોક્તા નથી. બહુ ઊંડી વાત છે.

જગતના લોકોને ના લાવવો હોય તોય તે ભાવિભાવ આવ્યા જ કરે, તે નિયતિના આધારે છે. આપણે ભાવિભાવમાંથી છૂટ્યા ને નિયતિમાંથી છૂટ્યાં. કારણ કે શુદ્ધાત્મા થઈ ગયા. આપણે નિયતિમાંથી મુક્ત થયા. જગત બંધનનાં કારણો સેવે છે જ્યારે આપણે મુક્તિનાં કારણો સેવીએ છીએ. નિયતિમાંથી છૂટ્યો એ મુક્ત. ભાવ કરાવડાવે છે નિયતિ અને આરોપ આવે છે કર્તા ઉપર. ભાવાત્મક સર્જન થયું હોય તેનું વ્યવસ્થિત વિસર્જન કરાવે અને ભાવાત્મકનું સર્જન નિયતિ કરાવે છે, અને તે કોઈને ઈચ્છાપૂર્વક ભાવિભાવ થતો નથી.

**પ્રશ્નકર્તા :** આ દરેકને જે સ્પેસ જુદી જુદી મળે છે, એ ક્યા આધારે જુદી જુદી સ્પેસ મળે છે ?

**દાદાશ્રી :** એનો આધાર નિયતિ. નિયતિના આધીન આ સ્પેસ છે બધાને અને પછી નિયતિ એકલી કરી શકતી નથી આ. જો નિયતિ હોય

તો જગતમાં બીજું સોલ્યુશન ના જોઈએ. પણ સ્પેસ મલ્યા પછી આ ઈગોઈઝમ બધું કાર્ય કરે છે.

**પ્રશ્નકર્તા :** મુક્ત થવાની પ્રક્રિયા પણ નિયતિને આધીન ?

**દાદાશ્રી :** જે સ્પેસ છે તે નિયતિને આધીન. બંધનની પ્રક્રિયા હતીને, તે જેના નિમિત્તે થઈ રહી છે. તેના નિમિત્તે જ મુક્તિની પ્રક્રિયા થયા કરે. એટલે આમાં નિયતિ ને કંઈ લેવા-દેવા નથી. નિયતિ તો વચ્ચે તમને સ્પેસને એ બધું એડજસ્ટમેન્ટ આપે છે. નિયતિ કામ કરી રહી છે. પણ નિયતિ તો બધાને માટે સરખું સપ્રમાણથી. સો જણ નીકળ્યા એટલે સો જણને ઊભું રહેવાનું તો સ્થાન હોવું જોઈએ ને ! હવે દેહ છે, એટલે ઊભું રહેવાને માટે આટલી બધી જગ્યા જોઈએ અને આત્માનું પોતાનું સ્થાન તો ખરું જ ને ! અને જ્યાં સુધી સંસારી છે ત્યાં સુધી જગ્યા રોકે જ. નહીં તો જગ્યા રોકતું નથી. પણ સંસારી હોય તો અવશ્ય જગ્યા રોકે જ ને !

**પ્રશ્નકર્તા :** પરતંત્ર થવામાં પણ નિયતિ ખરીને.

**દાદાશ્રી :** એ નિયતી તો હેલ્પીંગ છે. પરતંત્ર થવામાંય હેલ્પીંગ છે અને સ્વતંત્ર થવામાંય હેલ્પીંગ છે. નિયતિ તો બિચારી કંઈ હેરાન નથી કરતી.

## ફેર છે અહંકારના અસ્તિત્વથી...

**પ્રશ્નકર્તા :** જે પાંચ સમવાય કારણો છે ને પ્રારબ્ધ, પુરુષાર્થ, નિયતિ, સ્વભાવ અને કાળ. તો કહે કે આને અને આ વ્યવસ્થિતને, બેને શું સંબંધ છે ?

**દાદાશ્રી :** એ તો અહંકાર હોય ત્યાં સુધી આ પાંચ કારણો. અને આ અહંકાર ગયા પછી વ્યવસ્થિત. વ્યવસ્થિત એટલે પાંચ કારણોને લેવાદેવા નહીં. આ પાંચ કારણો તો અહંકાર હોય ત્યારે જોઈ શકે કે આ કામ કેમ થતું નથી ? માટે આ ચાર કારણો તો મળતા હોય, પણ પાંચમું કારણ પૂર્વકર્મ નડતું હોવું જોઈએ.

## એ બેમાં અંતર આભ-જમીનનું

**પ્રશ્નકર્તા :** આપ જેને વ્યવસ્થિત કહો છો એ વ્યવસ્થિત અને ભવિતવ્યતા અથવા ભાવિભાવ કે નિયતિ વગેરે શબ્દો વપરાય છે જેને માટે, એ બધું એક જ છે કે ભિન્ન ?

**દાદાશ્રી :** શું બોલો છો ? સરખામણી થાય કશી ? ક્યાં આ, ને ક્યાં આની સરખામણી ?! વ્યવસ્થિત શબ્દ તો આ નવો વૈજ્ઞાનિક શબ્દ છે કે જેથી કરીને આજ પચાસ હજાર માણસોને મેં કહ્યું છે કે અગ્રશોચ તમને નહીં થાય. તમારું ભવિષ્ય વ્યવસ્થિતના હાથમાં છે. 'અગ્રશોચ' તે અત્યાર સુધી બધેય અગ્રશોચ જ કરી રહેલાં જ્ઞાનીઓય !

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાં જે ભાવિભાવ કે ભવિતવ્યતા, નિયતિ શબ્દ વપરાય છે એની પણ વ્યાખ્યા તો આવી જ છે કે જે થવાનું હોય, જે જ્ઞાનીઓએ દીઠું હોય તેમ થયા કરે છે. આપણું કંઈ ધાર્યું થતું નથી !

**દાદાશ્રી :** ના, ના, તો તો પુરુષાર્થ રહ્યો જ નહીંને ?!

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ સાપેક્ષ છેને !

**દાદાશ્રી :** ના, ના. એ ફક્ત સમકિતી જીવને માટે કહ્યું છે ! નહીં તો આ પાંચ વાક્યો જ ના હોયને !

**પ્રશ્નકર્તા :** આ પાંચ કારણ ભેગાં થાય ત્યારે કોઈ પણ કાર્ય બને. એટલે ભવિતવ્યતા કે નિયતિ, એ વ્યાખ્યા ને આ વ્યવસ્થિત એની પણ વ્યાખ્યા બન્નેની આ મળતી જ લાગે છે.

**દાદાશ્રી :** ના. જરાય લેવા-દેવા નથી. વ્યવસ્થિત તો આ જ્ઞાન લીધું હોય એમને કહેલું કે ભવિષ્યકાળ વ્યવસ્થિત છે, તું તારી મેળે બધું કામ કર્યે જા, ભૂતકાળ ગોન, ભવિષ્યકાળ વ્યવસ્થિતના તાબામાં અને વર્તમાનમાં રહો એટલે વર્તમાનમાં રહે છે, તો નો વરીઝ, એક કર્મ બંધાય નહીં, કર્મ એટલાં જ બંધાય એક અવતાર, બે અવતારના પૂરતાં કારણ કે અમારી આજ્ઞા પાળે છે તેનાં !

## શાસ્ત્ર સમજવા, જ્ઞાનીને આધીન

**પ્રશ્નકર્તા :** આત્માનું અકર્તાપણું સમજવા માટે આ પાંચ કારણો કહી શકાય ?

**દાદાશ્રી :** 'હું કરું છું' એ ભાન તૂટવા માટે. આત્માનું અક્રિયપણું તો શાસ્ત્રથી જાણવું જોઈએ. કઈ રીતે અક્રિય છે, નહીં તો કોઈ માને નહીં ને, આત્મા અક્રિય છે. એવું કઈ રીતે માને ? 'હું કરું છું' એ તો ભાન બધા સાધુઓને ખરું જ ને !

**પ્રશ્નકર્તા :** એટલે આત્માનું અક્રિયપણું એ શાસ્ત્રથી જણાય એવું છે ને !

**દાદાશ્રી :** શાસ્ત્ર જો જ્ઞાનીની મારફત વાંચવામાં આવે તો.

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીરે બહુ વિશાળથી આ ખુલાસો મૂક્યો છે ઉત્તરાધ્યાન સૂત્રમાં એમની નિર્વાણ વાણી વખતે.

**દાદાશ્રી :** શું લખ્યું છે ?

**પ્રશ્નકર્તા :** આ જ પાંચ સમવાય કારણો ઉપર બહુ વિગતથી ખુલાસો મૂક્યો છે.

**દાદાશ્રી :** હા, પાંચ કારણ હોય તો કાર્ય થાય એમ. સમવાય કારણ કહેવાય એને. એટલે ફેડરલ કોઝિઝ ! આ પાંચ ભેગા થાય, એટલે કાર્ય થઈ જ જાય. એટલે અમે એ જોઈને ચાલીએ કે કયું કારણ ભેગું થતું નથી.

## વ્યવસ્થિત સમજે ચિંતા કાયમી બંધ

**પ્રશ્નકર્તા :** તો આના ઉપરથી એક સમાધાન એ પડે છે કે કંઈ પણ કાર્ય થાય અગર ન થાય, તો એના ઉપર ક્રોધ આવવો ન જોઈએ, મન બગડવું ન જોઈએ.

**દાદાશ્રી :** આવવો જ ન જોઈએ.

**પ્રશ્નકર્તા :** કારણ કે એ આપણા હાથની વાત નથી, પરસત્તા થઈને !

**દાદાશ્રી :** એ ભગવાન મહાવીર એવું કહેવા માંગે છે, આ પાંચ ભેગા થાય તો જ કાર્ય થશે. માટે શું કરવા અમથા ગાંડા કાઢે છે ? એ ગાંડા કાઢ્યા વગર ચાલે નહીં. આ તો કહેશે, 'સાહેબ, 'મેં કર્યું' એ તો બોલવું જ પડશે, તે ભાષા એવી છે અમારી.' એટલે એનો કેફ ના ચડવો જોઈએ કે ખરેખર મેં જ કર્યું છે. તો એવું નાટકીય બોલ. નાટકમાં જેમ બોલે છે એમ. હવે નાટકીયપણે બોલ્યો નહીં, એટલે પછી થઈ ગયો કેફ. કેફ વધતો, વધતો, વધતો પછી થઈ ગયો ચંદુભાઈ આખોય.

**પ્રશ્નકર્તા :** એટલે 'હું' પદમાં આવી ગયો.

**દાદાશ્રી :** 'હું' પદમાં આવી ગયો. કેફ વધતો વધતો પછી સાયકોલોજીકલ ઈફેક્ટ જ થઈ ગઈ. પછી તે રૂપ જ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** અને આ વ્યવસ્થિત સમજાઈ ગયું પછી કશો ડખો કરવા જેવો નથી.

**દાદાશ્રી :** હા. એટલે ભવિષ્યની ચિંતા બંધ કરે છે આ વ્યવસ્થિત. જ્યારે આ પાંચ સમવાય છે, તે ભવિષ્યની ચિંતા ઊભી કરે છે.

❖❖❖❖❖

# (૧૦)

# દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ, વિના...

## ન સંભવે કાર્ય, એ ચારેય વિના

આ આત્માની વાત એવી છે કે જ્ઞાની પુરુષને બધા ખૂણા ખાંચરા સાથે જાણ હોય અને કોઝીઝ-ઈફેક્ટનાંય ખૂણા ખાંચરા જાણતા હોય બધા કે આ ઈફેક્ટ છે ને આ કોઝીઝ છે. દૂધની મહીં દહીં નાખ્યું એટલે દહીં કહેવાય નહીં, એ કોઝ કહેવાય. અને દહીં થાય ત્યારે કાર્ય કહેવાય, ઈફેક્ટ ! દૂધમાં દહીં નાખે તો તરત કેમ નથી થતું ! એટલે દરેક કોઝ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ માંગે છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવ ભેગા થાય, ત્યારે એ કાર્ય પુરુ થાય, ઈફેક્ટ થાય.

અહીં કરીએ તો સત્સંગ કેવો થાય ? ઉપર કરીએ તો કેવો થાય ? પેલા ભાઈને ત્યાં કરીએ તો કેવો થાય ? એ બધું ત્યાં આગળ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સહુ ફળ આપે. ત્યારે કોઈ કહે, 'હું કેવું બોલું છું' ? ત્યારે કહીએ, 'સાહેબ અહીં કેમ નહીં બોલતા ?' ત્યારે સમજાય કે આ ક્ષેત્રમાં ક્ષેત્રનો પ્રભાવ હોય.

એટલે આ કુરૂક્ષેત્રમાં જાય ને ત્યારે મઝા (!) આવે. ઘેર લડાય

નહીં ? કુરૂક્ષેત્રમાં આવે, ભયંકર નિર્દયતાના પરિણામ ઊભા થાય, એ ક્ષેત્ર સિવાય બીજી જગ્યાએ ના થાય. એટલે એ લોકો એ નક્કી કરેલું કે આ ક્ષેત્ર લડવા માટે ઉત્તમ. ત્યાં આગળ આ નિર્દયતાના ભાવો હજુ અત્યારે પણ વર્તાય છે.

## કુદરતના કાયદાઓ ન છોડે ભગવાનનેય

આ બહારવટીયા લૂંટે ને તે અમુક જગ્યાએ જ લૂંટે. એને ક્ષેત્ર હોવું જોઈએ, પછી કાળ રાતના સાડાબાર થયા. હવે એક થયો હોય તો લૂંટી શકે. હવે લૂંટનાર માણસને જો લૂંટવાની, એનામાં સત્તા હોય તો ગમે ત્યાં લૂંટી શકે.

ત્યાં નેપાલને બધે જાત્રા હતી. બધા બસ લઈને ગયેલાને. તે રસ્તામાં બરેલી આવ્યું, તે પોલિસવાળા એ બસ ઊભી રાખી. ત્યાં બધાને કહે છે, 'કોઈને જવાનું નહીં આગળ.' ત્યારે મેં કહ્યું, 'ભઈ અમારે બંધ રાખવી નથી.' ત્યારે કહે છે 'આગળ રસ્તો લૂંટાય છે. માટે ફરવાનું નહીં !' રસ્તા લૂંટાય છે, વાહન લૂંટાતા નથી ! મેં કહ્યું. કે 'ભઈ અમે અમારી જવાબદારી ઉપર જઈએ છીએ'. કારણ કે એ લૂંટવું એટલે કંઈ લાડવા ખાવાના ખેલ છે ?! દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ બધા સંજોગો ભેગા થાય ત્યારે કાર્ય થાય. છતાંય લોકોને હું શું કહું છું, 'હિમંત કરવી નહીં અને હિંમત થતી હોય તો બેસી ના જવું'. પણ મેં તો કહ્યું 'ચાલુ રાખો.' એટલે ફોજદાર શું કહે છે, 'તો અમારા ફોજદાર લઈ લો', બે ફોજદારને ભરેલી બંદૂકો અને બેસાડો અહીં આગળ આપણે. એ અમારી જોડે આવ્યા ને પછી પાછા આવ્યા નિરાંતે.

પેલા બહારવટીયા ને શું થયું કે થોડેક છેટે ગયા હશેને ત્યારે પછી આ બસ પસાર થઈ. રાહ જોઈ જોઈને દહાડો વળ્યો નહીં એટલે પેલા અહીંથી વિદાય થયા તે ફર્લાંગ છેટે ગયા હશે, તે આ ગાડી ઉપડી ગઈ.

**પ્રશ્નકર્તા :** હવે આખું સાયન્ટિફિક રીતે આપે સમજાવ્યું. આને ચમત્કાર જયારે ગણાવે ત્યારે મુશ્કેલી ઊભી થાય.

**દાદાશ્રી :** ના, દાદાને જ ફાકી લેવી પડે છે ત્યાં શું ચમત્કાર

કર્યો ? કારણ કે હું પૂછું, ‘ફાકી લેવી પડે છે તારે ? ચમત્કારવાળાને પૂછું’. એટલે સંજોગ બનવો મુશ્કેલ છે. એ કાળ ભેગો થવો મુશ્કેલ હતો.

સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે, માટે આ કોઈ માણસને, ભગવાન લૂંટવા ધારે તોય ના થાય, ભગવાન કહેશે ‘મારે લૂંટવા છે લોકોને’, તોય ના થાય. તો ભગવાનેય આ કાયદા આધીન, ત્યાં કોઈ બાકી ના રહે કાયદામાં.

## માંગે ટાઈમીંગ તો ઈન્જીનેય

અમારે ત્યાં એક નવું ઈન્જીન આવ્યું હતુ. સહેજ બગડેલું હશે તે ના ચાલ્યું. બીજાએ અમને વેચ્યું હતું. તે પછી ગમે એટલી માથાકૂટ કરીએ, પણ ના ચાલ્યું. તે પછી એક માણસ આવ્યો હતો. તે કહે છે, ‘ટાઈમિંગ ચેન્જ થઈ ગયો છે આનો.’ ત્યારે મેં કહ્યું, ‘અલ્યા ભઈ સમજાવને ! ટાઈમિંગ એટલે શું ?’ ત્યારે કહે છે, ‘ટાઈમિંગ એટલે આમથી પિસ્ટનનું આવવું, તે વખતે પીચકારી છૂટવી જોઈએ, ત્યારે અહીં પિસ્ટન પાછું ફરે છે ત્યારે પીચકારી છૂટે છે. પિસ્ટન આવે ત્યારે પીચકારી ના છૂટે એટલે આમ ટાઈમિંગ એક એકનું, કોઈનું મળે નહીં.’ પછી પેલાએ ટાઈમિંગ ગોઠવી આપ્યું.

તેવું આ જગતમાંય ટાઈમિંગ વગર કોઈ કામ થાય નહીં. ટાઈમિંગ લોકોનાં ફરી ગયેલા છે, જેવું ઈન્જીનનાં ટાઈમિંગ ફરી જાય ને એવું આના ટાઈમિંગ ફરી ગયા છે. તે ટાઈમિંગ ના મળે. ગાડી ના આવી હોય તો બે કલાકથી બેસી રહ્યો હોય. પણ ગાડી આવે ત્યારે ચા પીવા ગયો હોય. પણ ગાડી ઉપડે ત્યારે ચા પીતો પીતો દોડે, ત્યારે ગાડી જતી રહે. એટલે ટાઈમિંગ મળે નહીં !

બધા ટાઈમિંગ ભેગા થાય. તેથી અમે કહીએ છીએને સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. તે ટાઈમિંગ, તે બધું મળશે ત્યારે કાર્ય થશે નહીં તો કાર્ય નહીં થાય.

આટલી બધી મોટરો સામસામી આવ-જા કરે છે, દોડતી ચાલે

છે પણ અથડાતી નથી ને આ જો માણસો દોડે છે તે બધા અથડાઈ પડે છે ! જો માણસો સામસામી દોડે તો સેંકડે પચાસ ટકા તો અથડાઈ પડે.

આઠ ને પાંત્રીસે શું થવાનું છે એ કાળના લક્ષમાં જ હોય એ એવિડન્સ છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ ને આ બધા ભેગાં થાય ત્યારે કાર્ય થાય. નહીં તો કશું જ થાય તેમ નથી. તો પછી અહંકાર કરવાનું રહ્યું જ ક્યાં ? ભગવાનની વાત સમજ ના પડી તેથી જગત ફસાયું છે. છતાંય જગત તો આવું જ રહેવાનું, અહંકાર કર્યા વગર રહે નહીંને, સ્વભાવ છે ને. પણ જેને આ સમજવું હોય તેને તો સમજવા જેવું છે !

## તો એ છે શું ?

**પ્રશ્નકર્તા :** કોઈ પણ કાર્ય થવા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ, ચાર વસ્તુની જરૂર પડે, તો એ શું છે ? દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** હું ઘેર મારી રૂમમાં બેઠો હોઉં બાંકડા પર આમ અને ત્યાં બે-ત્રણ દહાડાથી વિચાર આવ્યો હોય કે મારે વાળ કપાવવા છે. વિચાર આવ્યા પછી કામ તરત થતું નથી હોતું. નહીં તો જેમ જેમ દહાડા જાય તેમ બોધરેશન વધતું જાય મહીં. કંટાળો આવ્યા કરે. એટલે પહેલાં મને ભાવ થયો દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવમાં પહેલો ભાવ થયો. પછી, એક દહાડો પછી નક્કી કરે, આજ તો જવું જ છે. ઘરમાં કહ્યું કે બધા આવે તો બેસાડી મૂકજો, હું જઈ આવું છું. હવે ત્યાં આગળ, લખેલું હોય, આજ મંગળવાર છે એટલે બંધ છે. શું કારણ ? ક્ષેત્ર ભેગું થયું નહીં. દુકાને જઈને પાછા. જે દહાડે જઈએ ને પાછા પડીએને, પછી આખો દહાડો એ જ સાંભર્યા કરે કે હેંડો જવું છે, જવું છે. પછી બીજે દહાડે ગયો, તે પેલો કાપનાર છોકરાએ દુકાન ઊઘાડી હતી. તે કહે છે 'કાકા આવો બેસો.' મેં કહ્યું, 'વાળ કાપનાર ક્યાં ગયો.' એ તો હમણે જ ગયા ચા પીવા હારૂ. એ દસ મિનિટમાં આવશે. એટલે દંડ તો થયેલો આગલે દહાડે એટલે જાણીએને કે પંદર મિનિટમાં કંઈ બગડવાનું નથી. હવે ભાવ થયો, ક્ષેત્ર થયું, દ્રવ્ય મળ્યું નહિ. દ્રવ્ય મળે તો કાળ ભેગો થાય. પછી એ આવ્યો, અને કાળ ભેગો થઈને ચક, ચક, ચક વાળ કાપી આપે.

એટલે વડોદરામાં શું કરું ? જ્ઞાન ન્હોતું ને ત્યારે પણ આવું કરતો. ઘેરથી વિચાર કરું કે આજે હવે વાળ કપાવા જવું છે. એટલે નજીક ત્યાં જઉં, ત્યાં પેલાની દુકાન બંધ. સંજોગ ભેગા ના થયા. એટલે પછી બીજે દહાડે પાછું જવું પડે. આવો હિસાબ કાઢીએ અમે બધો. અમે બધું તપાસ કરીએ ક્યો સંજોગ ખૂટે છે ?

**પ્રશ્નકર્તા :** બીજે દહાડે જાય તો, પાંચ-છ જણા બેઠા હોય વાળ કપાવા માટે અને આપણી પાસે ટાઈમ નહીં હોય કે હવે પાછું પા કલાકમાં જવું છે ઘરે. એટલે પાછા આવતા રહેવું પડે.

**દાદાશ્રી :** હા, તે એવું બને. એટલે આ બધું... અમે આવું ટાઈમ ને બધા જોતાં જોતાં સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બધું જડેલું. કે આ જગત શી રીતે ચાલે છે ?

અમારે આજ આમ જ કરવું છે એવું ના હોય. ભેગું થાય છે કે નહીં એટલું જોઈએ અને એની મેળે સહજ ભેગું થઈ જતું હોય તો કંઈ નહીં. લોક આવી રીતે ના જુએ, નહીં ? તો લોક શી રીતે જુએ ? 'હું ગયો ને ત્યાં પેલો મળ્યો નહીં, મારું કામ ના થયું', કહેશે.

**પ્રશ્નકર્તા :** બહાર ચાલ્યો ગયો હતો.

**દાદાશ્રી :** હા. આનું રૂટ કોઝ ના જડે લોકોને. નહીં તો એમ બોલે, અડધો કલાક વહેલો આવ્યો હોત ને, તો....! અલ્યા મૂઆ, પણ વહેલો આવ્યો નહીં તો શું કરવા કચકચ કર્યા કરે છે ઉલ્ટો વગર કામનો ! આમ કર્યું હોત તો આમ થાત ! એટલે મેં લોકોને કહી દીધું કે 'આમ હોત તો', મારી પાસે 'તો' શબ્દ લાવશો નહીં. 'તો'વાળી વાત જ ના કરશો, કહ્યું. વાત જ બધી અર્થ વગરની. ગાડીમાં છે તે છોકરાને ઉપરથી પેલું પડ્યું ને વાગ્યું. તે પહેલેથી છોકરાનો હાથ લઈ લીધો હોત તો ના થાત. અલ્યા મેલ ને કકળાટ મૂઆ, થઈ ગયું હવે, પછી ! આમ કર્યું હોત તો આમ થાત, એ નકામા ટાઈમ બગાડો છો ! એ કેટલાક શબ્દો તો મેં ડીક્ષનરીમાંથી કાઢી નાખેલા, મીનીંગલેસ વાતો.

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ આ ચારેયમાં પહેલો નંબર કોનો ?

**દાદાશ્રી :** ભાવનો. પછી જે જે મળતો આવે તેનું એ દ્રવ્યેય ભેગું થઈ જાય. એક માણસ જતો હોય. 'અલ્યા ભઈ, અહીંયા આવ'. એ અહીંયા આવ્યો, પછી ક્ષેત્ર ભેગું થયું. ત્યારે કાળ ભેગો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ઘણીવાર અવળા ભાવેય જાગતા હોય છે.

**દાદાશ્રી :** એ તો અવળો ભાવ થાય તો અવળા બધા સંજોગો ભેગા થાય.

**પ્રશ્નકર્તા :** એ તો એવું બને કે એની ઇચ્છા હોય, વાળ કપાવવાની, પણ એ ક્ષેત્ર ભેગું થાય જ નહીં અને દાઢી વધી જાય. એવું બને ઘણી વખત.

**દાદાશ્રી :** એવું બને નહીં. એટલું બધું પાપ માણસનું ના હોય !

**પ્રશ્નકર્તા :** પણ દ્રવ્ય હોય એટલે કાળ ભેગો થઈ જ જાય.

**દાદાશ્રી :** હા. એ કાળ મોડો થાય. ભેગું થાય ખરું બધું તો જ કાર્ય થાય, નહીં તો કાર્ય થાય નહિ.

**પ્રશ્નકર્તા :** એક સાથે થાય, એવું નથી ?

**દાદાશ્રી :** ના.

## એ આપે વિશેષ ફોડ

**પ્રશ્નકર્તા :** હવે આમાં પેલું દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ, એ બધી વસ્તુ પણ કાર્ય થવામાં હોય છે.

**દાદાશ્રી :** એ ચાર ડિટેલવાર સમજાય નહીં માણસને.

**પ્રશ્નકર્તા :** એટલે આ પાંચ સમવાય કારણો અને આ ચાર વસ્તુ, એ બે સરખું ?

**દાદાશ્રી :** એ બે એક જ, નજીક જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એક જ કહેવા માંગે છે ?

**દાદાશ્રી :** આ પાંચે ડિટેલમાં સમજાવા માટે કર્યું.

**પ્રશ્નકર્તા :** હવે અધ્યાત્મમાં આ પાંચ કારણોને કેવી રીતે ગોઠવેલાં છે ? એટલે આ વાળ કપાવવાનો દાખલો લીધો આપણે, એવી રીતે આ પાંચ વસ્તુ અધ્યાત્મમાં કેવી રીતે ગોઠવી છે ?

**દાદાશ્રી :** એ જ રીતે બીજું કયું ? એ અધ્યાત્મનું તો બોલ્યો.

આ જ્ઞાન લીધા પછી તમારે આ ઈતિહાસ લાગે વળગે નહીં ને ! તમારે તો વ્યવસ્થિતના આધારે ને ! પાંચ સમવાય કારણ તો અજ્ઞાનીને માટે લખ્યા છે. તમારે તો વ્યવસ્થિતના આધારે છે ને !

**પ્રશ્નકર્તા :** આપણી દૃષ્ટિ જો દ્રષ્ટામાં પડે, એટલે કે આપણે ઉપયોગમાં રહીએ. તો એ સમવાય કારણો જે છે, એ આપણને જ્ઞેય થઈ જાય.

**દાદાશ્રી :** જ્ઞેય થઈ જાય. આપણને દેખાય એટલે પછી !

## ભાવમાં ભળેલું છે કાળ ને ક્ષેત્ર

**પ્રશ્નકર્તા :** એ ભાવમાં ક્ષેત્ર અને કાળનો સમાવેશ થાય છે. એ કેવી રીતે ?

**દાદાશ્રી :** ભાવમાં હોય જ. ભાવમાં એ ક્ષેત્ર-કાળ ગુંથાયેલો જ હોય ત્યાર વગર ભાવ ઉત્પન્ન થાય જ નહીં. ક્ષેત્ર-કાળ મળ્યા સિવાય ભાવ ઉત્પન્ન થાય જ નહીં. કારણ કે એ જે ભાવ કરીએ છે તે પણ ક્ષેત્ર-કાળના આધારે કરીએ છીએ. અને પછી ભાવના આધારે ક્ષેત્ર અને કાળ તેને પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ પોતાનો જે પુરુષાર્થ છે. એ ખાલી ભાવ કરવામાં જ છે ને !

**દાદાશ્રી :** ભાવ તો કરી રહ્યો છે, પણ તે ભાવને અહિંસક ભાવ

કરવામાં પુરુષાર્થ છે. એ ભાવ ઘણાખરા હિંસક હોય છે. એ અહિંસક ભાવમાં ફેરવી નાખવું, એ પુરુષાર્થ છે.

## ન ખપે એમને કોઈનો આધાર

**પ્રશ્નકર્તા :** આ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આ બધા જે ભેગા થાય છે. અને જે રિઝલ્ટ આવે છે, તો આ ભેગા થવાનો આધાર શું છે.

**દાદાશ્રી :** એ ચારેય પરિણામ છે. પરિણામ એટલે એની મેળે જ થયા કરે, એનું નામ પરિણામ. એમાં કોઈની જરૂરીયાત નહીં. એમાં કશું કરવું ના પડે, કાળ-ક્ષેત્ર બધું થઈને એની મેળે જ થયા કરે. આપણે પોલિસવાળાને ગાળ દઈને આવ્યા હોઈએ, પછી પોલીસવાળો બોલાવવા આવ્યો તો શેના આધારે આ પરિણામ આવ્યું. આપણે કઈ જગ્યાએ છીએ એ જાણતા ન્હોતા, તો ક્યાંથી ખોળીને લાવ્યા, તે બધું ખોળીને લાવે. તે પરિણામ ! પોલીસવાળો આવે કે ના આવે !

**પ્રશ્નકર્તા :** આવે.

**દાદાશ્રી :** અને ગાળ ના ધરી હોય તો ?

**પ્રશ્નકર્તા :** ના આવે.

**દાદાશ્રી :** બસ, તો આપણું છે આ બધું.

મૂંછો આવવાની થાયને, તો કાળ ભેગો થાય ત્યારે મૂંછો આવે. કાળ ભેગો થાય ત્યારે છોકરી પૈણાવાને લાયક થાય. કાળ ભેગો ના થાય તો છોકરી પૈણાવાય નહીં. તે પાંચ-સાત વર્ષની છોકરી ના પૈણાવાય. તેર-ચૌદ વર્ષની થાય, એ પૈણાવા માટે લાયક થઈ કહેવાય. બધું દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવના આધારે ચાલી રહ્યું છે.

## જ્ઞાની વિચરે અપ્રતિબદ્ધપણે સર્વથી...

**પ્રશ્નકર્તા :** જેણે આત્મા જાણ્યો, એ ટાઈમ-સ્પેસની બહાર રહેતો થઈ જાય છે?

**દાદાશ્રી :** હા, બહાર રહેતો થઈ જાય. ટાઈમ-સ્પેસની પડેલી જ ના હોય એને. એટલે એનો, ટાઈમ-સ્પેસનો અર્થ એવો કે કાળથી અપ્રતિબદ્ધપણું હોય અને ક્ષેત્રથી અપ્રતિબદ્ધપણું હોય.

**પ્રશ્નકર્તા :** એ નિશ્ચયરૂપે આમ હોય, પણ વ્યવહારરૂપે, તો કોઈ પણ જેનાંથી કાર્ય કરવા ગયો, તો પ્રતિબદ્ધ થઈ જ જાય ને ?

**દાદાશ્રી :** ના, વ્યવહારમાંય એવું હોય, અપ્રતિબદ્ધપણું હોય. એમને એમ કહ્યું કે ભાઈ, આજે અહીં આગળથી આમ જવું છે. એટલે એમને આ જગ્યા પ્રિય ના થઈ પડી હોય. ને પેલાં સંસારનાં લોકો તો કહેશે, 'અહીંથી હવે પેણે તો મને કંટાળો આવશે', સંસારનાં તો લોકોને આ રૂમમાંથી પેલી રૂમમાં સૂવાનું કહીએ, તોય કંટાળો આવે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાની પુરુષ ભાવથી પ્રતિબદ્ધ ના હોય.

**દાદાશ્રી :** ના, ના. ભાવથીય ના હોય, ક્ષેત્રથીય ના હોય, ટાઈમથીય ના હોય. પ્રતિબદ્ધતપણું થાય એ જ બંધનને ! અમને કહેશે, નીચે સૂઈ જાવ તો નીચે સૂઈ જઈએ, ઉપર સૂઈ જાવ તો તેવું. આ રૂમમાં સૂઈ જાવ તો આ રૂમમાં, બાથરૂમમાં સૂઈ જશો ? ત્યારે કહે, 'હા, બાથરૂમમાં સૂઈ જઈશું.' અમારે કશું ભાંજગડ જ નહીંને. એ ક્ષેત્ર-ટાઈમની ભાંજગડ નહીં અમને. અમારી સ્વતંત્રપણાની મસ્તીમાં જ રહેવાનું રહે. કાળથી પરતંત્ર નહીં.

તમારા અને અમારામાં ફેર કેટલો ? તમને આ બાંધે, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવ અમને બાંધે નહીં !

**પ્રશ્નકર્તા :** અપ્રતિબદ્ધ એટલે શું ?

**દાદાશ્રી :** ક્ષેત્ર હોયને, હવે અહીં પડી રહેવાય તો હારું અને નબળું હોય તો અહીંથી ઊઠાય તો હારું, એવું ના હોય. તમને તો એ રૂમેય છોડવાનું થાય તો ભારે પડી જાય. બંધન થઈ જાય, દ્રવ્ય-ક્ષેત્ર સાથે. અને અમારે આ બંધાય નહીં. એટલે એ છોડતાં તમને ખૂંચે પણ અમને ખૂંચે નહીં. પ્રતિબદ્ધ એટલે સામું બાંધે એવું છે. ક્ષેત્ર તમને બાંધે, એટલે તમે

એનાથી બંધાવ. તમે પોતાની જાતે ના બંધાવ, પણ એ તમને પ્રતિબદ્ધ કરે. પ્રતિબદ્ધ એટલે સામું આપણને બાંધે. કોઈ છોકરો હોય તે એક સ્ત્રીના રંગમાં આવી ગયો હોય, પછી એને છૂટવું હોય તોય ના છૂટાય. એ સ્ત્રીએ તેને પ્રતિબદ્ધ કર્યો. એ પ્રતિબદ્ધતા. અપ્રતિબદ્ધપણે નિરંતર વિચરે છે, એવા જ્ઞાની પુરુષ, વર્લ્ડમાં દર્શન કરવા યોગ્ય થવાના. અને દર્શન કરવા યોગ્ય ના થવાના હોય તો બધાં શું કરવા મારી પાછળ ફર્યા કરે ? ઘર સારું છે, છોકરા તૈયાર છે, પૈસા છે, બધું છે. ફર્યા કરોને !

આ જીવતા છીએ ને ત્યાં સુધી પ્રતિબંધ સર્વે ટાળવા. આ પ્રતિબંધ એટલે આપણે બંધાવું નથી છતાં એની મેળે એ આપણને વીંટાયા કરે.

આપણી બંધાવાની નથી ઈચ્છા છતાં આપણુ મન અને એ બધાં વીંટાયા કરે, વગર કામના પ્રતિબંધ આ. કશું અડેય નહીં ને નડેય નહીં. એ લાડવા, જલેબી બધું ખાવ પણ અડે નહીં, નડે નહીં. ફરી વખતે સાંભરે તો તો ફરી ખવડાવી દેવી, 'ખઈ લો' કહીએ. આ એનો વાંધો નથી. પણ સાંભરે અને દાબી રાખીએ તો, એ તો મરણને આગલે દા'ડે બોલે, 'જલેબી લાવોને'. કહેશે, 'બળ્યું, અત્યારે ક્યાં સાંભર્યું હવે જવાનું થયું ત્યારે'. કારણ કે દાબી રાખેલું છે ને !

**પ્રશ્નકર્તા :** એક વખત વાત એવી રીતે નીકળી હતી કે આ પ્રતિબદ્ધ કરનારું કોણ ? કે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ એ પ્રતિબદ્ધ કરતા નથી, તમારી રોંગ બિલિફો પ્રતિબદ્ધ કરે છે.

**દાદાશ્રી :** રોંગ બિલિફો સાથે હોય કે ના હોય, પણ બંધાયા એટલે બંધાયાને ? માટે એ પ્રતિબદ્ધ કરે છે. તોય એ આપણા જ્ઞાનીઓ માટે રોંગ બિલિફો છે. બહારના લોકો માટે તો એ પ્રતિબદ્ધ કરે છે. એ છે પારકું, તે પોતાને અદ્ધર જ બાંધે. એક માણસને જલેબીએ બાંધ્યો હોય, તો ત્યાં હોટલમાં બોલાવ્યા વગર છોડે નહીં ! જલેબી એને બાંધે છે. તને નહીં બાંધેલું કશાએ ?

**પ્રશ્નકર્તા :** હા. બરાબર છે. ખેંચાણ કરે. એને એટ્રેક્ટ કરે.

**દાદાશ્રી :** અરે, આખુંય તુંબડું ત્યાં જાય. એટલે જ્ઞાની પાસેથી સમજી લે તો સારું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની માટે પણ સંજોગ આવે જ ને. એ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને અનુલક્ષીને આવે ને ?

**દાદાશ્રી :** સંજોગોને આધારે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આવે. સંજોગો પેલા ગોઠવાયેલા હોય.

જો આ સરસમાં સરસ પેલી કાજુ છે, બદામ છે, પણ અમે અમે ફાકો નથી મારતા ? જો આ મન બંધાયેલું છે ત્યાં અમે કહીએ કે, 'લ્યો હવે' એક ફાકો મારીએ.

**પ્રશ્નકર્તા :** અહીંયા મન બંધાયેલું છે.

**દાદાશ્રી :** તે આખું બધું ના લે. એક જ ચમચો લે, એટલે આ બંધાયેલું ખરું, પણ એને ના કહીએ તો કશું નહીં, અસર ના હોય. કોઈ કહે નહીં ખાવાનું, તો છો રહ્યું. અમે અમારા મનને આવું તેવું આપીએ ને, તે એક ચમચો આપીએ, વધારે નહીં. એને ખુશ રાખીએ.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પણ મનને છેતરે ?

**દાદાશ્રી :** મનને ખુશ રાખવાનું. ત્યાગીઓ શું કરે ? અડવા ના દે. એટલે પેલું મન રિસાય પછી !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની મનને ખુશ રાખવાનું કહે, એ બરાબર પણ બીજાએ પણ એમ જ કરવું જોઈએ ?

**દાદાશ્રી :** ના. બીજાનું કામ નહીં આમાં. અમને તો લફરું ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાનીને તો મન વશમાં હોય.

**દાદાશ્રી :** તદ્દન.

**પ્રશ્નકર્તા :** હા. તો પછી એને ખુશ રાખવાની શું જરૂર ?

**દાદાશ્રી :** ખુશ રાખવું પડે.

**પ્રશ્નકર્તા :** તો મહાત્માઓએ કેમ ખુશ ના રાખવું જોઈએ ? એનું કારણ શું ?

**દાદાશ્રી :** મહાત્માઓનું ગજું નહીં. મહાત્મા બંધાઈ જાય, પ્રતિબદ્ધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો મહાત્માએ કેમ વર્તવું ?

**દાદાશ્રી :** સમભાવે નિકાલ કરવો.

**પ્રશ્નકર્તા :** આ કેરી બહુ ભાવે છે, અંજીર મૂક્યા હોય અને કેરી મૂકી હોય તો અંજીર ના લે પણ કેરી લે.

**દાદાશ્રી :** ઈન્ટરેસ્ટ છે એને !

**પ્રશ્નકર્તા :** ઈન્ટરેસ્ટ છે, તો પણ બંધાયેલા છે ને ? એની સાથે પ્રતિબદ્ધ થયેલા છે ને ?

**દાદાશ્રી :** છતાં એ પૂર્વભવનું છે. આજે ડિસ્ચાર્જ છે.

એટલે શાસ્ત્રકારોએ એવું લખેલું કે ઉદયકર્મને આધીન, ઉદયાધીન ! શાસ્ત્રકારોએ એવું લખ્યું કે જ્ઞાની ગાળો દે, મારે તોય જ્ઞાનીની શંકા ના કરશો. જ્ઞાની જ્ઞાનમાં જ છે. તમને એમ લાગે કે બીજી જગ્યાએ છે ?

**પ્રશ્નકર્તા :** ના. અમને નથી લાગતું. આ તો પૂછીએ છીએ.

**દાદાશ્રી :** આ તો અમે દાખલો આપીએ છીએ.

**પ્રશ્નકર્તા :** આ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી પ્રતિબદ્ધ થવાય છે એ કોણ પ્રતિબદ્ધ થાય છે ?

**દાદાશ્રી :** એનો સ્વભાવ. દ્રવ્યનો સ્વભાવ બંધાય છે. એ જે દ્રવ્ય છે તે, તેના સ્વભાવ બાંધે છે.

**પ્રશ્નકર્તા :** એ કોને બાંધે છે ?

**દાદાશ્રી :** મનને. આ આઈસ્ક્રીમ ખાય એટલે મન બંધાય કે આઈસ્ક્રીમ બંધાય એની જોડે ? મન જોડે આઈસ્ક્રીમ બંધાય કે આઈસ્ક્રીમ જોડે મન બંધાય ?

**પ્રશ્નકર્તા :** મન બંધાય.

**દાદાશ્રી :** આઈસ્ક્રીમવાળા તો નહીં !

**પ્રશ્નકર્તા :** આપ નિરંતર મનથી મુક્ત રહો છો, મનથી જુદા રહો છો, એટલે અપ્રતિબદ્ધ દશા કહી ?

**દાદાશ્રી :** અમારું મન બંધાય જ નહીંને. ટેસ્ટેડ. હીરા દેખાડો પણ બંધાય નહીં. પ્રતિબદ્ધ થાય તો પ્રતિક્રમણ કરવું.

## એ ત્રણના આધારે છે ગત ભાવ

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય-ક્ષેત્ર-કાળ પ્રમાણે, ઘણી વખતે એક જ વ્યક્તિ હોય, અમુક જગ્યાએ જુદું વર્તન હોય, પણ ક્ષેત્ર જુદું થઈ જાય તો એ વ્યક્તિ જાણે, બદલાઈ ગઈ હોય એવું લાગે.

**દાદાશ્રી :** હા, દ્રવ્ય-ક્ષેત્ર-કાળનાં આધારે ભાવ ઉત્પન્ન થાય. પહેલું ક્ષેત્ર બદલાય પછી દ્રવ્ય બદલાય પછી કાળ બદલાયો કે ભાવ બદલાઈ જાય. 'આ' જ્ઞાન પછી એ ભાવ, ગતભાવ છે, ડિસ્ચાર્જ ભાવ છે. એટલે એ ભાવ ત્યાં આગળ ડિસ્ચાર્જ થઈ ગયો, એ ભાવ ફરી આવવાનું તમને કંઈ કારણ રહ્યું નહીં. પછી બીજી જગ્યાએ, ત્યાં બીજી રીતે ડિસ્ચાર્જ થાય, ત્રીજી જગ્યાએ ત્યાં ત્રીજું ડિસ્ચાર્જ થાય, એમ કરતાં કરતાં મહીં ડિસ્ચાર્જ થતાં ડિસ્ચાર્જ ભાવ બધાં ખલાસ થઈ જાય. ખલાસ થઈ જાય એટલે પછી દ્રવ્યથી-ક્ષેત્રથી-કાળથી ભાવથી અપ્રતિબદ્ધતા ઉત્પન્ન થાય. ડિસ્ચાર્જ ભાવ રહ્યો નહીં, ચાર્જ ભાવ છે નહીં, એટલે અપ્રતિબદ્ધ. એટલે કોઈ વાંધો નહીં.

'ભઈ, બેઠાં છીએ હવે અહીંયા જ ઠીક પડશે.' એવું કશું અમારે હોય નહીં. પેલા કહેશે, 'ના. તમે અહીં.' ત્યારે કહે, 'ત્યાં.' પેલાં કહે,

'અહીં.' ત્યારે કહે, 'ત્યાં. રસોઈમાં આ'. ત્યારે કહે, 'એ ચાલશે.' તે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ, ક્ષેત્ર બદલાય, દ્રવ્ય બદલાય, ભાવનું પ્રતિબદ્ધપણું ના પામે. ભાવ ખરો, પ્રતિબદ્ધપણું ના પામે.

દ્રવ્ય એટલે એમ માનો ને, કોઈ ઊંચામાં ઊંચી જાતની કોઈ એવી મીઠાઈ હોય કે આમ જોતાં જ પાણી મોઢામાં આવે, એ એમ મૂકી તો બધાનાં મનમાં એમ થાય કે, આ ફરી લાવવાં જેવી છે ને ફરી ખાવાં જેવી છે, આ બાંધે એને. જ્ઞાની બોલે ખરાં કે આ સારી છે, ફરી ખાવી છે. પણ બાંધે નહીં. ખાય-પીવે પણ એ પછી, સરસમાં સરસ પેલી વસ્તુ આપી અને તે પાછાં પોતે ખાવા માંડ્યા, પછી એકદમ કોઈ લઈ લે તો પ્રતિબદ્ધપણું ના હોવું જોઈએ. વસ્તુ એને પ્રતિબદ્ધ કરે એટલે શું ? વસ્તુ એને બાંધે. બાંધે તેને યાદ આવે. અને જ્યાં સુધી યાદ આવે છે ત્યાં સુધી સંસાર !

હા, કોઈ પણ જગ્યાએ આપણે બધા ગયા. હાશ, અલ્યા ભાઈ, અહીં તો બહુ સરસ ૮-૧૦ દા'ડા રહો. તે વસ્તુએ એને બાંધ્યો. પિયરમાં જાય ત્યારે પિયરમાં બંધાય. સાસરીમાં જાય તો સાસરીનું બંધાય. હવે જ્ઞાની પુરૂષ, એ બંધાય નહીં. અપ્રતિબદ્ધતાથી નિરંતર વિચરે છે, એવા જ્ઞાની પુરૂષ જેને કોઈ વસ્તુ પ્રતિબદ્ધ કરનારી છે નહીં. વસ્તુ એટલે સંયોગ, દ્રવ્યથી-ક્ષેત્રથી-કાળથી ને ભાવથી એ પોતે બંધાય નહીં.

## ન રહે બદ્ધતા ક્યાંય સમકિતીઓને

તમે તો ભાવથી પ્રતિબદ્ધ કરો છો. મહીં ડખો કરો છો કે, 'મને આમ કેમ થાય ?' હવે આ જ્ઞાન પછી, ખરેખર તમને થાય છે કે પુદ્ગલને થાય છે ? અને જો પુદ્ગલને થાય છે તો તો ગલન થવું એ એનો સ્વભાવ જ છે. એ એનાં સ્વભાવમાં છે, તો શું કરવા ડખા ખાવ છો ? પણ આ તો તમને પહેલાંની પેલી ટેવ પડી ગઈ છે ને, 'આ સારું ને આ ખોટું,' 'આવું થાય તો સારું ને આવું થાય તો ખોટું.' એવું સારું-ખોટું પુદ્ગલમાં છે જ નહીં કશું. પુદ્ગલ તો પુદ્ગલના સ્વભાવમાં જ છે. એટલે ક્ષેત્ર તમને બંધનવાળું લાગે છે કોઈ જગ્યાએ ? અમદાવાદ સાંભરતું

નથીને કોઈ ફેરો ? નહીં ? એટલે ક્ષેત્ર બંધનવાળું થતું નથી. પછી દ્રવ્ય એટલે વસ્તુ જે ભેગી થાય ને તેનું બંધન ના હોય. સંયોગ જે ભેગા થવાનાં ને એ સંયોગ બધાં દ્રવ્ય સ્વરૂપ છે, તેનું બંધન ના થવું જોઈએ. કોઈ સંયોગોમાં ચોંટવાનું નહીં, જોયા જ કરવાનું બસ. એટલે દ્રવ્યથી બંધન નથી, ક્ષેત્રથી બંધન નથી ને ભાવથી બંધન નથી. આ ત્રણનાં બંધન ના હોય એટલે કાળથી બંધન હોય નહીં. અહીંના બદલે નીચે લઈ જાય તો તેમ. અહીંથી કહેશે, આમ ચાલો તો તેમ. આમ લઈ જાય તો તેમ. એટલે કોઈ પ્રકારનું બંધન રહ્યું નહીં હવે !

એટલે કોઈ ચીજ બાંધે નહીં, આ જગતમાં ! નિરંતર અપ્રતિબદ્ધ દશા !

બંધાય કે તરત મોંઢાનું હાસ્ય જતું રહે. હાસ્ય જતું રહે તો જાણવું કે પ્રતિબધ્ધતા એટલે પ્રતિબધ્ધતા નહીંની નિશાની શું ? મુક્ત હાસ્ય હોય.

❖❖❖❖❖

# (૧૧)
# જ્ઞાની ન કરે, છતાં ચાહે સો કરે !

## 'વ્યવસ્થિત' જ કરાવે ભેટો જ્ઞાનીનો

**પ્રશ્નકર્તા :** અમારું જ્ઞાની પાસે આવવું એ પણ વ્યવસ્થિતને આધીન છે ?

**દાદાશ્રી :** ખરું. અને એ તો સિલ્લકમાં પોતાની પાસે પુણ્યાનુબંધી પુણ્ય છે જ. બીજું મનમાં ભાવ છે કે સારામાં સારું આત્માને માટે કંઈક જ્ઞાન મળી આવે તો બહુ સારું. એટલે એ ભાવ અને પેલું પુણ્ય બે ભેગું થાય એટલે મને ભેગો થાય.

**પ્રશ્નકર્તા :** આ પૈસા કમાવવા એ સારું ના લાગે, આ સંસારમાં રહીને આ જે બધી વિટંબણાઓ છે એ ભોગવવાની સારી નહીં લાગે. આવું બધું જ્યારે મનમાં આવે, ત્યારે પછી અધ્યાત્મ તરફ જવાની વૃતિ ઊભી થાય, એ બરાબર ?

**દાદાશ્રી :** આ સંસાર કડવું લાગે તો પેલું અધ્યાત્મ મીઠું લાગે. આમાં કડવાશપણું લાગે નહીં, ત્યાં સુધી પેલું મીઠું કેમ લાગે ?

**પ્રશ્નકર્તા :** એ જ વાત છે કે આ કડવું લાગે છે એટલે પછી મીઠા પ્રત્યે જવાય ને !

**દાદાશ્રી :** હવે કડવું કોને લાગે ? જે પૂર્વે ડેવલપ થતો થતો આવેલો તેને. ડેવલપ શેમાં થવાનું તો કે અહિંસામાં. જેટલી અહિંસા વધુ સમજ્યો એટલો ડેવલપ થયો. એ ડેવલપ થઈને આ સહન ના થાય. જાગૃતિ બહુ હોય.

**પ્રશ્નકર્તા :** મને સમજણ પડવી, આપની પાસે આવવું. આપે જ્ઞાન આપ્યું એ મારામાં ઊતરવું, એની મારા ઉપર અસર થવી કે ભવિષ્યમાં મને સ્વરૂપ જ્ઞાન થવું એ બધું વ્યવસ્થિતના ઉપર છે ખરું ? એટલા માટે હું નથી પૂછતો કે આપણે ઢીલા પડવું છે એ વાત નથી.

**દાદાશ્રી :** વ્યવસ્થિત જ હતું. વ્યવસ્થિત હશે ત્યારે જ બધા ભેગાં થયાં ને ? વ્યવસ્થિત જ આ ભેગું કરી આપે આ. વ્યવસ્થિતે ભેગાં કર્યા પછી વ્યવસ્થિતે સ્વરૂપ જ્ઞાન અપાવડાવ્યું એટલે આ વ્યવસ્થિત બધાં સંજોગો ભેગાં કરે છે. પણ એવું ના બોલાય કે વ્યવસ્થિત હશે તો થઈ જશે આમ.

**પ્રશ્નકર્તા :** હું એ બોલવા માટે નથી પૂછતો.

**દાદાશ્રી :** વ્યવસ્થિતે જ આ બધું ભેગું કર્યું. ફરી વ્યવસ્થિતે પાછું ત્યાં ભેગા કર્યા જ્ઞાનના દિવસે. નહીં તો જ્ઞાનના દિવસે બીજું કામ આવે તમારે, તો તમે ભેગાં ના થઈ શકો. માટે વ્યવસ્થિત ભેગાં કરી આપે તો થઈ શકે. તમારા હાથમાંય સત્તા નથી ને અમારા હાથમાંય સત્તા નહીં. તમારું વ્યવસ્થિતનો નિયમ આવ્યો હોય તો જ ભેગું થવા દે, કાળ પાક્યો હોય તો.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયો કે આજે આત્માને જાણવો કે જે કંઈ કરવું, એ પણ પોતાના પુરુષાર્થની વાત તો નથી જ ને આની અંદર ?

**દાદાશ્રી :** પુરુષાર્થ એકલો ચાલે નહીં. બધાં બહુ કોઝીઝ ભેગાં થાય

ત્યારે કામ થાય. પુરુષાર્થ તો સાધુ, સંન્યાસી, આચાર્યો જબરજસ્ત પુરુષાર્થ કરે છે પણ કશું વળે નહીં. મને મળ્યા પછી પણ ઘણાં લોકો જ્ઞાન લીધાં વગર રહ્યાં છે ને ? એની લેવાની ઈચ્છા છે છતાંય ભેગું થવાતું નથી. નક્કી કર્યું હોય કે મારે જ્ઞાન લેવું જ છે. છતાંય લેવાતું નથી બે-બે, ત્રણ-ત્રણ વરસથી, એવાંય છે. તમારો ભઈ તમે કહો છો જ્ઞાન લે એવા નથી તે જ્ઞાન લઈ ગયાં.

આ જન્મમાં કર્તાપણું છૂટી જાયને તો બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** કર્તાપણું છૂટે છે કેવી રીતે ?

**દાદાશ્રી :** આ જ્ઞાન લીધા પછી છૂટે છેને આ બધાને ! પછી તમે જો અમારી આજ્ઞામાં રહો, તો કર્તાપણું છૂટી જાય બધું.

**પ્રશ્નકર્તા :** 'હું પોતે કર્તા નથી', તે જ્ઞાન પછી કાયમ કેવી રીતે રહે ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ પાપ નાશ કરે તો જ આ જાગૃતિ જ્ઞાન કાયમ રહે અને સંપૂર્ણ જાગૃતિ એટલે કેવળજ્ઞાન.

## વ્યવસ્થિત નથી આવતા ભવ માટે

**પ્રશ્નકર્તા :** બધું વ્યવસ્થિત છે, તો આપણો આવતો જન્મ એ પણ નક્કી થઈ ગયો હશે અત્યારે ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત તો તમારે આ 'જ્ઞાન' લીધું ને, તે મોમેન્ટથી જ્યાં સુધી આ દેહથી છૂટો ના થાય ત્યાં સુધી આ દેહ સાથેનું વ્યવસ્થિત છે. બીજું આગળના દેહની સાથેનું વ્યવસ્થિત કહ્યું નથી.

**પ્રશ્નકર્તા :** તો આવતા ભવનું કેવી રીતે ?

**દાદાશ્રી :** એ પછી નવું એગ્રીમેન્ટ થાય ત્યારે.

**પ્રશ્નકર્તા :** પણ એ હમણાંથી બંધાઈ ગયું હશે !

**દાદાશ્રી :** એ બંધાઈ ગયેલો હોય પણ રહે નહીં, એ ટકે નહીં. એ બદલાયા કરે. જ્યારે છેલ્લી ઘડીએ બંધાય તે જ છેલ્લો સાચો. એમને બંધાઈ ગયેલો હોય. કેટલા વર્ષ થયા ?

**પ્રશ્નકર્તા :** પચાસ.

**દાદાશ્રી :** તો પછી બંધાયલો હોય. એ વખતે પોણોસો વર્ષ જીવવાનું હોય તો બંધાઈ ગયેલો હોય. પાછું ફરી જાય બધું. આઠ-દસ વખત ફરે, એક વખત નહીં. પહેલો બળદનો બંધાય, બીજી વખતે દેવનો બંધાઈ જાય, ત્રીજી વખતે માણસનો બંધાય, ચોથી વખત પાછો એ જાનવરનો બંધાય. એવું બધુ ફર્યા કરે. આપણે એવું કહ્યું કે પચાસ વર્ષ પછી સારા કાર્ય કરવા. બધી જ બાબતનું ખોટાનું છોડી દેવું, અત્યાર સુધી પહેલાંનું તો ઊડી જશે. પચાસ વર્ષ પછી બરોબર જામીને કર્યું, તો ખરેખરનું કામ નીકળી જાય. એને છેલ્લે વખતે ફરતું ફરતું જે રહ્યું એ સાચું. છેલ્લે વખતે સમાધિ મરણ થાય. આપણા મહાત્માઓને સમાધિ મરણ થાય. કારણ કે પછી જોઈતી બધી ઈચ્છાઓ બધી પૂરી થવા આવી હોય.

**પ્રશ્નકર્તા :** બીજા ભવમાં જ્ઞાનનો જોગ ખાય એવું બને ખરું ?

**દાદાશ્રી :** બળ્યું, જોગ નહીં આ જ્ઞાન જોડે જ જવાનું ને. જ્ઞાન તો એ જોગ શેનો થવાનો ? થયેલો છે તે જોડે રહેશે જ. આ કંઈ બૈરી છે તે જોડે ના જાય.

**પ્રશ્નકર્તા :** એટલે ફરી વ્યવસ્થિત રહ્યું જ ને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત તો બીજા દેહનું શરૂ થશે. આ દેહનો હિસાબ પૂરો થશે.

**પ્રશ્નકર્તા :** એ બીજા દેહનું વ્યવસ્થિત પાછું જુદું રહેશે ?

**દાદાશ્રી :** આનું સરવૈયું આવે એ પ્રમાણે કરાર થવાનાં, પણ જ્ઞાન જાય નહીં, કારણ કે 'જ્ઞાન છે એ જ આત્મા છે.' બીજું કોણ જાય તે ? આ લોકોને ખ્યાલ નથી રહેતો કે આત્મા ને જ્ઞાન જુદી વસ્તુ છે, એવું જાણે, પણ 'જ્ઞાન એ જ આત્મા છે.'

**પ્રશ્નકર્તા :** અને આ જે પાંચ આજ્ઞારૂપે છે અને આ બીજા બધા આપેલાં ટેકા જ્ઞાન છેને બધી સમજણ આપે આપેલી એ બધી જોડે જ રહેવાની ?

**દાદાશ્રી :** ત્યાર પછી શું આઘીપાછી થવાની કંઈ ?

**પ્રશ્નકર્તા :** નહીં થાય ને ?

**દાદાશ્રી :** આવરણ તો આવે પાછું થોડુંક. પણ પેલો કંઈક બોલે કે સમજાય તરત ખુલ્લું થઈ જાય.

## અધિકારી કોણ, વ્યવસ્થિતનો ?

**પ્રશ્નકર્તા :** 'હું તમને પૂછું છું અને તમે મને જવાબ આપો છો', એ બધું શું છે ?

**દાદાશ્રી :** બધું 'વ્યવસ્થિત' છે ! કેવું સુંદર !!! આ બધા જાત જાતના માણસો છે દુનિયામાં, પણ બે હાથ, બે પગ બધું પદ્ધતસરનું હોય છે ! કો'ક જ અપવાદરૂપ હોય છે. બધું 'વ્યવસ્થિત' છે. જરાય અહીં ભૂલચૂક કાઢવા જેવું નથી. છતાંય મનમાં એમ લાગે કે 'આ હું જ બોલી રહ્યો છું, હું જ કરી રહ્યો છું'. ખરી રીતે એક અક્ષરેય, એ બોલી નથી રહ્યો. છતાં 'હું જ કરી રહ્યો છું' એ ભ્રાંતિ કોઈની ઊઠતી નથી. વકીલ ઘેરથી નક્કી કરી ગયો હોય કે મારે આમ પ્લિડિંગ કરવું છે ને કોર્ટમાં જઈને જુદી જ જાતનું પ્લિડિંગ થઈ જાય ! એટલે પછી મહીં પોતે ગૂંચાય કે મારે બોલવું હતું આવું ને બોલાઈ ગયું આવું. તે અમે આ 'જ્ઞાન'માં જે જોયેલું તે બહાર પાડ્યું છે. બીજું નવું બહાર પાડ્યું નથી.

**પ્રશ્નકર્તા :** તમે જે બોલી રહ્યાં છો એય આખી રેકર્ડ ચાલી રહી છે. તેમાંય ફેરફાર નહીં એવું 'વ્યવસ્થિત'માં છે ?

**દાદાશ્રી :** હા, 'વ્યવસ્થિત' એટલે આ લિંક છે આખી, નવું નથી. 'વ્યવસ્થિત' બધા સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા કરી આપે.

**પ્રશ્નકર્તા :** આપે એક ભાઈને એવું કહ્યું કે 'જ્ઞાન' લીધા પછી તારું યોગક્ષેમ બરાબર ચાલશે. એ પણ મદદ જ થઈને એક જાતની.

**દાદાશ્રી :** આત્મા પ્રાપ્ત થયા પછી યોગક્ષેમ વ્યવસ્થિતના તાબામાં જ હોય છે. એને યોગક્ષેમ કહેલું ને એ તો એક દેખાવ પૂરતું જ કહેલું. બાકી કોઈ યોગક્ષેમ કરવા નવરોય નથી. અને કોઈ કરતુંય નથી. એવું છે ને કે વ્યવસ્થિત શક્તિ એવી છે કે વિશ્વાસ આવે જ, જો શ્રદ્ધા મૂકે તો સાચી જ વસ્તુ છે, વ્યવસ્થિત શક્તિ એક્ઝેક્ટ વસ્તુ છે ! વ્યવસ્થિતનો સહેજેય દોષ નથી. વ્યવસ્થિતને સમજનારનો દોષ છે.

**પ્રશ્નકર્તા :** પણ સામાન્ય માણસને નથી સમજાતું.

**દાદાશ્રી :** એ સામાન્ય માણસનું કામ જ નથી. વ્યવસ્થિત સમજવું બીજા લોકોને કામનું જ નથી. જેને હું આ જ્ઞાન આપું ને તેમને સમજાઈ જાય છે. પછી છે જગત વ્યવસ્થિત, પણ પેલાને સમજાશે નહીં. અહંકારી માણસ છે ને ?

પણ વ્યવસ્થિત જો આપણે અજ્ઞાનીને કહીએ તો એને નુકસાન થાય. એ શબ્દ બોલાય નહીં. એવું એને આ 'જ્ઞાન' પ્રગટ થયેલું હોય કે 'હું શુદ્ધાત્મા છું', એવું જેને થયું હોય એને માટે વ્યવસ્થિત કહેલું છે. પછી નિરાંતે સૂઈ જાય તો વાંધો નહીં. પણ અજ્ઞાની 'વ્યવસ્થિત' કહે તો ઊંધું થઈ જાય. એવું આ ક્રમબદ્ધ પર્યાયને એવી રીતે માને, પણ તે બધા જો આવી રીતે બોલેને, તે અર્થ જ નહીં ને !

વ્યવસ્થિતને અણસમજણથી પકડવું એ ભૂલ છે. કારણ કે અમે કહીએ છીએ કે આ વ્યવસ્થિત જ્ઞાન દુનિયાને ના આપશો. આ વ્યવસ્થિતનું જ્ઞાન દુનિયામાં ક્યારે અપાય ? કે 'તમે કોણ છો ?' એ ડીસાઈડ થયા પછી.

**પ્રશ્નકર્તા :** અધિકારીને જ અપાય ?

**દાદાશ્રી :** ના, અધિકારી તો આપણે જોતા જ નથી. પણ 'તમે કોણ છો' એ ડીસાઈડ થાય, 'તમે કોણ છો ને આ બધું શું છે', એ ડિસિઝન

થાય અને લાઈન ઓફ ડિમાર્કેશન નંખાય, રિયલ અને રિલેટિવ વચ્ચે, ત્યાર પછી જ વ્યવસ્થિત અપાય.

વ્યવસ્થિત શક્તિ તો ક્યારે ? હું તમને જ્ઞાન આપું અને ઈગોઈઝમને બાજુએ મૂકી દઈએ ત્યાર પછી વ્યવસ્થિત શક્તિ. એટલે અમે તમને શા માટે વ્યવસ્થિત કહીએ કે ડોન્ટ વરી. તું તારી મેળે જ્ઞાતા-દ્રષ્ટા રહે. અને તારું ચાલ્યા કરશે. સમજાયું થોડું ઘણું ?

## અમે 'જ્ઞાન' આપીએ, છતાં ઈશારો તો 'વ્યવસ્થિત'નો જ

આ તો બધું બેઝિક કહ્યું, ફંડામેન્ટલ કહ્યું, પણ બીજું તો આખો સિદ્ધાંત છે. પછી સિદ્ધાંત જાણવા માટે અહીં સત્સંગમાં પ્રયત્ન કર્યા કરીએ.

એટલે આ આપણા સૈદ્ધાંતિકનાં મૂળ તત્ત્વો કહી દીધાં પછી આગળ આપણે 'હું કોણ છું ને ક્યાંથી થયો', એ બધું તમને સમજાવી દઈશું. હવે એટલું બાકી રહ્યું. હવે બીજી કંઈ વાત કરો, થોડી આ લોકોને સાંભળવાની મળે. બીજું કશું કંઈ પૂછવું હોય તો પૂછજો. બધા ખુલાસા થાય.

**પ્રશ્નકર્તા :** એ 'આત્મા' ઓળખાય કેવી રીતે ? 'કર્તા કોણ છે' એ ઓળખાય કેવી રીતે ?

**દાદાશ્રી :** એ તો અમે બધું દેખાડીએ ને. અમે દિવ્યચક્ષુ આપીએ, બધું આપીએ. પછી એને અહંકાર રહે નહિ ને ! પછી દિવ્યચક્ષુથી બધાનામાં આત્મા જોઈ શકે. અને ચર્મચક્ષુથી આ પુદ્‌ગલ દેખાય. દિવ્યચક્ષુથી આત્મા જુએ. ગાયમાં, ઘોડામાં, ગધેડામાં, આત્મા દેખાય જ 'હું કોણ છું' એ ભાન કરવું છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો કરાવડાવીએ. કાલે કરવું છે કે બે-ત્રણ દહાડા પછી ?

**પ્રશ્નકર્તા :** વહેલી તકે ! આપ વ્યક્તિગત જ્ઞાન આપો છો કે સમુહમાં જ જ્ઞાન આપો છો ?

**દાદાશ્રી :** વ્યક્તિગતેય આપી શકાય ને સમુહમાંય આપી શકાય. એટલે જેવા સંયોગો ઊભા થાયને તે પ્રમાણે બધું કરવામાં આવે !

**પ્રશ્નકર્તા :** આપ જ્ઞાન અમુક દિવસે આપો, અમુક ટાઈમે આપો. એનું શું કારણ ?

**દાદાશ્રી :** એ સત્તા મારા હાથમાં નથી. એ તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગાં થાય ત્યારે કાર્ય થાય. હું તો નિમિત્તમાત્ર છું. મારા હાથમાંય સત્તા નથી ને નથી તમારા હાથમાં સત્તા ! બધા સંજોગો ઊભા થશે ત્યારે કાર્ય થશે. હું કર્તા હોત તો કાલે તમને બધાને બેસાડી દઉં કે બધા જ્ઞાનમાં બેસી જાવ. પણ હું કર્તા નથી.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો કે તમારા ઉપર કોઈની સત્તા છે, તમને કોઈ પ્રેરણા આપે છે !

**દાદાશ્રી :** જે સત્તા તમારી પર છે તે સત્તા મારી પર છે. બીજી કોઈ સત્તા નથી. આ દેહની, એ બધાની સત્તા એ મારી સત્તા નથી આ ! કારણ કે હું આનો માલિક જ નથી ને! આ દેહનો માલિક નથી, વાણીનો માલિક નથી, મનનો માલિક નથી. મારી સત્તા જ નથી આ ! મારી સત્તા માત્ર જાણવું ને જોવું, જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદમાં રહેવું અને ધીમે ધીમે નીકળી જવું ! આ તો પઝલમાં સપડાયેલા છીએ. હુંય સપડાયેલો છું ને તમેય સપડાયેલા છો ! પણ તમે અંદરેય બંધાયેલા છો, તે આખો દહાડો તમારે ઉપાધિ ઉપાધિ !! અને હું અંદરથી મુક્ત છું.

## અધ્યાત્મની બંપર લોટરી...

**પ્રશ્નકર્તા :** દર દસ લાખ વર્ષે આ અક્રમ માર્ગ આવે, એમાં જ્ઞાનીની હાજરી હોય અથવા ના પણ હોય એવું બને ખરું ?

**દાદાશ્રી :** જ્ઞાની હોય જ. એ નૈમિત્તિક ગોઠવાયેલા છે. આ બધું

ચોવીસ તીર્થંકરોની, એ બધી ગોઠવણીઓ જ બધી હોય, આ કંઈ નવું બનતું નથી. અને કોઈ કશું કરી શકતો નથી. નિમિત્ત છે આ બધું. કોઈ કોઈને કશું આપી શકતો નથી, લઈ શકતો નથી. નિમિત્તથી બધું તમારું તમને ઉઘાડી આપું. તમારે તમારું ચાખવાનું, કંઈ મારામાંથી આપવાનું નથી. બધાની પાસે છેને પોતાનો માલ ! ફક્ત એ માલ ક્યાં છે, શું છે, એનો ખ્યાલ નથી, એને ભ્રાંતિ છે એની, એ ભ્રાંતિ એની ઊડી જાય, કે કામ થઈ ગયું !

એ માગે છે રિલેટિવ અને હું આપું છું રિલેટિવ ! એમાં હું રિયલી ક્યાં આપું છું ?! અને રિલેટિવ બધું નિમિત્તભાવે છે. પછી ભાંજગડ જ ક્યાં રહી ?! જગત આખું નિમિત્તભાવે છે. પણ એ નિમિત્તભાવે છે, એમ બોલી ના શકે તે વર્તીય ના શકે. અમે નિમિત્ત ભાવમાં જ હોઈએ.

જ્યાં સુધી ધર્મને લોકો સમજે નહીં, આખા જગતના શાસ્ત્રો સમજેને ત્યારે ધર્મને સમજ્યો કહેવાય, પણ મર્મ પામે નહીં. એ સો ટકા મર્મ થાય મહીં ત્યારે જ્ઞાનાર્ક નીકળવાના શરૂ થાય અને સો ટકા જ્ઞાનાર્ક થાય ત્યારે મોક્ષનો એક્સટ્રેક્ટ મલે ! તે આ જ્ઞાનાર્ક તમને આપ્યો છે. નહીં તો તો આ તમારું શું ગજું ?! એક આટલુંય ચાલવાનું શું ગજું ? કે જુઓને, જ્ઞાની પુરુષના આશરે શું ના થાય ?

જ્ઞાની પુરુષ નિમિત્ત છે એટલે એ કર્તા નથી. માટે બધું જ કરી શકે. પોતે કર્તા નથી. નિમિત્ત ભાવે ચાહે સો કરે. આ બધાને મોક્ષમાં બેસાડી દીધાને !

## જગ આપે અજ્ઞાન, જ્ઞાની આપે જ્ઞાન

ભગવાન કોઈને બાંધવા આવતા નથી. આ તો અજ્ઞાનથી બંધાયેલો છે. ને જ્ઞાનથી છૂટે. એક ફેર છૂટ્યો તો ફરી ના બંધાય. અજ્ઞાન એય નિમિત્તથી મળે અને જ્ઞાન એય નિમિત્તથી મળે. 'જ્ઞાની પુરુષ'ના નિમિત્તથી જ્ઞાન પ્રાપ્ત થાય. અમે 'જ્ઞાન'માં જેમ છે તેમ હકીકત જોઈ છે, તે કહીએ છીએ. કોઈ બાપોય બાંધતું નથી. અજ્ઞાન બાંધે છે ને જ્ઞાન છોડાવશે.

અજ્ઞાન બંધાવનાર તો ઠેરઠેર છે. જ્યારે છોડાવનાર જ્ઞાન તો 'જ્ઞાની પુરુષ' ભેગા થઈ જાય તો એ મળે !

જ્ઞાની પુરુષ વગર સેલ્ફનું રિયલાઈઝ કરી શકાય નહીં. અને જ્ઞાની પુરુષ કોને કહેવાય ? આ અજ્ઞાન અને આ જ્ઞાન, પુદ્‌ગલ અને આત્મા બે જુદાં પાડે. તે ભેદવિજ્ઞાની હોય, તેને જ્ઞાની કહેવાય. જુદાં પાડી આપવાની શક્તિ ધરાવતા હોય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન આપી શકાય ?

**દાદાશ્રી :** હા, આપી શકાયને ! જ્ઞાન આપી શકાય. અને અજ્ઞાનેય આપી શકાય. આ જગત અજ્ઞાન આપી રહ્યું છે. જ્યારે જ્ઞાની જ્ઞાન આપી રહ્યા છે. બન્ને આપી શકાય એવી વસ્તુ છે. એટલું છે કે જ્ઞાન અને અજ્ઞાન બન્ને વસ્તુ નૈમિત્તિક છે.

મૂળ જ્ઞાન તો તમારી અંદર ભર્યું પડેલું છે. અમારા નિમિત્તથી એ ઉઘાડ થાય. એટલે નૈમિત્તિક છે. હું તો નિમિત્તમાત્ર છું. આમાં અમારું કર્તાપણું ના હોય. કોઈ બાબતમાં અમે કોઈ ચીજના કર્તા હોઈ શકીએ નહીં. કર્તા હોય તો અમનેય કર્મ બંધાય. જે કર્તા થાય તેને કર્મ બંધાય. આખા જગતના કલ્યાણના નિમિત્ત છીએ ! આ તો જગત કલ્યાણ માટે નીકળ્યું છે આ બધું !!!

**- જય સચ્ચિદાનંદ.**

# સંપર્કસૂત્ર

## દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોનઃ** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | +1 877-505-DADA (3232) | **Australia** | +61 421127947 |
| **U.K.** | +44 330-111-DADA (3232) | **New Zealand** | +64 21 0376434 |
| **Kenya** | +254 722 722 063 | **Singapore** | +65 81129229 |
| **UAE** | +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

# વાસ્તવિકતા વર્ણવે, આપ્તવાણી !

આપ્તવાણીમાં જગતની બધી વાસ્તવિકતાઓ અમે ખુલ્લી કરી છે. આ લોકો માની બેઠાં છે કે 'ઉપર ભગવાન છે ! ને ભગવાન બધું કરે છે !!' આ બધી અણસમજણ છે. આ લોકોનાં મનમાંથી ખોટી માન્યતાઓ બધી કાઢવા માટે અમે આપ્તવાણીમાં બધા જ ચોખ્ખા ફોડ પાડી દીધા છે. કે 'ક્યા આધારે જગત ચાલે છે ? કોણ કરે છે ?' તેટલા માટે આ આપ્તવાણી છે. એ બધી અણસમજણો કાઢી નાખશે અને પછી ચોખ્ખું કહ્યું છે કે 'જેને મોક્ષ જોઈતો હોય તો આવજો અમારી પાસે.' બાકી મોક્ષ કંઈ પુસ્તકમાં અપાય નહીં !!

– દાદાશ્રી

**આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા**

**દાદા ભગવાનના**
**અસીમ જય જયકાર હો**

dadabhagwan.org

ISBN 978-81-89725-76-1

9 788189 725761

Printed in India

Price ₹100